# શ્રી આનન્દ-
# કાવ્ય મહોદધિ.

મૌક્તિક ૮ મું.

પ્રકાશક:-

જે. એસ. જવેરી.

સંઘવી ઋષભકવિપ્રણીત—

# શ્રી કુમારપાલરાસ.

---

સંગ્રાહક અને સંશોધક,

શ્રીસમ્પતવિજય.

(જૈન ગુર્જર સાહિત્યોદ્ધારે ગ્રન્થાંક ૮.)

# શ્રી આનન્દ-કાવ્યમહોદધિ.

(પ્રાચીન-જૈન-કાવ્યસંગ્રહ.)

મૌક્તિક ૮ મું.

---

સંગ્રાહક અને સંશોધક:

મુનિરાજ શ્રીસંપતવિજય.

---

પ્રકાશક:

શેઠ દેવચન્દ લાલભાઇ જૈન પુ૦ ફંડ માટે,

જીવણચંદ સાકરચંદ જવેરી, બમુંઇ.

---



વીર સં૦ ૨૪૫૩. વિક્રમ ૧૯૮૩. ક્રાઈસ્ટ ૧૯૨૭.

પ્રતિ ૧૦૦૦. વેતન રૂા. ૧-૮-૦.

*Published by*

Jivanchand Sakerchand Javeri.

FOR

Sheth Devchand Lalbhai Jain

Pustkoddhar Fund.

AT THE 114.116 JAVERI BAZAR, BOMBAY.



PRINTED BY N. M. VIMAVALA AT
THE GANDIVA PRINTING PRESS
SURAT.

Sheth Devchand Lalbhai Jain Pustakoddhar
Fund Series. No. 70

# THE ÂNAND-KÂVYA-MAHODADHI.

*( A collection of Old Gujrati Poems. )*

## PART VIII.

*Collected and Edited by*

MUNI SHREE SAMPATVIJAY.

*Published by*

JIVANCHAND SAKERCHAND JAVERI.

A TRUSTEE.

*Sold by*

The Librarian

SHETH DEVCHAND LALBHAI J. P. FUND.

*C/o. Sheth Devchand Lalbhai Dharmshala.*

Badekha Chakla Gopipura.

SURAT.



1927.

Rs. 1-8-0

સાહિત્ય-ભંડારો ખોલો તો સાહિત્ય સેવાનું મૂલ અંકાય.

શૈવ-વૈષ્ણવ સાહિત્ય સૂકાયું હતું ત્હારે ગુજરાતી સાહિત્યનો ઓઘ જૈનોએ વહતો રાખ્યો.

જૈનોએ રાસાઓમાં ગાયેલા ઢાલ રાગણી લોલણી વિ૦ દેશજ ઢાલો: પ્રેમાનન્દે એ દેશજ ઢાલોમાં મહાકાવ્યો રચ્યાં.

જૈનોના રાસાઓએ સ્ત્રીચાતુરી વિ૦ની કથાઓ આપી. સામળભટ્ટે એવી કથાઓના મહાગ્રન્થો રચ્યા.

ગુજરાતના બે મહા કવિઓનાં એ જૈન ઋણ.

સરસ્વતીના બંધ છોડો. ભંડારો ખોલી દ્યો. બની શકે તો સકલ ભંડારોને એકત્ર કરી એક મહા જ્ઞાન ભંડાર સ્થાપો.

સુરત. } કવિ ન્હાનાલાલ દલપતરામ.

સં૦ ૧૯૮૦ } જૈન સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખપદેથી.

મુખ્ય સ્થળ:—
૧૧૪/૧૧૬ જવેરી બજાર,
મુંબાઇ નંબર ૨.



કાર્યકારો—

શા. જીવણચંદ સાકરચંદ.
" ગુલાબચંદ દેવચંદ.
" ફુલચંદ કસ્તુરચંદ.
" અમરચંદ કલ્યાણચંદ.
" નેમચંદ અભેચંદ.
" મંછુભાઇ શાકરચંદ.

દ્વિતીય શાખા:—
બડેખાં ચકલો,
ગોપીપુરા–સુરત.

જૈન પુસ્તકોના ભંડારોમાં હું અનેક વખત ગયો છું. એ ભંડારોનું સંભાલથી જતન કરવામાં આવે છે. જૈન ભંડારોમાં હજારો હસ્તલિખિત પ્રતો છે. અમે હિન્દુઓ એથી ઉલટી રીતે એવી પ્રતોનો નાશ થવા દઈએ છીએ. અથવા તો પ્રજાકીય ઉલટ ન હોવાથી વેચી દઈએ છીએ.

બનારસ. તા. ૪-૪-૨૬. } પ્રોફેસર બી. સી. ભટ્ટાચાર્યના ભાષણમાંથી.

# ઉત્તમોત્તમ અંગ્રેજી ગ્રન્થો.

ધી જૈન ફીલોસોફી........................૧—૦—૦

ધી યોગ ફીલોસોફી........................૦—૧૪—૦

ધી કર્મ ફીલોસોફી.......................૦—૧૨—૦

માસ્તર વિજયચંદ મોહનલાલ શાહ.

શેઠ દેવચંદ લાલભાઇ ધર્મશાળા.

બડેખાં ચકલો—સુરત.

જૂના ગુજરાતી સાહિત્યનું ખરૂં ભાન કરાવવા માટે સાહિત્યમાં રસ લેતા અભ્યાસીને જેટલું જૈનેતર વર્ગના આચાર વિચાર અને ધર્મનું જ્ઞાન હોવું જોઈએ તેટલુંજ જૈનોના આચાર, વિચાર તથા ધર્મનું હોવું જોઈએ.

શ્રીયુત કૃષ્ણલાલ મો. ઝવેરી

ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને અતિ ઉપયોગી શ્રી આનંદ કાવ્ય મહોદધિના ઉત્તમોત્તમ મૌક્તિકો.

| અંક: | મૌક્તિક: | વિષય: | મૂલ્ય: |
|---|---|---|---|
| ૩૦. | ૪ થું. | શત્રુંજયરાસ. | ૦-૧૨-૦ |
| ૩૨. | ૫ મું. | હીરસુરિરાસ. | ૦-૧૦-૦ |
| ૪૩. | ૬ ઠું. | રૂપચંદ કુમાર અને નળ દમયંતી રાસ. | ૦-૧૨-૦ |
| ૬૬. | ૭ મું. | ઢોલામારૂણી શકુન ચોપાઈ માધવાનળ વગેરે. | ૧—૮-૦ |
| ૭૦. | ૮ મું. | સદર ગ્રન્થ. | ૧—૮-૦ |

માસ્તર વિજયચંદ મોહનલાલ.
શેઠ દેવચંદ લાલભાઇ ધર્મશાળા.
બડેખાં ચકલો—સુરત.

કાવ્યસાગરમાં વિહરી, કલ્લોલોમાં પછડાઈ, સસ્નેહ અનેક મૌક્તિક એકત્ર કરી, માળા ગુંથી, સજ્જન કંઠ માટે તૈયાર કરી. પણ, માળાને પરિપૂર્ણ રીતે કંઠમાં સજી તે પ્રત્યે અન્યોને આકર્ષવાં, એ કર્તવ્ય રસપ્રજ્ઞોનુંજ છે. જેમ કમલને-કાવ્યને વિકસિત-પ્રકાશમાં આણવાનું કાર્ય તો સૂર્યનું-સુજનોનું-પંડિતોનુંજ છે. વારિ-કવિ કે સંગ્રાહક તો માત્ર કમલ-કવિતાનો પોષ-ઉત્પાદ કે સંગ્રહજ કરી શકે છે.

જીવન.

## ક્રમોલ્લેખ.

# समर्पणपत्रिका.

યોગનિષ્ઠ અધ્યાત્મવેત્તા પરમપૂજ્ય સ્વર્ગસ્થ જૈનાચાર્ય **શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વર.**

પૂર્વાચાર્યોની પ્રાચીન કૃતિઓને પ્રકાશમાં લાવવાની આપની તીવ્ર જિજ્ઞાસા અને અખંડ પ્રયાસો હતા. અધ્યાત્મજ્ઞાન, યોગ, ઉપનિષદ્, ઈતિહાસ આદિ ગૂઢ વિષયો પર આપશ્રીનો અનુરાગ હોઇ આપે ગદ્ય-પદ્ય શતાધિક ગ્રન્થો સંસ્કૃત, પ્રાકૃત હિન્દી ગુજરાતી ભાષામાં શ્રીઅધ્યાત્મજ્ઞાન પ્રકાશક મંડળદ્વારા પ્રકટ કરાવી ભારત વર્ષને અમૂલ્ય વારસો અર્પ્યો છે.

પૂર્વાચાર્યોની કૃતિઓ પ્રકટ કરનાર અમારી આ સંસ્થા પર આપ નિરંતર કૃપાદૃષ્ટિ રાખી અમૂલ્ય સહાય્ય દેતા હતા.

નિષ્કલંક જ્ઞાનમય યોગી પણ સાહિત્યવિલાસી આપના કવિજીવન ઉપરાંત જૈનધર્મ અને જૈન-સાહિત્યોદ્ધારની જવલંત ધગશ આદિ ગુણોથી પ્રેરાઇ આ ગ્રન્થને આપશ્રીના પૂજ્ય નામ સાથે જોડી અમે અર્પાંણે કૃતાર્થ થઇએ છીએ.

મૌન એકાદશી, ૧૯૮૩ } જીવણચંદ સાકરચંદ જવેરી.
મુંબાઇ. } પ્રસિદ્ધકર્ત્તા.

# પ્રવેશક

**૧ આમુખ.** શ્રી **હેમચંદ્રે** (ઇ. સ. ૧૦૮૯–૧૧૭૩) જે દૃષ્ટાન્તોને **અપભ્રંશના** દૃષ્ટાન્તો ગણીને નોંધ્યાં છે અને શ્રી **ગુણરત્ન**-સૂરિના **क्रियारत्नसमुच्चय** નામે ધાતુપાઠ (ઇડર નગરે વિરચિત, વિ. સ. ૧૪૬૬ ઇ. સ. ૧૪૧૦)માં જે રૂપોને **પ્રાકૃત** રૂપો લેખે નોંધ્યાં છે, તે અથવા તેમાંનાં કેટલાંક આપણી દૃષ્ટિને આજે જૂની ગૂજરાતીનાં કે જૂની ગૂજરાતીથી જરાક જ દૂર જેવાં લાગે છે.[૧] તો ઇસવી બારમા અને પંદરમા સૈકા વચ્ચે આરંભાઇ કવિ **પ્રેમાનંદ** અને **સામ**-ળના યુગ લગી ચાલેલા ગૂજરાતી વાઙ્મય પ્રવાહને આપણે **નર્મદ દલપતથી** શરૂ થતા અર્વાચીન પ્રવાહને મુકાબલે જૂનો પ્રવાહ કહી શકિયે. આ બે વચ્ચેનો કવિ **દયારામ** લગીનો **પ્રેમાનંદ સામળ** યુગ, તેને આપણા વાઙ્મયનો આપણે મધ્ય પ્રવાહ કહી શકિયે. ટૂંકામાં, આપણા વાઙ્મય પ્રવાહના યુગ ત્રણ: **નર્મદદલપતથી** મંડાયો તે ત્રીજો યુગ, **પ્રેમાનંદ સામળનો** તે બીજો અર્વાચીન, (અથવા શિષ્ટ—classical ક્લાસિકલ) યુગ, અને તેથી આગળનો તે પ્રથમ યુગ અથવા જૂનો પ્રવાહ.

આ જૂનો પ્રવાહ મુખ્યત્વે બે ફાંટે વહેલો: (૧) જૈન ફાંટો; (૨) જૈનેતર અથવા બ્રાહ્મણ ફાંટો. જૈન ફાંટાનું વાઙ્મય મોટે ભાગે જૈન પ્રજા માટેનું અને જૈન પ્રજાને જ અનુરંજતું હતું. ધર્મ ધર્મ વચ્ચે

---

૧. જુવો રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઇ કૃત જૈન ગુર્જર કવિઓ, પ્રથમ ભાગ, વિભાગ ૩જો, ૪થો, ૫મો, અને ૭મો. વળી પંડિત બેચરદાસ જીવરાજનો નિબંધ—"ગૂજરાતી ભાષા" આનન્દ કાવ્ય મહોદધિ મૌક્તિક ૫, પૃ. ૨૯–૩૦, અને પૃ. ૫૦–૫૨. આ પ્રવેશક આ ગ્રંથ માલામાં પ્રકટ થાય છે, એટલે તેના મૌક્તિકોની સંજ્ઞા માટે અહીં **આo** અને મૌક્તિકનો ક્રમાંક જ હવેથી મુકીશ.

અને એક ધર્મમાં પંથ પંથો વચ્ચે પણ અનુરાગ, અરે દ્વેષ એટલો તો ઉગ્ર હતો, કે વૈષ્ણવ ગ્રાહક પોતાના દરજીને 'શીવ !' શબ્દ બોલીને આજ્ઞા કરવામાં યે પાતક બેસે એમ માનતો. એટલે ખુલ્લું છે કે જૈન ફિલસૂફી, જૈન નીતિવિસ્તાર, જૈન શિલ્પ, અને જૈન વાઙ્મયનો લાભ, જૈન છાંટો પણ ખમી ન શકનાર, જૈનેતર પ્રજાને નજેવોજ મળતોઃ જૈનેતર પ્રજામાંની થોડીક વ્યક્તિઓ ખાસ મેળવવાને મથે તો જ તેમને મળતો. મોઢ વાણિયા જેવી કેટલીક મોટી નાતો આ આખા યુગ દરમિયાન બંને પ્રવાહોનો લાભ લેનારી હતી ખરી; પરંતુ આખા સમાજની દૃષ્ટિએ આવા લઘુ સંઘો અપવાદ જેવા ગણાય. અને છેક હલકી પંક્તિની લક્ષાવધિ પ્રજાની તો વાત જ શી કરવી ! કારીગરો, દુકાનદારો, રાવત, ફેરિયા, મોટલિયા, વણજારા, અને તેથી પણ ઉતરતાં કામમાં લગભગ બધો વખત સમર્પીને જેમતેમ પેટ ભરતા અને દુઃખે આયખું નીગમતા એ સમાજના "શૂદ્રો" ફિલસૂફી, શિલ્પ, શિષ્ટ સાહિત્ય આદિનો શોખ ઓછા જ કરી શકે છે ! બુધ્ધિના ઉદ્રેકથી વા આકસ્મિક સંજોગોમાં આ કોટયવધિ લોકડિયાંમાંથી ક્વચમાં જૈન જૈનેતર કે બેય સંસ્કૃતિઓ ઊગી નીકળતી, તોપણ એવા દાખલા તો છેક જ વિરલ બનતા. આ પ્રકારની પરિસ્થિતિ અને આ રૂપનો યુગ અત્યારે આપણને સમઝવામાં પણ ભાગ્યે આવી શકે એવાં બની ગયાં છે, કેમકે ઇંગ્રેજી અને વિલાયતી સંસ્કૃતિનાં પૂર હિંદમાં વ્હેવા માંડયાં છે ત્યારથી એક મહાન પરિણામ એ સિદ્ધ થતો આવે છે, કે ભાષાનાં અંતર, ધર્મનાં અને પંથનાં અંતર, રીતરીવાજનાં અંતર, અને સેંકડો ગાઉના વિકટ પંથ રૂપ અંતરાયોનાં અંતર ભૂસાતાં ભૂલાતાં જાય છે, અને આખી હિંદી પ્રજા—જૂદીજૂદી દિશામાં વ્હેતી નદીઓ મટીને એક સાગરના જેવા ઐક્યમાં વધતી જાય છે, તથા તેના પેટામાં ગૂજરાત બૃહદ્ ગૂજરાતની ગૂજરાતી ભાષા બોલતી આખી ગૂજરાતી પ્રજા પણ ઐક્યમાં અને પોતાની અસ્મિતામાં વધતી જાય છે. એક

ભાષા બોલનારી પ્રજામાં જે ભાષાનું ઐક્ય છે, તે એક અમર વીર્ય ભર્યું સાત્ત્વિક લક્ષણ છે, એવી સમજ ઊંડી ઉતરતી જાય છે, તેમ તેમ ભાષાસ્મિતાબદ્ધ એ ઐક્યભાવના વધારે બળ પકડતી જાય છે. આપણા અર્વાચીન વાઙ્મયમાં લેખક હવે પોતાના પંથ કે પોતાના ધર્મભાઇઓને માટે જ લખતો નથી; પોતાના ધર્મના પંથના વિષય ઉપર લખતો હોય તથાપિ તે સૌ ગૂજરાતીઓને માટે લખે છે. વાંચનાર પણ લખાણ વિશે કર્તાના પંથ કે ધર્મ ઉપરથી મત નથી બાંધતો. સર રમણભાઇ પ્રાર્થનાસમાજી છે, રા. રા. આનંદશંકર સનાતની છે, રા. રા. ખબરદાર પારસી છે, રા. રા. નર્મદાશંકર દેવશંકર શ્રેયઃ સાધક છે, રા. રા. કરીમ મહમ્મદ મુસ્લિમ છે, પંડિત બેચરદાસ અને રા. રા. મોહનલાલ જૈન છે, સ્વ. તેલીવાળા અને રા. રા. મગનલાલ શાસ્ત્રી વલ્લભી છે, રા. રા. પરંવૂભાઇ આર્યસમાજી છે, અને ગાંધીજી, ન્હાનાલાલ, ઇંદુલાલ યાજ્ઞિક, બટુભાઇ ઉમરવાડિયા, અને કનૈયાલાલ મુનશી જેવા મ્હારી જેમ ધર્મપંથાદિમાં અનિર્વચનીય જેવા છે, તેતે કારણુથી હાલના ઝમાનાનો એક પણ વાંચનાર તેતે કર્તા તર્ફ નથી આકર્ષાતો, કિંવા નથી તે કોઇ કર્તાથી જરાયે વિમુખ થતો. વિષય અને વિષયની માંડણી પ્રમાણે જ આપણે સૌ કૃતિને જોતાં શીખતા જઇયે છિયે. અને જૂના પ્રવાહના વાઙ્મયની કૃતિઓ પોતપોતાને સમયે તેમ છેક ગઇ કાલ લગી ભલે કર્તાના ધર્મભાઇઓ અને પંથભાઇઓમાં જ ફેલાયલી રહી; હવે તો આખી ગૂજરાતી પ્રજા એ બેય ફાંટાના વાઙ્મયને એકસરખું અભિનંદે અને વિચારે, એ જૂદાજૂદા વહેલા ફાંટા એક જ નદીના ફાંટા છે, તથા છૂટાછૂટા વહ્યા તોય પાસેપાસે અને એકબીજા ઉપર કૈં કૈં અસર ઉપજાવતા વહ્યા છે તે તપાસી શકે, એમ લાગે છે. બંને ફાંટાના વાઙ્મયમાંની સંસ્કૃત પ્રાકૃત અને બીજી સમૃદ્ધિઓ અને તેમની અસરો, અથવ દરેક ફાંટાની તેનામાં જ અવનવી ઊપજેલી ખાસિયતો તપાસવાનું પણ હવે જૈન બ્રાહ્મણ પારસી એમ સર્વ ધર્મના અને

પંથના વિદ્યાવ્યાસંગી અને ભાષાભક્ત સાહિત્યરત અભ્યાસીઓ માંડી બેસશે, એવી આશા બંધાય છે. તથા બંને ફાંટામાંની કૃતિઓ વધારે સંખ્યામાં તેમ વધારે શાસ્ત્રીયતાથી સંશોધાઈને પ્રકાશમાં આવતી જાય છે, એટલે આવા સર્વદેશી સમદર્શી તુલનાત્મક ઐતિહાસિક અભ્યાસનાં સાધનો પણ ગૂજરાતમાં વધતાં જાય છે, એ વિદ્વાનોને આનંદનો વિષય છે.

**૨. શ્રી કુમારપાલ રાજાનો રાસ.** જૈન વાઙ્મય પ્રવાહમાંની આ **કુમારપાલ રાજાનો રાસ** એક આવી આકર્ષક ગૂજરાતી પદ્યબદ્ધ કૃતિ છે. એ વિશે કર્તા પોતે કહે છેઃ—

પૂર્વેઈં જે મહાપંડિત હવો, સુરિ સોમસુંદર અભિનવો,
પંચાસમિ પાટિ તે કહ્યા, તપાગચ્છ સિરિ ટીકો થયા. ૫૪

તેહનો શિષ્ય સુપુરુષ કહિવાય, જિનમંડણ નામિ ઉવઝાય,
કુમારપાલ પ્રબંધ જ કર્યો, સુણતાં નરનારી ચિત હર્યો. ૫૫

શાસ્ત્ર સંખ્યા અટત્રીસ, ગ્રંથ કર્યો ગુરુ નામી શીશ,
સંવત ચૌદ બાણુઓ ભલો, કુમારપાલ ગાયો ગુણનીલો. ૫૬

કાવ્ય શ્લોક ગદ્ય જુનાં જેહ, કેતાએક માંહિં આણ્યાં તેહ,
કેતાએક ભાવ ગુરુમુખથી લહ્યા, તે મિં જોડી વિવરી કહ્યા. ૫૭

સોય ગ્રંથ હવડાં વંચાય, મનમાં મ રાખો શંકાય,
તે પ્રબંધમાંહિં જે જસ્યું, ઋષભ કહે મિં આણ્યું તસ્યું. ૫૮

કેતાએક ગંભીર બોલ તિહાં જેહ, રાસમાંહિં મિં જાણ્યા તેહ;
કેતાએક પરંપરાઇ વાત, તે જોડી આણ્યા અવદાત. ૫૯

જિન શાસ્ત્ર અનેરાં ભલાં, તિહાંથી વચન સુણ્યા કેતલા,
રાસ મધ્યે આણ્યા તેહ, આણ્યું નીતિશાસ્ત્ર વલિ જેહ. ૬૦

હેતુ યુક્તિ દૃષ્ટાંતહ જેહ, શાસ્ત્ર અનુસારિ આણ્યા તેહ,
વચન વિરુદ્ધ કહ્યું હોઇ જેહ, મિચ્છાદુક્કડ ભાખું તેહ. ૬૧

કવિત્ત કાવ્ય શ્લોક નં દુહા, કવ્યા કવિ જિઇ આગઇ હુઆ,
સરસ સુકોમલ આણ્યા જેહ, રાસમાંહિ લેઇ આણ્યા તેહ. ૬૨
એણીપરિં બોલ ઘણા મનિ ધરી, રાજઋષીગુણમાલા કરી,*
સિદ્ધ ... ... ... ... ... બ્રહ્મસુતાઇ સાર મુઝ કરી. ૬૩

આ પ્રકાશન વિ. સં. ૧૮૧૫ ની અને વિ. સ. ૧૬૯૨ ની એમ બે પ્રતિ ઉપરથી કર્યું છે; પહેલી પ્રમાણે આખો રાસ છાપ્યો છે, અને બીજીમાંથી પાઠાંતર નોંધ્યા છે. બંને કાર્ય શુદ્ધિ માટે કાળજી પુર્વક થયાં જણાય છે; પણ ખુલ્લું છે કે વિ. સં. ૧૬૯૨ ની પ્રતિ જો સારી અને સંપૂર્ણ હતી અને તે વાપરી શકાય એમ હતું તો તેને જ મુખ્ય ગણીને પુસ્તક તૈયાર કરવાથી જૂની ભાષાના અભ્યાસીને ઘણો વધારે લાભ મળત; કવિ ઋષભદાસને પણ વાંચક વધારે ન્યાય આપી શકત.

**૩. કવિ ઋષભદાસ શ્રાવક.** આપણા જૂના વાઙ્મય પ્રવાહમાંના પૌરાણિક ફાંટામાં જેમ ઘણાખરા કર્તા બ્રાહ્મણો છે, કાયસ્થ, સોની, વાણીઆ, કણબી, "ભગત," અને બીજા વિરલ છે, તેમ તેના જૈન ફાંટામાં ઘણાખરા કર્તાઓ સાધુ થઇ ગયેલા માણસો છે, ગૃહસ્થાશ્રમમાં રહીને કવિ તરીકે કીર્તિ જીતનારા વિરલ છે. યુરોપના મધ્યકાળમાં તેમ આપણા દેશના એ યુગમાં વિદ્યા વિદ્યાવ્યસન અને સર્જન લેખન, ધર્મનાં કર્તવ્યોનો આશ્રમ એક વા બીજે રૂપે ગ્રહણ કરેલો હોય તેવા વર્ગોનાં માણસોને જ સાધ્ય હતાં; એ કુંડાળા બહારના માણસોને હાલના જેવાં સાધ્ય હતાં નહીં, એ સ્પષ્ટ છે. અનેક પ્રકારનાં સાહિત્ય વંચાય ગવાય ભજવાય, અને ટોળેટોળાં તે સાંભળીને રીઝે, એવી વ્યવસ્થાઓ આપણા દેશમાં અનેકવિધ અને એકંદરે સારી હતી. પરંતુ શ્રવણ અને ચિત્તરંજન ઉપરાંત અભ્યાસ અને મનન અને સ્વયં-

* આ રાસ ખંડ ૨ જો, પૃ. ૧૯૮.

ગર્જન વિના સરસ્વતી ઊગતી નથી, અને એવી અનુકૂલતાઓ એ યુગમાં આ અતિન્હાના વર્ગોને જ પૂરતા પ્રમાણમાં હતી. તથાપિ ઋષભદાસ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ કવિ બનનાર વિરલ વ્યક્તિઓ-માંના એક છે, અને એવા જૈન કવિઓમાં એમનું સ્થાન ઘણું ઊંચું નીવડશે એમ સંભવે છે.

ઋષભદાસે આવી ઉચ્ચ પદવી મેળવી તેનાં કારણ—મારા અધીન મતે—બે દેખાય છે. એક તો એ ગર્ભશ્રીમંત હતા, એ કારણ. એમના પિતામહ વિસલનગરના વીશા પોરવાડ મહીરાજે સંઘ કઢાડીને સંઘવી * પદ પ્રાપ્ત કર્યું હતું. આ મહીદાસના પુત્ર સાંગણ † (સંભવે છે કે) ત્યારે બહોળા અને જલ્દી ફળતા વ્હેપારને અર્થે વિસનગર છોડીને ખંભાત બંદર આવી વસ્યા. ત્યાં એમને વેપાર સારી પેઠે ફળ્યો જણાય છે, અને એમણે પણ સંઘ કઢાડ્યો હતો. ઋષભદાસ આ રીતે પોતાના વતન બનેલા ખંભાત બંદરને ઉમંગે વખાણે છે, અને એમનું એ વર્ણન કવિસુલભ અતિશયોક્તિ વિનાનું તેમ અકબર અને જહાંગીરના સમયના ખંભાતના વણિકોનો સારો ચિતાર આપતું હોઇ ઉપયોગી જણાય છે, એટલે કવિના હિતશિક્ષા રાસમાંથી એ પંક્તિઓ ટાકું છું.—

ગુર્જર દેશમાં નગર જ બહુ, હાર ખંભાત આગલે સહુ. ૨
વસે લોક વારુ ધનવંત, પહેરે પટોળાં નર ગુણવંત;
કનકતણા કંદોરા જડ્યા, ત્રણ આંગુલ તે પહોલા ઘડ્યા. ૪
હીરતણા કંદોરો તલે, કનકતણાં માંદલિયાં મલે;
બાંધી ખલખલતી હાથે ખરી, સોવન સાંકલી ગલે ઉતરી. ૫

---

* संघपति—संघवइ–સંઘવીઃ गढपति–गढवइ ગઢવીઃ राजपति-राजवइ—રાજવીઃ ઇત્યાદિ.

† ઋષભદાસ પોતાનાં માતાનું નામ સરૂપા દે જણાવે છે (ભરતબાહુબલિ રાસ).

વડા વ્યવહારી જિહાં દાતાર, શાલુ પાઘડી બાંધે સાર;
લાંબી ગજ ભાખું પાંત્રીશ, બાંધંતા હરખે કર શીશ. ૬

બેરવની એગતાઈ નાંહિ, જીણા ઝંગા પહેરે તે માંહિ;
છટી રેશમી કેડે ભજી, નવ ગજ લાંબી સવા તે ગજી. ૭

ઉપરે ફાલિયું બાંધે કોય, ચાર રૂપૈયાનું તે હોય;
કોઈ પછેડી કોઇ પામરી, ત્રીશ રૂપૈયાની તે ખરી. ૮

પહેરી રેશમી જોડ કમાય, એક શત રૂપૈયે તે થાય;
હાથે બહેરખા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સરગ થકા. ૯

પગે વાણહિ અતિ સુકુમાલ, શ્યામ વરણ સબલી તે જાલ;
તેલ પુષ્પ સુગંધ સનાન, અંગે વિલેપન તિલક ને પાન. ૧૦

એહવા પુરુષ વસે જેણે ઠાય, સ્ત્રીની શોભા કહી નવ જાય;
રૂપે રંભા બહુ શણગાર, નિત્ય ઉઠી વંદે અણગાર. ૧૧

ઇસ્યું નગર તે ત્રંબાવતી, સાયર લહેર જિહાં આવતી;
વાહાણ વખાણ તણા નહીં પાર, હાટે લોક કરે વ્યાપાર. ૧૨

નગર કોટ ને ત્રિપોલિયો, માણકચોક બહુ માણસ મિલ્યો;
વહોરે ફુણી ડોડી શેર, આલે દોકડા તેહના તેર. ૧૩

ભોગી લોક ઇસ્યા જ્યાં વસે, દાન વરે પાછા નવિ ખસે;
પંચાશી જિનના પ્રાસાદ, ઇંદ્રપુરીશું કરતા વાદ. ૧૪

પોષધશાલા જિહાં બહુ તાલ, કરે વખાણ ત્યાં ઋષિ વાચાલ;
પુણ્યવંત પોષધ ધરતાં ત્યાંહિ, સાહામીવત્સલ હોયે પ્રાહિ. ૧૫

એ નગરીની ઉપમા ઘણી, જહાંગીર પાતશાહ જેહનો ધણી;
તે ત્રંબાવતી માંહિ રાસ જોડતાં મુઝ પહોતી આશ. ૧૬

યુગલ સિદ્ધિ અને ઋતુ ચંદ, જુઉ સંવત્સર (૧૬૮૨) ધરિ આનંદ;
૨ ૮ ૬ ૧
માધવ માસ ઉજ્જ્વલ પંચમી, ગુરુવારે ... ... ... ... ... ૧૭

મેં ગાયો હિતશિક્ષા રાસ, બ્રહ્મસુતાએં પૂરી આશ;
શ્રી ગુરુ નામેં અતિ આનંદ, વંદૂં વિજયસેન સૂરીંદ.* ૧૮

ભરતબાહુબળિ રાસમાં કવિ જણાવે છે કે ખંભાતના ખંભનગર, ત્રંબાવતી, ભોગવતી, લીલાવતી, કર્ણાવતી, એમ—

ઇસુ અનૂપમ ગામ, જેહનાં બહુ છે નામ.
વહેલ વરઘોડો વીંજણો, મંદિર જાલિ ભાત,
ભોજન દાલને ચૂડલો એ સાતે ખંભાત.+

ઋષભદાસના હીરવિજયસૂરિ રાસમાંથી મળતી એક બીજી ઐતિહાસિક વિગત અહીંજ આપું છું. હુમાયું પાતશાહની ગૂજરાતસોરઠની ચડાઇને લગતી એ હકીકત હૃદયદ્રાવક છે. એ લ્હડાઈ દરમિયાન લાખો બાન બાંધીને ગુલામગિરીમાં જ્યાં વેચી શકાય ત્યાં વેચી

---

* સદ્‌ગત શા ભીમસી માણેક પ્રકાશિત હિતશિક્ષા રાસ (ઇ. સ. ૧૮૯૫), ઢાળ ઉપાંત્ય. આ (અને આ રાસમાંના બીજાં અવતરણો આવશે તે સર્વની) ભાષા ઋષભદાસના સમયની ભાષા નથી. પ્રકાશકે કાં તો અર્વાચીન પ્રત ઉપરથી રાસ છાપેલો, અગર જૂની ભાષાને અર્વાચીન (અને સામાન્ય વાચકોને માટે) સરલ બનાવીને તે છાપ્યો. આ અવતરણમાંની જ કેટલીક પંક્તિઓ હીરવિજયસૂરિ રાસમાં આવે છે, તે (આ૦ ૫–પૃ. ૩૧૬–૮) વિ. સં. ૧૭૨૪નાં પ્રત પ્રમાણે તેમાં છાપેલી હોવાથી તેમાંની ભાષા જૂની છે, જો કે એ પ્રતિને પણ કવિના સમયથી આશરે અર્ધ સૈકાનું અંતર, અને વળી તે અર્ધ સૈકો એ જ, કે જે દરમિયાન આપણી ભાષાએ પોતાનું હાલનું રૂપ ઝડપથી પ્રકાશ્યું હતું. મ્હારું વક્તવ્ય આ છે કે **પ્રેમાનંદ યુગથી ત્રીસ કે વધારે વર્ષ જૂની કૃતિઓ છાપવાને માટે બનતાં સુધી પ્રેમાનંદયુગ પ્હેલાં લખાયલી પ્રતિઓ મેળવવી જોઇએ.**

\+ આ૦ ૩, પૃ. ૧૦૩–૧૦૫.

નાખવાને માટે ઉત્તર દિશામાં તગડ્યાં. અને તેમાંથી "નવ લખ" એક જણને આપ્યાં,–જાઓ આટલાં "ખુરાસાન" માં વેચીને જે ઊપજે તે નાણું લઈ આવો. હુમાયુંના દરબારીઓમા "ભૈરવ શા" નામે એક શ્રાવક હશે, હીરવિજયના અનેકાનેક ધનાઢ્ય શિષ્યોમાંનો એક; તે "પરધાન" જેવા કોઈ અધિકાર ઉપર પણ હશે એમ જણાય છે; કદાચ (મુઘલ સલ્તનતના જાણીતા [illegible]ધારણ પ્રમાણે) અલવરનો તે વખતનો માંડલિકો શેઠ જ એ ભૈરવશા હશે. આ બાનોને કુદરતી રીતે જ એવા તો [illegible] રાખવામાં આવતાં, કે તેમાંથી રોજ સંખ્યાબંધ મરી પણ જતાં.[1] અલવરમાં એક વખતે હુમાયુંએ કૈં નિમિત્તે ભૈરવશાને પોતાની મ્હોરછાપ સોંપી [illegible] ઉદાર અને જાતીના આશા શ્રાવકે તેનો લાભ લઈને પાતશાહી ફરમાન લખી ઉપર મ્હોરછાપ વગેરે તમામ યથાયોગ્ય સંપૂર્ણતા [illegible]પજાવીને તે ફરમાન પેલા "ખોજ મકામ"ના હાથમાં ધરી દીધું.

તે ફુરમાન દેખાડ્યું ત્યાંહિ રે. ખોજ મકામ બેઠો છે જ્યાંહિ રે. ૮

---

૧ કવિ કહે છે "દસ વીસો." દશ વીશ કે ચાળીશ પચાશ જ જો રોજ મરતાં હતાં, તો ખુરાસાનમાં વેચવા માટે જૂદી પાડેલી અને ભૈરવશાએ છોડવેલી સંખ્યા "નવ લખ" નહીં એક લાખ પણ નહિં, હજાર બે હજારથી વત્તી ભાગ્યે હોય. "નવ લખ" એટલે કવિતામાં "જેનાં લાખે લેખાં થાય" એટલા, અર્થાત્ અસંખ્ય. માળવા ગૂજરાત સોરઠમાંથી પકડેલાં બાનોની સંખ્યાને કવિતામાં "નવ લખ" એટલે અગણિત કહેવી એમાં ઝાઝી અતિશયોક્તિ નથી. આમ હજારો બાન પકડાય એ તો મુસ્લિમ વિજયી સવારીઓનો સૈકાઓથી બનતો રહેલો પરિચિત બનાવ હતો. મુઘલ શહેનશાહતની અકબરશાહથી શરુ થતી જાહોજલાલી તળે પહેલાના મુસ્લિમ સમયની અત્યંત [illegible]ઘોર કેટલીક પાતાલ ઊંડી રેખાઓ છે, તેમાં આ પણ એક ભૂલી ન શકાય એવી છે.

કરી તસલીમ ને ઊભો થાય રે, મસ્તક મૂકી હાથેં સાય રે;
ઊભો રહીને વાંચે ત્યાંહિ રે, નામ હુમાયુંનું લિખિયું માંહિ રે. ૯
મકીમ ! કહ્યા તુમ મેરા કાજે રે, નવ લખ બાંદ ભૈરવકું દીજે રે;
અજર મત કરે તુમ ઇસ ઠોરો રે, દીઠી ઉપરિ અજમુખી મોહોરો રે. ૧૦
મકીમ મુકે ભૈરવને આવે રે, તિહાં વાણીઓ જીવ ચલાવે રે;
કાઢયાં બાંદ તિહાં સૌ રાતિં રે, જાઓ, જાતાં ન રહિસ્યો વાંટિં રે. ૧૨
ઘોટિક પંચસેં ઘરથી આણ્યા રે, આલ્યા તેહને કરમી જાણ્યા રે;
મુકી નારીઓ બંધન કાપી રે, વસ્ત્રેં બાંધી મોહોર તે આપી રે.+૧૩

× × × ×

બસ. હુમાયું સુધીના મુસ્લિમ સમયની એક સિધી રેખા જોઇ લીધી. હવે હુમાયું પછીના મુઘલ સમયની ઉજ્જ્વલ બાજુ જોઇયે. અને તેમ કરવા માટે આપણે મૂલ વિષયને પાછા વળગિયે. ઋષભ ગૃહસ્થ રહીને પણ કવિ થવા પામ્યા તેનું બીજું કારણ સમજવા પ્રયત્ન કરિયે. હિંદના ઇતિહાસમાં અને આખી દુનિયાના રાજાઓના વર્ગમાં અકબરનું સ્થાન કેટલું તો ઊંચું છે તેની નિર્મલ બુદ્ધિના ઇતિહાસકારો પણ હજી યથાયોગ્ય તુલના કરી નથી. સદ્ગત વિન્સેન્ટ સ્મિથ, મોરલાન્ડ આદિ આ ઝમાનાના ઇતિહાસકોની શોધકવૃત્તિએ હવે અકબરના સમયની એટલી તો વિગતો નવેસર ભેગી કરી ગોઠવીને નવા પ્રકાશમાં આણી છે, કે આપણે હવે એ મહાનુભાવનો દુનિયાના મોટામાં

+ શ્રી હીરવિજયસૂરિ રાસ (આ૦ ૫ —પૃ. ૨૭૭–૮૦).

ઘોડા, વાટખર્ચી, આદિ બાનોમાંના કેટલાકે પોતાની શાખ વડે મેળવ્યું હોય, ઘણાને અકબરના મહાજને આપ્યું હોય; બધુંજ એકલા ભૈરવશાએ પૂરૂં પાડયું એમ માનવાની અગત્ય નથી. એ ગમે તેમ હો, લોકવાયકા તો આ બીપણ—કરુણ બનાવ આવી રીતે પરિણમે તેનો બધો જશ ભૈરવશાને એકને જ આપે એ કુદરતી છે.

મોટા રાજાને ટક્કર મારે એવો પ્રભાવ એઇ શકિયે એમ છે. અહીં આ વિષય ઉપર લંબાણ છેક અપ્રસ્તુત, અને પૂરતા લંબાણ વિના આવો વિષય ઠીક મંડાય પણ નહિં, એટલે એટલું જ કહીશ કે

## शिवाजी न होत तो सुनत होत सबकी

એ ઉક્તિ કવિપણાની અતિશયોક્તિ માત્ર છે: અકબર ન હોત તો સુનત હોત સબકી—એ જ હિંદના ઇતિહાસમાં સુદૃઢતર સત્ય છે. સાડાત્રણ સૈકાના ત્રાસથી અને કેરથી છેક ખળભળી ઊઠેલા અને મરવા પડેલા ઉત્તર હિંદને અકબરની ઉદાર રાજનીતિએ ધારણ આપી, નવું લોહી અને નવું વીર્ય ઊપજાવવા જેટલો સમય આપ્યો, અને સમાજ પોતાની સંસ્કૃતિને પાછી ખીલવી શકે એવાં બીજ પણ છૂટે હાથે એણે વાવ્યાં. અકબર જન્મથી જ સાચી ધાર્મિક વૃત્તિ લઇને જન્મ્યો હતો. ધર્મજિજ્ઞાસા એના ચિત્તંત્રની ઊંડામાં ઊંડી પ્યાસ હતી. સંજોગોએ એને રાજા અને રાજાધિરાજ અને એ ઝમાનાનો મોટામાં મોટો સમ્રાટ બનાવ્યો, તો આ ધર્મપિપાસા છીપવવાને કોઇ એકેંદ્રિય સાધુ કરે એવા પ્રયત્નો કોઇ મહારાજા પોતાની બધી સત્તા વગ અને લક્ષ્મી વાપરીને કરી શકે તે પ્રકારે આ રાજર્ષિએ પોતાની વય અને સત્તાના મધ્યાહ્નમાં વર્ષો લગી કર્યા. મુસ્લિમ સંઘની ઘોર ઝનૂનને પણ આ નીડર મર્દે લેખવી જ નહીં. રાજા એટલે લોકપાલ, કાલકારણ બની નવો, પ્રજાને સુખદ બલપ્રદ કાળ ઊપજાવવા મથે તે રાજા પદને સાર્થક બનાવનાર રાજા, એ હિંદુ સંસ્કૃતિની નમૂનેદાર રાજા માટેની ભાવનાને એણે સાચા ઊમળકાથી વધાવી લીધી, અને હિંદુ મુસ્લિમના ઊંડા વિરોધોને કાળે કરીને શમાવી શકે એવી રાજનીતિ જ એણે ઉદાર અદ્વિતીય દક્ષતાથી સર્જી. આ પ્રયાસો દરમિયાન એક વખત એના જોવામાં એક મોટો વરઘોડો આવ્યો, તેની વિલક્ષણતા ઉપરથી અકબરે પૂછપરછ કરી, અને એને કહેવામાં આવ્યું કે એ વરઘોડો આગ્રાના જૈન સંઘે ચંપા નામે શ્રાવિકાને માન આપવાને કહાડ્યો

હતો, કેમ કે ચંપાએ છમાસી ઉપવાસનું વિરલ પુણ્યતપ કર્યું હતું. લાગટ છમાસ લગી માણસ અન્ન વગર રહી શકે એ અકબરને સંભવિત લાગ્યું નહીં; તેણે એ બાઇને ઘણા માન સાથે પણ પૂરા બંદોબસ્તથી એક માસ રાખી, અને તે વચન પ્રમાણે જ વર્તે છે એમ તેની ખાતરી થતાં, * તથા આ પ્રસંગ દરમિયાન જિનધર્મના સિદ્ધાન્તો મન્તવ્યો રીત રીવાજો આદિ વિશે પણ તેના સાંભળવામાં આવતાં, અકબર જેવી વૃત્તિવાળા માણસને તો એક નવા સ્વતંત્ર અને વિશાલોદાર જ્ઞાનસ્થાન અને અનુભવસંચયની ભાળ મળી. જૈન ધર્મના તે સમયે ઉત્તમોત્તમ ગુરુ કોણ હતા તે શોધી કહાડતાં અકબરને વાર લાગી નહિં. અને આ પ્રમાણે અકબરનો હીરવિજયસૂરિ અને તેજસ્વી જિનભક્તો સાથેનો સમાગમ આરંભાયો.

હેમાચાર્ય અને તેમના સહાયકોએ ગુર્જરમંડલમાં × સંસ્કૃતિ

---

* શ્રી જિનવિજયજી: જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય (૧૯૨૬): રાસસાર વિભાગ, પૃ. ૧૦૬.

× આપણા દેશને ગૂજરાત નામ મુસ્લિમ અમલ પ્હેલાં ન્હોતું. આનર્ત્ત અને સૌરાષ્ટ્ર એ આપણા દેશના બે અંગોનાં જૂનામાં જૂના નામ. સૌરાષ્ટ્રમાંથી સોરઠ નામ થયું. આખા દ્વીપકલ્પને કાઠીવાડ—**काठेवाड**—કાઠિયાવાડ નામ આપી, સોરઠ નામ તેના દક્ષિણ પેટાભાગને માટે સંકોચનાર મરાઠાઓ હતા. આનર્ત્ત શબ્દનોજ અપભ્રંશ થઇને લાટ શબ્દ થયો જણાય છે. હેમાચાર્ય અને સિદ્ધરાજના સમયના આનર્ત્ત, લાટ, સૌરાષ્ટ્ર આદિ ચૌલુક્ય રાજ્યના વિભાગોને માટે એકઠું ગુર્જર મંડલ નામ જ ઘટે. આ વિષયના એકથી વધારે અંશ હજી સંદિગ્ધ છે. જુવો—A. S. Altekar નો A History of Important Ancient Towns and Cities in Gujarat and Kathiawad (1926) એ મુંબાઇ યુનિવર્સિટીનો ઇનામી નિબંધ (છૂટો છાપેલો

અને વિદ્યાનો એક બલવાન મોજો ઉત્પન્ન કર્યો હતો.[1] એ મોજા દરમિયાન આપણી પ્રજામાં સાહિત્ય વિદ્યા આદિ જોરથી ફેલાયાં હતાં, અને નવાં પણ ઊપજ્યાં હતાં, પરંતુ એ સર્જક યુગનું આયુષ્ય ટૂંકું નીવડ્યું અને એ યુગ દરમિયાન થયેલું અને આરંભાયલું ઘણું ખરું પાછું ધૂળ તળે દટાયું. થોડું ઘણું કજળતું કજળતું પણ ઊગર્યું અને નામશેષ રહ્યું તેનું કારણ અમદાવાદ પરિષદ વખતે મેં મ્હારા વ્યાખ્યાનમાં સૂચવેલું તે હતું, કે અમદાવાદના સુલતાન વંશની નીતિ ઉગ્ર મુસ્લિમ નીતિ હતી નહીં હિંદમાંની મુસ્લિમ ગાદીઓ દેહલીના તખ્તથી જેમ દૂર આવેલી, તેમ તે ગાદીને ટકાવનાર મુસ્લિમ બલ ઓછાં આછાં અને તેમ તે ગાદીપતિઓને પોતાની ગાદી ટકાવવાને લોકપાલ વધારે પ્રમાણમાં થવું પડેલું: પોતાની નીતિમાં પ્રજાના આગ્રહોને અને પ્રજાની રુચીઓને વિશેષ વજન આપવું પડેલું. વળી ગુજરાતના તખ્તની લક્ષ્મી અને જાહોજલાલી તો મુખ્યત્વે અવલંબે દરિયાપારના વેપાર ઉપર; અને એ વ્હેપારની કલા હિકમતો તમામમાં હિંદુઓની આપુકી હાકમી: ખાસ કરીને જૈનોની.

---

તેમ Indian Antiquary ના ૫૩ મા અને ૫૪ મા વાલ્યુમોમાં.)

આનર્ત લાટ અને સોરઠ વચ્ચેનો ઐક્યભાવ મુસ્લિમ યુગે જ સાધ્યો છે; ગૂજરાતમાં મુસ્લિમ યુગ બે: અમદાવાદના સુલતાનોનો તે પ્હેલો, મુઘલ સલ્તનતનો તે બીજો. કચ્છ, ઈડર, આદિ જે જે પ્રદેશ અમદાવાદી સુલતાનો અને મુઘલ પાતશાહોના "વિષય" માં રાજ્યસત્તા આણી શકેલી નહીં, તેમનું ગૂજરાત સાથેનું ઐક્ય આજે પણ આછું છે.

૧. ગુર્જરમંડલની સંસ્કૃતિમાં જે યુગના શિખર રૂપે શ્રી હેમાચાર્ય વિરાજે છે, તે પ્હેલાના સંસ્કૃતિયુગો વિશે પંડિત સુખલાલ, પંડિત બહેચરદાસ અને મુનિ જિનવિજય હાલમાં જે અભ્યાસો અને સંશોધનો કરી રહ્યા છે, તે ઉપરથી થોડાજ સમયમાં પુષ્કળ માહિતી મળી જશે એમ ધારું છું.

મહાન અકબરની રાજનીતિ અને અકબર હીરવિજયના સમાગમનું એક મહામોટું ફલ એ આવ્યું કે ગૂજરાતી સંસ્કૃતિના જૈન ફાંટામાં બીજો બલવાન મોજો ઉત્પન્ન થયો અને આખા દેશમાં ફેલાઇ દેશના સીમાડાઓથી આગળ પણ રેલાયો. ઋષભદાસ ગૃહસ્થ રહીને પણ કવિ થયા કારણ કે તેઓ ગર્ભશ્રીમંત હતા. પોતે જ કહે છે:

"સકલ પદારથ મુઝ ઘરિ મિંલ્યા, થિર થઇ લછી રે નારય

પણ ઋષભદાસ કવિ થયા તેનું વધારે મોટું અને સજીવન કારણ તો આ કે એમને આ નવા મોજાનો લાભ મળ્યો. મોજો જોરમાં હતો તે સમયમાં એ પાકયા, વળી તેની સાથે એમનો અંગત સંબંધ નિકટ અને કુટુમ્બીનો હતો.

મુઝ આંગણિ સહઇકાર જ ફલીઉ, શ્રીગુરૂનામ પસાઇજી,
જે રષિ મુનીવરમાં અતીમોટો, વીજઇસેન સુરિરાયજી. ૫૩.

મુઝ અંગણિ સહિકાર જ ફલીઉં, શ્રીગુરૂચર્ણ પસાઇજી. આંચલી.

જેણઈ અકબર નૃપ તણી શભામાં, જીત્યુ વાદવીચારી જી,
શઇવ શન્યાસી પંડીત પોઢા. સોય ગયા ત્યાહા હારીજી. ૫૪ મુઝ૦

જાજઇકાર હુઉ જિનશાશન, સુરી નામ સવાઈ જી;
શાહી અકબર મુખ્ય એ થાપ્યુ, તો જગમાહિ વડાઇ જી. ૫૫ મુઝ૦

તાસ પટિ ઊગ્યુ એક દીનકર, સીલવંતમાં સુરો જી;
વીજયદેવ સુરી નાંમ કહાવઇ, ગુણ છત્રીસે પુરો જી. ૫૬ મુઝ૦

તપાતણો જેણઇ ગછ અજુઆલ્યુ, લુધનઇમ્હાં સોભાગી જી,
જસ સિરિ ગુરૂ એહેવા જઈવંતો, પ્રુણ્યપરાશ તસ જાગી જી.*૫૭ મુઝ૦

---

* વ્રતવિચાર રાસ, વિ. સં. ૧૬૬૦: પ્રતિ ૧૬૭૯ની, કવિએ પોતે લખેલી (જૈન ગૂર્જર કવિઓમાં રા. રા. મોહનલાલે છાપેલા પ્રમાણે જ ઉપર છાપ્યું છે)

હીરવિજય-શિષ્ય વિજયસેન; (વિ. સં. ૧૬૦૪–૧૬૭૨) તેના શિષ્ય વિજયદેવ; (૧૬૩૪–૧૭૧૩) અને વિજયદેવની સાથે ૧૬૭૨-૧૬૭૪ એ ત્રણ વર્ષ તપાગચ્છના આચાર્ય વિજયતિલક. આ વિજયદેવ અને વિજયતિલક બંનેના શિષ્ય ઋષભદાસ. †

ઋષભદાસને પોતાને સંસ્કૃત પ્રાકૃત આદિ સાહિત્યનું સારું જ્ઞાન હતું એમ એમની કૃતિઓ જ સાબીત કરે છે, રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઇ એમની સંખ્યાબંધ કૃતિઓ જણાવે છે, અને "જૈન ગુર્જર કવિઓ પ્રથમ ભાગ" એ ગ્રંથમાં એમણે ઋષભદાસની સરાર કૃતિઓમાંથી ઉતારા પણ ટાંકયા છે. આ આનંદકાવ્યમહોદધિ મૌક્તિકોમાં પણ એમની આ પ્હેલાં હીરવિજયસૂરીશ્વર રાસ અને બીજી કૃતિઓ પ્રકટ થઇ ચુકેલી છે. એમની લગભગ દરેક રચનામાં એમણે રચ્યાસાલ આપી છે તે ઉપરથી જાણવામાં આવે છે કે એમની કૃતિઓ વિ. સં. ૧૬૬૫-૬૬થી ૧૬૯૦ લગીમાં થયેલી છે, હીરવિજય સૂરિ વિ. સ. ૧૬૫૨ના આખરમાં સદ્ગત થયા એટલે તેમની સાથે પણ ઋષભદાસ નો બાલ વયમાં પ્રત્યક્ષ પરિચય સંભવે છે; અને તેમના મુખ્ય શિષ્ય વિજયસેન સૂરિ (વિ. સં. ૧૬૦૪), જેને અકબરે હીર–સવાઇ એ નામે પ્રખ્યાત કર્યા, તથા એ વિજયસેનના મુખ્ય શિષ્ય તપસ્વી વિજયદેવ સૂરિ (૧૬૩૪–૧૭૧૩), જેમને જહાંગીર મહાતપા કહેતા, તેમનો તો આપણા કવિને આખો જન્મારો ગાઢ પરિચય હતો. વળી સત્તરમી

---

† વધુ વિગત માટે જુવો રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઇનો શ્રાવક કવિ ઋષભદાસ એ નિબંધ (સુરત પરિષદ્‌ના અહેવાલ અને નિબંધ સંગ્રહમાં તેમ "જૈન યુગ" નામે જૈન શ્વેતાંબર કોન્ફરન્સના માસિકમાં).

આ નિબંધને સુધારી વધારીને કર્તાએ આ મૌક્તિક માટે ફરી લખી આપેલો જુવો આ જ પુસ્તકમાં.

સદીના ઉત્તરાર્ધના જાણીતા જૈન કવિઓ–**સંઘવિજય** (સિંહાસન બત્રીશીનાં કર્તા), **ગુણવિજય** (કર્મચંદ્ર વંશાવલિ પ્રબંધના કર્તા), **હેમવિજય ગણિ** (કમલવિજય રાસના કર્તા), **નયસુંદર** (નલદમયંતી ચરિત્રના કર્તા), કનકસુંદર (સગાલશા રાસના કર્તા), **સમયસુંદર** (નલદવદંતી રાસ અને વસ્તુપાલ તેજપાલ રાસના કર્તા), આદિમાંથી કેટલાક ઋષભદાસની સાથે સારી પેઠે સંબંધમાં આવેલા હશે. અને ઋષભદાસ પોતાના આગળ થઇ ગયેલા જૈન કવિઓમાંથી **લાવણ્ય** સમય (વિમલ પ્રબંધ આદિના કર્તાઃ–જ. ૧૫૨૧ છેલ્લી મળી આવેલી કૃતિ ૧૫૮૯ની છે), **લીંબો**, **ઓીમો**, તથા એ પહેલાંના **દેપાલ** વગેરેને સંમાનપૂર્વક સ્મરે છે. કુટુંબ મોટું તથાપિ સંસ્કારી અને ધર્મ તથા સાહિત્ય–રત હતું અને વળી તે સમયના ઉત્તમ સાધુઓ અને પુરુષોની સત્સંગતિમાં રહેનારું, એટલે ગર્ભશ્રીમંત ઋષભદાસે વ્હેપાર અને કુટુંબવ્યવસ્થાનો ભાર સુપાત્ર માણસો અને લાયક કુટુમ્બીઓ ઉપર રાખીને પોતાનું આયુષ્ય ધર્માચાર અને પઠન પાઠન લેખનમાં જ મોટે ભાગે ગાળેલું હશે એવો તર્ક એમના વિશે યોગ્ય જણાય છે. એમની કૃતિઓમાંનાં એકથી વધારે એમના જ હસ્તાક્ષરમાં પણ મળી આવે છે.

**૪. આ રાસ વિશે એકબે મુદ્દા.**—જૈન સાહિત્યમાં રાસને નામે ગણાતી કૃતિઓની સંખ્યા મોટી છે, અને તેમાંથી હજી થોડી જ પ્રસિદ્ધિમાં આવેલી છે, એટલે આ જાતની રચનાનાં સામાન્ય લક્ષણો બાંધવાનું કાર્ય અત્યારે થઇ શકે એમ નથી. પરંતુ કવિની પોતાની પ્રતિજ્ઞા ઉપર ૨જી કલમમાં આવેલી છે તે પ્રમાણે જ એમણે આ અને પોતાના બીજા રાસો રચેલા છે. કથાભાગ કે વસ્તુ ગૌણ છે; નીતિના અમારિ (અહિંસા), શીલ, દાન, તપ આદિ જે સિદ્ધાન્તો ઉપર જૈન ધર્મ ખાસ ભાર મૂકે છે, તેનો બોધ કરવો અને જિન મતનો મહિમા ગાવો, એ જ આ રાસનો પ્રધાન વિષય છે. પોતાનું કવન વિસ્તારવામાં જૈન કવિઓ પોતપોતાની વિદ્યા રુચિ આદિ પ્રમાણે આગલા ગ્રંથો,

સુભાષિતો, લોકસાહિત્ય વગેરેનો છૂટથી ઉપયોગ કરે છે. એક બે દાખલા જોઇએ.

જ્ઞાની નર સઘલે પૂજાય, નરપતિ નિજ નગરે જ મનાય;
જ્ઞાની ભલો નર જોહુ કુરૂપ, કોણ જુવે કોયલનું રૂપ.—૪
કોયલ રૂપ સ્વર મધુરો જેહ, તપસ્વી રૂપ ક્ષમા કહેહ;
પતિવ્રતા* નારીનું રૂપ, કુરૂપને વિદ્યા જ સુરૂપ.—૫
અધિકું રૂપ તે વિદ્યા કહી, ગુપ્ત ધન તે વિદ્યા સહી;
યશ સુખની દેનારી એહ, વાટે બાંધવ સરિખી જેહ.—૬
વિદ્યા રાજભવને પૂજાય, વિદ્યાહીન અજ પશુઆ ગાય;
લક્ષ્મી પણ જુગ × તો શોભતી, જો ઉપર બેઠી સરસ્વતી.—૭
નાણા ઉપર અક્ષર નહિં, તે નાણું નવિ ચાલે કહિં;
જિહાં અક્ષર તેહાં મહત્ત્વ તે બહુ, ઉત્તમ અંગને પૂજે સહુ.—૮ +

અહીં વિદ્યા વિશેનાં જાણીતાં સુભાષિતો ભેગાં કરીને છેલ્લી કડીમાં કવિએ પોતાના વ્હેપાર અને શરાફીના અનુભવને, લીસા અને સુવાચ્ય છાપ વાળા સિક્કા વચ્ચેના ભેદનો દાખલો આપી, સાથે વણી લીધો છે. "ઉત્તમ અંગને" એટલે સિક્કા ઉપરના પાતશાહ કે રાજ્યકર્તાના ટાંકાને એવો અર્થ પણ હોય. કુમારપાળ રાસ ખંડ ૧ લામાં પૃ. ૩૭ મે ખંભાતમાં પોતાના સમયમાં પ્રચલિત સિક્કાઓની યાદી કવિએ આપેલી છે.

---

* પાતિવ્રત્ય. × જગતમાં.

\+ હિતશિક્ષા રાસ, ઢાલ ૧. ભાષા માટે જુવો પૃ. ૧૦ તળેનું ટિપ્પણ્જ.

ભક્તિ રૂપ ધનના ગુણુ લોકપ્રિય રાહના પદમાં ગાયા છે તે જુવોઃ—

(રાગ વસંત—"નાહલો નિરગુણુ રે")

જિન તુઝ નામ નિધાન રે, એ ધન કોઇ ન ખાય;
દેહડી જલતાં સાથિં આવઈ, વિણસી કિમઇ ન જાય.—જિ૦ ૫૧

ચોર ન ચોરઈ અગનિ ન જાલઇ, ધૂરત કોઇ ન ધૂતારઈ;
વાટિઇ વહઈતાં વિઘન ન થાઇ, ધૂતઈ કહી ન હારઇ.—જિ૦ ૫૨

એ ધન ખાતાં કહીઇ ન ખૂટઇ, વણજ કરિ નવિ જાઇ;
કુવસન પડતાં એ નવિ વિણસઇ, રૂસી ન લીઇ રાઇ.—જિ૦ ૫૩

ચાડતણું ઇહાં કહીઈ ન ચાલઈ, યોગી ઘાત ન ઘાલઇ;
સુરનર કિંનર અસુર વિદ્યાધર, એ ધનસું ન વિચાલઇ.—જિ૦ ૫૪

એ ધનનું હેર નવિ થાઇ, લૂંટા સોય ન લૂંટાઈ;
સાયરજલ પ્રભવઇ નઈ એહેને, અનર્થ કોઈ ન ઉઠઇ.—જિ૦ ૫૫

એ ધનથી પેલું ધન આવઇ, રાજ ઋદ્ધિ સુખ ભોગ;
કુમારપાલ નૃપ એણીપરિ ચિંતઇ, પુણ્ય સકલ સંયોગ.—જિ૦*૫૬

સિદ્ધરાજની ચિતા બળે છે ત્યાં કવિ વિલપે છે:—

(રાગ રામગિરિ: "રામ ભણુ હરિ ઉઠીઇ"—એ દેશી)

સોનાવરણી રે ચહઇ બલઇ, રૂપાવરણી તે ધુંહ રે,
કુમકુમવરણી રે દેહડી, અગનિ પરજાલીઅ તેહ રે.—૨૯ મા૦

માન મ કરસ્યો રે માનવી, કિસ્યો કાયાનો તે ગર્વ રે,
સુરનર કિંનર રાજિઆ, અંતિ મૃત્તિકા સર્વ રે.—૩૦ મા૦

---

* પ્રથમ ખંડ પૃ. ૧૦૫.

જે સિરિ રચી રચી બાંધતા, સાલૂ ......... તે પાગ રે,
તે નર પોઢયા રે પાખરઇં, ચાંચ દિઇ સિરિ કાગ રે.—૩૧ મા૦
જે નર ગંજી રે બોલતા, ÷ × × ×
× ÷ × × × × × ×
જેસંગ સરિખો રે રાજિઓ, બાલી કર્યો તિહાં રાખ રે.—૩૯+મા૦

નરસિંહ મ્હેતાથી યે ક્યાંય જૂના આ લોકરચિત પરંપરાપ્રાપ્ત સ્મશાનવિલાપમાં ઋષભદાસની પોતાની એક માત્રા પણ હશે ખરી ?

બીજે છેડેથી વિચારમાં પડી જઇયે એવા દાખલા ઊતારું. બ્રાહ્મણ પ્રતિનિધિ દેવબોધિ સમસ્યાઓ પુછે છે અને જૈન પ્રતિનિધિ હેમાચાર્ય કુમારપાલની રાજસભામાં તેના ઉત્તર આપે છે (પૃ. ૧૮૧–૧૮૧: અઢાર સમસ્યાઓ આપી છે). તે વાંચતાં આપણને એમ લાગે છે કે આ શું આપણે સામળભટ્ટને તો નથી વાંચતા ? આમ બીજે પણ અનેક સ્થળે લાગ્યા વગર ન રહે એટલી એ બેની સમાનતા જણાય છે. ઋષભદાસના ઘણા દૂહા ચઉપઇ અને ખાસ કરીને કવિત્ત સામળનાં લઢણને અને સામળની શબ્દરચનાને એટલાં તો મળતાં આવે છે કે અકબરે હીરવિજય શિષ્યને હીરસવાઇ કહ્યા હતા તેમ સામળને ઋષભસવાઇ કહેવાનું આપણને મન થઇ જાય છે. માત્ર ઋષભની કૃતિઓમાં જે લોકપ્રિય ઢાળોનાં મીઠાં અસરકારક પદો જોવામાં આવે છે તે એની કવિત્વ પદ્ધતિનો અંશ સામળમાં નથી.

પુસ્તકો વગરના અને વાંચતાં આવડે નહીં એવા શ્રોતાઓને માટે રચાયલાં સાહિત્યમાં હોમર મહાભારત કે જાતકમાલાથી માંડીને સામળ લગી કે આજે પણ ગામડાના ભાટચારણો અને કથકો લગી કેટલાંક લક્ષણ સર્વસામાન્ય હોવાનાં જ. આગળ આગળથી એ લક્ષણો જે જરાતરા ફેરફાર સાથે ચાલ્યાં આવે, તે આગળ આગળ

× પૃ. ૧૪૭–૮.

જરાતરા ફેરફાર સાથે ઊતર્યાં જાય. અને વર્ણનોમાં ઉપમાઓ અને રૂપકોથી માંડીને જ્ઞાનનાં સૂત્રો કહેવતો અને ઉખાણાં, રસનાં ટપકાં, હાસ્યના ટુચકા, ચાતુર્યના નમૂના, સૂત્રશૈલીમાં સમાવેલાં સરવૈયાં, લોકપ્રિય કથાનકો ચમત્કૃતિઓ અને તાજુબીઓ, પટ અને ગુંથણીમાં ફેરફાર સાથે, પરંતુ તત્ત્વદૃષ્ટિએ જોતાં એ ને એ મા અને એ ને એ બાપની સંતતિ, સૈકાઓ સુધી સાહિત્યવાડીમાં ઊગે અને કરમાય અને પાછાં ઊગે. સૈકાઓ લગીઃ જ્યાંસુધી પ્રજાનું આખું એ માનસ ફરી ન જાય ત્યાંસુધી. તથાપિ જ્યાં વિચારમાલા કે દૃષ્ટિ ઉપરાંત શબ્દરચના અને દૃષ્ટાંતો લગભગ એક ને એક બે કવિઓમાં એક આખા બંધમાં અથવા તો બંધના એક આખા અંશમાં જોવામાં આવે, ત્યાં સંભવે છે કે પાછલા કવિએ આગલાનું જ પોતાનું કરી લીધેલું. ઋષભદાસનું કેટલુંક જેમ આગલા કવિઓની કૃતિઓમાંથી અને આગલાં સુભાષિતો પદો આદિના અનુવાદ જ છે, તેમ ઋષભ પછીના આપણા કવિઓમાં કેટલુંક ઋષભનું જ એમણે લીધેલું છે. અને ઋષભ તો આપણે જોયું તેમ પોતાની પ્રતિજ્ઞામાં સ્પષ્ટ સ્વીકારે છે કે હા, મેં તેમ કર્યું છે; એ મ્હારું એક કર્તવ્ય જ હતું. સામળ પણ એવો સ્વીકાર કરે છે.× છાપખાનાં થતાં, પુસ્તકો સુલભ થતાં, અને નિરક્ષર શ્રોતા વર્ગને સ્થાને વાંચનાર વર્ગ આવતાં, આપણા નવા યુ-

---

× "કવયિતા સહુતણો પરતાપ." "સેવક સહુ કવયિતા તણો."

—નંદ બત્રીસી.

"કવિ કીધા લક્ષકોટિધા, મયા કરો માગું મતી"

—રાવણ મંદોદરી સંવાદ.

"દાસ સૌ કવિજન તણો."

—વેતાલ પચીશી.

"સંસ્કૃત માંહિથી સોધિયું પ્રાકૃત કેરું પુરાણ." "સામળભટ્ટ કવિએ કરો, વેદ પુરાણો છાપ." (અથવા—"પ્રાકૃત કીધું પૂર")

ગમાં રચનાઓના કર્તૃત્વ વિશેના આપણા ખયાલ વધારે સ્ફુટ અને સ્પષ્ટરેખ થતા ગયા છે, અને હવે આપણે કોઈ પણ કર્તા કને ઋષભ અને સામળના જેવા એક સામાન્ય ગોળગોળ સ્વીકાર ઉપરાંત ખંડે ખંડમાં, કડીએ કડીમાં, જેનું જેટલું લીધું હોય તેનો ચોકખો ઋણુ-સ્વીકાર માગિયે છિયે. કર્તૃત્વ અને ઋણુસ્વીકાર વિશેનાં આ આપણાં નવાં ધોરણ દલપતરામ જેવા કવિને લાગુ પાડી શકાય ખરાં? કે એમને મોટે ભાગે તો આ બાબતમાં દયારામ લગીના યુગની જ એક વ્યક્તિ ગણવા ઘટે? આ મ્હને તો લાગે છે કે, એવો સવાલ છે કે જે વિશે થોડો ઘણો મતભેદ સ્થાને છે. નીચેની પંક્તિઓ વિચારો.

પહઇલુ સુખ જે જાતિ નર્યા, બીજુ સુખ જે ઘરિ દીકરા;
ત્રીજુ સુખ જે રણવણ * વરા, ચઉથુ સુખ જે પોતઇ ઘર.
પાંચમુ સુખ જે ભગતિ નારિ, છટ્ઠુ સુખ જે ઉઠ્ઠુ બારિ;
સાતમુ સુખ જે અંગણિ જૂત, પુણ્યઈ એમ લહઈ ઘર સૂત્ર.
પહઇલુ સુખ જે ન જાઈગામી, બીજુ સુખ જે વસઈ ઠામિ;
ત્રીજુ સુખ જે માનઇ ભૂપ, ચઉથુ સુખ જે રૂપ સરૂપ.
પાંચમુ સુખ ઈચ્છાઇ રમઇ, છટ્ઠુ સુખ વેલાઇ જમઈ;
કવિ કહઈ સાતમુ સુખ એ ગમઇ, સકલ લોક ઘર આવી નમઇ.

આમાંની પ્હેલી ચાર દલપત કાવ્ય કે જૂની વાંચનમાળામાંથી

---

(ટિપ્પણ આગલે પાનેથી ચાલુ)

"શાસ્ત્ર સકલની શાખ."

"બ્રાહ્મણ ભાટ કે ચારણાં (કે) અન્ય કવચિતા હોય,
સેવક હું સહુકોતણો, ખોડ મ દેસ્યો કોય.
જેહની બુદ્ધ દીધી શારદા, જેહની સાંભળી ક્ષાત,
તેહનું સંસ્કૃત શોધિયું, તેહની વખાણી વાત." વગેરે, વગેરે.

—સિંહાસન બત્રીશી.

* ઋણુ વિના.

ઊતારી નથી; આ રાસમાંની જ એ આઠે પંક્તિ છેઃ જુવો ખંડ ૨ જો, પૃ. ૧૩૧.

આ રાસનો આરંભથી માંડીને સિદ્ધરાજનું મૃત્યુ થતાં કુમારપાળ આવીને ગાદીએ બેસે છે ત્યાં લગીનો ભાગ સુશ્લિષ્ટ છે. કુમારપાળના પ્રવાસવર્ણન અને ઠેકાણે ઠેકાણેના એના અનુભવોના વર્ણનથી કૃતિમાં એટલે સુધી પૂરતા વૈવિધ્ય વાળી એકતા આવે છે. એમાં પણ જૈન શ્રોતાઓને ગમે એવો બોધ જ પ્રધાન છે, પરંતુ પછીના ભાગમાં તો એ બોધ જૈનેતર વાંચનારને જરા કંટાળો આવે એવો થઇ જાય છે. વળી અસમ્ભવિત ચમત્કારો (miracles) ઠેકાણે ઠેકાણે આવે છે તે અર્વાચીન વાંચનારે કર્તાના સમયના અભણ લોકના જ નહીં અભણ વિદ્વાન તમામ પ્રજાના માનસચિત્ર લેખે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી ગણવાના છે. આજે આપણા સુશિક્ષિત વર્ગમાં યે ચમત્કારો વિશે આપણું માનસ એક જ ધોરણે વર્તતું છે નહીં. કૃષ્ણચરિત્રમાંના ચમત્કારો આપણે કરારે ગળિયે છિયે, દશમસ્કંધ કે સુદામાચરિત્ર જેવાં કાવ્યોમાં આપણને એવા ચમત્કારોના વર્ણનમાં અસંભવદોષ અને તેથી કાવ્યત્વહાનિ નથી લાગતાં; ત્યારે જૈન પ્રબંધ કે રાસમાં સોમનાથનું લિંગ ફાટે, તેમાંથી નીકળી શંકર પોતે કહે કે "સાચો ધર્મ શ્રી હેમાચાર્ય જે કહે તે" અને કુમારપાલ રાજાનો સંશય આ પ્રમાણે ટળે છે, એવું વર્ણન આપણે સહી શકતા નથી. આ વિશે જો એવો પક્ષવાદ કરવામાં આવે કે જૈનેતર કાવ્યોમાં આવાં વર્ણન અસંભવિત પણ એક વાર તો સંભવિત લાગી જાય એવી ખૂબીથી થયાં હોય છે, તો એ બચાવ પણ લૂલો છે. કેમકે દશમસ્કંધ જેવા ઉત્તમ કાવ્યમાં પણ એકથી વધુ સ્થળે જરાયે ખૂબી હોતી નથી, અસંભવ નર્યો અને નાગા અસંભવ રૂપે જ કથાયેલો હોય છે, એ નિર્વિવાદ છે. કલાશાસ્ત્રમાં આ જ ખરું છે, કે કૂબડું પણ પરિચયથી સહ્ય બને છે, અને ગમે તેવા પટુકરણને પણ સુપરિચિત થઇ ગયેલું કૂબડું—ગંદાં બાલ-

કાંઈ જેમ ખૂંચતું નથી. અને આ ને આ વાત જૂદે રૂપે કહેવામાં આવે કે શ્રીકૃષ્ણ ઉપરની ભક્તિના પૂરમાં એ બધું તણાઇ જાય છે તે જણાતું પણ નથી, તો એ જ બચાવનો લાભ જૈન સાહિત્યને પણ મળવો ઘટે છે.

ગઝનીના સુલતાને ન્હડી આવી ઘેરો ઘાલ્યો અને કુમારપાલને લાગ્યું કે 'મુવા તો!'–ત્યારે જૈન ધર્મરક્ષક લોકોત્તર શક્તિ સુલતાન ઊંઘતો હોય છે ને એનો ઢોલિયો ઉપાડીને આણે છે કુમારપાલના શયનભવનમાં. અને મળસ્કે જાગતાં જ સુલતાનને ઉલટું એમ થાય છે કે 'માર્યા તો!' તથા તે બીચારો જેમ તેમ ખડ ઉપર ડોકું રાખીને આવા ચમત્કારિક વિભ્રમમાંથી છૂટવા માટે નમી પડે છે, પોતાના મુલક અને પોતાની પ્રજામાં અમારિ પ્રવર્ત્તાવવાનું વચન આપે છે, અને કુમારપાલનો માંડલિક બનીને વદાય થાય છે. આવાં વર્ણન અસંભવ-દોષના જૂદા પ્રકારના દાખલા છે. અગસ્ત્ય મહર્ષિના વચન માત્રથી પાનેતરમાં ઘૂમટો કહાડીને બેઠેલો છોકરો, મહર્ષિ "આ કન્યાદાન હું સ્વીકારું છું" એમ બોલતાં જ, છોકરો મટી કન્યા બની જાય છે, એવી પ્રજાની કાવ્યસૃષ્ટિમાં ઝનૂની મુસ્લિમ પણ દયાધ્રન જૈન બને, એમાં મ્હારા જેવા અપક્ષ તોળાટને તો જરાયે વિચિત્ર નથી લાગતું. બ્રાહ્મણ અને જૈન એક લોહીની પ્રજા છે એક વાતાવરણનાં બાલક છે, શક્તિઓ તેમ અશક્તિઓમાં, રુચિઓ તેમ અરુચિઓમાં, સમાન છે, અને બ્રાહ્મણ સાહિત્યમાં વસિષ્ઠ વિશ્વામિત્ર અગસ્ત્યાદિને દેવો, દેવાધિદેવ, કુદરતના નિયત ધર્મ, અને કર્મચક્ર પણ પ્રસંગ પ્રમાણે નમે, તો જૈન વિચારમિનારમાં જેઓ ઋષિમહર્ષિના સમાનશીલ છે, તેઓને કુદરતની અને તેથી પણ મહત્તર હોય એવી બધી જ શક્તિઓ જૈન સાહિત્યમાં શા માટે ન નમે!

**૫. જૂનું વાઙ્મય.** જૈન સાહિત્યમાં દોષો નથી એમ મ્હારો દાવો નથી. બ્રાહ્મણ સાહિત્યમાં નથી એવા દોષો જૈન સાહિત્યમાં છે

એવા પક્ષવાદ સામે જ મ્હારી દલીલ છે. વળી દોષદૃષ્ટિની પ્રવૃત્તિનો સાચો આશય એક જ ઘટે: સાહિત્યના નવા સર્જનને એવા દોષોથી બનતાં સુધી મુક્ત રાખવાનો. દોષને વિશે દોષત્વપ્રતીતિ ના થાય, દોષને વિશે પણ ગુણત્વપ્રતીતિ થાય, તો એવા અસમંજસ વાતાવરણમાં ઉદ્‌ભવતી નવી સાહિત્યસૃષ્ટિ પણ એવા દોષોથી કલંકિત જ બન્યા કરે. નવા થવાના જૈન સાહિત્યને, નવા થવાના જૈનેતર સાહિત્યના જેટલું જ, દોષકલંકોથી જેમ બને તેમ વિમુક્ત સ્રજવું ઘટે, એ વાત તો સૌ સ્વીકારે. પરંતુ નવું સાહિત્ય—જૈન કે જૈનેતર—આ નિબંધની વિચારણામાં પ્રસ્તુત વિષય છે જ નહીં. આપણી વિચારણા જૂના, અને મોટે ભાગે કાંતો અપ્રકટ કાંતો પ્રકટ તથાપિ અજ્ઞાત જેવા સાહિત્યને માટે જ છે. આવા સાહિત્યને અજ્ઞાનમાંથી જાણીતું અને હસ્તલિખિત પ્રતિઓ રૂપ જ છે તેને મુદ્રાંકિત બનાવવું એજ આપણો વિષય છે. અને આમાં જૈન જૈનેતરનો ભેદ એક અસ્થાને છે. જૂના જૈનેતર સાહિત્યના રક્ષણ સંશોધન પ્રકાશન અને ગુણાનુરાગ ગુજરાતી ભાષાપંડિતોને જેટલા પ્રિય છે, તેટલાં જ પ્રિય તે ભાષાપંડિતોને જૂના જૈન સાહિત્યના રક્ષણ સંશોધન પ્રકાશન અને ગુણાનુરાગ પણ થવાં જોઇએ. જૈન વાઙ્મયની સાહિત્ય દૃષ્ટિએ ઉત્તમ કૃતિઓ ભલે ઓછી હોય; જે ઉત્તમ કૃતિઓ હોય તે ગુણવત્તામાં બ્રાહ્મણ વાઙ્મયની ઉત્તમ કૃતિઓથી ભલે ઊતરતી હોય. ગુજરાતી ભાષા અને સાહિત્યનો ક્રમિક ઐતિહાસિક વિકાસ સમજવામાં ઊંચી ઊતરતી જેટલી હોય તેટલી સર્વે જૂની કૃતિઓ કીંમતી છે. જે છે તે એ. માણસ નવાં માબાપ પેદા કરી શકતો નથી, તેમ પાછલા સમયનું વાઙ્મય નષ્ટ થયું કે તેની જગા બીજા કશાથી પૂરી જ શકતો નથી જે છે તે એ. અને અત્યાર લગી ચાલી રહ્યું છે તેવું દુર્લક્ષ હજી પણ બીજા બેત્રણ દાયકા ચાલ્યા કરશે, તો ઇ. સ. ૧૮૫૦–૯૦ લગી જેટલું હતું તેટલું ૧૮૯૦–૧૯૦૦ લગી રહ્યું નહીં, અને ૧૯૦૦ થી ૧૯૨૫ ની

વચમાં પણ આપણા ચાલુ દુર્લક્ષને લીધે કેટલુંક વધારે નહતું થયું, અથવા તો ૧૯૦૦ લગી હતું પણ હવે નથી એ દશાને પામ્યું. તે પ્રમાણે જ બીજા ત્રીશ ચાળીશ વર્ષમાં પણ થવાનું. તો આ ટૂંકા પ્રવેશક * ના ગુજરાતી ભાષાપંડિતોને "જુગલ કર જોડ" આજીજી આટલી જ કે—કાલ–અજગરે બે ય પગ તો ગળ્યા છે એવી હાલ-બેહાલ આ બીચારી સરસ્વતીના રક્ષણ માટે તેમણે નલાખ્યાનમાંનું પારધિકૃત્ય કરવાને બનતા વેગે ધાવું.

પૂણા, તા. ૩ માર્ચ ૧૯૨૭.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

---

* આ પ્રવેશક નિમિત્તે જૈન સાહિત્યની એક લઘુ સેવા કરવાનો પ્રસંગ આપવા માટે રા. રા. જીવનચંદ સાકરચંદ ઝવેરીનો આભારી છું.

**કવિવર ઋષભદાસ.**

કર્તાઃ—રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈ.

# કવિવર ઋષભદાસ

[શ્રાવક કવિ ઋષભદાસ એ મથાળાનો એક નિબંધ તા. ૧૦-૫-૧૫નો સુરતની પંચમ ગૂજરાતી સાહિત્ય પરિષદમાં મોકલ્યો હતો કે જે તે પરિષદના અહેવાલમાં અને જૈન શ્વે. કૉન્ફરન્સ હેરલ્ડના સને ૧૯૧૫ના ખાસ ઐતિહાસિક અંક (૭-૯ અંક) માં પૃ. ૩૭૪થી ૪૦૧ સુધીમાં પ્રગટ થયો છે, તે લખાયે આઠ વર્ષ થયાં તે દરમ્યાન કેટલીક હકીકતો ઉપલબ્ધ થઇ છે તે ઉમેરી આખો નિબંધ ઠીકઠીક કરી અત્રે મૂકવામાં આવે છે:]

## ૧—કવિસમય.

૧—કવિશ્રી પ્રેમાનંદની પૂર્વે-વિ. સ. સત્તરમા સૈકાના પ્રારંભમાંજ થયેલા એક સમર્થ જૈન શ્રાવક કવિ ઋષભદાસનો પરિચય કરાવવા માટે ઉઘુક્ત થયો છું. તેઓ ખંભાતનિવાસી હતા અને તેમણે ખંભાતમાંજ રહી અનેક ગૂજરાતી કાવ્ય-કૃતિઓ-રાસાઓ રચી ગૂજરાતી સાહિત્યમાં સમૃદ્ધ ફાળો આપી વિશિષ્ટ સ્થાન મેળવ્યું છે.

૨—પ્રથમ તેમનો સમય વિચારતાં જન્મ સંવત્ કવિએ પોતાના કોઇપણ ગ્રંથમાં આપેલ ન હોવાથી અને મરણ સંવત્ બીજા સાધનથી મળી શકે તેમ ન હોવાથી અનુમાનપ્રમાણથી કામ લઇશું. તેમની પહેલી મોટી કૃતિ વ્રતવિચારરાસ સં. ૧૬૬૬ માં રચાયેલી છે. તેમાં સરસ્વતીની સ્તુતિ પ્રારંભે કરતાં પોતે જણાવે છે કે જેવું જોઇએ તેવું પિંગલ અને વ્યાકરણનું જ્ઞાન પોતાને નથી:—

> પીંગલ ભેદ ન ઓલખું, વિગતિં નહી વ્યાકર્ણ,
> મુર્ખમંડણ માંનવી, હું સેવું તુઝ ચર્ણ.

૩—આમ કહી પોતાની નિરભિમાની વૃત્તિ અને દીનતા આ

કવિએ જણાવી છે. (કુમારપાલ રાસમાં પણ આજ વાત મૂકી છે. પૃ. ૧ કડી ૭) કવિ માટે પિંગલ અને વ્યાકરણનો સારો અભ્યાસ આવશ્યક ગણાય;[1] આ કવિએ પોતાના આ પ્રથમ પ્રયાસમાં તે બાબતનો પ્રથમ ઉલ્લેખ કર્યો.

૪—આ પ્રથમ કૃતિના અંતે પોતાની ગૃહસ્થ સ્થિતિનું પણ વર્ણન ટૂંકમાં કરેલું છે કેઃ—

સુંદર ઘણારે દીસઇ શોભતા, બહુની બાંધવ જોડ્ય,
બાલક દીસઇ રે રમતાં બારણઇ, કુટુંબ તણી કંઇ કોડ્ય.
ચ્યવરી મહઇષી રે દીસઇ દૂઝતાં, સુર તરૂ ફલીઉરે બાર્ય,
સકલ પદારથ મુઝ ઘરિ મિં લહ્યા, થિર થઇ લછી રે નાર્ય.
મહન મનોરથ માહારઇ જે હતો, તે ફલિઉ સહી આજ,
શ્રીજિનધર્મ નિં પાસ પસાઉલઇ, મુજ સીધાં સહી આજ.

૫—એટલે પોતે બ્હેન ભાઇની જોડવાળો, બાલકોનો પિતા, બ્હોળા કુટુંબવાળો, ગાય ભેંસનાં દૂઝણાં જેને ઘેર હતાં એવો, લક્ષ્મીવંતા રહી સુખી ગૃહસ્થાશ્રમ સેવતા હતા. તે પરથી સં. ૧૬૬૬માં તેમની ઉંમર ઓછામાં ઓછી ૨૫ વર્ષની ગણીએ તો સં. ૧૬૪૧ની આસપાસ તેમનો જન્મ થયો હોવો જોઇએ એમ સહેજે અનુમાન થઇ શકે.

૬—તેમની છેલ્લી કૃતિ સં. ૧૬૮૮ ની રોહિણીઆ રાસ મળી આવે છે. ત્યાર પછી થોડાં વર્ષો પોતે વિદ્યમાન રહી વૃદ્ધાવસ્થા ધર્મ-ક્રિયામાં ગાળી હોય તો તે સંભવિત છે. ઉક્ત કૃતિમાં વિજયાનંદસૂરિના

---

૧ કવિ દલપતરામ પોતાની પિંગલમાં જણાવે છે કે

પિંગલ પાઠ પઢ્યા વિના, કાવ્ય કરે કવિ કોય,
વળી વ્યાકરણ વિના વદે વાણી વિમલ ન વ હોય.

પોતે શ્રાવક હતા એમ જણાવે છે. તે સૂરિ સં. ૧૬૭૬ માં આચાર્ય પદ પામ્યા પછી સં. ૧૭૧૧ માં ખંભાતમાંજ સ્વર્ગસ્થ થયા.

૭. આ કવિ સં. ૧૭૦૦ સુધી વિદ્યમાન રહ્યા એમ ગણીએ તો તેમનું આયુષ્ય લગભગ ૬૦ વર્ષ પ્રાયઃ ગણાય. તેમનો કવનકાળ તો સં. ૧૬૬૬ થી ૧૬૮૮ સુધીના ૨૨ વર્ષનો નિશ્ચિતજ છે. કવિના આયુષ્યકાલ દરમ્યાનજ કવિવર સમયસુંદરનો કવન-કાળ છે અને તત્કાલીન સ્થિતિ શું હતી તે સંબંધી ઉક્ત 'કવિવર સમયસુંદર' સંબંધીના મારા નિબંધમાં જોઇ શકાશે. (જૈન સાહિત્ય-સંશોધક ખંડ ૨ અંક ૩-૪, તથા આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૭ મું પ્રસ્તાવના.) મુખ્યત્વે કરી ઋષભદાસ પોતાની કૃતિઓમાં જહાંગીર (ખુરમ) પાતશાહનો ઉલ્લેખ કરે છે. તેના સમયની સ્થિતિ તપાસીશું.

## ૨. જહાંગીર બાદશાહના રાજ્યની શાંતિ.

૮. દિલ્લીપતિ જહાંગીર બાદશાહ (રાજ્યકાળ ઇ. સ. ૧૬૦૫થી ઇ. સ. ૧૬૨૭) ના રાજ્યની સીમા આગ્રાથી પંજાબ અને કાશ્મીર સુધી અને માળવાથી ગૂજરાત સુધીની હતી.

૯. "અકબર અને જહાંગીરની રાજકીય નીતિ ઘણાક વિષયોમાં મળતી આવે છે. હિંદુ અને મુસલમાન બંનેને સરખા હક આપવામાં, બંને ઉપર એકજ સરખી રાજનીતિ ચલાવવામાં બંને એક સરખા મત ધરાવતા હતા; પરંતુ અકબરનું એવું ધારવું હતું કે, હિંદુ, મુસલમાન બંનેને એકજ પંક્તિ પર મુકવા માટે, તેમના ધર્મને ઉત્તેજન આપવા અર્થે, માણસે પોતાનો ધાર્મિક જુસ્સો અને ધાર્મિક લાગણીઓને સમાવી દેવી જોઇએ અને ધાર્મિક ભાવનાથી ખીલતા આત્મિક રંગને આછો કરી નાંખવો જોઇએ. અકબરને દરેક ધર્મ ઉપર આસ્થા હતી; જ્યારે જહાંગીર એમ સમજતો હતો કે કોઇ પણ માણસ પોતાના ધર્મમાં રહીને, તેમાં પૂર્ણ માન્યતા રાખીને પોતાના

ધર્મની ક્રિયાઓ પાળીને પણ પારકા ધર્મવાળા તરફ માનની લાગણીથી જોઈ શકે છે.

૧૦. "અકબરનો અમલ ઘણોજ સુલેહભરેલો હતો, તેનું મુખ્ય કારણ એ હતું કે તેણે બળ અને કળાથી પોતાની હિંદુ પ્રજાનાં મન મેળવી લીધાં હતાં. દેશી સંસ્થાનો સાથે લગ્નનો સંબંધ વધારી તેમની વિદ્યા અને તેમના ધર્મ પ્રત્યે પ્રેમભાવના બતાવી, તેમના પર પૂર્ણ ભરૂસો રાખી, તેમને મોટા મોટા હોદ્દાઓ આપી તેમનો અતિ ઉપયોગી પ્રેમ સંપાદન કરી, તેમને રાજ્યમાં મદદગાર કરી લીધા હતા. જહાંગીરે રાજ્યાભિષેક થયા પછી પોતાના પિતાના પગલેજ ચાલવાનો નિશ્ચય કર્યો હતો મરણપર્યંત તે નિશ્ચય તેણે પાળ્યો પણ ખરો.

૧૧. "જહાંગીરને નાનપણથી વિદ્યા તરફ ઘણો પ્રેમ હતો. જહાંગીરના સમયમાં જાદરૂપ (વિજયદેવસૂરિ!) નામે એક વિદ્વાન જતી ઉજ્જન પાસે આવેલી એક ઉજ્જડ પહાડની ગુફામાં રહેતો હતો. અહિંઆ ત્રણ માઇલ સુધી સ્વારી જઇ શકે તેવું સ્થાન નહોતું, છતાં પણ જહાંગીર વારંવાર પગે ચાલી તેની પાસે જતો અને તેની સાથે વાદવિવાદ કરવામાં પોતાનો અમૂલ્ય વખત ગુજારતો. તે જ્યારે જાદરૂપનું વર્ણન કરે છે ત્યારે તેના શબ્દો બતાવી આપે છે કે તે જાદરૂપ પ્રત્યે શુદ્ધ અંતઃકરણનો ભાવ રાખતો. છ છ કલાક સુધી તેની સોબતમાં જહાંગીર રહ્યો છે.

"જહાંગીરનો અદલ ન્યાય, તેનો પ્રજા તરફનો પ્રેમ અને તેમના કલ્યાણાર્થે લેવામાં આવતા ઉપાયોમાં મહાન્ અકબર સિવાય કોઇપણ રાજા તેની બરોબરી કરી શકે તેમ નથી."

—જહાંગીર અને તુઝક જહાંગીર

[વસંત—શ્રાવણ ૧૯૬]

૧૨. ટુંકમાં અકબર બાદશાહના વખતમાં ગુજરાત સર્વતઃ જીતાયું, અને શાંતિ ફેલાઇને જહાંગીરના વખતમાં લગભગ જામી ગઇ

હતી. આવા વખતમાં કાવ્યધારા ઉછળે એ સ્વાભાવિક છે એમ ઘણાનો મત છે.[1] તો અત્ર જણાવવું યોગ્ય થઇ પડશે કે કવિ ઋષભદાસ ખંભાતમાં રહીને આટલી બધી સંખ્યાબંધ કાવ્યકૃતિઓ કરી શક્યા એ શાંતિનું ચિન્હ સૂચવે છે. આના સમયમાં અનેક જૈન કવિઓ નામે નયસુંદર, સમયસુંદર આદિ મહાકવિઓ તેમજ બીજા નાના કવિઓ અનેક થઇ ગયા છે અને આખો સત્તરમો સૈકો લઇએ તો પુષ્કળ મળી આવે તેમ છે.[2]

## ૩. મૂળ ગામ-ખંભાત.

૧૩. કવિ ઋષભદાસ પોતાના નિવાસસ્થાન-વતન તરીકે ખંભાત જણાવીને જ અટકતા નથી, પરંતુ પોતાની લગભગ બધી કૃતિઓમાં તેનું સુંદર વર્ણન આપે છે. શ્રેણિક રાસ, તેમજ હિતશિક્ષા રાસ, ભરતેશ્વર રાસ, બાહુબલિ રાસ, હીરવિજય સૂરિ રાસ અને મલ્લિનાથ રાસ એ સર્વમાં તેનું વર્ણન ન્યૂનાધિકતા સહિત લગભગ એક સરખું આવે છે, અને તે ઐતિહાસિક દ્રષ્ટિએ ઉપયોગી હોવાથી અત્રે તેનો ઉલ્લેખ કરવો યોગ્ય થશે.

(૧) તપન તરપોલીઉં કોટ બુરજિં ભજ્યો,
સાયર લહઇરિં બહુ વહાણ આવઇ,

---

૧—જો કે જર્મન ફિલસૂફ 'નીશે' નો મત જૂદો છે કે યુદ્ધના—મહાન્ કલહના પ્રસંગોમાં પ્રતિભાશાળી રચનાઓ બને છે અને ખરા કવિઓ પ્રકટે છે.

૨—જુઓ (૧) જૈન રાસમાળા પ્ર૦ મનઃસુખલાલ કિ. મહેતા (૨) મારી તે પર પૂરવણી (૩) મારો 'જૈનગૂર્જર કવિઓ ભાગ ૧ લો—એ ત્રણેના પ્રકાશક જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ—પાયધુની. મુંબઇ.

વસત વિવહારીઆ, કનકકોડે ભર્યાં,
ઉઠિ પરભાતિ જિનમંદિર જાવઇ,
શ્રીઅ દેવગુરૂતણા ગુણહી ગાવઇ—
પ્રવર પ્રાસાદ પંચ્યાસીઅ પ્રણમીઇ
પોશાલ બહઇતાલીસ દીસઇ,
ગોચરી સુગમ તે સાધનિં અહીકણિં,
અહીંઅ રહતાં મુની મનહી હીસઇ,
તેહ જાણો તુમ્હો વિસાજ વીસઇ—
પૌષધ પ્રાસાદ ચ્યાપાર પાસહ સહી,
શાક પાસઇ લીઇ સ્વાદ રમીઆ,
ઉત્તમ કહઇ તેહ જગમાંહ ધના સહી,
જેઅ ત્રંબાવતી માંહિ વસીઆ
શાસ્ત્ર સુણવા નર જેઅ રસીઆ—
—શ્રેણિકરાસ સં. ૧૬૮૨.

૧૪. હીરવિજયસૂરિ–હિતશિક્ષા–મલ્લિનાથ રાસમાં લાંબું વર્ણન નીચે પ્રમાણે છે:—

(૨) ગુરૂ નામિં મુઝ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ,
સકલ નગર નગરીમાંહિ જોય. ત્રંબાવતી તે અધિકી હોય.
સકલ દેશ તણો શિણગાર, ગુજ્જર દેસ નર પંડિત સાર.
ગુજ્જર દેશના ૪ પંડિત બહૂ, ખંભાયતિ અગલિ હારઇ સહૂ.
જિહાં વિવેક વિચાર અપાર, વસઇ લોક જિહાં વર્ણ અઢાર,
ઓલખાઇ જિહાં વરણાવરણ, સાધુ પુરૂષનાં પૂજઇ ચરણ.

---

૪–૮ આને બદલે મુદ્રિત હિતશિક્ષાના રાસમાં જોડણી સુધારી જે શબ્દો આપ્યા છે તે જવા દઇએ તો પાઠાંતર આ પ્રમાણે આપ્યા છે:—૪ નગરજ

વસઇ લોક વારૂ ધનવંત, પહિરઈ પટાલાં નારિ ગુણવંત,
કનક તણા કંદોરા જડયા, ત્રિણ્ય આંગલે તે પુહુલા ઘડયા.

હીર તણા કદોરા તલઇ, કનક તણાં માદલીઆં મલઇ,
૫ રૂપક સંકલિઊં બી ખરી, સોવન સાંકલી ગલિ ઊતરી.

વડા ૬ વાણીઆ જિહાં દાતાર, સાલૂ પાઘડી બાંધી સાર.
લાંબી ગજ બાંખું પાંત્રીસ, વાધંતા હરખઇ કર સીસ.

બઇરવની એગતાઇ જ્યાંહિ, ઝીણા ઝગા પહિર્યા તે માંહિં,
છટી રેસમી ૭ કહિહિં બજી, નવ ગજ લંબ સવા તે ગજી,

ઊપરિ ફાલીઉં બાંધઇ કોઇ, ચ્યાર રૂપઇઆનું તે જોઇ,
કોઇ પછેવડી કોઇ પાંમરી, ૮ સાઠિ રૂપઇઆની તે ખરી.

પહિરિ રેશમી જોદ કબાય, એક શત રૂપ આ તે થાઇ,
હાથે બહિરખા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સ્વર્ગ થકા. ૪૯

પગે વાણુંદી અતિ સુકુમાલ, સ્યામ વર્ણ સબલી તે જાલ,
તેલ ફૂલ સુગંધ સનાંન. અંગિ વિલેપન તિલક નિ પાંન. ૫૦

એહવા પુરૂપ વસિં જેણિ ઠાહિ, સ્ત્રીની શોભા કહી ન જાય,
રૂપિં રંભા બહુ શિણગાર, ફરી ઉત્તર નાપઇ ભરતાર. ૫૧

અસ્યું નગર તે ત્રંબાવતી, સાયર લહિરિ જિહાં આવતી,
વાહાંણ વષારિ તણો નહિ પાર, હાટે લોક કરિં વ્યાપાર. ૫૨

નગરકોટ નિ ત્રપોલીઉં, માંણિકચોક બહુ માંણસ મલ્યું,
વોહોરઇ ફુંલી ઉડી સેર, આલઇ દોકડા તેહના તેર. ૫૩

---

૫ બાંધી ખલખલતી હાથે ખરી, ૬ વ્યવહારી ૭ ત્રીજી, ૮ નિત્ય ઉઠી વંદે અણગાર.

ગુરૂવારિં મિ કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહોતી આસ,
શ્રી ગુરૂનામિં અતી આનંદ, વંદો વિજયાનંદ સૂરિંદ. ૬૧

—[1]હીરવિજયસૂરિ રાસ. રચ્યા સં. ૧૬૮૫.

૧૫. આ રીતે ખંભાત સંબંધી વર્ણન પ્રાપ્ત કર્યા પછી ભરત-બાહુબલિના રાસમાં જૂદીજ રીતે વર્ણન કર્યું છે તે જોઈએ:—

ધનાશ્રી.

(૩) જિહાં બહુ માનવનો વાસેં, પહોંચે બહુ મનની આશો;
ભૂખ્યો કો નવિ જાય, ઘેરે ઘોડા ગજ ગાય. ૧
મંદિર મોટાં છે આંહિ, બહુ ઋદ્ધિ દીસે છે ત્યાંહિ;
ઈંદ્રિ સરીખા તે લોકો, કરતા પાત્રનો પોષો. ૨
ઘર ઘર સુંદર નારી, દેખી રંભા એ હારી;
વસે વ્યવહારીઆ બહોળા, પહોંચે મન તણા ડોહળા. ૩
વાહાણ વખાર વ્યાપારી, વૃષભ વહેલ તે સારી;
સાયર તણાં જળ કાળાં, આવે મોતી પરવાળાં. ૪
નગર ત્રંબાવતી સારો, દુખિયા નરનો આધારો;
નિજ પુર મુકીએ આવે, તે અહીં બહુ ધન પાવે. ૫
ઇસ્યુ અનૂપમ ગામ, જેહનાં બહુ છે નામ;
ત્રંબાવતી પિણ કહિયેં, ખંભનગર પિણ લહિયેં. ૬

---

૧ આ રાસની હસ્તલિખિત પ્રત સંવત્ ૧૭૨૪ ના ભાદ્રવા શુદિ ૮ શુક્રવારની મુનિ સુરવિજયે સાદડી નગરમાં લખેલી પ્રાપ્ત થઇ છે તેમાંથી અક્ષરશઃ આ ઉલ્લેખ મૂકેલો છે. આથી પ્રાચીન જોડણી સમજી શકાશે. અને ખને ષ તરીકે મૂકાતો, ને અને એવા એકારાંત શબ્દો ઇકારાંત તરીકે મૂકાતા હતા. કડીનો નંબર પણ તેમાં છે તે પ્રમાણે મૂક્યો છે.

**ભો**ગાવતી પિણ હોય, નગર **લી**લાવતી જોય;
**કર્ણા**વતી પિણ જાણું, ગઢ મઢ મંદિર વખાણું. ૭
નગર ચોરાસી ચહુટાં, શોભંત હાટ તે મોટાં;
ઝવેરી પારખ સારા, બેસે દોસી દંતારા. ૮
વિવિધ વ્યાપારિયા નિરખો, જોઇ ત્રપોળિયો હરખો;
મોટી માંડવી પુરજો, દાણચોરી તિહાં વર્જો. ૯
નગરી (નાં) લોક વિવેકી, પાપ તણી મતિ છેકી;
પૂજે જિનવર પાય, સાધુ તણા ગુણ ગાય. ૧૦
નહી કોઇને વિખવાદ, પંચ્યાસી જિન પ્રાસાદ;
મોટી પોષધશાળ, સંખ્યા તેહની બેતાળ. ૧૧
બહુ હરી મંદિર જોય, અહીં પટ દર્શન હોય;
**નહી કોઇને રાગદ્વેષ, વસતા લોક અનેક** ૧૨

દુહા.

નાત અનેક પુરમાં વસે, નહીં નિંદાની વાત,
બહુ ધન ધાન્યે તે ભરી, વસ્તુ અનૂપમ સાત. ૧
વહેલ વરઘોડા વીંઝણા, મંદિર જાલિ ભાત,
ભોજન દાળ ને ચૂડલા, એ સાતે **ખં**ભાત. ૨
બહુ વસ્તિથી દીપતું, અમરાપુર તે હોય,
**શાહ જહાંગીર**જ પાતશાહ, નાથ નગરનો જોય. ૩
નગર ભલું ત્રંબાવતી, દિન દિન ચઢતો વાસ,
**ઋ**ષભ કહે તિહાં જોડીઓ, **ભ**રતેશ્વરનો રાસ. ૪

-**ભ**રતબહુબલિ રાસ રચ્યા સં. ૧૬૭૮ મૈ. ૩ પૃ. ૧૦૩-૧૦૫

૧૬. આ નિબંધ મૂળ લખાયો ત્યારે એટલે સન ૧૯૧૫માં **ખં**ભાત

નામ કેમ પડયું તેને માટે ગૂજરાતી સાહિત્યના માસિકોમાં જૂદા જૂદા વિદ્વાનો તરફથી ચર્ચા ચાલી હતી પણ ખંભાતની સંવત્ સત્તરમા સૈકામાં રચના કેવી હતી, ત્યાં જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોના પહેરવેશ તે વખતે કેવા પ્રકારનાં હતાં, તે જાણવું વિશેષ ઉપયોગી થશે. ઉપરનાં વર્ણનો તાદૃશ અને કવિકલ્પનાજન્ય અતિશયોક્તિથી રહિત છે. જનસ્થિતિ જણાવતા આપણા કવિ, લોકો કેવી જાતના ઘરેણાં (ત્રણ આંગળ પહોળા એવા કંદોરા, સોનાનાં માદળીઆં, સોના રૂપાની સાંકળી, હાથમાં વીંટી ને બેરખા વગેરે) પહેરતા હતા. લુગડાં (પટોળાં, ઝીણા જંગા-જંઘા, કેડે રેશમી દોરો-છડી, તે ઉપર પછેડો અગર ફાળીવું અગર પામરી, ઓઢવાની શાલ, માથે બાંધવાની પાત્રીશ ગજ લાંબી પાઘડી વગેરે) પહેરતા, પગે હાથ ચામડાના સુંવાળા જોડા પહેરતા—એ સઘળું યથાસ્થિત દર્શાવે છે. ઘરો જાળીવાળાં હતાં. ખંભાત પાસે દરિયો હતો અને મોના પરવાળાં ઉપરાંત અનેક જાતનો માલ વહાણો મારફત આવતો અને જતો—આથી વેપારીઓ પુષ્કળ હોઇ ઘણી દુકાનો અને વખાર રાખતા. વેપારીઓમાં ઝવેરી, પારખ, દોશી વગેરે હતા. સિક્કામાં રૂપિયા અને દોકડા વાપરતા. નગરને ત્રણ પોળ—દરવાજાવાળો કોટ હતો તેમા ચોરાશી ચૌટાં હતાં અને વચમાં મોટો ચોક હતો કે જે 'માણેકચોક' તરીકે ઓળખાતો. માલનુ દાણ લેવા માટે મોટી માંડવી હતી અને બંદર હોવાથી મજબૂત બુરજો બાંધેલ હતો. જૈનોની વસ્તી ઘણી હતી એ તેમાં ૮૫ દેરાસરો અને ૪૨ કે ૪૫ પૌષધશાળા-ઉપાશ્રય હતાં એ વાત પરથીજ જણાય તેમ છે. આ સિવાય અન્ય ધર્મોનાં-હરિમંદિરો ઘણાં હતાં અને જૂદાં જૂદાં દર્શનના પંડિતો પણ હતા—**અરસપરસ રાગદ્વેષ નહિ હતો-પ્રેમ હતો.** જૈનોમાં ધનાઢયો ઘણા હતા અને તેથી પ્રાયઃ ઘણાં 'સ્વામીવાત્સલ્ય' (જમણવાર) થતાં, તેમજ વરા-વિવાહ કારજ આદિ પ્રસંગો પર અને દાન કરવામાં અતિ ધન ખર્ચતા. તે શ્રાવકો ધાર્મિક ક્રિયા

ઘણી કરતા અને મુનિઓના રાગી હોઇ તેમના વ્યાખ્યાન—ઉપદેશ પ્રેમથી શ્રવણ કરતા. ત્યારી લોકપ્રિય જહાંગીર બાદશાહ (સને ૧૬૦૫થી સને ૧૬૨૭) નો શાંત અમલ હતો તેથી રૈયત ઘણી સુખી હતી, વસ્તુની સોંઘારત સારી હતી અને વેપાર ધીકતો હોઇ ખંભાત 'દિન દિન ચઢતો વાસ'—આબાદ થતું જતું હતું.

૧૭. ખંભાતની જે સાત ચીજ વખણાતી તે જણાવી છે કેઃ—

વહેલ વરઘોડા વીંજણો, મંદીર ઝાલિ ભાત,
ભોજન દાલ ને ચૂડલો એ સાતે ખંભાત.

૧૮. આ નગરનાં ખંભનગર, ત્રંબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી -એ જૂદાં જૂદાં નામ છે તે વાત પણ ઐતિહાસિક બિનામાં વધારો કરે છે. આપણે ત્રંબાવતી નગરી અને તેમાંના માણેકચોક વિષે ઘણી લોકવાર્તાઓ ઘણી સાંભળી છે તો તે જનકથાનું વર્ણન કદાચ આ ખંભાત નગરની અપેક્ષાએ હોય. સંવત્ સત્તરમા સૈકાના ખંભાતનો ખ્યાલ કવિવર્ણનથી સારી રીતે પ્રાપ્ત થયો.

## ૪. કવિના સમર્થનમાં ખંભાતનાં અન્ય વર્ણન.

૧૯. આ વર્ણનના સમર્થનમાં બીજા ઇતિહાસમાંથી ખંભાતની આ સમયની સ્થિતિ પરત્વે જે જણાવેલ છે તે અત્ર નોંધવું અસ્થાને નહિ થાય.

૨૦. મુકરખાન નામનો હકીમ અકબર બાદશાહની દવા કરતો હતો તેને જહાંગીરે અમીર બનાવ્યો હતો. આ ઇસમ ઇ. સ. ૧૬૦૮ (સંવત્ ૧૬૬૪) થી સુરત અથવા ખંભાતની હાકેમી કરતો હતો. ઇ. સ. ૧૬૧૬ (સંવત્ ૧૬૭૦) માં બાદશાહે તેને ગુજરાતનો સુબેદાર નીમ્યો અને મહમ્મદ સફીને તેનો દિવાન નિમ્યો. બીજે વર્ષે (૧૬૧૭) જહાંગીર બાદશાહ દોહદના જંગલમાં હાથીનો શિકાર કરવા ગુજરાત

આવ્યો. ઝાડી ઘીચ હોવાથી માત્ર બાર હાથી પકડાયા; પછી ત્યાંથી બાદશાહ ખંભાત આવ્યો. બાદશાહ પોતાની નોંધમાં લખે છે કે ખંભાતના બંદરમાં માત્ર નાનાં વહાણ આવી શકે છે. ખંભાત મુકામે બાદશાહે સોનાની મહોર કરતાં વીસગણા વજનના સોના અને રૂપાના ટાંક પાડવાનો હુકમ કર્યો.

—ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ ૯૫.

૨૧ ખંભાત વિષે સત્તરમા સૈકાના યુરોપિયન મુસાફરો નીચે પ્રમાણે લખી ગયા છે. ખંભાત (સને ૧૫૯૮) માં વેપાર એટલો બધો છે કે જો મેં તે જાતે જોયો ન હોત તો એટલો વેપાર ત્યાં હોય એમ હું માનત નહિ (સીઝરફ્રેડ્રિક): (સને ૧૬૦૩ માં) એ શહેર ઘણીજ વસ્તીવાળું અને ઘણાં મોટાં પરાંવાળું છે અને ત્યાં વહાણ ઘણાં એકઠાં થાય છે-[ડાલાવેલી]; [સને ૧૬૩૮ માં] સુરત સાથે સરખામણી થાય નહિ એટલું બધું સુરતથી મોટું ખંભાત છે-(મેન્ડે લસ્લો); (સને ૧૬૭૧ માં) સુરતથી બમણું મોટું ખંભાત હતું. (ઓલ્ડાયસ) —ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ. ૨૫૧.

૨૨. ગુજરાત સર્વસંગ્રહમાં ૨૫૪-૨૫૫ પૃષ્ઠ પર જણાવેલું છે કે:—

ઇ. સ. સોળમી સદીમાં ખંભાતના અખાતના મથાળા આગળનો ભાગ પુરાઇ જવાથી ફક્ત નાનાં વહાણોજ અને તે પણ મોટા જુવાળ વખતે ખંભાત આગળ આવી શકતાં. આથી કરીને ખંભાતથી જે કાંઇ માલ બહાર દેશ ચઢતો અથવા બહાર દેશથી આવતો તે બધો દીવ, ઘોઘા, અને ગંધાર બંદરે અટકતો અને ત્યાંથી નાની હોડીમાં ભરી તેને ખંભાત લઇ જવામાં આવતો. આટલું છતાં પણ એ સદીમાં ખંભાતનો વેપાર જેવો પાછલી સદીમાં હતો તેવોજ રહ્યો. પુષ્કળ માલ આયાત અને જાયાત થતો. આ બધામાં સુતરાઇ કાપડ ખંભા-

તથી એટલું બધુ તો ચઢતું હતું કે તે વખતે ખંભાતને આખી દુનીઆનું વસ્ત્ર કહેતા હતા. આ વખતે ખંભાતના વેપારીઓમાંના કેટલાએક હિંદુ ને કેટલાએક મુસલમાન હતા. હિંદુ વેપારીઓની આડત ઘણા મુલખમાં હતી. કેટલાએક ફીરંગી વેપારી પણ આવતા યુરોપીઅન વેપારીને માલ વેચવો યા ખરીદવો હોય તો તેમને દલાલ શોધવો પડતો. દલાલો વાણિયા હતા અને તેઓની સાખ સારી હતી. આ સદીમાં ખંભાત સિવાય કાઠીયાવાડનું માંગરોળ અને અમદાવાદ એ મોટાં વેપારનાં મથક હતાં.

૨૩. આ સ્થિતિ સાથે વર્તમાન સ્થિતિ સરખાવીએ તો મહદંતર દેખાય છે. એક વખતનું આબાદ ખંભાત બદર પતન પામી હાલ કંગાલ શહેર જણાય છે.

૨૪. આનું કારણ એક જર્મન પ્રવાસી ટિફેનટેલર સને ૧૭૫૧ માં તેની સ્થિતિ જોઇ નીચે પ્રમાણે આપે છે:—

Tieffentaller reached Kambay 29° 7' on 14th January 1751 and found the once flourishing city much decayed; and he gives the reason for it. "Everyone knows"—so he tells us-"that seven years ago the highwater used to rush a rider fleeing away at full speed. But now it advances quite smoothly and beats very gently against the ships except at spring tide or in the monsoon. This wonderful change is due to the disappearance of a sandbank at the entrance, which used to pile up, for a time, the flood coming from the south, until the waves, thus

increased in force and volume, wheeled round the bank into the harbour. Since then the harbour has become sandlocked and the ships which formerly came right upto the city walls, must now moor half a *coss* outside the town. Kambay was thus doomed as a seaport and its population was dwindling away.—East and West Vol. V. No 53 p. 270.

૨૫. ગૂજરાત સર્વસંગ્રહ પૃ. ૨૫૬ પર જણાવેલું છે કઃ— 'ઇ. સ. સત્તરમી સદીમાં ખંભાતના અખાતના મથાળા આગળનો ભાગ પૂરાઇ જવાથી, ઉત્તર ગૂજરાતમાં ઘણી અવ્યવસ્થા હોવાથી, સને ૧૬૦૦ માં મસ્કતના આરબોએ દીવ બંદર પાયમાલ કરવાથી, યૂરોપના વેપારીઓની કંપની આવવાથી અને નાકે જકાત વસુલાત કરવાનું મથક સુરત હોવાથી સુરત આખા ગૂજરાતમાં મોટું વેપારનું મથક થઇ પડયું (આ રીતે ખંભાત ધીમે ધીમે ઘસાતું ગયુ )

## ૫. વંશપરંપરા–પિતામહ મહિરાજ સંઘવી.

૨૬. કવિ ઋષભદાસ પોતે વીસા પ્રાગ્વંશીય (પોરવાડ) વણિક હતા. તેમના પિતામહનું નામ મહિરાજ હતું. તેના સંબંધી પોતે જણાવે છે કેઃ—

(૧) દીપ જંબુઅ માંહિ ખેત્ર ભરથિં ભલુ,
દેશ ગુજરાતિમ્હાં સોય ગાયસ્યું,
રાય વિગલ વડો ચતુર જે ચાવડો,
નગર વિસલ તેણઇ વેગેં વાસ્યૂં.
—વ્રતવિચાર રાસ અને કુમારપાલ રાસ.

(૨) જંબુદ્વીપ અનોપમ કહીઇ, ભરતખેત્ર ત્યાહા જાંણુરે,
દેસ ગુજ્જર ત્યમાહિ અતિ સારૂ, નગર વીસલ વખાણુરે,
સોય નગરમાહિ વીવહારી, નામ ભલ્ મહીરાજરે,
પ્રાગવંશ વડો તે વીસો, કરતા ઉત્યમ કાજરે.

—સ્થૂલભદ્ર રાસ.

(૩) શ્રી સંઘવી મહઇરાજ વખાણૂં, વીસલ નગરના વાસીજી,
વડા વિચારી સમકીતધારી, મિથ્યામતિ ગઇ ન્હાસીજી.

—સમકીતસાર રાસ.

૨૭. મહિરાજ વિસલનગર—વીસનગરના વતની હતા. ગૂજરાત સર્વસંગ્રહ પૃ. ૫૧૪ માં જણાવ્યું છે કે 'આ વીસનગર કેટલાક કહે છે કે વિસલદેવ વાઘેલાએ (ઇ. સ.) ૧૨૪૩-૧૨૬૧ ની વચમાં વસાવ્યું અને કેટલાક એમ કહે છે કે વિસલદેવ ચોહાણે ૧૦૬૪ માં વસાવ્યું ? આપણા કવિ તો એમજ કહે છે કે વિસલદેવ ચાવડાએ વસાવ્યું અને તે બરાબર લાગે છે.

૨૮. પિતામહ મહિરાજના સંબંધે કવિ વિશેષમાં એ જણાવે છે કે:—

(૪) સંઘવી શ્રી મહિરાજ વખાણૂં, પ્રાગવંશ વડ વીસોજી,
સમકીત સીલ સદાશ(ય) કહીઇ, પુણ્ય કરે નિસદીસોજી,
પડીકમણું પુજા પરભાવના, પોષધ પરઉપગારીજી,
વીવહાર શુદ્ધ ચૂકે નહિ ચતુરા, શાસ્ત્ર સુઅર્થ વિચારીજી.

—જીવવિચાર રાસ સં. ૧૬૭૬.

(૫) શ્રાવક તેહનો પ્રાગવંસિં વડો, નામ મહિરાજ સંઘવીજ કહીઇ,
દાન નઇં શીલ તપ ભાવના ભાવતાં, સમકિત શીલવ્રતધાર લહીઇ.

—નવતત્ત્વરાસ સં. ૧૬૭૬.

(૬) પ્રાગવંસિ વડો સાહ મહીરાજ જે, સંઘવી તિલક સિરિ સોય ધરતો,
શ્રી શેત્રુંજય ગિરનારે ગિરિ આબૂએ, પુણ્ય જાણી બહુ યાત્રા કરતો.

—ક્ષેત્રસમાસ રાસ સં. ૧૬૭૮.

(૭) પ્રાગવંશે સંઘવી મહિરાજો, તેહ કરતો જિનશાસન કાજો,
'સંઘપતિ' તિલક ધરાવ્યો સારો, શેત્રુંજય પૂજી કરે સફલ અવતારો.
સમકિત શુદ્ધ વ્રત બારનો ધારી, જિનવર પૂજા કરે નિત્ય સારી,
દાન દયા ધર્મ ઉપર રાગ, તેહ સાધે નર મુક્તિનો માગ.

(૮) પ્રાગવંસિ વીસો વિખ્યાત, મહિરાજ સંઘવી મુખ્ય કહઉં વાત.

—મલ્લીનાથ રાસ સં. ૧૬૮૫.

૨૯. આ પરથી જણાય છે કે મહિરાજ પોતે સંઘ કાઢી સંઘવી--સંઘપતિ થયા હતા અને પોતે શત્રુંજય (પાલીતાણા), ગિરિનાર (જૂનાગઢ) અને આબૂની જાત્રાઓ કરી હતી. વિશેષમાં તેઓ હંમેશાં જિન પૂજા કરનાર, શ્રાવકના બાર વ્રત ધારી, આવશ્યક ધાર્મિક ક્રિયા–પ્રતિક્રમણ પૌષધાદિ કરનાર, દાન દયા અને ધર્મના રાગી જિનશાસનનાં કાર્યો કરનાર ચુસ્ત શ્રાવક હતા.

## ૬. પિતા સાંગણ સંઘવી અને માતા સરૂપાદે.

૩૦. કવિના પિતા સાંગણ વિસલનગરમાં રહેતા હતા અને પછી ત્યાંથી ત્રંબાવતી એટલે ખંભાતમાં જઈ વસ્યા.

(૧) સોય નયરિ વસિ પ્રાગવંસિં વડો, મહિરાજ નો સુત તે સિંહ સરિખો,
તેહ ત્રંબાવતી નગર વાસે રહ્યા, નામ તસ સંઘવી સાંગણ પેખો.

—વ્રતવિચાર રાસ અને કુમારપાળ રાસ.

(૨) તેહના સુત છિ સીહસરિખા, સાંગણ સંઘવી નામરે,
પૂન તણી ક્યરણી તે કરતા, ધરતા જિનવર ધ્યાનરે,

અનુક્રમિ સંઘવી જે સાંગણ, ત્રંબાવતીમ્હા વાસરે,
તેહનો સુત એ રાસ નીપાઇ, કવીતા ઋષભદાસરે.

—સ્થૂલિભદ્ર રાસ સં. ૧૬૬૮.

(૩) મહેરાજનો સુત સંઘવી સાંગણ, વીસલનગરનો વાસીજી,
જૈન ધર્મ માંહિ તે ધોરી, ન કરે વિકથા હાંસીજી,
વ્રત બાર ભણાવે હઇનરે, જીન પૂજે ત્રણિ કાલ જી,
પરરમણી પરધનથી અલગા, ન દીએ પરનેં આલ જી.
તપ જપ કીરયા કહીને ન ચૂકે, મૃષા ન બોલે ચાંહિ જી,
કર્મયોગેં આવ્યા ઉતેઉહોરા, નગર ત્રંબાવતી માંહિ જી.

—જીવવિચાર રાસ સં. ૧૬૭૬.

(૪) તેહનો પુત્ર ભલ સંઘવી સાંગણ, દ્રઢ દસ વ્રત સમકિત સાથિં,
પોષધ પુન્ય ઉપવાસ બહુ આદરઇ, અરિહંત પૂજઇ નિત આપ હાથઇં.

—નવતત્વ રાસ સં. ૧૬૭૬.

(૫) પુત્ર ભલ તેહનો સંઘવી સાંગણ, સમકીતધારી અ વિરત ધોરી,
દાન ને શીલ તપ ભાવના ભાવતાં, જેહની મતિ છે સદાય ગોરી.

—ક્ષેત્રસમાસ રાસ સં. ૧૬૭૮.

(૬) તાસ પુત્ર છઈ નયન ભલેરા, સાંગણ સંઘ ગછ ધોરી જી,
સંઘપતિ તીલક ધરાવ્યાં તેણઇ, વાધી પૂન્યની દોરી જી,
બાર વરતના જે અધિકારી, દાન શીલ તપ ધારી જી,
ભાવિં ભગતિ કરઇ જિન કેરી, નવિ નરખઇ પરનારી જી,
અનુક્રમિં સંઘવી જે સાંગણ, ત્રંબાવતી માહ આવે જી,
પોષધ પુણ્ય પડીકમણૂં કરતા, દ્વાદશ ભાવના ભાવઇ જી.

—સમકીતસાર રાસ સં. ૧૬૭૮.

(૭) મહિરાજને સુત સંઘવી સાંગણ, પ્રાગ્વંશીય પ્રસિધ્ધોરે—
દાન શીલ તપ ભાવના ભાવે, શ્રી જિનના ગુણ ગાવે;
સાધુ પુરૂષને શીષ નમાવે, જિન વચને ચિત્ત લાવેરે—
દ્વાદશ વ્રત તણા તે ધારી, જિન પૂજે ત્રણ કાલ,
પોષધ પડિક્રમણાં પૂન્ય કરતા, જીવદયાપ્રતિપાલરે—
સંઘવી સાંગણનો સુત કવિ છે, નામ તસ ઋષભદાસ,
જનની સરૂપાદેને શિર નામી, જોડયો ભરતનો રાસરે—
—ભરત બાહુબલિ રાસ. સં. ૧૬૭૮.

(૮) મહિરાજ તણો સુત અભિરામ, સંઘવી સાંગણ તેહનું નામ,
સમકિત સાર ને વ્રત જસ બાર, પાસ પૂજી કરે સફલ અવતાર.
—હિત શિક્ષા રાસ અને હીરવિજયસૂરિ રાસ.

(૯) પ્રાગવંશમાં સંઘવિ સાંગણ, બાર વરતનો ધર્મીજી
દાન પુણ્ય પડીક્રમણા કરતા, પૂજા કરઇ નીત્ય સર્માજી.
—પૂજાવિધિ રાસ ૧૬૮૨

(૧૦) સંઘવી સાંગણ સુત તસ હોય, દ્વાદશ વરતનો ધોરી સોય
તાસ પુત્ર પૂરઇ મન આસ, કવીતા શ્રાવક ઋષભદાસ.
—મલ્લિનાથ રાસ સં. ૧૬૮૫

૩૧. કવિના પિતાશ્રી સાંગણે પણ 'સંઘવી' તરીકે ખ્યાતિ મેળવી હતી એટલે તેમણે પણ સંઘ કાઢયો હતો અને શ્રાવક તરીકેની ધાર્મિક ક્રિયા કરનાર પોતાના પિતા મહિરાજ જેવાજ ગુણ ધરાવનાર તેઓ એક ચુસ્ત અર્હદ્‌ભક્ત હતા. કવિએ પોતાની માતુશ્રીનું નામ સરૂપાદે હતું એ પણ ઉપરના એક સ્થળે જણાવી દીધું છે, પણ તેમના સંબંધમાં વિશેષ કંઇપણ કહ્યું નથી.

## ૭ કવિ પોતે

૩૫ કવિ પોતે જે જણાવે છે તે પરથી પોતે પરમ શ્રાવક

હતા એમ સ્પષ્ટ થાય છે. શ્રાવકના જે આચાર જૈન શાસ્ત્રમાં જણાવેલા છે તે ઘણી દૃઢતાથી પાળતા, મુનિઓની શુશ્રૂષા કરી તેમની પાસથી બોધ લેતા, અને મંદિરમાં જઈ જિનની પૂજા હમેશ કરતા. આ સર્વ જણાવવામાં આત્મસ્તુતિનો દોષ ન વહોરતાં લઘુતા દર્શાવે છે અને તેમાં એ હેતુ જણાવે છે કે 'આવા મારા આચાર અને મનના પરિણામ જાણી કોઇ આચરશે—આત્મકાર્ય સારશે તો મને પુણ્ય થશે—પરોપકારનો હું ભાગી થઇશ અને તે પરોપકારાર્થે આ સ્વવૃત્તાંત (આત્મ પ્રશંસાનો દોષ હોય તો તે વહોરી લઇને) જણાવું છું.'

(૧) ઋષભદાસ સંઘવી સુત તેહનો, જૈન ધર્મનો રાગીજી
જાંણુ હુઓ મુનિવર મહિમાયે, કરે કવિત બુદ્ધિ જાગીજી
સકલ મુનીશ્વરને શિર નાંમી, પ્રણમી કવિતા માયજી
અરિહંતદેવ ભણે આરાધી, સમરી બ્રહ્મસુતાયજી.
—જીવ વિચાર રાસ સં. ૧૬૭૬

(૨) સંઘવી સાંગણનો સુત વારૂ, ધર્મ આરાધતો શકિતજ સારૂ,
ઋષભ 'કવિ' તસ નામ કહાવે, પ્રહ ઉઠી ગુણ વીરના ગાવે.
સમજ્યો શાસ્ત્રતણાજ વિચારો, સમકિતશું વ્રત પાલતો બારો,
પ્રહ ઉઠી પડિક્કમણું કરતો, બેઆસણું વ્રત તે અંગે ધરતો.
ચઉદે નિયમ સંભારી સંક્ષેપું, વીરવચન રસેં અંગ મુઝ લેપું.
નિત્ય દશ દેરાં જિન તણાં જુહારૂં, અક્ષત મૂકી નિત આતમ તારૂં.
આઠમ પાખી પોષધમાંહિ, દિવસ અતિ સઝ્ઝાય કરૂં ત્યાંહિ,
વીરવચન સુણી મનમાં ભેદું, પ્રાયેં વનસ્પતિ નવિ છુંદું.
મૃષા અદત્ત પ્રાય નહિં પાપ, શીલ પાલું મન વચકાય આપ,
પાપ પરિગ્રહેં ન મિલું માંહિ. દિશિતણું માન ધરૂં મનમાંહિ. ૨૧
અભક્ષ્ય બાવીશ ને કર્માદાન, પ્રાયેં ન જાયે ત્યાં મુઝ ધ્યાન. ૨૨
અનરથદંડ ટાલું હું આપ, શાસ્ત્રાદિકનાં નહિ મુજ પાપ ૨૩
સામાયિક દિશિમાન પણ કરિયેં, પૌષધ અતિથિસંવિભાગ વ્રત ૨૪

સાત ક્ષેત્ર પોષી પુણ્ય લેઉં, જીવકાજે ધન થોડુંક દેઉં. ૨૫
ઈમ પાલું શ્રાવક આચારો, કહેતાં લઘુતા હોયે અપારો ૨૬
પણ મુજ મન તણો એહ પરિણામ, કોઇક સુણિ કરે આતમરામ ૨૭
પુણ્યવિભાગ હોયે તિહાં મહારે, ઇસ્યુંઅ ઋષભ કવિ આપ વિચારે ૨૮
પર ઉપકાર કાજ કહિ વાત, ધર્મ કરે તે હોયે સનાથ. ૨૯
ઋષભદાસેં એ જોડિયો રાસો, સંઘ સકલ તણી પહોતી આશો. ૩૦

—હિતશિક્ષાનો રાસ.

૩૩ ઉપરની ૨૧ થી ૨૯ કડીને બદલે હીરવિજયસૂરિના રાસમાં નીચેની કડીઓ આપેલી છે:—

નિત્ય નામું હું સાધનિં સાસો, થાંનિક આરાધ્યાં જે વલી વાસો ૮૮
દોષ આલોયણ ગુરૂ કન્હઇ લીધી, આદિમ છહિ સુધિ આતમિ કીધી ૮૯
શેત્રુંજ ગિરિનારિ સંખેસર યાત્રો, સુલશાષા ભણાવ્યાં બહુ છાત્રો ૯૦
સુખ શાતા મનીલ ગણું દોષ, એક પગિં જિન આગલિ સોય. ૯૧
નીતિં ગણુ વીસ નોકરવાલી, ઉભા રહી અરિહંત નિહાલી. ૯૨

—હીરવિજય સૂરિરાસ.

૩૪. આ ઉપરાંત પોતાના મનોરથ જણાવે છે:—

કેટલાએક બોલની ઇચ્છા કીજઇ, દ્રવ્ય હુઇ તો દાંન બહુ દીજઇ. ૯૫
શ્રી જિન મંદિર બિંબ ભરાવું, બિંબ પ્રતિષ્ઠા પોઢી કરાવું. ૯૬
સંઘપતિ તિલક બહુંજ ધરાવું, દેસ પરદેસ અમારિ કરાવું. ૯૭
પ્રથમ ગુણઠાણાનિં કરૂં જઇનો, કરૂં પુણ્યસહિત નર જેહ છિ હીનો ૯૮
એમ પાલો હોઇ જૈન આચારો, કહિતાં સુષ તો હોઇ અપારો. ૯૯
પણિ મુઝ મનતણો એહ પ્રણામો, કોઇક સુણિ કરિ આતમકામો ૧૦૦
પુણ્ય વિભાગ હુઇ તવ મ્હારઇ, અસ્યો ઋષભ કવિ આપ વિચારઇ ૧૦૧
પર ઉપગાર કાજિં કહી વાત, મન તણો સંદેહ પણિ જાત. ૧૦૨

—હીરવિજય સૂરિરાસ.

૩૫. આ પરથી જણાશે કે તે પરમ અર્હદ્‌ભક્ત ક્રિયાશીલ શ્રાવક હતા. તેણે શેત્રુંજય, ગિરિનાર અને શંખેશ્વર પાર્શ્વનાથની યાત્રા કીધી હતી, અને ઘણા વિદ્યાર્થિઓને તેણે ભણાવ્યા હતા. તે કહિ આપે છે કે બહુશ્રુત, શાસ્ત્રાભ્યાસી અને સંસ્કારી હતા.

## ૮ કવિ સંબંધે કેટલીક સાંસારિક વિગતો.

૩૬. ઋષભદાસનાં ગૃહસુખ કેવાં હતાં તે તેમના નીચેના કથન પરથી જણાય છેઃ

ઢાલ મનમોહનાં રાગ ગોડી.

કુમારપાલના નામથી. મનમોહનાં 'મુજ ઘરિ મંગલ ચ્યાર' લાલ, મનમો.
મનહ મનોરથ મુઝ ફલ્યો, મ૦, નામિં જય જયકાર લા. મ. ૬૯
સુંદર ઘરણી શોભતી, મ૦, બહિન બાંધવ જોડિ લા. મ.
બાલ રમિં બહુ બારણિ મ૦, કુટુંબ તણી કઇ જોડી, લા. મ. ૭૦
ગાય મહિષી દુઝતાં મ૦, સુરતરૂ ફલીઓ બારિ, લા. મ.
સકલ પદારથ નામથી મ૦, થિર થઇ લછી નારિ લા. મ. ૭૧

૩૭. તેમને સુલક્ષણી પત્ની, બેન બંધવ અને એકથી વધારે બાળકો હતાં; ઘેર ગાય ભેંસ દુઝતી હતી અને લક્ષ્મી પણ પ્રસન્ન હતા.

૩૮. બાલકોમાં પુત્રો વિનીત હતા, અને કુટુંબમાં સંપ સારો હતો. લોકોમાં અને રાજ્યમાં કવિની સારી પ્રતિષ્ઠા હતી. તે ઘેર ભાડાં રાખતા નહિ—આ વાત નીચેના કથન પરથી જણાય છેઃ—

કહ્યો હિત શિક્ષાનો રાસ, પહોતી મનડા તણી આશ,
મંદિર કમલાનો વાસ, ઉત્સવ હોયે બારે માસ. ૧
સુણતાં સુખ બહુ થાય, માને મહોટાએ રાય,
સંપ બહુ મંદિરમાંય, બહે હય ગય વૃષભો ને ગાય ૨
પુત્ર વિનીત ઘરે બહુઅ, શીલવંતી ભલી વહુઅ,
ભાકટ ભાણાં ઘરે ન હુઅ, કીરતિ કરે જગ સહુઅ. ૩

એ હિત શિક્ષાનો રાસ, સુણતાં સબલ ઉલ્લાસ
કર્યો **ખંભાયત**માં રાસ, જિહાં બહુ માનવ વાસ, ૪

—હિતશિક્ષા રાસ. સં. ૧૬૮૨ પૃ. ૨૧૫

૩૯. આમાં સ્પષ્ટ જણાવે છે, કે બેહિન બંધવ જોડિ, તેને હતી, આનો અર્થ બે બહિન અને બે બંધવ અને બંનેની જોડી, અગર એક બહેન અને એક બંધવ મળીને એક જોડી—એમ બે પ્રકારે થઇ શકે, છતાં તેમને ઓછામાં ઓછું એક બહેન અને એક બંધવ હતા એટલું તો નિશ્ચિતપણે લઇ શકાય. ભાઇ બહેનનાં નામ આપ્યાં નથી;

૪૦. ઋષભદાસ પોતાને 'સંઘવી' એ તરીકે ક્વચિત્ ક્વચિત્ ઓળખાવે છે—ઉદાહરણ તરીકે.

સંઘવી ઋષભદાસ એમ ભાખે, ભરતનું નામ પવિત્ર રે.

—ભરતબાહુબલિરાસ પૃ. ૧૦૫

તે પોતાના પિતામહ અને પિતા સંઘ કાઢવાથી સંઘવી કહેવાયા તેથી તેના પુત્ર તરીકે પોતે સંઘવી એ આડનામ રાખ્યું હોય અગર તો પોતે પણ સંઘ કાઢયો હોય તે કારણે પોતાના નામની આગળ 'સંઘવી' મૂક્યું હોય એમ બે પ્રકારે અનુમાન થાય છે, છતાં પહેલું અનુમાન વિશેષ સંભવિત છે. કારણ કે પોતાના મનોરથોમાંનો એક મનોરથ જણાવ્યો છે કે મારી પાસે દ્રવ્ય હોય તો 'સંઘપતિ તિલક ભલુંજ કરાવું" તેથી પોતે સંઘ કાઢયો નહિ હોય.

## ૯ નેમિદૂતના કર્તા વિક્રમ તે કવિના ભાઇ કે ?

૪૧. સંસ્કૃતમાં 'નેમિદૂત અથવા નેમિચરિત્ર' એ નામનું ૧૨૫ શ્લોક વાળું કાવ્ય છે કે જેમાં કવિકુલભૂષણ શ્રી કાલિદાસના 'મેઘદૂત' નામના પ્રતિભાશાલી કાવ્યના દરેક શ્લોકનું ચોથું ચરણ લઇ ઘટાવ્યું છે. આ વાત આ કાવ્યના ૧૨૬ શ્લોકમાં કહી પોતાની ઓળખાણ

ટુંકમાં એજ આપે છે કે સાંગણ સુત વિક્રમ. શ્લોક આ પ્રમાણે છે.

**तद्दुःखार्द्रं प्रवरकवितुः कालिदासस्य काव्या-**
**दन्त्यं पादं सुपदरचितान्मेघदूताद् गृहीत्वा ।**
**श्रीमन्नेमेश्चरितविशदं सांगणस्यांगजन्मा**
**चक्रे काव्यं बुधजनमनःप्रीतये विक्रमाख्य ॥**

—કવિવર કાલિદાસના નિર્માણ કરેલા અને સુંદર પદોથી રચેલા મેઘદૂત કાવ્યના ચોથા ચોથા ચરણોને લઇને સાંગણના પુત્ર વિક્રમ કવિએ બુદ્ધિમાનોના ચિત્ત પ્રસન્ન કરવા અર્થે આ શ્રી નેમિનાથનું નિર્મલ ચરિત્ર રચ્યું કે જે રાજીમતિના દુઃખથી આર્દ્ર છે.

—નેમિચરિત+ પૃ. ૫૮–૫૯

૪૨ આમાં સંવત્ વર્ષ નથી આપેલ તેથી ચોક્કસ કહી શકાતું નથી, છતાં સાંગણ સુત વિક્રમ એવી ઓળખાણ પરથી તે શ્રાવક હોવાનું માલૂમ પડે છે, તદુપરાંત ઋષભદાસ કવિ પોતે સંસ્કૃત ભષાના નિપુણ જાણકાર હતા એ એમણે પોતાની ગુજરાતી કૃતિઓ માટે વસ્તુઓ સંસ્કૃત કાવ્યો પરથી તેમજ સંસ્કૃત ગદ્ય પરથી લીધેલ છે તેથી પ્રતિત થાય છે, તેમજ તેને બંધવ હતો એ પણ ઉપર કહેવાઇ ગયું તેમજ બંનેના પિતાનું નામ સાંગણ છે તેથી તેમજ ઋષભદાસે પણ નેમિનાથ સંબંધે ગુજરાતીમાં 'નવરસો' બનાવેલ છે તે પરથી સબલ અનુમાન કોઇ કરે કે ઋષભદાસ અને વિક્રમ બંને સગાભાઇઓ હતા. વિક્રમ એ નામપર બે કૃતિઓ નામે નેમિનાથ-ચરિત્ર તથા નેમિદૂત જૈન ગ્રંથાવલિના પૃ. ૨૪૩ અને ૩૩૧ પૃષ્ઠ પર માલુમ પડે છે તો તે બંને કૃતિઓ એક હોઇ શકે, કારણ કે ઉપરોક્ત પુસ્તક નેમિદૂતને બદલે નેમિચરિત્ર એ નામથી પ્રગટ થયું છે, વળી (મંત્રી) વિક્રમકૃત 'મેઘદૂત' નામની કૃતિ પણ તેજ

---

+પ્રકાશક—શ્રી જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય—હીરાબાગ મુંબઇ મૂલ્ય ૪।। આના.

ગ્રંથાવલિના પૃ. ૩૩૨ પર માલુમ પડે છે તો તે (મંત્રી) વિક્રમ જૂદા હોવાનો સંભવ છે.

૪૩. પરંતુ આ નેમિદૂતની સં. ૧૬૦૨માં લખાયેલ પ્રત વાલુચરના ગટ્ટુ બાબુને ત્યાં જીર્ણ છે. (નોટીસીઝ ઑફ ધી સંસ્કૃત મૅનસ્ક્રિપ્ટ્સ વૉ. ૧૦ પૃ. ૨૭); તેથી આ વિક્રમ ઋષભદાસના ભાઇ હોઇ ન શકે એમ હવે નિશ્ચિત થાય છે.

## ૧૦ કવિના ગુરૂ.

૪૪. કવિ જૈન શ્વેતાંબર સંપ્રદાયમાં તપા ગચ્છના હતા, અને તેના સમયમાં પ્રથમ તે ગચ્છની ૫૮ મી ગાદી પર [૧૩] હીરવિજય સૂરિ હતા કે જેમનો સ્વર્ગવાસ સં. ૧૬૫૨ ના ભાદ્રપદ શુદિ ૧૧ ને દિને ઉન્ના (અગર ઉન્નત)—હાલના ઉના ગામમાં થયો હતો. ત્યાર પછી તેમના પટ્ટધર [૧૪] વિજયસેન સૂરિ થયા. તેઓના

૧૩ હીરવિજય સૂરિ—અકબર બાદશાહને જૈન ધર્મનો બોધ આપનાર. જન્મ સં. ૧૫૮૩ માર્ગશીર્ષ શુદિ ૯ પ્રલ્હાદનપુર (પાલ્હણપુર), દીક્ષા પાટણમાં સં. ૧૫૯૬ કાર્તિક વદિ ૨, વાચક—ઉપાધ્યાયપદ નારદપુરિમાં સં. ૧૬૦૮ના માઘ શુદિ ૫, સૂરિપદ શિરોહીમાં સં. ૧૬૧૦, સ્વર્ગવાસ ઉન્નામાં સં. ૧૬૫૨ ભાદ્રપદ શુદિ ૧૧. આનું સંસ્કૃત ચરિત્ર મુદ્રિત-હીરસૌભાગ્ય કાવ્યમાં છે. જુઓ આ કવિકૃત હીરવિજયસૂરિ રાસ; વિસ્તૃત ગૂજરાતીમાં ચરિત્ર માટે જુઓ 'સૂરીશ્વર અને સમ્રાટ્' એ નામનું મુનિશ્રી વિદ્યાવિજયજી લિખિત પુસ્તક.

૧૪. વિજયસેન સૂરિ—તપાગચ્છની ૫૯ મી પાટે પિતા કમૅશા, માતા કોડમદે. જન્મ સં. ૧૬૦૪ નારદપુરીમાં, દીક્ષા ૧૬૧૩. બાદશાહ અકબરે તેમને 'કાલિ સરસ્વતિ' એ બિરૂદ આપ્યું. સ્વર્ગગમન સં. ૧૬૬૧ જ્યેષ્ઠ વદિ ૧૧ સ્તંભતીર્થે (ઋષભદાસનાજ વતનમાં) થયું. અકબર બાદશાહે સર્વ દર્શનની પરીક્ષા માટે તે તે દાર્શનિકને બોલાવ્યા તેમાં વિજયસેને જય મેળવ્યો એટલે પાદશાહે કહ્યું કે 'હીરવિજય તે ગુરૂ, અને આ સવાઈ ગુરૂ'—એટલે ગુરૂથી શિષ્ય અધિક છે.

સમયમાં કવિએ આદિનાથ વિવાહલો અને નેમનાથ રાજીમતિ સ્તવન (સં. ૧૬૬૭ નું) રચેલ છે તેમાં તેમનું નામ આપ્યું છે[૧૫] તેઓએ ઋષભદાસને શિષ્ય તરીકે ઘણું શાસ્ત્રાધ્યયન કરાવી તેના પર પરમ ઉપકાર કર્યો જણાય છે, એટલુંજ નહિ પણ તેની કૃતિ પણ જોઇ તપાસી શોધી આપેલ છે. કુમારપાલ રાસને અંતે કવિ પોતે જણાવે છે કે:—

સોલ સંવછરિ જાંણિ વર્ષ સિત્તરિં ભાદ્રવા શુદિ શુભ બીજ સારી,
વાર ગુરૂ ગુણ ભર્યો રાસ ઋષભિં કર્યો, શ્રી ગુરૂ સોધિં બહુ બુદ્ધિ વિચારી.

૨૨ પુ.

૪૫. ઋષભદાસે પણ તેમનેજ પોતાના ગુરૂ તરીકે સ્વીકાર્યા છે. તે ગુરૂનું વર્ણન આપી પોતે કહે છે કે 'તે જયસિંહ ગુરૂ માહરો રે.' આમાં જયસિંહ તે વિજયસેન સૂરિનું અપરનામ યા મૂલનામ છે. [જુઓ વિજય પ્રશસ્તિ, હીરસૌભાગ્ય વગેરે.] તેમનું વર્ણન આ પ્રમાણે કવિ ભરતેશ્વરબાહુબલિ રાસને અંતે આપે છે કે:—

હીરતણો પાટે હવો, જયસિંહજી ગુણવંત,
જિણે અકબરશાહ બૂઝવ્યો, દિલ્લીપતિ બલવંત.
જિણેં દિલ્લીપતિ દેખતાંરે, જીત્યો વાદ વિવેક,
શાહ અકબર રંજીઓરે, હાર્યા વાદી અનેક.
શાહ અકબર એમ કહેરે, હીર તણો શિષ્ય સાચ,
રોહણાચળનો ઉપનોરે, તે નોય વળી કાચ.
જગગુરૂનો શિષ્ય એ ખરોરે, દીસે બહુ ગુણગ્રામ,
ત્યાં દિલ્લીપતિ થાપતોરે, સૂરિ 'સવાઇ'રે નામ.

---

૧૫ વડ તપા ગચ્છ પાટિં પ્રભુ પ્રગટીઓ, શ્રી વિજયસેન સૂરિ પૂરિ આસો;
ઋષભના નામથી સકલ સુખ પામીએ, કહત કવિતા નર ઋષભદાસો.

ઋષભ કહે નર તે ભલારે, રાખે પિતાનું નામ,
શ્રી આદીશ્વર કુલ જુઓરે, ભરત વધારે મામ.
વસુદેવ કુલે કૃષ્ણજીરે, દશરથકુલે શ્રી રામ,
નૃપ પાંડુકુલે પાંડવારે, જિણે કર્યાં ઉત્તમ કામ.
ઇણ દૃષ્ટાંતે જાણજોરે, તે ચેલો જગસાર,
નિજ ગુરૂ મામ વધારતોરે, સંભારે તે વારંવાર.
વીરવચન આજુઆલતો રે, ગૌતમ બ્રાહ્મણ જાત,
તો તેહના ગુણ વિસ્તર્યારે, નામ જપેરે પ્રભાત.
હીર વચન દીપાવતોરે, જયસિંહ પુરૂષ ગંભીર,
જિણે ગચ્છ સંઘ વધારિયો, ગયો ન જાણ્યોરે હીર.
બિંબપ્રતિષ્ઠા બહુ થઇરે, બહુઆ ભરાયારે બિંબ,
શ્રી જિનભુવન મોટાં થયાંરે, ગચ્છ વાધ્યો બહુ લંબ.

૪૬. વિજયસેન સૂરિએ અનેક જિનમંદિરો બંધાવી તેમાં અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી છે તે હાલના મોજૂદ શિલા લેખો પરથી માલૂમ પડે છે. આની પછી કવિ કહે છે કે વિજયતિલક સૂરિ પાટે આવ્યા ( તે જયસિંહ ગુરૂ માહરોરે, વિજયતિલક તસ પાટ), જ્યારે તપગચ્છની પટ્ટાવલીમાં વિજયદેવ સૂરિ આવ્યા એમ જણાવ્યું છે. તો તે બંને ખરૂં છે, એટલે વિજયસેન સૂરિની પાટે બે આચાર્યો થયા (૧) વિજયદેવ સૂરિ[૧૬] (૨) વિજયતિલકસૂરિ; અને તે આ પ્રમાણે:—

૪૭. " વાચકશિરોમણિ શ્રીમાન્ ધર્મસાગરજી ઉપાધ્યાયે

---

૧૬. વિજયદેવસૂરિ—જન્મ ઇડરમાં સં. ૧૬૩૪, દીક્ષા વિજયસેન સૂરિ પાસે સં. ૧૬૪૩, પંન્યાસ પદ સં. ૧૬૫૫ સૂરિપદ સં. ૧૬૫૬. તેમણે ઇડરના રાજા કલ્યાણમલ્લને પ્રતિબોધ્યો હતો. અને જહાંગીર બહાદશાહે તેને 'મહાતપા' એ બિરૂદ આપ્યું હતું, સ્વર્ગવાસ ઉના નગરમાં સં. ૧૭૧૩ ના આષાઢ શુદિ ૧૧ ને દીને.

'કુમતિકુદ્દાલ' નામનો ગ્રંથ બીજા ગચ્છોની વિરૂદ્ધ ઘણી સખ્ત ભાષામાં રચ્યો હોવાથી તેને અપ્રમાણ ગણી વિજયસેન સૂરિએ ધર્મસાગરજીને ત્રણ પેઢી સુધી ગચ્છ બહાર કર્યા હતા. વિજયદેવ સુરિ ગૃહસ્થાવસ્થામાં ધર્મસાગરજીના ભાણેજ થતા હતા અને અરસપર બંનેને પ્રેમ હતો.તેથી ગચ્છ બહારની હકીકતનો પત્ર ધર્મસાગરે વિજયદેવ સુરિને લખ્યો કે જેના ઉત્તરમાં વિજયદેવ સૂરિએ પત્રની અંદર જણાવ્યું કે 'કશી ચિંતા ન કરશો. ગુરૂનું નિર્વાણ થયે તમને ગચ્છમાં લેઇ લઇશું.' આ પત્ર માણસ સાથે મોકલ્યો; તેણે ભૂલથી તે વિજયસેનના હાથમાં આપ્યો વાંચતાં હૃદયમાં પોતાના શિષ્યને માટે આઘાત થયો અને બીજા કોઇને ગચ્છપતિ નીમવા વિચાર રાખ્યો. વિહાર કરતાં ખંભાત આવ્યા, સં. ૧૬૭૧, ત્યાં સ્વર્ગે જવા પહેલાં આઠ વાચક (ઉપાધ્યાય) અને ચારસો મુનિના પરિવારને બોલાવી જણાવ્યું કે 'એક વખત તમે વિજયદેવસુરિ પાસે જઇ મારૂં વચન માન્ય રાખવા કહેજો. જો માન્ય કરે તો પટ્ટધર તેનેજ સ્થાપજો, નહિ તો બીજા કોઇ યોગ્ય મુનિને સ્થાપજો' એમ કહી સંઘ સમક્ષ તે આઠે ઉપાધ્યાયોને સુરિમંત્ર આપ્યો.

૪૮. આઠે વાચકોએ વિજયદેવ સુરિ પાસે અમદાવાદ આવી સ્વર્ગસ્થ આચાર્યનો અંતિમ સંદેશ કહ્યો. પણ તેમણે તેનો અસ્વિકાર કર્યો એટલે વિજયસેનની ગાદી પર વિજયતિલક સુરિને સ્થાપિત કર્યા. તે ત્રણ વર્ષ પછી સ્વર્ગસ્થ થયા. સં. ૧૬૭૪. એમને કવિએ આચાર્ય તરીકે માન્ય રાખ્યા.[૧૭]"

તે જયસિંહ ગુરૂ માહરોરે, વિજયતિલક તસ પાટ,
સમતા શીલ વિદ્યા ઘણીરે, દેખાડે શુભ ગતિ વાટ.

---

૧૭. દીપવિજય કૃત સોહમકુલ પટ્ટાવલી રાસપરથી. વિશેષ માટે જુઓ વિજયતિલક સુરિ રાસ. ઐતિહાસિક રાસમાળા ભાગ ૪ થો.

૪૯. તેમની પછી ૧૮ વિજયાણુંદ સૂરિ થયા, અને તેમનો કવિએ ગુરૂ તરીકે અંગીકાર કર્યો.

તેહને પાટે વળી પ્રગટીઓરે, કલ્પતરૂનો કંદ,
વિજયાનંદ સૂરીશ્વરરે, દીઠે અતિરે આનંદ.
જેહની મધુરી દેશનારે, સૂરિ ગુણુ રે છત્રીશ,
ગુણુ સત્તાવીશ સાધુનારે, સત્તર ભેદ સંયમ કરીશ.
હીર હાથે દીક્ષા વરે રે, હુઓ તપગચ્છનો રે નાથ,
ઋષભ તણો ગુરૂ તે સહીરે, તેહનો મસ્તકે હાથ.

—ભરતેશ્વર રાસ સં. ૧૬૭૮.

---

૧૮ વિજયાણુંદ સૂરિ—મરૂ દેશના રોહ ગામમાં પ્રાગવંશી પિતા શ્રીવંત, અને માતા લાલબાઇ—શૃંગારદેથી સં. ૧૬૪૨ માં જન્મ, મૂલનામ કલો, હીરવિજયસૂરિ પાસે દીક્ષા સં. ૧૬૫૧, દીક્ષાનામ કમલવિજય, વિજયતિલક સૂરિએ શિરોહીમાં સૂરિ પદ આપ્યું. સ્વર્ગવાસ સં. ૧૭૧૧ આષાઢ શુદિ પૂર્ણિમા ખંભાતમાં. વિજયાણુંદસૂરિ હીરવિજયના શિષ્ય હોવાથી વિજયદેવના કાકા ગુરૂ થતા હતા પોતે જ્યારે અમદાવાદમાં હતા ત્યારે વિજયદેવસૂરિ મળવા માટે અમદાવાદ આવ્યા. અરસપરસ પ્રીતિથી બંનેની સંમતિ પૂર્વક ગચ્છાધિપત્ય ત્રણ વર્ષ ચાલ્યું. ભાવી યોગે ચોથા વર્ષથી વિજયદેવ સૂરિએ પોતાના નામનો પટ્ટો મુનિઓ માટે લખ્યો; આ સાંભળી આણુંદ સૂરિએ પણ પોતાના નામનો પટ્ટો લખ્યો. આ કારણથી એકજ કુળમાં બે આચાર્યોના નામથી બે ગચ્છ થયા એકનું નામ દેવસૂરિગચ્છ અને બીજાનું નામ આણુંદસૂરિગચ્છ. સાગર-ગચ્છની ઉત્પત્તિ પણ આ સમયમાં થઇ. (આ માટે જુઓ મારો ગ્રંથ નામે જૈન ઐતિહાસિક રાસમાળા પુષ્પ ૧ લું. પ્ર૦ આત્મજ્ઞાનપ્રસારક મંડળ.)

૫૦. શ્રી હીરવિજય સૂરિના રાસમાં પણ કવિ કહે છે કેઃ—

વંદિઇ વિજયાણંદ સુરિરાઇ, નામ જપતાં સુખ સબલું થાઇ.
તપ ગચ્છ નાયક ગુણ નહિ પારો, પ્રાગવંશે હૂઓ પુરૂષ તે સારો.
સાહ શ્રીવંત કુલે હંસ ગયંદો, ઉદ્યોતકારી જિન દિનકર ચંદો,
લાલબાઇ સુત સીંહ સરીખો, ભવિક લોક મુખ ગુરૂતણો નિરખો,
ગુરૂ નામેં મુઝ પોહેતી આસો, હીરવિજયસૂરિનો કર્યો રાસો.

—સં. ૧૬૮૫.

૫૧. દરેક જૈન રાસકાર પોતાની કૃતિમાં થોડો ઘણો પણ પરિચય આપવા ઉપરાંત પોતાની રચનાની મિતિ આપે છે, તેજ પ્રમાણે ઋષભદાસે પોતાની કૃતિઓમાં પોતાના સંબંધે પરિચય કટકે કટકે પણ અન્યની અપેક્ષાએ વિશેષ આપ્યો છે અને તે પરથી આ લેખ ઘડી શકાયો છે. હજુ તેમની સર્વ કૃતિઓ પ્રાપ્ત થઇ શકતી નથી, નહિ તો આ કરતાં ઘણુ વિશેષ હકીકત મળવા સંભવ છે.

૫૨. ઉપરની હકીકત સંબધે સમસ્યાનો આધાર લઇ હીરવિજય સૂરિના રાસમાં જણાવે છે કેઃ—

કવણ દેસિં થયો કવણ ગામિં કહ્યો, કવણ રાજ્યઈં લહ્યો એહ રાસો,
કવણ પૂત્રઈં કર્યો કવણ કવિતા ભયો, કવણ સંવછર કવણ માસો.
કવણ દિન નીપનો કવણ વારિ ગુરિં, કરીઅ શમસ્યા સહૂ બોલ આંણ્યઇ,
મૂઢ બોધિં અક્ષરા સોય સ્યું સમઝસ્યઇ, નિપુણ પંડિત નરા તેહ જાંણ્યઇ.

૫૩. ક્યા દેશમાં 'ક્યા ગામમાં' કેના રાજ્યમાં, કેના પુત્રે, કોણે, કયે વર્ષે, કયે માસે, કયે દિને—વારે, રાસકારે રાસ રચ્યો છે અને પોતાના ગુરૂ કોણ એ વાતો શમસ્યામાં કહી છે કે જે મૂઢ—અજ્ઞાન નહિ જાણે પણ નિપુણ પંડિત નર જાણી શકશે. દેશ આદિ સંબંધે નીચેની સમસ્યા આપે છે.

**દેશ**

પાટણ માંહિ હુઓ નર જેહ, નાતિ ચોરાસી પોષઇ તેહ,
મોટા પુરૂષ જગે તેહ કહેસ, તેહનાં નાતિનિ નામિં દેશ.

—ગૂર્જર દેશ. ૧૯

**ગામ**

આદિ અષ્યર વિન 'બીબઇ' જોય, મધ્ય વિના 'સહુ કોનિ' હોય,
અંત્ય અક્ષર વિન ભુવન મઝારી, દેખી નગર નાંમ વિચાર.

—ખંભાતિ.

**રાજા**

'ખડગ' તણો ધુરિ અષ્યર લેહ, અષ્યર 'ધરમ'નો બીજો જેહ,
ત્રીજો 'કુસુમ' તણો તે ગ્રહી, નગરીનાયક કીજઇ સહી.

—ખરમ પાતશા. (જહાંગીર)

**પિતા**

'નિસાંણુ' તણો ગુરૂ અષ્યર લેહ, લઘુ દોય 'ગણપતિ'ના જેહ,
ભેલી નામ ભલું જે થાય, તે કવી કેરો કહું પિતાય.

—સાંગણ.

**કવિ**

ચંદ અષ્યર 'ઋષિ' ધરથી લેહ, 'મેખલા' તણો નયણુમો જેહ,
અષ્યર ભવનમો 'શાલિભદ્ર' તણો, 'કુસુમદામ'નો વેદમો ભણો;

---

૧૯ એક સ્થલે ટુંકમાં ગુર્જર દેશમાં કેટલો વરસાદ આવે છે તે સંબંધે ઉપમા બીજાને આપતાં કવિ જણાવે છે કે:—

ગુજર દેશ પૃથિવી પરે મેહ, માસ પાક તેહમો રહે તેહ,
પિશુ બહુ કાગ ન લીસો રહ્યો, શ્રાવક પંચમ એહવો કહ્યો.

—ભરતેશ્વર રાસ. પૃ. ૫૫

'વિમલવસહી' અખ્યર આણુમો, જોડી નામ કરો કાં ભમો,
શ્રાવક સોય રાસ નીપાત, પ્રાગવંશ વીસો વિખ્યાત.

—ઋષભદાસ.

(આમાં વંશ પણ 'વીસા પોરવાડ' છે એમ આવી ગયું.)

**વર્ષ**

દિગ આગલિ લેઇ ઈંદ્રિહ ધરો, કાલ સોય તે પાછલે કરો,
કવણ સંવછર થાયે વલી, ત્યારે રાસ કર્યો મન રલી.

—સં. ૧૬૮૫.

**માસ-તિથિ.**

વૃક્ષ માંહિ વડો કહેવાય, જેણી છાંયે નર દુષ્ટ પલાય,
તે તરૂઅરનિ નામે માસ, કીધો પુણ્ય તણો અભ્યાસ.

—આસો.

આદિ અખ્યર વિન કો મમ કરો, મધ્ય વિના સહુઇ આદરો,
અંતે વિના સિરિ રાવણ જોય, અજુઆલી તિથિ તે પણિ હોઇ.

—શુદ ૧૦.

**વાર**

સકલદેવ તણો ગુરૂ જેહ, ઘણા પુરૂષને વલ્લભ તેહ,
ઘરે આવ્યો કરી જયજયકાર, તેણે વારે કીધો વિસ્તર.

—ગુરૂવાર.

**ગુરૂ**

દીવાલી પહેલું પરવજ જેહ, ઉદાયી કેડે નૃપ બેઠો તેહ,
બેહું મલી હુઇ ગુરૂનું નામ, સમર્યે સીઝે સઘલાં કામ.

—વિજયાનંદ સૂરિ.

ગુરૂ નામે મુઝ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ.

## ૧૧. જનશ્રુતિ. સરસ્વતિની પ્રસન્નતા.

૫૪. એવું કહેવાય છે કે કવિએ વિજયસેન સૂરિ પાસે શાસ્ત્રાભ્યાસ કરવા શરૂ રાખ્યું હતું. એક રાત્રે ગુરૂએ પોતાના શિષ્ય સારૂ સરસ્વતિ દેવીને પ્રસન્ન કરીને પ્રસાદ મેળવ્યો હતો, કે જે પ્રસાદ રાત્રિએ ઉપાશ્રયમાંજ સુઇ રહેલા ઋષભદાસના જાણવામાં આવતાં તેણે પોતેજ આરોગી લીધો અને તે મહાન્ વિદ્વાન્ થયો. આના પરિણામે ઉપર જણાવેલી સંખ્યાબંધ કૃતિઓ તે રચી શક્યો. આવી દંતકથા છે (આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૩ પ્રસ્તાવના પૃ. ૨૬ પછીનું પહેલું-બીજું પૃષ્ટ.)

૫૫. આ દંતકથામાં કેટલું સત્ય છે તે કહી શકાતું નથી, છતાં આટલુ તો સત્ય છે કે દરેક કૃતિમાં કવિ સરસ્વતિ દેવીની સ્તુતિ કરવા ઉપરાંત તેનો પાડ, પ્રભાવ સ્વીકારે છે. સરસ્વતી દેવીનું મંગલાચરણ દરેકમાં કરી તેની સહાયતા માંગે છે. એક સ્થળે નમ્રતાથી જણાવ્યું છે કે:—

" સમરૂં સરસતી ભગવતી, સમર્યાં કરજે સાર,
હું મૂરિખ મતિ કેલવું, તે તાહરો આધાર.
પિંગલ ભેદ ન ઓલખું, વ્યક્તિં નહીં વ્યાકર્ણ,
મૂરિખ મંડણ માંનવી, હું સેવું તુઝ ચરણ.

—વ્રતવિચાર રાસ અને કુમારપાલ રાસ.

સાર વચન દ્યો સરસ્વતી, તું છે બ્રહ્મસુતાય,
તું મુજ મુખ આવી રમે, જગમતિ નિર્મલ થાય.
તું ભગવતી તું ભારતી, તાહરાં નામ અનેક,
હંસગામિની શારદા, તુજમાં ત્રણે વિવેક.
બ્રહ્માણી બ્રહ્મચારિણી, દેવકુમારી નામ,
ષટ્ દર્શનમાં તું સહી, સહુ બોલે ગુણગ્રામ.

વિદુષોની માતા સહી, વાગેશ્વરી તું હોય,
તું ત્રિપુરાબ્રહ્મવાદિની, નામ જપે સહુ કોય.
હંસવાહની તું સહી, વાણી ભાષા નામ,
તું આવી મુજ મુખ વસે, જિમ હોય વાંછિત કામ.
કરજો માતા વાંછ્યું કામ, પ્રથમ જપું હું તાહારૂં નામ,
તું મુજ માતા રાખે નામ, બોલું ભરત તણા ગુણગ્રામ.

—ભરતેશ્વર રાસ.

૫૬. દરેક ગ્રંથની અંતે પણ પ્રાય: સરસ્વતીનો ઉપકાર તેની સમાપ્તિ થઇ તે માટે સ્વીકારે છે:—

કવિજન કેરી પોહોતી આસ, હીર તણો મિં જોડયો રાસ,
ઋષભદેવ ગણધર મહિમાય, તૂંઠી શારદા બ્રહ્મસુતાય.

× × × ×

સરસતી શ્રી ગુરૂ નામથી નીપનો, એ રહો જિહાં રવિ ચંદ ધરતી.

—હીરવિજય સૂરિ રાસ.

## ૧૨ કવિ તરીકે ઋષભદાસ.

૫૭ 'કવિ' નું ઉપનામ પોતાના નામ આગળ ઋષભદાસ કોઇ વખતજ આપે છે ('પુણ્યવિભાગ હુઇ તવ મ્હારઇ, અસ્યો ઋષભ કવિ આપ વિચારઇ —હીરવિજયસૂરિ રાસ), પરંતુ સ્પષ્ટ રીતે જણાવે છે કે ખરો કવિ અને કહેવાતા કવિમાં આસમાન જમીનનો ફેર છે. જુઓ:—

આનંદ ભયો કવી નામથીએ,
તુમ કવી મોટા હોય;
કવિપદ પૂજિયે એ.
હું મૂરખ તુમ આગળે એ, તુમ બુદ્ધિસાગર જોય— કવિપદ, ૧

ક્યાં હસ્તિ ક્યાં વાછડો એ, ક્યાં સાગરને ક્ષીર
ક્યાં બંટીની રાબડી, ક્યાં ઘૃત સાંકર ખીર— કવિપદ. ૨
ન મળે સીપ ને ચંદ્રમા એ, ન મળે ખજુઓ સુર,
ક્યાં કલ્પદ્રુમ ખીજડો એ, વાહુ ગંગા પૂર. કવિપદ. ૩
નામે સરીખા બેહુ જણા એ. બેહુનાં કવિયો નામ,
નામે અર્થ ન નીપજે એ, જગમાં ઝાઝા રામ. કવિપદ. ૪
ગજકંઠે ઘંટા ભલી એ, વૃષભ ગળે ઘંટાય,
તિણુ કારણે વૃષભો વળી એ, ગજની તોલ ન થાય— કવિપદ. ૫
ચંદન બાજી વૃક્ષ સહીએ, અંતર બહુ તે માંહિ,
ગરૂડ ચીડી બેઉ પંખીઆ એ, પ્રાક્રમ સરખું ક્યાંહિ ? કવિપદ. ૬
મહાનગર ને ગામડું એ, બેહુને કહિયે ગામ,
હેમ પીતળ પીળાં સહી એ, જુજુઆ છે ગુણગ્રામ— કવિપદ. ૭
તીર્થંકર નર અવરને એ, માનવ સહી કહેવાય,
તત્ત્વજ્ઞાન વિચારીએ એ, તવ બહુ અંતર થાય.— કવિપદ. ૮
લંકાગઢ અન્ય નગરના એ, બેહુને કહિયે કોટ,
એહમાં અંતર અતિ ઘણો એ, જિમ ધઉં બાજર લોટ. કવિપદ. ૯
હેમાચાર્ય પ્રમુખ કવિએ, મહાકવી તસ નામ,
સિદ્ધસેન દિવાકરૂ એ, જિણે કીધાં બહુ કામ— કવિપદ. ૧૦
વિક્રમરાય પ્રતિબોધિયો એ, બહુ વરષંતો દાન,
ઇસા કવિપદરેણુકા એ, હું નહિ તેહ સમાન— કવિપદ. ૧૧
ઇસા કવિના વચનથી એ, સુણુત હુઓ કાંઇ જાણુ.
બેલ વિચાર હરખે કહ્યું એ, કરી કવિજન પ્રણામ— કવિપદ. ૧૨

ભા. રાસ. પૃ. ૯૭–૯૮ હી. રાસ પૃ. ૩૧૧–૩૧૨.

૫૮. આ ઉપરથી જણાય છે કે કવિનો ઉચ્ચ ખ્યાલ ઋષભદાસને પળે પળે હતો 'વિબુધ કવીના નામથી, હુઓ મુજ આતિ

આનંદ' એમ જણાવી કવિના નામથી પોતે 'કવિ' તરીકે ઓળખાઇ આનંદ લેવામાં આવતો. આમાં કુમારપાળ રાજાના પ્રતિબોધક[21] હેમચંદ્રાચાર્ય અને વિક્રમ રાજાના પ્રતિબોધક ×સિદ્ધસેન દિવાકર નામના સંસ્કૃતમાં જૈન મહાકવિઓ તરીકે પ્રસિદ્ધ થયેલાને પોતે વખાણ્યા છે, એટલુંજ નહિ પરંતુ પોતાના પૂર્વકાલીન જૈન ગૂજરાતી કવિઓ પૈકી કેટલાકનાં નામ આપી તેમની પાસે પોતાની લઘુતા દર્શાવી છે.

આગિં જે કવિરાય, તાસ ચરણરજ ઋષભાય,
લાવણ્ય લીંબો ખીમો ખરો, સકલ કવિની કીરતિ કરો ૫૩

હંસરાજ વાછો દેપાલ, માલ હેમનો બુદ્ધિ વિશાલ,
સુસાધુહંસ સમરો(ગો?) સુરચંદ, શીતલ વચન જિમ શારદચંદ. ૪૪

---

૨૧ **હેમચંદ્રાચાર્ય**—"અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીનાં વ્યાકરણ આદિ પ્રવર્તક અને પ્રાકૃત બોલીઓના પાણિનિ. એ સમર્થ ગૂર્જર ગ્રંથકારનો સમય ઇ. સ. ૧૦૮૮–૧૧૭૨ છે." તેઓ ગૂજરાતના રાજન્ સિદ્ધરાજના સમયમાં હતા, પછીના રાજન્ કુમારપાળના ગુરૂ હતા (સંક્ષિપ્ત ચારિત્ર માટે જુઓ યોગશાસ્ત્ર–મુંબઇ માંગરાળ જૈન સભા તરફથી પ્રકાશિત થયેલ ગ્રંથના પ્રારંભમાં મૂકેલું મારૂં લખેલું ચરિત્ર, તથા ગુજરાત સાહિત્ય ખંડ ૫ વિભાગ ૨–૩–૪માંનો નિબંધ નામે 'જૈનો અને તેમનું સાહિત્ય' પૃ. ૬૫ થી ૧૫૮ પૈકી ૯૨ થી ૧૦૦. વિશેષમાં કુમારપાળ રાસ–પ્રબંધ, પ્રબંધચિંતામણી, ચતુર્વિંશતિ પ્રબંધ વગેરે.

×**સિદ્ધસેન દિવાકર**. ઉજ્જયિનીના રાજા વિક્રમાદિત્યના પ્રતિબોધક આચાર્ય. તેમણે જૈન ન્યાયને પ્રથમ પદ્ધતિપુરઃસર મૂક્યું; કોઇના માનવા પ્રમાણે વિક્રમના નવરત્નમાંના ક્ષણપક તે એ હતા. તેમણે ન્યાયાવતાર, સંમતિતર્ક આદિ ન્યાયના ગ્રંથો અને કલ્યાણમંદિર સ્તોત્ર રચેલ છે.

ે કવિ મોટા બુદ્ધિ વિશાલ, તે આગલિં હું મુરખ બાલ,
ાયર આગલિ સરોવર નીર, કસી તોડિ આવણુ નિ ખીર. ૫૫

ોર પાંડ ધૃત સરિષા જેહ, હું સેવક મુઝ ઠાકુર તેહ,
ાહનાં નામ તણઈજ પસાય, સ્તવીઓ કુમારપાલ નરરાય. ૫૬

—કુમારપાલ રાસ.

૫૯. આમાં પૂર્વ સમયનાં જૈન ગૂજરાતી કવિઓનાં નામ ી આવે છે:-[૨૧]લાવણ્યસમય, [૨૨]લીંબો, [૨૩]ખીમો, [૨૪]સક-

---

૨૧. **લાવણ્યસમય**—તેમનો વિમલપ્રબંધ સ્વ. સાક્ષર શ્રી મણિલાલ ારભાઇ વ્યાસે મુદ્રિત કરાવી પ્રસિદ્ધ કર્યો છે. જન્મ સં. ૨૧, દીક્ષા ૧૫૨૯, પંડિતપદ સં, ૧૫૫૫; તેમણે સં. ૧૫૮૭ માં ્ંજયના સપ્તમોદ્ધારની પ્રશસ્તિ લખી છે. તેમની કૃતિઓ વચ્છરાજ-રાજ રાસ (આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૩ જામાં મુદ્રિત) વગેરે ેક છે. વિસ્તાર માટે જુઓ વિમલ પ્રબંધ, તથા આનંદ મૌ. જાની પ્રસ્તાવના. મારો ગ્રંથ—જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ લો ૬૮-૮૮.

૨૨. **લીંબો**—શ્રાવક. સમય કૃતિ માટે જુઓ જૈન ૧૬૨-૧૬૩.

૨૩. **ખીમો**—એ શ્રાવક કવિ છે. સમય તથા કૃતિ જુઓ ૪ન પૃ. ૧૬૧-૧૬૨.

૨૪. **સકલચંદ્ર**—(ઉપાધ્યાય મુનિ) કે જેમણે ઘણી સઝાયો, ાનાદિ, તેમજ આખ્યાન રચ્યાં છે. તે માટે જુઓ જૈન પૃ. ૫ થી ૨૮૪.

લચંદ્ર, [૨૫]હંસરાજ, [૨૬]વાછો (વચ્છ), [૨૭]દેપાલ, [૨૮]માલ (મુનિ ?), હેમ (?), સુસાધુહંસ,[૨૯] સમરો[૩૦] (સમયસુંદર[૩૧] ?),

---

૨૫. **હંસરાજ**—જેમણે મહાવીર સ્તવન રચ્યું છે તે.

૨૬. **વાછો**—શ્રાવક. તેની કૃતિઓ માટે જુઓ એજન પૃ. ૬૩ થી ૬૬. આમાં વચ્છ અને વચ્છ ભંડારીનો સમાવેશ થાય છે.

૨૭. **દેપાલ**—શ્રાવક. તેનો સમય તેમજ કૃતિઓ માટે જુઓ એજન પૃ. ૩૭ થી ૪૧.

૨૮. **માલ**—માલમુનિ–માલદેવ લાગે છે સમય તથા કૃતિઓ માટે જુઓ એજન પુ. ૩૦૫ થી ૩૧૦.

૨૯ સુસાધુહંસ—**સાધુહંસ** મુનિ. સમય અને કૃતિ માટે જુઓ એજન પૃ. ૨૨.

૩૦ **સમરો**—આ નામના કવિની કોઇ મોટી કૃતિ પ્રાપ્ત થઇ નથી. તેથી તેનો ઉલ્લેખ મારા ગ્રંથ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧લામાં થયો નથી. કવચિત્ તે નામના કવિની સ્વાધ્યાય આદિ નાની કૃતિ મેં જોઇ છે એવું સ્મરણમાં છે.

૩૧ **સમયસુંદર**–ખરતર જિનચંદ્ર સૂરિના શિષ્ય શ્રી સકલચંદ મુનિના શિષ્ય. તેઓ ઋષભદાસના સમકાલીન હતા. તેઓ પણ એક સમર્થ કવિ હતા. જૈન ગુર્જર સાહિત્યમાં વિક્રમ સત્તરમી સદીના ઉત્તરાર્ધને 'સમય–ઋષભયુગ' કહીએ તો ચાલે તેમ છે. સમયસુંદરના સંબંધી વિસ્તૃત નિબંધ મેં લખ્યો છે તે આ નિબંધના પ્રારંભમાં જણાવાઇ ગયું છે. તેમણે ઘણી કૃતિઓ રચી છે. જુઓ જૈન ગુર્જર કવિઓ ભાગ ૧ પૃ. ૩૩૧ થી ૩૯૧.

સુરચંદ[૩૨] વગેરે.—આ સર્વની બુદ્ધિ વિશાલ જણાવી તેમની પાસે પોતે મૂર્ખ બાલક છે એવું કહી આપણો કવિ વિનય સાચવે છે એટલુંજ નહિ, પરંતુ સરસ્વતીને સ્તુતિ કે જે પોતાના દરેક ગ્રંથમાં કરે છે તે કરતાં તેમની સહાયતા માંગવા પોતાની અતિશય દીનતા, લઘુતા, અને અજ્ઞાનતા દર્શાવે છે:—

સમરૂં સરસતિ ભગવતી, સમર્યાં કરજે સાર,
હું મૂરિખ મતિ કેલવું, તે તાહરો આધાર.
પિંગલ ભેદ ન ઓળખું, વ્યક્તિ નહી વ્યાકર્ણ,
મુરીખમંડણ માંનવી, હું સેવું તુજ ચર્ણ.

—કુમારપાલ રાસ. પૃ. ૧.

૯૦. કવિતા સંબંધી એક સ્થળે કહ્યું છે કે અણચિંતવ્યું જે કહે તે કવિતા—'જિમ કવિતા અણચિત્યું કહઇ-યા પાઠાંતર જીમ કવિતા મનિ ચિંતવ્યું કવે'—કુમારપાલરાસ પૃ. ૨૩ કડી ૧૧૯.

## ૧૩ કવિની કૃતિઓ

૯૧. બીજે સ્થલે કહ્યું છે કે

કવિતા પંડિત જાગે ઘણાં, બુઝવે નારિબાલ
પ્રાહિ પંડિત તે નહિ સમઝાવઇ ભૂપાલ.

—કુ. રા. પૃ. ૧૧૧-૭૪; હી. રા. ૧૭૯-૧૧.

ભણ્યો ગણ્યોવિચક્ષણ પણો, માગિઈ મૂહુત ગયો કવિ તણો.

—કુ. રા. ૧૪૧-૬૫.

---

૩૨ સુરચંદ—આ નામના કવિની કોઇ કૃતિ પ્રાપ્ત થઇ નથી. સુરહંસ નામનો કવિ છે. જુઓ એજન પૃ. ૧૩૨ સુરચંદ એટલે દેવચંદ એમ હોય તો દેવચંદ ઋષભદાસના સમકાલીન હતા. જુઓ એજન પૃ. ૫૭૯-૫૮૧.

૬૨. આપણા કવિની કૃતિઓ ઘણી હોવી જોઇએ એવું તેની ઉપલબ્ધ કૃતિઓ તથા જૂદા જૂદા ભંડારોની ટીપો પરથી માલૂમ પડતું હતું, પરંતુ કેટલાએક પ્રસિદ્ધ ભંડારોની જાતીય તપાસ કરી મળેલી હકીકતો મેં મ્હારા જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ લામાં નોંધી છે. (પૃ. ૪૦૮ થી ૪૫૮). તે છપાયા પછી મળેલી બીજી હકીકત તે ગ્રંથના ત્રીજા ભાગમાં આવશે. તે છતાં તેની સંખ્યા કેટલી છે તે હીરવિજયસૂરિ રાસ પરથી સુભાગ્યે મળી આવે છેઃ—

તવન અઠાવન ચોત્રીસ રાસો, પુણ્ય પસર્યો દીઇ બહુ સુખવાસો,
ગીત થુઇ નમસ્કાર બહુ કીધાં, પુણ્ય માટિ લખી સાધુનિં દીધા.

૬૩. આ પરથી જણાય છે કે તેમણે ૫૮ સ્તવન, ૩૪ રાસાઓ રચ્યાં હતાં અને તે ઉપરાંત ગીત, સ્તુતિ, નમસ્કાર વગેરે અનેક બનાવ્યાં હતાં. આ સર્વ પુણ્યાર્થે લખી સાધુઓને આપી દીધાં હતાં. સાધુઓએ અનેક પ્રતો કરી કરાવી તે સર્વ સાચવી રાખ્યાં.

૬૪. આ પર વિશેષ શોધ કરતાં સ્વ. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ પાસેથી હીરવિજયસૂરિના બારબોલના રાસની તેમણે ઉતારેલી પ્રત મળી કે જેની અંતે તેની કૃતિની ગાથાવાર ટીપ નીચે પ્રમાણે આપેલ છેઃ—(આમાં સાલસંવત્ મૂલ જોઇને તથા બીજા આધારથી પૂર્યા છે.)

૩૩" સંઘવી રીષભકૃત રાસની ટીપ લખી છઇઃ—

---

૩૩ શ્રેણિક રાસની એક પ્રતમાં પણ ટીપ આપી છે તેમાં જે રાસનાં નામનો ઉલ્લેખ નથી અને જે આ ટીપમાં છે તેનાં નામ; મલ્લિનાથ રાસ, હીરવિજયસૂરિનો રાસ, પુણ્યપ્રશંસા રાસ, ગીત, હરિયાલી. અને શ્રેણિક રાસની ટીપમાં છે અને આ ટીપમાં નથી તે રોહિણીઆનો રાસ ગાથા ૨૫૦૦, તીર્થંકર ૨૪ નાં કવિત છે.

| રાસનાં નામ | | રચ્યા સંવત્. |
|---|---|---|
| *૧ શ્રીરીષભદેવનો રાસ | ગાથા ૧૨૭૧ | |
| ૨ શ્રીભરતેશ્વરનો રાસ | ગાથા ૧૧૧૬ | ૧૬૭૮ પોશ શુદ ૧૦ (મુદ્રિત. આનંદ કાવ્ય મહોદધિ મૌ. ૩) |
| ૩ ,, જીવવિચારનો રાસ | ,, ૫૦૨ | સં. ૧૬૭૬ આશો શુદ ૧૫ |
| ૪ ,, ક્ષેત્રપ્રકાશ | ,, ૫૮૪ | સં. ૧૬૭૮ મહા શુદ ૨ ને ગુરૂવાર |
| ૫ અજાપુત્ર રાસ | ગાથા ૫૫૯ | સં. ૧૬૭૭ વિજય-સેનસુરિનાવારામાં |
| ૬ શત્રુંજય રાસ | ગાથા ૩૦૧ | |
| ૭ સમકીત રાસ | .. ૮૭૯ | સં. ૧૬૭૮ જેઠ સુદિ ૨ ગુરૂવાર |
| ૮ સમક્સરૂપ (સમયરારૂપ) રાસ | ગાથા ૭૯૧ | |
| ૯ દેવસરૂપ રાસ | ગાથા ૭૮૫ | |
| ૧૦ નવતત્ત્વ રાસ | ગાથા ૮૧૧ | સં. ૧૬૭૬ કાર્તિક વદ ૦)) રવિવાર |
| ૧૧ થૂલીભદ્ર રાસ | ગાથા ૭૨૮ | સં. ૧૬૬૮ કાર્તિક વદ ૦)) દીવાળી શુક્ર |
| ૧૨ વ્રતવિચાર રાસ | ગાથા ૮૬૨ | સં. ૧૬૬૬ કાર્તિક વદિ ૦)) દીવાળી. |
| ૧૩ સુમિત્રરાજા રાસ | ૧ ગાથા ૪૨૬ | સં. ૧૬૬૮ પોસ શુદ ૨ ગુરૂવાર |
| ૧૪ કુમારપાલ રાસ | ગાથા ૪૫૦૬ | સં. ૧૬૭૦ ભાદ્રપદ શુદ ૨ ગુરૂવાર |
| ૧૫ કુમારપાલનો નાનો રાસ | ગાથા ૨૧૯૨ | |
| ૧૬ જીવંત સ્વામીનો રાસ | ગાથા ૨૨૩ | |
| ૧૭ ઉપદેશમાલા | ગાથા ૭૧૨ | સં. ૧૬૮૦ |

* ૧-૭ શ્રેણિક રાસમાં કવિની કૃતિઓની ટીપ આપી છે તેમાં ગાથાની સંખ્યા સંબંધે જે ફેર છે તે આ પ્રમાણે:—૧, ૨૨૩;

| રાસના નામ. | | રચ્યા સંવત્ |
|---|---|---|
| ૧૮ શ્રાદ્ધવિધિ રાસ | ગાથા ૧૬૧૬ | |
| ૧૯ હિતાશિક્ષા રાસ | ગાથા ૧૮૪૫ | સં. ૧૬૮૨ મહા શુદ ૫ ગુરૂ (મુદ્રિત શા. ભીમશી માણેક ખડક મુંબઇ) |
| ૨૦ પૂજાવિધિ રાસ | ગાથા ૫૭૧ | સં. ૧૬૮૨ વૈ. શુ. ૫ ગુરૂ |
| ૨૧ આર્દ્રકુમાર રાસ | ગાથા ૯૭[2] | |
| ૨૨ શ્રેણિક રાસ | ગાથા ૧૮૩૯ | સં. ૧૬૮૨ આશે શુદ ૫ ગુરૂ |

સ્તવન ૩૩, નમસ્કાર [3] ૧૨, થોઓ (સ્તુતિઓ) [4]૨૫, સુભાષિત [5]૪૮૦, ગીત ૪૧, હરિયાલી ૫.

| | | |
|---|---|---|
| ૨૩ હીરવિજયસૂરિ રાસ | ગાથા | સં. ૧૬૮૫ આસો શુદ ૧૦ ગુરૂ |
| ૨૪ મલ્લિનાથ રાસ | ગાથા ૨૯૫ | સં. ૧૬૮૫ પોષ શુદિ ૧૩ રવિ. |
| ૨૫ પુણ્યપ્રશંસા રાસ | ગાથા ૩૨૮ | |
| ૨૬ કયવન્નાનો રાસ | ગાથા ૨૮૪[6] | સં. ૧૬૮૩ |
| ૨૭ વીરસેનનો રાસ | ગાથા ૪૪૫[7] | |

[આ ઉપરાંત બે રાસ ઉમેરી શકાય એક તો જેમાં આ ટીપ છે તે નામેઃ—

૨૮ હીરવિજયસૂરિના બારબોલ રાસ. સંવત ૧૬૮૪ શ્રાવણ વદ ૨ ગુરૂવાર

અને બીજા એક રાસનું નામ શ્રેણિક રાસની એક પ્રત કે જે 'સંવત્' ૧૬૯૭ માઘ વદિ ૮ રવિવારે સા. પકા વીરાનાં પાનાં આણીની

---

૨, ૧૯૭; ૩, ૧૨; ૪, ૭; ૫, ૩૭૯; ૬, ૫૨૭; ૭, ૫૨૭.

ઉતારો છ, લખીતં ગાંધી માધવસુત વર્ધમાન પઠનાર્થં સમજી' એ શબ્દોથી સમાપ્ત થયેલી છે તેમાં આપેલી ટીપ પરથી માલૂમ પડતું નીચેનું છેઃ—

૨૯ રોહિણીઆનોરાસ ગાથા ૨૫૦૦ (સં. ૧૬૮૮ પોશ સુદ ૭)
અને તીર્થંકર ૨૪ નાં કવિત છે,
અને તે ઉપરાંત ભંડારોની ટીપ વગેરે પરથી.

૩૦ અભયકુમારરાસ. સં. ૧૬૮૭ કાર્તિક શુદ ૯ ગુરૂવાર

૩૧ વીશસ્થાનક તપ રાસ સં. ૧૬૮૫

૩૨ સિદ્ધસિક્ષા (?) રાસ પાટણ ત્રીજા ભંડારમાં છે.

સ્તવનમાં સં. ૧૬૬૭ પોષ શુદ ૨ ગુરૂવારે પૂર્ણ કરેલા નેમનાથ રાજીમતિ સ્તવન (નેમિનાથનવરસો), વિજયસેનસૂરિ વગેરેના વખતમાં કરેલ' 'આદિનાથ વિવાહલો' વિગેરે.

૬૫. કાવ્યની પરીક્ષા તેમાં રહેલાં વસ્તુ, પાત્ર અને રસ એ ત્રણથી સામાન્ય અંશે થાય છે. રસ સબંધે જણાવીએ તો આ કવિનાં ઉપરોક્ત લગભગ સર્વ કાવ્યો ઉપલબ્ધ થાય તેમ છે. પણ તે સર્વ સબંધે બધાના અવલોકન વગર કંઇપણ કહી ન શકાય. છતા મને જે જણાય છે કે કવિએ રસની જમાવટ કરવામાં જે ચાતુર્ય, માધુર્ય. ઉપલબ્ધ થયાં છે તે પરથી કલ્પના, શબ્દપ્રયોગ, અને વર્ણનશૈલી વાપરેલ છે તે જોતાં તેમણે સફલતા મેળવી છે, અને સત્તરમા સૈકામાંના એક પ્રતિષ્ઠિત અને સમર્થ કવિ તરીકે ગણનામાં મૂકવા લાયકનું સામર્થ્ય બતાવ્યું છે. તેની કેટલીક કૃતિઓ સંસ્કૃત પરથી અનુવાદ છે, છતાં તે એટલી બધી ઉત્તમ છે કે વાંચતાં જણાય તેમ નથી કે તે અનુવાદ છે.

૬૬. ઉપરની કૃતિઓ પરથી કોઇ એમ કહેશે કે ઋષભદાસે પોતાની જે જે કૃતિઓ રચી છે તે પોતાના સંપ્રદાયને લગતી છે,

તેમાંની ઐતિહાસિક કૃતિઓ પણ–જેવી કે કુમારપાલ અને હીરવિજયસૂરિ પરના રાસો છે—તે જૈન સંપ્રદાયની ઐતિહાસિક વ્યક્તિઓ સંબંધી છે અને એજ રીતે સર્વ જૈન કવિઓએ પ્રાયઃ કર્યું છે.

૬૭. આના ઉત્તરમાં કહેવાનું કે ઉપરોક્ત વાત મુખ્યત્વે કરી સત્ય છે અને એજ વાત જૈનેતર પ્રાચીન કવિઓને પણ લાગુ પડે છે. દલપત અને નર્મદ અર્વાચીન યુગમાં થયા પણ તે પહેલાં જોઇશું તો જૈનેતર કવિઓએ પણ પોતાના સંપ્રદાયને લગતુંજ કાવ્યસાહિત્ય રચ્યું છે. ટુંકામાં અર્વાચીન યુગ પહેલાનું કાવ્યસાહિત્ય—જૈનેતર કે જૈન—સાંપ્રદાયિક જ હતું[૩૪] તેથી તે સાહિત્ય સમજવાને–અભ્યાસવા માટે જૈનેતર અને જૈનના ધાર્મિક સાહિત્ય—કથા વગેરેનો અભ્યાસ કર્તવ્ય છે.

## ૧૪ કેટલાંક કાવ્યોનું વસ્તુ

૬૮. (૧) કુમારપાલ રાસ તે જિનમંડનગણિના કુમારપાળ-

---

૩૪ સરખાવો–પ્રસ્થાન માસિકના તાજા પ્રગટ થયેલા વૈશાખ સં. ૧૯૮૩ના અંકમાં 'કવિશ્રી ન્હાનાલાલનો આધુનિક કાવ્ય સાહિત્યમાં ફાળો' એ નામના રા. અભિજિતે લખેલા લેખની પહેલી પંક્તિઓઃ—

"આપણા સાહિત્યનો અર્વાચીન યુગ દલપત નર્મદથી શરૂ થતો સાધારણ રીતે માનવામાં આવે છે. આ માન્યતા અનેક દૃષ્ટિબિન્દુએ છે કે નર્મદ દલપત પૂર્વે જે કાવ્યો લખાતાં તે બધામાં મુખ્યત્વે કરીને સામ્પ્રદાયિક તત્ત્વ વિશેષ હતું, અને આથી તે કાવ્યો સમજવાને માટે તે તે સમ્પ્રદાયોના થોડા ઘણા જ્ઞાનની ભૂમિકાની આવશ્યકતા રહેતી. આ વસ્તુસ્થિતિમાં દલપત નર્મદના આગમનથી ફેર પડયો, કાવ્ય સામ્પ્રદાયિક ચીલામાંથી નીકળી જઇ વધારે વિશાળ સૃષ્ટિમાં વિહરવા માંડયું: અને પરિણામે જીવનની પ્રવૃત્તિઓ જેમ અનેકવિધ છે, તેમ કાવ્યની ગતિ પણ અનેક ક્ષેત્રોમાં થવા લાગી."

પ્રબંધ* પરથી (૨) હીરવિજયસૂરિનો તે દેવવિમલ ગણિકૃત હીર-સૌભાગ્ય નામના સંસ્કૃત મહાકાવ્ય પરથી, આ કાવ્યમાં સત્તરસર્ગ છે. એમાં કાવ્ય ૨૭૮૯ છે; ઉપરાંત પ્રશસ્તિ ૨૨ કાવ્યાત્મક છે. બધાં મળી કાવ્ય ૨૮૧૧. કદાચ શ્લોકમાન ત્રણ હજારને પાંચ કવિ કહે છે તેમ થતું હશે (?) અને (૩) ભરતેશ્વર બાહુબલી રાસ તે શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રમાંના ઋષભદેવ ચરિત્રપરથી રચેલ છે, છતાં દરેકમાં પોતાની કલ્પના, વર્ણનસુંદરતા, પ્રતીયમાન છેજ.

પૂર્વઈ જે મહાપંડિત હવો, સૂરિ સોમ પંડિત અભિનવો,
પંચાસમિં પાટિ તે કહ્યો, તવગચ્છ સિરિ ટીકો થયો.
તેહનો શિષ્ય સુપુરૂષ કહિવાય, જિનમંડણ નાંમિ ઉવઝાય,
કુમારપાલ પ્રબંધજ કર્યો, સુણતાં નરનારી ચિત્ત ઠર્યો.
શાસ્ત્રઇ સંખ્યા અડત્રીસ, ગ્રંથ કર્યો ગુરૂ નાંમી સીસ
સંવત ચઉદ બાણુઓ ભલો, કુમારપાલ ગાયો ગુણનીલો.
કાવ્ય શ્લોક ગદ્ય જૂનાં જેહ, કેતાએક માંહિ આણ્યા તેહ,
કેતાએક ભાવ ગુરૂમુખથી લહ્યા, તે મિં જોડી વીવરી કહ્યા.
ગ્રાય ગ્રંથ હમણાં વંચાય, મનમાં મત રાખો શંકાય,
તે પ્રબંધ માહિ છે જસ્યુ, ઋષભ કહે મેં આણ્યું તસ્યું.

કેતાએક ગંભીર બોલ તિહાં જેહ, મઈ રાસમાંહે જાણ્યાં તેહ,
કેતાએક પરંપરાઇ વાત, તે જોડી આંણ્યાં અવદાત. ૬૩
જિનશાસ્ત્ર અનેરાં ભલાં, તિહાંથી વચન સુણ્યાં કેતલા,
રાસ મધ્યે આંણ્યા તેહ, આણ્યું નિતિશાસ્ત્ર વલી તેહ. ૬૪
હેત યુકિત દૃષ્ટાંતહ જેહ, શાસ્ત્ર અનુસારિ આણ્યા તેહ,
વચન વિરૂદ્ધ કહ્યું હોઇ જેહ, મિચ્છા દુક્કડ ભાખું તેહ. ૬૫

* આનું ગુજરાતી ભાષાંતર વડોદરા ગાયકવાડ સરકાર તરફથી, સ્વ૦ રા૦ મગનલાલ ચુનિલાલ વૈદ્યે કરેલું પ્રસિદ્ધ થઇ ગયું છે.

કવિત કાવ્ય શ્લોક નિ દૂહા, કર્યાં કવિ જે આગઈ હુઆ,
સરસ સુકોમલ આણ્યા જેહ. રાસમાંહિ લેઇ આણ્યા તેહ. ૬૬
એણિપરિ બોલ ઘણા મનિ ધરી, રાજઋષિ ગુણમાલા કરી,
સિદ્ધ કામકાજ માલીઈં વરી, બ્રહ્મસુતાઇ સાર મુઝ કરી. ૬૭

—કુમારપાલ રાસ.

(૨) પુરવિં હેવવિમલ પંન્યાસ, સોલ સરગ તેણિં કીધા ખાસ,
ત્રિણ્ય સહસ નિ પંચ કાવ્ય, કરજોડી કીધાં તેણિં ભાવ્ય.
પાંચ હજાર નિ સઈ પાંચ, એકાવન ગાથાવત્પઠનો (ટીકાનો) સંચ,
નવહજાર સાતસઈ પીસ્તાલ, કરિ ગ્રંથ નર બુદ્ધિ વિશાલ.
વિકટ ભાવ છિ તેહના સહી, માહીરી બુદ્ધિ કાંઇ તેહવી નહિં,
મઈ કીધો તે જોઇ રાસ, બીજા શાસ્ત્રનો કરી અભ્યાસ.
મોટાં વચન સુણી જે વાત, તે જોડી આણ્યા અવદાત,

—હીરવિજયસૂરિ રાસ.

(૩) હેમ ચરિત્ર કરે ઋષભનું, એ આણી મન ઉલ્લાસ,
સોય સુણી વળી મેં રચ્યો એ, ભરતેશ્વર નૃપ રાસ.

—ભરતેશ્વર રાસ.

૬૯. આ ત્રણે રાસ પૈકી ભરતેશ્વર રાસમાં જૈન પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના પુત્રો ભરત અને બાહુબલિનું ચરિત્ર ધર્મ-કથાનક રૂપે છે, જ્યારે ગૂજરાતના રાજા કુમારપાલ, અને અકબર બાદ-શાહના પ્રતિબોધક હીરવિજયસૂરિ—એ બંને ઐતિહાસિક પુરૂષોનાં ચરિત્રો તેમના નામાભિધાનના બે રાસમાં આપવામાં આવ્યાં છે.

૭૦ હિતશિક્ષાના રાસમાં જૈન શ્રાવકની ધર્મકરણી આપી છે, અને હીરવિજયસૂરિના ૧૨ બોલના રાસમાં હીરવિજયસૂરિએ પોતાના સમયમાંના વિદ્વાન્ સાધુ અને આચાર્યની સંમતિથી ધર્મસાગર ઉપાધ્યાય નામના વિદ્વાન્ ઉગ્ર સ્વભાવી સાધુએ રચેલા બીજા જૈન ગ્રંથોના ખંડ-

નાત્મક ગ્રંથ નામે 'કુમતિ કુંદાલ' થી ઘણો ખળભળાટ થયો હતો તેથી તેને જલશરણુ કરવામાં આવ્યો હતો, અને તે ખળભળાટ અટકાવવા માટે બાર બોલ લખી તેને જૂદાં જૂદાં સ્થળોએ પળાવવા માટે મોકલાવી આપ્યા હતા તેનું વર્ણન છે.

૭૧ ઋષભદેવ અને મલ્લિનાથ એ જૈનના વર્તમાન ૨૪ તીર્થંકરો પૈકી પહેલા અને ઓગણીશમા તીર્થંકર છે તેનાં ચરિત્રો છે. મલ્લિનાથ રાસમાં જ્ઞાતા ધર્મકથાંગમાંથી તેનો સંબંધ લીધો છે. શ્રેણિક એ મહાવીરના સમયમાં મગધનો રાજા હતો કે જેનું બિમ્બિસાર એ નામ બૌદ્ધ ગ્રંથોમાં જોવાય છે. અભયકુમાર એ તેનો કુમાર અને મંત્રી હતો; તેમનાં ચરિત્રો તે તે રાસમાં આપ્યાં છે; સ્થૂલિભદ્ર એ નવમા નંદના શકડાલ મંત્રીનો પુત્ર હતો. અજાપુત્ર, કયવન્ના, વીરસેન, સુમિત્ર રાજા જૈન કથાસાહિત્યમાં દાર્ષ્ટાંતિક પુરૂષો છે. આર્દ્રકુમાર એ ઉક્ત અભયકુમારથી પ્રતિબોધિત અનાર્ય રાજાનો પુત્ર હતો. આમ ચરિત્રો કાવ્યમાં નિરૂપણ કરી 'વાર્તાના ચમત્કારના ભોગી શ્રોતાઓની રૂચિને પોષનું સાહિત્ય' કવિએ પૂરું પાડયું છે.

૭૨. તે સિવાય વિધિ, ઉપદેશ, બોધ સંબંધે સંસ્કૃત અને માગધી ગ્રંથો નામે શ્રાદ્ધવિધિ (રત્નશેખર સૂરિ કૃત, વિરચિત સં. ૧૫૦૬), અને ઉપદેશમાલા કે જેના રચનાર તરીકે મહાવીર હસ્ત દીક્ષિત શિષ્ય ધર્મદાસ ગણિ કહેવાય છે, તે પરથી સ્વતંત્ર અનુવાદ રૂપે શ્રાદ્ધવિધિ અને ઉપદેશમાલા રાસ કવિએ રચ્યા લાગે છે. શ્રાદ્ધવિધિમાં શ્રાદ્ધ--શ્રાવકોનાં સંપૂર્ણ આચાર આળખેલા છે અને ઉપદેશમાલામાં સાધુના આચાર—ચરિત્રપાઠો મૂકેલા છે. તે સિવાય સમ્યગ્દષ્ટિ (બોધિ—પ્રજ્ઞા) શું છે, એ સમજાવવા સમકિતસાર રાસ રચ્યો છે અને જગતમાં જીવ અને અજીવ એ બે તત્ત્વો પરથી પાપ, પુણ્ય આસ્રવ [કર્મદ્વાર], સંવર, [કર્મનિરોધ], નિર્જરા [કર્મનો અંશતઃ ક્ષય]

અને મોક્ષ [કર્મનો આત્યંતિક ક્ષય] એમ સાત તત્ત્વો થાય છે તે મળી નવ તત્ત્વોનું સ્વરૂપ સમજાવનાર નવ તત્ત્વ એ નામનો પ્રકરણગ્રંથ કવિએ નવતત્ત્વરાસરૂપે અનુવાદ કર્યો લાગે છે, અને બાર વ્રત [પંચમહાવ્રત અને સાતગુણવ્રત મળી બાર વ્રતઃ—નામે અહિંસા, અસ્તેય, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, દિગ્પરિમાણ, દેશાવગાસિક, ભોગોપભોગ પરિમાણ, અનર્થ દંડ, સામાયિક, પૌષધ, અતિથિ સંવિભાગ] નું સ્વરૂપ, દેવ અને સમય એટલે શાસ્ત્રનું સ્વરૂપ, સમજાવવા અને જૈન તીર્થોમાં મહાન્ તીર્થ નામે પાલીતાણાના શત્રુંજય પર્વતનાં તીર્થનું માહાત્મ્ય, અને પુણ્યની પ્રશંસા કરવા રૂપે અનુક્રમે વ્રતવિચાર, દેવસ્વરૂપ, સમય સ્વરૂપ, શત્રુંજય રાસ, અને પુણ્ય પ્રશંસારાસ કવિએ રચ્યા છે. આ શિવાય અનેક સ્તવનો, સ્તુતિઓ અને નમસ્કારો રચ્યા છે કે જે હાલ પણ ઘણા ભાવથી શ્રાવકો પ્રભુસ્તુતિ કરતાં બોલે છે.

૭૩. તેમજ વિશેષમાં એ નોંધવા જેવું છે કે શ્રી ઋષભદાસ કૃત કુમારપાળ રાસપરથી સંવત્ ૧૭૪૨ આસો શુદિ ૧૦ (વિજયા-દશમી) ને દિને જિનહર્ષ ગણિ નામના (ખરતર ગચ્છીય) સાધુએ કુમારપાળ પર સંક્ષિપ્તમાં રાસ રચેલો છે.

તે શ્રી જિનહર્ષ જણાવે છે કેઃ—

'ઋષભ કીયો મેં રાસ નિહાળી, વિસ્તર માંહિથી ટાળી હો,<br>
રાસ રચ્યો નિજ મતિ સંભાળી, રસના પવિત્ર પખાળી હો;<br>
—સોભાગી ભવિયણ! ધર્મશ્યું હો ચિત્ત લાયસે. ૧૨

૭૪. આ પરથી સ્પષ્ટ જણાય છે કે જૈન સાધુ અને શ્રાવકોમાં ઋષભદાસે પોતાના આચાર અને વિચારથી અતિ ઉત્તમ છાપ પાડી પ્રતિષ્ઠા મેળવી છે.

૭૫. ઋષભદાસની સર્વ કૃતિઓ તપાસી નિરીક્ષવા યોગ્ય છે,

તેમાંથી તેમના સમયની ગૂજરાતની સ્થિતિની અનેક સામગ્રી મળી આવે તેમ છે. તેનાં સુભાષિતો જુદાં હાથ લાગ્યાં નથી. પરંતુ બધી મોટી કૃતિઓમાં પુષ્કળ સાંપડે છે અને એક બીજામાં પુનરૂક્ત થાય છે તો તે દરેક કૃતિમાંથી સંગ્રહીત કરી શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ કે અન્ય સંસ્થાએ મુદ્રિત કરાવી પ્રસિદ્ધ કરવા યોગ્ય છે. તેની કૃતિઓનો સંગ્રહ એકજ પુસ્તકાકારે છપાય તો તે વિશેષ અનુમોદનીય છે. આમ થશે ત્યારે આ કવિ, પ્રેમાનંદ અને તેના જેવા કવિઓની સાથે પોતાનું સુયોગ્ય સ્થાન લેશે એ નિર્વિવાદ હું ગણું છું.

## ૧૫ ઇ. સ. ૧૮ મા શતકનું જૈન ગૂર્જર સાહિત્ય

૭૬. જૈન ગૂર્જર સાહિત્યનો ક્યારે આરંભ થયો તેના સંબંધમાં સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી નીચે પ્રમાણે જણાવે છે:—

"પર્વ અઢારમું શતક. જૈન કવિતાનો પ્રથમ ઉદય.

(આ) જૈન કવિ ઉદયરત્ન.

જૈન કવિતાનો ગુજરાતીમાં પ્રથમ ઉદય—અન્ય કવિયોથી જુદો પડતો અને ઉક્ત પ્રકારની જૈન શૈલીના અને જૈન વિરક્તિના ગુણોથી ભરેલો—પણ તનખા જેવોજ."[૩૫]

૭૭ આ કથન જૈન ગૂજરાતી સાહિત્યના અનંતશાખિત્વ, વિસ્તારની અનભિજ્ઞતાને લઇને થયું છે એમ જણાવ્યા વગર રહી શકાતું નથી, અને તેથી ઉક્ત સ્વર્ગસ્થ સાક્ષરશ્રીને ઠપકો કે દોષ આપીએ તો અન્યાય ગણાશે. વાસ્તવિક રીતે જે સમયમાં આદિ ગૂર્જર સાહિત્યનાં બીજ ગુજરાતનાં અમુક સ્થલે રોપાઇ પ્રગટ થયાં છે એવું

---

૩૫ જુઓ પ્રથમ સાહિત્ય પરિષદ્‌નો રિપોર્ટ પૃ. ૧૬.

ઉક્ત સાક્ષર જણાવે છે એટલે ઇ. સ. ૧૪૦૦–૧૫૦૦ સુમારે; તેથી અગાઉનું જૈન ગૂજરાતી સાહિત્ય હસ્તલેખોમાં મળી આવેલું જોવામાં આવ્યું છે. સત્તરમા સૈકામાં—બીજાનું ભરણું એક બાજુ રાખી કહીએ તો—શ્રી પ્રેમાનંદ શરૂ કરે તે પહેલાંના ઋષભદાસ નામના શ્રાવક કવિ એકલાએ લગભગ દશહજાર ગાથા ઉપરાંત કાવ્યસાહિત્ય રચ્યું છે, અને અઢારમા સૈકામાં તેનો વિસ્તાર વિશેષ છે તો પછી તેને તનખા કહી શકાશે નહિ. ઓગણીશમા શતકમાં પણ જૈન કવિઓ ઓછા નથી થયા. તે માટે ઉક્ત સ્વર્ગસ્થ શ્રીયુત ગોવર્ધનરામ જણાવે છે કે "ચોથો ભાગ–જૈન કવિઓ, બે ચારેક હરાડમા શતક પેઠે"–એ કથન ફેરવ્યા વગર છૂટકો નથી. મારૂં આ વક્તવ્ય જૈનોના ગૂર્જર સાહિત્ય ગ્રંથોનો ઇતિહાસ લખાશે ત્યારે અને જેમ જેમ વધુ જૈન સાહિત્ય પ્રગટ થતું જશે તેમ તેમ યોગ્ય છે કે નહિ તે પ્રતીત થાય તેમ છે.[૩૬]

૭૮. અત્યાર સુધી જૈન ગૂર્જર સાહિત્ય પ્રસિદ્ધિમાં નથી આવ્યું તેનું કારણ એ છે કે (૧) મોટે ભાગે અને પ્રાયઃ તેના સ્રષ્ટાઓ જૈન મુનિઓ હતા. તેઓ પોતાની કૃતિઓ તથા પોતાના પૂર્વકાલીનની કૃતિઓ ધર્મસ્થાનમાંજ—ઉપાશ્રયમાંજ રહી વાંચતા અને સંભળાવતા. જ્યારે બ્રાહ્મણ કવિઓ ગામના ચોરામાં કે બે ત્રણ શેરીઓ ભેગી થતી હોય તેવા ચોગાનમાં વાંચતાં યા માણગોળાવાળા બની લોકને સંભળાવતાં. સરખાવો 'વિપ્ર વ્યાસ ગાય ગુણ રાસ'—કુમારપાલ રાસ પૃ. ૧૩

---

૩૬ આ સને ૧૯૧૫માં લખાયું છે અને ત્યાર પછી તે અત્યાર સુધીમાં વધુ જૈન સાહિત્ય આનંદકાવ્ય મહોદધિના મૌક્તિકોદ્વારા તેમજ બીજે સ્થલે પ્રગટ થયું છે. સંવત્ ૧૩માં સદીથી સત્તરમી સદીના જૈન ગૂર્જર કવિઓનું વિસ્તૃત સૂચિપત્ર જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ લો—એ મારા સંગ્રહગ્રંથમાં બહાર પડયું છે તેમાં ૨૮૭ કવિઓની ૫૪૧ કૃતિનો નિર્દેશ છે.

—પ્રશસ્તિ ૧. (૨) જૈન અને જૈનેતર બંને કવિઓ જૂદી જૂદી જાતની કથાઓ રચી લખતા, પરંતુ તે લખેલા ગ્રંથો બીજાને આપતાં યા ગમે ત્યાં મૂકતાં રખેને તેને 'આશાતના' થાય, તે માટે બહુ કાળજી રાખતા, જ્યારે જૈનેતરોનો તેવો અભિપ્રાય રહેતો નહિ. વળી આ ઉપરાંત હાલના જૈનો મૂળે એવા અભિપ્રાયના હતા કે પુસ્તકો પ્રસિદ્ધ કરવાથી લાભને બદલે ગેરલાભ વધુ થાય છે, જ્ઞાનની આશાતના થવાનો સંભવ છે, પાત્રને બદલે અપાત્રને હસ્તે જવાથી જ્ઞાનનો દુરૂપયોગ થાય તેમ છે, તે ધીમે ધીમે છપાવવાની વલણવાળા થતાં જૈનશાસ્ત્રના પ્રકરણ ગ્રંથો અને સંસ્કૃત ભાષાના ગ્રંથો મુદ્રિત કરાવવા લાગ્યા, અને પ્રાચીન ગૂર્જર સાહિત્ય પણ કેટલુંક બાળબોધલિપિમાં (૩) શ્રાવક ભીમશી માણેકે અખંડ પણે પ્રગટ કર્યું, પરંતુ હાલની શૈલી પ્રમાણે પ્રગટ કરવા પ્રત્યે બહુ લક્ષ ન રહ્યું. તેમ કેળવણીનો બહુ ઓછો પ્રચાર, તેથી સાહિત્યની કિંમત સમજાઇ નહિ અને તેથી જે કંઇ તે પ્રત્યે થયું તે પ્રમાણમાં ઘણું ઓછું હોવા ઉપરાંત અધૂરામાં પૂરૂં કેટલાક તરફથી ચિંથરીઆ કાગળમાં પ્રગટ થયું. હવે સુચિન્હ જણાવા લાગ્યાં છે કે કંઇ કંઇ પ્રયત્ન સારી દિશામાં થવા લાગ્યા છે.

## ૧૬ કવિનાં કાવ્યોમાંથી કેટલીક વાનગી.

૭૯. ઋષભદાસ કવિની કારકીર્દિ સં. ૧૬૬૬થી એટલે ઇસવી સનના અઢારમા સૈકાના પ્રારંભથી શરૂ થાય છે. એટલે ગૂર્જર પ્રાચીન કવિ શિરોમણિ તરીકે પ્રસિધ્ધ થયેલ પ્રેમાનંદ, શામળ અને અખાની પૂર્વના હોવાનું તેને માન છે, એટલુંજ નહિ પરંતુ તેની વર્ણનશૈલી, શબ્દરચનાકૃતિ, ભાષાગૌરવ તે કવિઓની સરખામણીમાં ઉતરતાં હોઇ શકે તેમ નથી.

૮૦. હવે તેમના ભરતેશ્વર બાહુબલી રાસમાંથી થોડા નમુના લઈએ:-

રાગ રામગ્રી.

રૂદન કરેરે અંતેઉરી, ત્રોડે કંઠના હારરે,
નાખે બીડારે પાનની, કુણ કરસી અમ સારરે;
રહો રહો ભરત નરેશ્વર ! ૧

રહો રહો ભરત નરેશ્વર, તુમ વિણ શૂન્ય તે રાજરે,
ઈંદ્ર સરીખો દેવતા, માને જેહની લાજ રે. રહો. ૨
મસ્તક વેણીને વિડારતી, ફાડે કંચુકિ ચીર રે,
મોતીહાર ત્રુટયા પરેં, નયણે ગળે વળી નીર રે. રહો. ૩
નાટિક ગાન તે પરિહરે, મૂકે સકલ શણગાર રે,
ભૂમિ પડી એક વલવલે, કિસ્યું કર્યું કરતાર રે. રહો. ૪
પાછા વળિયેરે પુરધણી, મૂકી ન જઈયે અનાથ રે,
સાર સંભાલ ન મૂકીયે, જેહનો ઝાલ્યો હાથ રે. રહો. ૫
નારી વનનીરે વેલડી, જળ વિણ તેહ સુકાય રે,
તુમો જળ સરીખા રે નાથજી, જાતાં વેલડી કરમાય રે. રહો. ૬
જળ વિણ ન રહે માછલી, સૂકે પોયણ પાન રે,
તુમ વિણ વિણસેરે યૌવનું, કંઠ વિના જિમ ગાન રે. રહો. ૭
નારી નિરખી પાછા વળો, રાખો અમારી તે મામ રે,
તુમ વિણ શૂનાં રે માળિયાં, શૂનો શય્યાનો ઠામ રે. રહો. ૮
ઇમ વલવલતી રે પ્રેમદા, આંસુડાં લુહે તે હાથ રે;
તુમ વિણ વાસર કિમ જશે, તુમ વિણ દોહીલી રાત રે. રહો. ૯

ભરતેશ્વર રાસ. પૃ. ૮૬.

આ રાજા ભરત ચક્રવર્તીને વૈરાગ્ય થતાં તેના રાજત્યાગ વખતે તેની રાણીનો વિલાપ. તે સાથે, નલરાજાએ તજી દીધેલી વૈદર્ભી પાસે

વનમાં એકલી છે તે વખતે જે વિલાપ પ્રેમાનંદે કરાવ્યો છે-'વૈદર્ભી વનમાં વલવલે'-એ સરખાવો.

૮૧. આજ રાસમાં 'આ ભરતેશ્વર આવિયો' ઢાલ ૩૪ માં છે, સરખાવો પ્રેમાનંદનું 'એ નલરાય આવ્યોરે.'

૮૨. હવે અન્ય વિષય જોઇએ. લગ્ન પ્રસંગે થતી વિધિમાં વપરાતી સામગ્રી વૈરાગ્યવાસિતને મન શું સૂચવે છે તેનું વર્ણન કરતાં કવિ તેજ રાસમાં (પૃ. ૬૦) કહે છે કે:—

માત તાત મોહે પરણાવે, ચિત્ત કુંવરતણું નવ ભાવે,
અંગે પીઠી જવ ચોળાએ, ભાવે આતમા કરમે લેપાએ. ૧
ન્હાતાં શિરે ભાવે સોય, સંસારનાં ફળ કટુ હોય;
ખૂંપ ભરંતા આતમ ભાવે, સંસારે જીવ તણાવે. ૨
વળી ચિંતે ભૂષણ ભાર, ગળે સાંકળ ચિંતે હાર
હાથે શ્રીફળ લેતાં ભાવે, જીવ નારી કિંકર થાવે. ૩
વરઘોડો ચઢીઓ જામ, ચિંતે દુર્ગતિ વાહન તામ,
બહુ વાજિંત્ર બજાવે, મન ચિંતે મુજ ચેતાવે. ૪
વરઘોડેથી ઊતારે, મન હેઠી ગતિ સંભારે;
પુંખે ધુંસરૂં વેગે આણી, સંસાર ધુંસરની એંધાણી. ૫
ત્રાક દેખી કરે વિચાર, જીવ વિંધાશે નિરધાર,
દેખી મૂશળ મનમાં આવે, જીવ સંસાર માંહે ખાંડાવે. ૬
અર્ઘ દેતાં જ્ઞાને જોય, સહી પૂર્વ પુન્ય મુજ ધોય;
શ્રાવસંપુટ જવ ચંપાવે, વિવેક-કોડીયાં મુજ ભંજાવે. ૭
નાક સાહીને વેગે તાણે, સંસારે તણાવું જાણે;
કન્યા છાંટે નવતંબોળ, કહે જીવ હશે એમ રોળ. ૮
કંઠે ન ધરી એ વરમાળ, ગળે દોર ધરે છે બાળ;
પછી ગ્રહે તે કન્યા હાથ, તે તો દુર્ગતિ સાદું આત. ૯

લોક તિલક કરે તે માટે, જાવું દુર્ગતિ કેરી વાટે;
ગાંઠે પડતાં સહી બંધાણો, દોહિલું છુટવું છે અહીંજાણો. ૧૦
અગ્નિ મુજ આણે વંશ જ્યારે, નર-ચિતા રે સંભારી ત્યારે,
ફેરા દેતો જેણી વાર, ચિંતે ફરવું સહી ગતિ ચાર. ૧૧
ચોરી ચારે મમ જાણુ, એ દેખાડે ચહુ ખાણુ,
એમ આતમભાવના ભાવે, શુભ ધ્યાને કેવળી થાવે. ૧૨

—ભરતેશ્વર રાસ. પૃ. ૭૦-૭૧

[આમાં હમણાંની લગ્નવિધિ સાથેનું સામ્ય ઘણું પરખાય છે.]

૮૩. ભરતની સ્ત્રીનું વર્ણન કવિ આ પ્રમાણે કરે છેઃ—

દંત જિસા દાડમકળી, અધર પ્રવાળી રંગ,
ઓર ઘણી કટી પાતળી, સબળ સુકોમળ અંગ.
કનકકુંભ દેવેં ઘડયાં, તાસ પયોધર દોય,
કમળ-નાળ સરખી કહી; નારી બાહુડી હોય.
પગ પંકજનું જોડલું, જંઘા કદલીસ્તંભ,
હંસગતિ ચાલે સહી, રૂપે જાણું રંભ.
દેવકુમારા પદ્મની, અંગ વિભૂષણ સોબ,
પહેરણ ચંપા-ચૂંદડી, કાયા કુંકુમ લોળ.
ચરણે નેવર વાજતાં, કટીમેખળ ખલકંત,
રયણ ઝાલ કાને સહી, વાણી મધુર અત્યંત.
સાર વસ્તુ જગમાં ઘણી, લીધું તેનું સાર,
નારીરત્ન નિપાઇયું, તિમ્રો ભરત ભરતાર.

—એજન પૃ. ૩૯-૪૦

૮૪. કુમારપાલ રાસ લઇએ. આંબા પર કહેતાં કવિ કહે છે કેઃ—

અંબ તણા ગુણ કેતાં કહું, ફરસ કરંતાં બહુ સુખ લહું,
સકલ વૃક્ષમાં આંબો સાર, દેખીતો સુંદર આકાર.

પ્રેમલ જેહને પુહુવિ ન માય, તેણુઇ ગંધઇ સુખ સાતા થાય,
પ્રભુ તણો કોયલ મનિ ધરઈ, આતી બઇઠી ટહુકા કરઈ.
પત્ર સુકોમલ સહી કહેવાય, ધરિ ધરિ તોરણિ તે બંધાય,
છાયા શીતલ સોય નિહાલિ, ફ્લઈ અંત તે ઉષ્ણુકાલિ.
પવન લૂ અને તડકો તાપ, તેણુઈ દિવસ સુખ કાઢઇ આપ,
નદી નવાણુ સૂકે જિણિવાર. અમૃત રસ તવ દિયે સહકાર.
અંબ તણા ગુણ દીસેં જસા, નર ઉત્તમ અંગિ આણે તિસ્યા,
તેહની કીરતિ જગિ વિસ્તરે, સોય પુરુષ સઘલામાં સરે.

—કુમારપાલ રાસ પૃ. ૧૩૩ કડી ૮૬–૯૧

૮૫. સિદ્ધરાજ જયસિંહનું સ્વર્ગગમન થતાં તેના શબને દાહભૂમિ પર લઈ જવામાં આવે છે ત્યારે કવિ કહે છે કે:—

સોનાવરણી રે ચેહ બલે, રૂપાવરણી તે ધુહરે,
કુંકુમવરણી રે દેહડી, અગનિ પરજાલીઅ તેહરે.
માન મ કરસ્યો રે માનવી, કિસ્યો કાયાનો તે ગર્વરે,
સુર નર કિંનર રાજીઆ, અંતે મૃતિકા સર્વરે—

માન મ કરસ્યો રે માનવી.

જે શિરે રચી રચી બાંધતા, સાલૂ સખરા ને પાગ રે,
તે નર પોઢયા રે પાથરે, ચાંચ દિયે શિરિ કાગ રે—માન.
જે નર ગંજી રે બોલતા. વાવરતા મુખમાં પાન રે,
તે નર અગનિ રે પોઢીઆ, કાયા કાજલ વાન રે.—માન.
ચીર પીતાંબર પહેરણેં, કંઠે કનકના તે હાર રે,
તે નર અંતે માટી થયા, જોતાં કાંઈ નવિ સાર રે.—માન.
જે શિરિ છત્ર ધરાવતાં, ચઢતા ગજવર ખંધિ રે,
તે નર અંતે રે ક્ષેહ ગયા, દેહેં દોરડા બાંધિ રે.—માન.

ચોસઠિ સહસ અંતેઉરી, પાયક છનું તે કોડિ રે,
તે નર અંતે રે એકલા, સુતા ચીવર ઓઢિ રે—માન.
જે જિહાં તે તિહાં રહ્યું, પાતિગ પુણ્ય બે સાથિ રે,
એહ સરૂપજ દેહનું, પુણ્ય કરો નિજ હાથિ રે.—માન.
જેહસ્યું હસી હસી બોલતા, કરતા ભોજન સાર રે,
તે નર કાલિ માટી થયા, ઘડતા પાત્ર કુંભાર રે.—માન.
ચંપકવરણી રે દેહડી, કદલી કોમલ જાંઘ રે,
તે નર સુતા રે કાષ્ઠમાં, પડે બડોબડી ડાંગ રે.—માન.
દેહવિડંબણ નર સુંણી, મ કરિસ તૃષ્ણા તું લાખ રે,
જેસંગ સરિખો રે રાજીઓ, બાલી કર્યો તિહાં રાખ રે.—માન.

—એજન પૃ. ૧૪૭–૧૪૮ કડી ૨૯–૩૮

૮૬. એક પુરૂષ, પોતાની સ્ત્રીને તે ગામનો ધણી લઈ ગયો તે માટે કુમારપાલ રાજા પાસે નીચે પ્રમાણે ફર્યાદ કરે છે કેઃ—

નિત ઝૂરૂં દૂખીઓ ફરૂં, જોઉં તો ગાંમોગાંમિ,
સીતા વિછોહ્યો રાઘવ, કેમ રોયો વનિ રાનિ.
રામ રડંતે વનિ રડું, રડયા તેહ મૃગલાય,
રોયા તે વનનાં પંખિયાં, રોતા રયણિ વિયાય.
રામ રડે લખમણ બુઝવે, ઘેલા રામ મ રોય,
ગઈ સીતા અમે લાવસું, લે લોટો મુખ ધોય.
રાઘવ ! રૂદન તમે મમ કરો, વનિ ઘેલા થાસ્યો રામ,
એ જેહવી લખિ આણુસ્યું, તેહનું સીતા ધરસ્યું નામ.
જલ જલ કમલ ન સંપજે, વનિ વનિ અગર ન હોય,
ઘરિ ઘરિ સીત ન સંપજે, વીર વિચારી જોય.
આભા–મંડણ વીજલી, પર્વત–મંડણ મોર,
ઘર–મંડણ સુભારજા, મુખ–મંડણ તંબોલ.

જસ ધરિ ઘોડી હાંસલી, આંખડીઆળી નારી,
તે ધરિ સદા અજૂઆલડું, મુરખિ તેહ જ નિવારી.
એક નર સુખીઓ તે દુખી. જેહને નહિ ધરિ નારી,
કરે દીવો કલસજ કરી, કુણુ ઉભો રહે બારી.
તેણું કારણિં હું નિત રડું, અંન પાન કીઆ ત્યાજી,
આગે કિમ હોલો રડયો, નારી મારૂ કાજિં.
ઉમયા વ્હાલી ઈશને, સીતા વ્હાલી રામ,
ઢોલા વલ્લહી મારૂણી, રાધત્ર વ્હાલી સ્યામ.
તિમ મુંજ વાહલી પદમની, ચઢી પીહારઈ હાથિ,
દિવસ દૂખઈ કરી નીગમું, પણિ નવિ જાય રાતિ.
કનક તણી કચોલડી, ભાંગી પત્થર લગ્ગ,
સગુણ નિરગુણસું મરે, અમી વટાલ્યુ કગ્ગ.
એણું દુઃખે યોગી થયો, જીવું તેણું આધાર,
કુમર નરિંદ આગલિ થસે, તે ગઈ વાલહી નાર.

—કુ. રા. પૃ. ૧૭૫–૧૭૬ કડી ૧૬થી ૨૮.

૮૭. સાગર સંબંધી એક સ્થળે જણાવે છે:—

વાહણે ચઢયો એકવાર, ગાજે ગગન અપાર,
ઊછળે સાગર નીર, ગાજે સબલ ગંભીર.
મચ્છ પ્રગટ બહુ થાય, ભયંકર સબલજ દેખાય,
વાહણ પાતાલમ્હાં જાય, ગગન લગી ઉંચું થાય.

—હી. રા. પૃ. ૨૧૪.

૮૮. હીરવિજયસૂરિનાં સંભારણાં માટે ઉપમાઓ આપી લખે છે કે:—

જિમ કોકિલ સમરે સહકાર, જિમ ચાતક સમરે ધન સાર,
ચંદા તણે સમરણ ચકોર, સમરે જલધર પ્રત્યે મોર.

મધુકર જિમ સમરે માલતી, ઉત્તમ સ્ત્રી સમરે નિજ પતિ,
વછ નાન્હો સમરે જિમ ગાય, બાલક જિમ સમરે નિજ માય.
સકલ સાધ અમો સમરૂં હીર. ગૌતમ જિમ સમરે મહાવીર,
તેણિપરિ સમરૂં ગુરૂ ગણધાર, તુહ્મે જાતાં અહ્મ કુણ આધાર.
—હી. રા. પૃ. ૨૨૫.

૮૯. વાણિયા સંબંધી એમ કહે છે કે:—

વણીગ કટક ચઢયાં ફેરવે, વણિગ ધનનો મદ જીરવે,
વણિગ બંધ થકી છોડવે, વણિગ દરિદ્રપણું નિગમે.
વણિગ કરે સકલની સાર, વણિગ કર ઉડાવણ હાર,
વણિગ દયાવંત જાંણીઆ. દુભિંક્ષ ઉતારે વાણીઆ.
અજા મહિષ ગવરી સાંઢીઆ, મારંતાં છોડે વાણીઆ,
ટાલે અકર અને અન્યાય, સોય કરે જે ન કરે રાય.
તેણિં સહી વણિગનું કુલ સાર, જેણે કુલે હુઆ દાતાર.
—કુ. રા. ખંડ ૨ પૃ. ૧૮૨.

૯૦. આજ પ્રમાણે ચોપાઇમાંજ તે અન્યત્ર કહે છે કે:—

વડી જ્ઞાતિ વાણિગની કહીએ, આ કલિયુગમાંહિ લહીએ,
જે નીતિ સકલના જાણ, જેને અભક્ષ તણા પચ્ચખાણ.
નહી પર પ્રાણીનો ઘાત, વાંકી વાટે જે નવિ જાત,
જીરવતો મદ ધન કેરો, તેણેં કુલ વાણિગનો વડેરો.
ધન્ય વણિગનો અવતાર, કરે સકલ પ્રાણીની સાર,
વાણિગ બંધ થકી છોડાવે, નર સહુને કર ઓડાવે.
વાણિગ દેતા દખિણ લક્ષ, વળી ઊતારે દુરભિક્ષ,
વાણિગને નમે રાણા રાય, ટાળે અકર અને અન્યાય.
ચઢયા કટક તેહને ફેરવતા, નર દરિદ્રપણું નિર્ગમતા,
તિણે વાણિગનું કુળ સાર, જિણ કુળેં હુઆ બહુ દાતાર.
—હી. રા. પૃ. ૧૮.

૯૧. વણિકની બીજી બાજુ પણ કહે છેઃ—

ગલે પાશ દેવે આણિયો, છેતર્યો નવિ જાગે વાણિયો.
લેતો ડસે દેતો ડસે, ઉપર ચઢાવે પાડ.
વલી વિષધરને સેવીયે, પણ નવિ સેવિયે કરાડ,
આગે લુંટેરા છેતરા, ખુંદી હુંબડો હોય,
લેઇ હથીયાર તસ્કર હણ્યા, વણિગ સમો નહિ કોય.
વણિક ઘર તસ્કર ગયો, છાંટયો કાગલ તામ,
નાહક ધાયો બાપડો, લેઇ ન શકયો દામ.
ભજગા ભૂપ ભુઅંગમા, એ મુખ દોહલા હુંત,
વૈરી વીંછી વાણિયો, પૂઠે દાહ દેખંત.
આંગલ મૂકી માંગલ વાસે, માંગલ મૂકી મૂલ પ્રકાશે,
જો જાણે તો પાડે હાંસે, વણિગ કલાથી દૈવે નાસે.

—હિતશિક્ષા રાસ. પૃ. ૧૬૨—૧૬૩.

૯૨. ખરો વાણિયો કેવો હોવો જોઇએ ? તે કહી તેને કવિ શિખામણ આપે છેઃ—

વણજ વ્યાપારે ડાહ્યારે જોઇયે, ઓલખે સહુ કરિયાણાં,
સઘલી ભાષા બોલી જાણે, પરખે સઘલાં નાણાં.
હસ્તસંજ્ઞા સમજે રે સઘલી, કરપલ્લવી પણ જાણે,
નેત્રપલ્લવી જે નર સમજે, વણજ કરી ધન તાણે.
વિણ દીઠે સતકાર ન દીજે, દીજે બહુ દેખંતાં,
મિત્ર સંઘાતે વણજ ન કીજે, શાસ્ત્રે વરજ્યા એતા.
નટ વિટ વેસ્યા ને જૂવટિયા, મ કરિશ ત્યાં ઉધારો,
ધર્મ પોતાનો નવિ હેલાયે, તેહ વણજ કર સારો.
કૂડાં કાટલાં તું પરિહરજે, દેખીનો એ લાભો,
એક વારે એ શિરનો જાશે, પાઘડી સાથે ગાભો.

કૂડો કરહો મમ કાઢિશ બોલ્લા. સમ મમ ખાઇશ ઝાઝા,
પરધૂતીને પિંડ જે ભરતા, નહિ પરમારથે તાજા
બદલી વસ્તુ મ આપીશ કોને, છેતરતાં છેતરાઇશ,
દૂધ બીલાડીને દૃષ્ટાંતે, મસ્તક ખૂંચું ખાઇશ.
દેવ ગુરૂ ધર્મ તણા સમ મૂકે, સત્યનો ચીલો રાખે,
ભેલ સંભેલ મ કરજે વસ્તે, કાંઇક સાચું ભાખે.
ખોલ્લે માથું મૂક્યું જેણે, તેહશું મ કરીશ કૂડું,
ધર્મિ પુરૂષને જો તું વંચિશ, તેણે લાભે તું બૂડો.
દેવ ગુરૂ ઠાકુર મમ વંચો, ચોથો પુરૂષ સુંહાલો,
જો કોઇ મરણ વિમાસે હઇયે, તો મમ વંચે બાલો.
કોનો પહુ મમ થાઇશિ ભાઇ, નવિ પૂરેત્રિ સાખો,
સમ મમ ખાજે ધીજ તજે જો, એ શીખામણ રાખો.
વણજ વ્યવહાર કહ્યો મેં માંડી, રૂડે દુર્મતિ છાંડી,
ઋષભ કહે હિતશિક્ષા સુણે જે, તસ શિર દૈવની ડાંડી.

—હિતશિક્ષા રાસ. પૃ. ૭૭—૭૮.

૯૩. વાણિયાને વિશેષ શિખામણ પછી આપે છેઃ—

થયું વસ્તુનું આકરૂં જ્યારે, બમણું ત્રમણું વેચે ત્યારે,
અતિ ઝાઝું ત્યાંહિ ન જાણે, ગયાં કરિયાણાં ન વખાણે.
પાસંગ કાટલાં હીણાં જેહ, ખાંચી ડાંડીયે ટાલી તેહ,
રસ—ભેલ ને વસ્તુનો ભેલ, તજે તેહને સાંઇશું મેલ.
કૂડો કરહો ને ખાતા લંચ, અતિ બહુ સેવંતા મંચ,
નાણું ખોટું ને સાચું ભાંજે, લેઇ શાઇ ને મોહું માંજે.
ગ્રાહક પરના નવિ ભાંજીજે, વાણી—ફેર તે કિમહિ ન કીજે,
અંધારે વસ્તુ ન દીજે, અક્ષરના ભેદ ન કીજે.
પરવંચના જે બહુ પેરે, ઉત્તમ કરતા એક મેરે,
કરી માયા ને વંચે જેહ, જગમાંહિ વંચાયે તેહ.

દેવલોક ને મોક્ષનાં સુખ, કિમ પામે પર કરી દુઃખ,
પરવંચના મ કરો કોય, સત્ય ચાલતાં ? બહુ ધન હોય.

૯૪. કવિ પોતે શુદ્ધવ્યવહારી વણિક હતો અને તેથી વણિક સંબંધી જે જે કહ્યું છે તે યથાર્થ છે.

૯૫. કવિનાં થોડાં સુભાષિતો **કુમારપાલ રાસ**માંથી લઇએઃ તે ચોપાઈ, દૂહા, છપ્પા વગેરેમાં છે.

## અ. ચોપઈમાં સુભાષિતો.

(૧) જનની સમ નહિ તીરથ કોઇ, સ્વર્ગ મૃત્યુ પાતાલે જોઇ,
જેણે માની પોતાની માય, સકલ તીર્થ ઘરિ બેઠાં થાય.
જેણી! માતાએ ઉદરે ધર્યો, મલ મુત્ર ધોઇ ચોખો કર્યો,
તે માતાના પૂજે પાય, ગુણ ઉસંકલ કિમે ન થાય.
સોવન બરાબરિ તોલે જોય, ખંધિ ધરી કરે તીરથ સોય,
ઇંદ્રમાલ પહેરાવે માય, ગુણ ઉસંકલ કિમે ન થાય.
પગ ધોઇને પાણી પીયે, અમૃત–કવલ માતા–મુખિ દિયે,
દેવ–ચીવર પહેરાવે જોય. ગુણ ઉસંકલ કિહે ન હોય.

ખંડ ૨ પૃ. ૬૯.

(૨) વિણુ રાંધણે વિણુસે જિમ ખીર, વિણુ પહેરે નારિ વિણુસે ચીર,
વિણુ ખેડયું વિણુસે જિમ જૂત, વિણુ હાથે વિણુસે ઘરસૂત્ર.
વિણુસે વિણુ ચઢ નારિ તુરી, અતિ લાડે વિણુસે દીકરી,
વિણુસે ખય રોગે જિમ ગાત્ર, વિણુસે ભુંડા સાથે યાત્ર.
વિણુસે દાતા વિહુણાં પાત્ર, વિણુસે પંડિત વિહુણાં શાસ્ત્ર,
મન મેલે વિણુસે પરલોક, પુણ્ય કરિયું તે થાય ફોક.
વિણુસે વિદ્યા અતિ અભિમાન, વિણુસે કંઠ વિહુણું ગાંન,
વિણુસે પુરૂષ કુદેશે ગયો, વિણુસે ઋષિ થિરવાસો રહ્યો.

ખંડ ૧ પૃ. ૫૧.

(૩) પ્રાહિં નર ઉત્તમ જગિ જેહ, અલ્પ આઉખે જાયે તેહ.
ષટ મહિના જીવે કેસરી, કાળા કાગ ન જાયે મરી.
ખંડ ૨ પૃ. ૧૩૫.

(૪) અંધ પુરૂષ ને આંગણે કુઇ, નાહનો બાલ ને મા તસ મુઇ,
પડયા દાંત સોપારી ધુંટે, આસણ ગુમડું ચઢવું ઉંટે.
ઘર નાળા વચિ ખીલો જડયો, નિર્ધન આટે અઙ્જલિ પડયો,
લૂખું ભોજન ટાઢું થાય, સાતે દુખ મોટા કહવાય.
ખંડ ૧ પૃ. ૧૨૯.

(૫) ઉંઘ ન માગે સૈંયા સાર, અરથિ ન ગણે દોષ વિચાર.
ભૂખ્યો નવિ માગે સાલણું, કામી ન પૂછે કુલ સ્રીતણું. ૧–૨૨

(૬) જો ધનવંત અધિકેરૂં જમે, સકલ લોકને તે પણ ગમે,
જો નિરધન અધિકેરૂં ખાય, તો દારિદ્રી નર હેલાય.
ધનવંત બોલે આલપંપાલ, લોક ભણે તસ વાચાલ,
જો નવિ બોલે રંક સરીર, તો સહુ ભાખે ભલા ગંભીર.
જો હુંધે સુણતોજ વખાણ, તો એ લીનો પંડિત જાંણ,
પંથે ધનવંત પાલો જાય, તો તે માન રહિત કહેવાય. ૧–૪૭

(૭) ધિગ્ મુખ જીહાં નહિ તત્ત્વજ્ઞાન, ધિગ્ કર જે નવિ દેતો દાન,
ધિગ્ કુલ જિહાં નહીં પુત્ર સુસાર, ધિગ્ નર જીહાં નહીં પરઉપકાર.
૧–૯૪

(૮) લોભે જાય પૂરવ પ્રીતિ, લોભે નાસે ગુણની રીતિ,
લોભે ન રહે ન્યાય ને નીતિ, લોભઈ જાય કૂલની રીતિ.
લોભે નર સધળે હેલાય, લોભી વંચે પુત્ર પિતાય,
ધર્મ દેવ ગુરૂ કરે નિષેધ, ન લહે તત્ત્વસું ભેદાભેદ. ૧–૧૧૪

(૯) ઘર ઘરણીની મ કરિસ વાત, ધન ખોયાની મ કરિસ વાત,
ઘાત કર્યાની મ કરેસ ગૂંજ, કહેતાં દુખ ઉપજસે તુઝ.

માનભ્રષ્ટ કુણ્ણ ઠાંમિ થયે।, વાત કરંતા મહિમા ગયે।,
માન મહત્ત્વ ન દીધું ક્યાંહિ, સુપુરૂષ જાંણી રહે મનમાંહિ.
દરિદ્રપણાની મ કરિસ કથા, સોય વાત તું કરજે યતા,
જેણીવાતે અનરથ બહુ થાય, મ કરિસ કવિ તુઝ લાગે પાય.

૧-૧૩૮

[આમાં સાત બોલ તજવાના કહ્યા છે. એ પ્રમાણે જુઓ સાતને છેડીએ નહિ પૃ. ૨૭-૧૬૨, સાત નર શોધ્યા ન મળે ૩૧-કડી ૪ થી ૬, સાત વિરલ માણુસો ૩૫-૩૬, બોલતાં સાત વિધિ જાળવવી ૩૬-૫૧, સાત ધર્મવિહુણાં ૪૨-૧૩ ને ૧૪, આઠ દોહલા પુરૂષ ૪૪-૪૯, સાત દૂર ન શોભે ૬૭-૬૩, સાતનો ત્યાગ ૧૦૪-૧ ને ૨, સાત બોલ ખટકે ૧૧૨-૭૮ ને ૭૯, લક્ષ્મીથી સાત પર ખાર ૧૨૮-૪૪, સાત દુઃખી થાય ૧૩૫-૯, મુક્તિના ભજનાર સાત ૧૪૦-૫૫, વગેરે વગેરે અનેક છે.

## આ-દૂહામાં સુભાષિતો.

(૧) કડૂઆ બોલી કામિની, લેવો નિરસ આહાર,
બાર વહીને જીવવું, એ ત્રિણ્યિ દુઃખ અપાર. ૨-૧૨૫

(૨) મમતા માયા કારમી, ફોકટ ધંધ કરેસ,
જો ઋદ્ધિ મલિ અતિ ઘણી, અંતે તોહુ મરેસ. ૨-૧૯૨

(૩) પીપલ તણું જિમ પાનડું, ચંચલ જિમ ગજ-કાન,
ધન યૌવન કાયા અસી, મ કરો મનિ અભિમાન.
કાચો પિંડ ન પોષિઇ, અભક્ષ ન કીજે આહાર,
વશ કીજે મન માંકડો, તો લહીએ ભવપાર.
કાયા હંસ બે બલદિયા, ઋષભ કહે મન રાશ,
કર્મ રૂપિ ઓ સારથી, ફેરે ચિહું ગતિ વાસ.
કાલે જગ ખાધો સહી, કુણે ન ખાધો રે કાળ,
કાલ આહેડિ જગિ પડો, જેણિ ભખીઆ વૃદ્ધ બાલ. ૨-૧૯૬

(૪) સાયર સંદેશો મોકલે, ચંદા પુત્ર ! જુહાર,
ચઢયા કલંક ન ઉતરે, તુઝ ખંપણુ મુઝ ખાર. ૨–૧૯૧

(૫) માગણુ જો મયગલ ચઢે, સોવન કચોલો હત્થ,
માંગ્યાં જો મોતી જડે, તોહે જન્મ અકયત્થ. ૨–૧૨૪

(૬) શાસ્ત્ર શસ્ત્ર વાણી તુરી, નર નારી વેણાય,
જ્યારે જેહવાને મિલે, ત્યારે તેહવાં થાય. ૧–૧૬

(૭) દીપક જિમ વલી તેલ વિણુ, સેન વિના જિમ રાય,
પુત્ર વિના ઘરિ તે તસ્યો, ખીર વિના જિમ ગાય.
મંદિર મોટાં ધન ઘણાં, હાથી લક્ષ પ્રમાણુ,
જસ ઘરિ બાલક નવિ રમે, તે ઘરિ સદા મસાણુ.
મંદિર સુનાં બાલ વિણુ, સુતથી વંશ ફલંતિ,
સુત હીણું ઘર જેહનું, તે કુલ સહીજ ગલંતિ. ૧–૮૧

(૮) કર્ણ ન શોભે કુંડલે, શોભે સુણતાં જ્ઞાન,
કર નવિ શોભે કંકણે, શોભે દેતાં દાન.
કાયા ન શોભે ચંદને, શોભે કરૂણા સાર,
તાસ શરીરે લેખે સહી, કરતા પર ઉપકાર. ૧–૯૦

(૯) પર કાજે તરૂઅર ફલે, પર કાજે જલધાર,
પર કાજે સુપુરૂષ નરા, કરતા પર ઉપગાર.
નરનારી પંખી પશુ, ભાવે સુરપતિ દેવ,
પર ગુણુ કાજે જે હવા, અનુપમ કરે તસ સેવ. ૧–૯૪

(૧૦) કાયર વિષે કવિ કહે છેઃ—

રણિ વાગઇ સરણાઇઆં, પાખરઇ કેકાણુ,
સુરાં ઘરિં વધામણાં, કાયર પડીઆ પ્રાણુ.
દેખીતા ડુંગર જસ્યા, કામે કાયર થાય,
પછઇ ડિગમણી ખુંબડી, તો આથમણા જાય, ૨–૭

## ૪. છપ્પયમાં સુભાષિતો.

કવિત એટલે છપ્પામાં કવિએ ઘણાં સુભાષિતં રચ્યાં છે અને શામળે છપ્પા વાપર્યા તે પહેલાં. તેની થોડી વાનગી લઇએ:

(૧) માગણુ મરણુ સમાન, સોય પણિ સુપુરૂષ કેરે,
તૃષ્ણા કહે જે માંગે, લાજ તસ પાછો ફેરે.
ફિરી મંડે પગ પ્રાંણુ, નાક મુખ નીચું ઘાલે,
હૈયું હાથ હડબડે, જીભની યુગતિ ન ચાલે.
શ્રવણુ સોય મંશય પડે, કવણુ શબ્દ હોસેં કહી,
મન ચિંત્યું મનમાંહિ, દેસે કે દેસે નહીં. ખંડ ૨-૧૨૪

(૨) ચૌદે વિદ્યા સાથિ, હાથ મૂરખ ને ઉદઇ,
વરસે હુઓ વૃદ્ધ, બાલની ઉલગ દ્રોડઇ.
રૂપે હુઇ સરૂપ, કરૂપને ખંધે ચઢાવઇ,
જેહનાં કુલ અતિ ઉંચ, નીચને સીસ નમાવે.
પૂજનિક સઘલી નાતિનો, પાય પડે પાપી તણે,
છે દાસ સહુ લછિ તણા, ધન વિણુ સહુએ અવગુણે. ૨-૧૧૦

(૩) મિલે જો ગંગા નીર, તો અવર નીર કાં પીજે,
મિલે મિત્ર અતિ ઉંચ, નીચ સંગ કાં કીજે.
મિલે અશ્વ પાખર્યો તો, પાય કુણ પાલો દોડે,
મિલે સાલુ ચીર તો, અંગિ કુણ ખાસર ઓઢે.
મિલે છાયા કલ્પદ્રુમ, લીંબ તલે સાહાને જઇઇ,
સુકવિ કહે નર કોય, મંદિર છોડી કો મઢીએ રહઇ. ૨-૫૮

(૪) કર્મે રાવણુરાય, ગાઢ ઘડ સબ ગમાયો,
ઇશ્વર સરિખો દેવ, સોય ભિક્ષડો નચાયો.
પાંડુ સુત વનિ પેખ, રામ ઘરણિ હુઓ વિયોગ,
મુંજ મગાયો ભીખ, ભોજ ભોગવે ભોગ.

ઇંદ્ર અહલ્યાએ સુરાચિયો, બ્રહ્મા ધ્યાને ચૂકિયો,
ઋષભ કહે રાય રંક, કર્મે કો નવિ મૂકિયો. ૧-૮૦

(૫) દાન વિલંબે ગળે, ગળે શુભ કાજ પ્રમાદે,
મતિ વિના પંડિત ગળે, ગળે મુખ લજ્જ વિવાદે.
લોભે ગુણહ ગળે, ગળે પુણ્ય અસતિએ દાતા,
પંડિત મુરખમાં ગળે, મળે તપ માયા ચિત્તે.
સ્ત્રીસંગે શિયલજ ગળે, દૂરિ ગયા નેહજ ગળે,
કવિ ઋષભ કહે રે ગુણીઅણો, પુત્ર વિના તિમ કુલ ગળે. ૧-૮૧

(૬) કાયર વળી, સંબંધી આ વણિક કવિ કહે છે કે:—

કાયર મળિયા કોડિ, કોડિ ક્ષણુ આણે,
ખાઇને ખાંધ વધારતા, વઢયાની વાત ન જાણે.
હગણુ ધરે હથિયાર, વાટમાં વાંકા ચાલે,
સ્હામા મલે કો સૂર, વદન તે વાડિમાં ઘાલે.
લોહી દીઠે ચઢે ચીતલી, મસ્તગી પુજાનો દાવો ધરે,
ભડતા ભડે ભંગાણુ, માર્યા પહેલા તે મરે. ૨-૭

## ૧૭ કવિ સંબંધી વિશેષ.

૯૬. આ કવિને રાગ-સંગીતનું અને દેશીઓનું સારું જ્ઞાન હતું. રાગના સપ્ત સ્વરો સંબંધી કુમારપાળ રાસ ખંડ ૧ પૃ. ૧૭૨માં આખી ઢાળ આપી છે, અને રાગોનું વર્ણન હીરવિજય સૂરિ રાસ પૃ. ૧૭૦થી ૧૭૨માં કર્યું છે તેમાં પછી જણાવ્યું છે કે:—

ગાથા ગાઇ નવિ રીઝિયો, ઋષભ કહે રાગેણુ.
રંભા રૂપ ન ભેદીઓ, ગોગી કેહું હરિદ્રેણુ.

૯૭. લોકોને રૂચે તેવા સાદા છંદો-દૂહા, ચોપાઇ, કવિત્ત-છપ્પય વાપરવા ઉપરાંત ઢાળો-દેશીઓ પણ પુષ્કળ ઉપયોગમાં લીધી છે. તે

દેશીઓનો મોટો ભાગ પોતાના પૂર્વગામી કવિઓની કવિતાઓનો છે, તેમજ સામાન્ય લોક સમાજમાં પ્રચલિત જૈનેતર કવિઓની તેમજ સ્ત્રીગીતોની તેમજ અન્ય પણ દેશીઓ જોવામાં આવે છે. [ગિરિજા દેવીને વીનવું. કુ. ર. પૃ. ૧૬૯, ઓલે કાંઠે ગંગા ને પેલે કાંઠે યમુના—એ ગીત ભરત૦ રાસ પૃ. ૬૦, કાન બજાવે વાંસળી એજન પૃ. ૩૧, અને પૃ ૧૫ લોકપ્રચલિત દેશીઓ નામે મન ભમરાની, સાહેલડીની, બટાઉની, ઉલાળાની, ત્રિપદીની વગેરે.]

૯૮. દેશીઓ પરથી પણ કેટલીક હકીકત મળી આવે છે. તે પરથી જણાય છે કે નયસુંદરનો સુરસુંદરી રાસ (છાનો રે છપીને કંતા કયાં રહ્યો રે—એ દેશી. જુઓ ઉક્ત રાસ પૃ. ૨૭૩ મૌક્તિક ૩, સુરસુંદરી કહે શિરનામી. એ દેશી જુઓ ઉક્ત રાસ પૃ. ૨૭૧), સકલચંદ્ર કૃત કૃતિઓ (દેશી—સરસતી ભગવતી દ્યો મતિ ચંગ—વાસુપૂજ્ય જિન પુન્ય પ્રકાશો.) ગૌતમરાસ (દેશી—જિમસહકારે કોયલ ટહુકે.), રત્નસાગરનો પ્રથમ પવાડો (તેની દેશી,) સમયસુંદરના મૃગાવતી રાસ, પ્રત્યેક બુદ્ધ રાસ આદિ (તેની દેશી) હી. રા. પૃ. ૧૫૬ અને ૧૬૭, હવે રાણી પદમાવતી), કમલાવતી (તેની દેશી હી. રા. ૨૪૨), રત્નસાર કુમાર (કુ. રા. ખંડ ૨ પૃ. ૩૦), મતિસાર કૃત શાલિભદ્ર રાસ રચ્યા સં. ૧૬૭૮ (બે કર જોડી તામ રે ભદ્રા વીનવે. દેશી હિત૦ પૃ. ૫) વગેરે અનેક કવિઓનું ભાષાસાહિત્ય આ કવિએ વાંચ્યું હોવું જોઇએ; તેમજ પોતે ઉલ્લેખેલા પોતાના પૂર્વગામી કવિઓની કૃતિઓ જરૂર અભ્યાસી હતી. તે કવિઓ સંબંધી જુઓ પારા. ૫૮—૫૯

૯૯. જૈન તેમજ જૈનેતર કથા સાહિત્યનો તેમને સારો પરિચય હતો એ તેમણે આપેલાં દૃષ્ટાંતો પરથી જણાય તેમ છે. વળી લોકકથાઓ જે કંઇ પોતાના સમયમાં પ્રચલિત હતી તેમાં ભરથરી, વિક્રમ મુંજ, ભોજ, ઢોલામારૂણી વગેરેની વાતોનો પોતે ઉલ્લેખ કર્યો છે.

એક દિન રંગિ રમઇ સારથરી, એક દિન ચાલ્યો સહુ પરિહરી.
કુ. રા. ૧-૮૫-૩૪

વિક્રમરાજા સાહામું જોય, જીભઇ બહુ દૂખ પામ્યો સોય,
શનીચર સાથિં સાહનઈ લાવ્યો, થઇ ચઉરંગ દૂખ કાં ભોગવ્યો.
કુ. રા. ૧-૧૬૪-૫૬

મુંજ પડયો ઝુરઇ બહુજી, વારઇ પોતઈ રોષ્ય. ૧-૧૯૯-૭૭

મુંજ મગાયો ભીખ, ભોજ ભોગવે ભોગ. ૧-૮૦-૮૪

ઢોલા વલ્લહી મારૂણી. રાધવ વ્હાલો શ્યામ. ૧-૧૩૬-૨૫

૧૦૦. આમ અનેક જાતનાં વર્ણન અને સુભાષિતો વગેરે મૂકી શકાશે. હાલ વિસ્તારના ભયથી સાધન સમયના અભાવે જૈનેતર કવિઓનાં કાવ્ય સાથે ઋષભદાસનાં કાવ્યોની સરખામણી મુલતવી રાખવી યોગ્ય છે. **અત્ર કવિ સંબંધી ઉપયુક્ત માહિતીઓજ મુખ્યત્વે કરી એકઠા કરી મૂકવામાં આવી છે.**

૧૦૧. ભાષા સંબંધમાં આ કવિ તળપદ ખંભાતનોજ રહીશ શ્રાવક હોવાથી જૈનમુનિઓમાં રહેતા તેમના શ્રમણકાળથી જન્મેલ ભાષાભેદ યાને ભાષાસાંકર્યનો દોષ-આક્ષેપ તેના પર મૂકી નહિ શકાશે કારણ કે તેણે પોતાની સર્વ કૃતિઓ ખંભાતમાંજ રહીને કરી છે. આથી તેની ભાષાનો અભ્યાસ, ખંભાતના આસપાસના પ્રદેશમાં અને ગૂજરાતમાં ઇ. સ. સત્તરમા સતકના પ્રારંભથી કેવા પ્રકારની ભાષા પ્રચલિત હતી તેનો ઘણો સારો અને સત્ય ખ્યાલ, આપી શકે તેમ છે. તે કવિની સ્વહસ્તલિખિત પ્રતિઓ પણ મળી આવે છે. વ્રતવિચાર રાસની તેમજ પાર્શ્વનાથ સ્તવનની એમ બે તેમની સ્વહસ્તલિખિત પ્રતિઓ મારી પાસે છે. કેટલીક તેવી પ્રતો શ્રી વિજયધર્મસૂરિના આગ્રા ભંડારમાં છે અને મલ્લિનાથ રાસની પ્રત ખંભાત જૈનશાળામાંના મુનિ ભાવ-

યવિજયના પુસ્તકસંગ્રહમાં છે. પુણ્યપ્રશંસા રાસની પ્રતિ મુનિશ્રી
દ્ધિ મુનિ પાસે છે. તે પરથી કેવી રીતે જોડણી લખાતી—એક
ણિક કવિ કેવી રીતે લખતો તેનો સારો ખ્યાલ આવે તેમ છે.
અત્યારે જે રીતે 'ણુ' લખાય છે તેજ રીતે કવિએ બાળબોધ લિપિ
ખતાં લખેલો છે. તેમાં ગુજરાતી અક્ષરો આવે છે.

૧૦૨. રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળાએ સન ૧૯૨૦ની છઠી
૦ સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે આપેલ ભાષણમાં પૃ. ૩૪ પર
ણાવ્યું હતું કેઃ—

૧૦૩. "સંવત્ ૧૬૬૦ના અરસામાં (ખરૂં જોતાં સં. ૧૬૭૦
ને ૧૬૮૦ની વચમાં) સંઘવી ઋષભદાસે પુણ્યપ્રશંસા રાસ રચેલો
રમ પૂજ્ય મુનિશ્રી સિદ્ધિ મુનિએ કૃપા કરી મને જોવા આપ્યો, તે
ઋષભદાસના સ્વહસ્તે લખેલો છે, એટલે તેમાં નકલ કરનારના પ્રમાદને
અવકાશ નથી. તે બાળબોધ લિપિમાં માથાં બાંધીને લખેલ છે, છતાં
માં ગુજરાતી (ફુટનોટ–સત્તરમી સદીમાં ગુજરાતી લિપિ ચાલતી હતી
નો આ એક પુરાવો છે. અકબરના વખતના દસ્તાવેજમાં પણ એ
લિપિ વપરાઇ છે.) અક્ષર ઘણા આવે છે. ત્રણ પાંખડાંવાળો અ,
પમાં પાંખું નહિ, પણ ચ ની પેઠે કરીને નીચે ગાંઠ જેવું જરાક
ળીને તેને કાનો કરેલો એવો સ (એ બંને પૂર્વે પ્રચારમાં હતાં)
નાં બીબાં ન મળવાથી હાલના જેવા અને ગુજરાતી અક્ષરોને માથા
ર્યા વગર લખીને બાકી સર્વ અસલ પ્રમાણે આપું છું:—

**આસો રે મુઝ આજ ફલી મન આસા। સરસતિ।**
**ષભાવ (પડી માત્રા) વ નમિ કીધો। પુણ્ય પ્રસંસા**
**સોરે। આલી॥ મેર મહી। સાયર સસી ર્‍યાંહિ।**
**લગ સુર પ્રકાસો। તબ લગ સીધ સ્વ। સુરનાં ઘર।**
**લગ રહઇજ્યો રાસોરે॥ મુ॥ સુણી સાંભલી જે નર**

चेत्या । छुटा भवनो पासो । रीषभ कहइ प रास सुणंता ।
अनत सुषम्हा वासो । र (रे) मुज पोहोती मननी आसो ।।

ईति श्री पूण्य प्रसंसा रास पूरण । गाथा ३२८ ।।
लखीतं ।। सघवी ।। ऋषभदास सागण ( પિતાનું નામ )."

૧૮—ઉપસંહાર.

૧૦૪. સને ૧૯૨૫ ની પંચમ ગૂ૦ સાહિત્ય પરિષદ્‌માં 'શ્રાવક કવિ ઋષભદાસ ' નામનો જે નિબંધ મોકલ્યો હતો તેને જરા વિસ્તૃત અને વિશેષ હકીકતથી યુક્ત કરી અત્રે મૂક્યો છે. ઉક્ત પરિષદ્‌ના નિબંધમાં છેવટે એ ' પારાગ્રાફ ' મૂક્યો હતો કે:—

છેલ્લે જૈન સાહિત્ય હજુ અપ્રકટ છે તે બહાર લાવવા વિશેષ પ્રયત્ન થશે તો સમાજસ્થિતિ, રાજ્યના ઇતિહાસ, દર્શનની તર્કજાળ, ધર્મની ભાવના, અને તત્વજ્ઞાનજન્ય આનંદનાં ચિત્રો પ્રાપ્ત થઇ શકશે એવું જણાવવા નીચેની અંગ્રેજી કડીઓમાં કે જેમાં જૈન અને જૈનેતર એ શબ્દો પૂર્વ અને પશ્ચિમને બદલે મૂકેલા છે તે કહી વિરમું છું:—

" Time has drawn near
When Jains and Non-Jains, without a breath,
Will mix their dim lights like life and death
To broaden into boundless day !"

૧૦૫. ત્યારપછી તો કાલપ્રવાહે કેટલુંયે કાર્ય કર્યું છે. તેજ પંચમ પરિષદ્‌ના પ્રમુખ સાક્ષર શ્રી નરસિંહરાવે જૈન સાહિત્ય સંબંધી અત્યલ્પ છતાંય નીચલો કિંચિત્ ઉલ્લેખ કર્યો હતો કે:—

'આપણા જૈન બન્ધુઓએ કેટલાંક વર્ષથી પ્રાચીન જૈન સાહિત્ય પ્રગટ કરવાનો સ્તુત્ય પ્રયાસ આરમ્ભ્યો છે. એ પ્રયાસથી ગુર્જર

હિત્યમાં ભાષાના ઇતિહાસ તેમજ સાહિત્યના ઇતિહાસ બંનેમાં નવો
ાશ મળ્યો છે તેથી એ બન્ધુઓના આપણે ખરેખર આભારી છિયે.
મણે પ્રગટ કરેલા ગ્રન્થો પ્રાચીન સાહિત્યના છતાં, હેમની પ્રવૃત્તિ આ
ગમાં શરૂ થઇ છે તેથી આ યુગમાં આટલું એ પ્રવૃત્તિનું દર્શન
્ છે.'

૧૦૬. ઉક્ત પરિષદ્‌માં જૈન સાક્ષર શ્રી (હાલ સ્વર્ગસ્થ) ચીમન-
લ ડાહ્યાભાઇ દલાલ એમ. એ. એ 'પાટણના ભંડારો અને ખાસ
ોને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રાચીન ગુજરાતી સાહિત્ય' એ
મનો અતિ ઉપયોગી માહિતીવાળો વિદ્વત્તાયુક્ત નિબંધ મોકલી જૈનો
સે શું બયું છે—શું ખજાનો છે તેનું ભાન ગૂજરાતી સાહિત્ય-
ગતને કરાવ્યું હતું.

૧૦૭. સાહિત્યસૃષ્ટિવિધાયક શ્રીમાન્ (હાલ સ્વ.) રણજિતરામ
વાભાઇ મહેતાએ સને ૧૯૧૭માં પોતાના એક લેખમાં લખ્યું હતું:—

'ગુજરાતના ઇતિહાસ ઉપર અને વર્તમાન જીવન ઉપર જૈન
સ્કૃતિનો સબળ પ્રભાવ છે. બીજા પ્રાંતોમાં વિદ્યાનુરાગી બ્રાહ્મણોનો
પ્રભાવ છે તેવો પ્રભાવ ગુજરાતમાં ગુજરાતી બ્રાહ્મણોનો નથી.
ીજા પ્રાંતોમાં બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો (શુદ્રો) શિવાય બીજા વર્ણો નથી
ાતા. પરંતુ ગુજરાતમાં બ્રાહ્મણો, વૈશ્યો અને શુદ્રો એ ત્રણ વર્ણો છે.
ાહ્મણો અને શુદ્રો વચ્ચે જે મોટું અંતર બીજા પ્રાંતોમાં છે તે
ાપણા પ્રાંતમાં નથી. બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો વચ્ચે તીખાશ મહા-
ષ્ટ્ર કે મદ્રાસ ઇલાકામાં છે તેવી આપણે ત્યાં નથી. ગુજરાતમાં
માજના થર અન્યોન્ય સાથે ગાઢ સંબંધવાળા છે; તેમની વચ્ચે
ાળ અવકાશ નથી. એક ઘરમાંથી જવાની અમુક રીતે સુગમતા
. બ્રાહ્મણ, ક્ષત્રીય, શુદ્ર અનુકૂળતાએ વૈશ્ય થઇ શકે છે અને વૈશ્ય
ાહ્મણ અથવા શુદ્ર થઇ શકે છે. ઘર ઘર વચ્ચે અણુરાગ, વિરોધ કે

શત્રુતા નથી. આ સર્વ શુભસ્થિતિનું કારણ કેટલેક અંશે જૈન વેપારી કોમ (વૈષ્ણવ વેપારી કોમોમાંની પણ ઘણી પૂર્વે જૈન હોવાનો સંભવ લાગે છે એટલે તેમની અલાહિદી ગણત્રી નથી કરી)નું અસ્તિત્વ છે." (જૈન શ્વે. કૉ. હેરલ્ડ. આગસ્ટ ૧૯૧૭ પૃ. ૨૫૦)

૧૦૮. સને ૧૯૨૦ની છઠ્ઠી ગૂ૦ સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ રા. બ રાજરત્ન હરગોવિન્દદાસ કાંટાવાળાએ પોતાના ભાષણમાં જૈન સાહિત્ય સંબંધી ઉચ્ચારેલા વિચારો માટે જુઓ તેનો રીપોર્ટ. પૃ. ૪૬ થી ૪૮.

૧૦૯. અને ૧૯૨૪ની પરિષદ્‌ના પ્રમુખ રા. બ. કમલાશંકરને કહેવું પડયું હતું કેઃ—નરસિંહ મહેતા પહેલાના—'પ્રાચીન કાલથી જૈનોએ ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે, અને નરસિંહ તે ગુજરાતી ભાષાના બ્રાહ્મણ કવિઓમાં આદ્ય કવિ છે.

૧૧૦. સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ સન ૧૯૨૫માં જૈનો અને જૈનેતરો વચ્ચે અરસ્પરસ વિચારની આપલે થયેલી અને બંને કોમોના આચાર વિચાર અને ધર્મનું જ્ઞાન સાહિત્યમાં રસ લેતા અભ્યાસીને મેળવ્યા વગર ચાલે નથી એમ જે કહ્યું છે તે જરા વિસ્તારથી આ ગ્રન્થમાળાના મૌક્તિક ૭ માં આપેલા ઉપોદ્‌ઘાતમાંથી સાંપડશે.

૧૧૧. ઉક્ત સાક્ષરશ્રીએ ૧૯૨૬ની સાહિત્ય પરિષદ્‌ની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે જે ઉદ્‌ગારો કાઢયા છે તે અત્ર અવતારવામાં આવે છેઃ—

"જૈન બંધુઓની જાગૃતિ-જૈન બંધુઓ પણ જાગૃત થયા છે, અને પોતાના અખૂટ પુસ્તકભંડારોની કીંમત સમજતા થયા છે. જૈન કોમના નેતાઓને એવડી મુશ્કેલી વચ્ચે કામ લેવું પડે છે. એક તો એ કોમના મ્હોટા ભાગે કેળવણીનાં ફળ ચાખ્યાં નથી, એટલે તેને સાહિ-

ો રસ લાગ્યો નથી. બીજું એ કે એ કોમનો સાક્ષરતા પામેલો ર્ગ, સાધુ, યતિ, મુનિજી વગેરેનો, તે પણ અમુક અપવાદો સિવાય, ડારોમાં ભરાઇ રહેલી સામગ્રીને બહાર લાવવાની વિરૂદ્ધ છે. આવી ુશ્કેલીઓ છતાં, અને એ મુશ્કેલીઓ કેટલી ભારે છે તે તો તે દૂર કર-રાજ જાણે છે. ધન્ય છે તેમને કે જેમણે એ ભંડારોમાં અંધકાર સેવતા ખો ગ્રંથોમાંથી થોડા પણ પ્રસિદ્ધિમાં આણી આપણા જૂના સાહિત્ય ;, આપણી જૂની ભાષારચના પર, આપણાં જૂનાં કાવ્યોના વસ્તુ પર ાશ નાંખ્યો છે. સ્વર્ગસ્થ ભાઇ ચીમનલાલ દલાલ કે હાલ એવાજ ર્યમાં ઘૂમી રહેલા ભાઇ મોહનલાલ દેશાઈ કે જૈન ગુર્જર સાહિત્યોદ્ધાર ગી સંસ્થા તરફથી આનંદ કાવ્યમહોદધિનાં મૌક્તિમાળ પરોવનાર રીઓનો જેટલો આભાર માનીએ તેટલો થોડો. એવા એવા સાહિત્ય-ાસીઓના પ્રયાસથી આપણે જોઇ શકયા છીએ કે શું નરસિંહ ુતાના સમયમાં કે શું તેના પૂર્વે પણ જૈન તથા જૈનેતર લેખકો ને કવિઓની ભાષામાં કે કૃતિમાં માત્ર સાંપ્રદાયિક ભેદ બાદ કરતાં જી કોઇ રીતની ભિન્નતા જોવામાં આવતી નથી."

૧૧૨. આ લેખકે જૈન કવિઓ અને તેમની કૃતિઓનો શતક વાર ૩માથી ૨૦મા સુધી) વિસ્તૃત સૂચિરૂપે સંગ્રહ કર્યો છે તેનો પ્રથમ ગ 'જૈન ગૂર્જર કવિઓ' એ નામથી જૈન શ્વે. કોન્ફરન્સ તરફથી ાર પડયો છે તેમાં સત્તરમા સૈકા સુધીનાનો સંગ્રહ આવ્યો છે. ી તેમાં પ્રસ્તાવનામાં "જૂની ગૂજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ" નામનો ત્રણસોથી વધુ પૃષ્ઠોવાળો આ લેખકે લખેલો નિબંધ પ્રકટ ો છેઃ તે સર્વ પરથી જણાશે કે જૈનોએ ગૂજરાતી ભાષાના ઉત્કર્ષની ટ અભિલાષા યથાશક્તિ પણ પુષ્કળ પ્રમાણમાં પરિપૂર્ણ કરી છે.

૧૧૩. છેવટે ગૂજરાતી સાહિત્યના સર્વ સમારંભમાં-ક્ષેત્રમાં જૈનો મેશાં સામિલ રહી પોતાના અખૂટ સાહિત્યની પ્રસાદી આપ્યાંજ કરી ૂના સાહિત્ય પર, જૂની ભાષા રચના પર, જૂનાં કાવ્યોના વસ્તુ પર

પ્રકાશ નાંખ્યાજ કરશે અને પોતાના પૂર્વજોની તેમજ પોતાની ભાષા પ્રત્યેની અપૂર્વ સેવા અને અગાઢ પ્રીતિ વ્યક્ત કરશે; તેમજ જૈનેતર ગૂજરાતી આલમ તે પ્રત્યે સમભાવ, ન્યાયશીલતા, અનભિનિવેશ, અને મધુરતા-થી ભરેલી દૃષ્ટિ કરી તેની યોગ્ય કદર કરશે-એજ યાચના.

મુંબઇ, તા. ૧૯-૬-૨૭. મોહનલાલ દલીચંદ દેશાઈ.

## અનુલેખ

૧૧૪. ગત ડીસેંબરની ૨૭ મી તારીખે પાલ્હણપુરમાં ત્યાંનો ડાયરાનો ભંડાર જોવાની તક મુનિ હીરવિજયની કૃપાથી મળી હતી, તેમાં આ ઋષભદાસ કવિ કૃત 'જીવંતસ્વામી ના રાસ' ની પ્રત જોઈ. તેની પ્રશસ્તિ પરથી જણાયું કે તે રાસ સં. ૧૬૮૨ ના વૈશાખ વદ ૧૧ ગુરૂવારે ખંભાતમાં કવિએ રચ્યો હતો.

૧૧૫. વિશેષમાં સાથે સાથે કિંચિત્ શુદ્ધિ ખાસ નજરે પડી તે જણાવી દઉં. 'પ્રવેશક' માં પૃ. ૧૭ પંક્તિ ૯ માં 'ઉતારા' એ શબ્દને બદલે 'આદિ અને અંત ભાગો' જોઇએ, અને તેજ પૃષ્ઠની ફુટનોટમાં ઉલ્લેખેલ "જૈનયુગ"ને બદલે "જૈન શ્વે. કોન્ફરન્સ હેરેલ્ડ" હોવું ઘટે. મારા આ કવિસંબંધી નિબંધમાં પૃ. ૩૨, પંક્તિ ૧૧ માં 'મહન' ને સ્થાને 'મનહ' છાપવું જોઇતું હતું.

મુંબઇ, ૨૭-૧-૨૮. મોહનલાલ દલીચંદ દેશાઇ.



# શાંતિદાતા નમો નમઃ

**અવતરણિકા:—**

આવા સાહિત્યને અંગે તો ઘણુંયે લખવાનું હોય, લખવાની ઇચ્છા પણ હોય, સામગ્રી પણ યથાશક્તિ એકત્ર થઇ હોય, ગાંડીવ પ્રેસના, ગાંડીવની પણછમાંથી; શત્રુને સાવધાન કરનાર ચડકારાના ધ્વનિ તુલ્ય—ટંકારરૂપ ઠપકાએ સાંભળ્યા હોય, છતાં આખરે "કાંઇ પણ રાખ્યા વિનાજ પ્રજા પાસે મૂકવુ" એવીજ જાણે કુદરતની પ્રેરણા ન હોય ! તેમ ઘણો સમય વ્યતીત થવા છતાંએ, ફળ સમર્પ્યા વિનાજ પ્રસિદ્ધિમાં આણવું પડયું છે, જે માટે વાંચકવર્ગની ક્ષમા વિના બીજું શું માગવાનું હોય ?

સાહિત્યના કાર્યને અંગે તો સંઘવી **ઋષભદાસ કવિએ** શ્રી-હીરવિજયસૂરિ રાસમાં કહ્યું છે તેમ,

૧ ૨ ૩ ૪ ૫ ૬
"કાજલ કાગળ કાંબળીઉં મળી, કોડો કાંબી કાતર વળી;
૭ ૮ ૯ ૧૦ ૧૧
"કોટિ કહેડિ કર કણનું કામ, કોડ ધરી કવ્યું ગુરૂનું નામ.
૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭
"કરણ કરાનું કાયવશ કરી, કવિતા કાવ્ય કાવત મનધરી;
"એણીપરેં શાસ્ત્ર તે કષ્ટેં થાત, વાંઝિ ન લહે વીયાની વાત"

[આનંદ કા. મ. મૌ. ૫ મુ પૃષ્ઠ ૩૧૨.

જ્યારે સત્તર કક્કા એકત્ર થાય, અને તે વડે એક તાન એક ધ્યાન લાગી રહે તોજ સાહિત્ય કાર્ય કરી શકાય છે. તેમાંયે વળી ગૃહસ્થીઓને શારીરિક સાંસારિક અનેક ઉપાધિયો લાગેલી હોયજ કે જેમાંથી વખત ચોરી કાર્ય કરવા બેસવું એ મહાન્ ઉદય હોય તોજ બની શકે.

અને **ઋષભદાસકવીશ્વર** જેવા કોઇક ગૃહસ્થજ ભાગ્યશાળી હોય કે જે અનેક ઉપાધિયો હોવા છતાં સર્વોત્તમરીત્યા સાહિત્યની સેવા બજાવી શકે. **ઋષભદાસકવીશ્વર** જેવી સાહિત્ય સેવા બજાવવા ગૃહસ્થીઓમાંથી હજુ સુધી બીજા કોઇ ઋષભદાસ ઉત્પન્ન થવાજ નથી એ વાત પણ નિર્વિવાદ છે. એજ હીરસૂરીશ્વરરાસમાં કવિ ઋષભદાસે પોતાની નિત્ય ચર્યા લખતાં લખ્યું છે કેઃ—

" સ્તવન અઠાવન ચોત્રીસ રાસો,
" પુણ્ય પસર્યો દીયે બહુ સુખવાસો. ૩૨
" ગીત થુઇ નમસ્કાર બહુ કીધા,
" પુણ્ય માટે લિખી સાધને દીધા." ૩૩
[ આ. કા. મ. મૌ. ૫ મું પૃષ્ઠ ૩૨૨ ]

એ મુજબ ૫૮ સ્તવનો, ગહન વિષયના એક એકથી ચઢિયાતા ૩૪ રાસાઓ અને કેટલાંયે સ્તુતિ નમસ્કારાદિ રચવા, એ ભગવતી શારદમાતની પરમ દયા મેળવેલા ઋષભદાસ વિના અન્ય ગૃહસ્થી કોણ કરી શકે ?

આવા પ્રાચીન સુરસકાવ્યોને બહાર આણવામાં સાક્ષર વર્ગની જરૂર હતી, પરન્તુ "તે સમય સુધી અટકવું, અને હસ્તગત થયેલ કાવ્યોને હજુ પણ દાબી રાખી સંસ્કારી જનોને એનો લાભ પામવા ન દેવો, એ રુચ્યું નહિ." તેમજ શ્રીયુત **ભગુભાઇ ફતેહચંદ કારભારી** વખતો વખત કહેતા કે, "માત્ર સંસ્કૃત પ્રાકૃતજ નહિ ! સાથે સાથે બાળોપયોગી રાસાઓનું કાર્ય પણ કરાવો." આવા પ્રકારની પ્રેરણાથી પ્રેરાઇને પણ આવાં કાવ્યો વેળાસર બહાર પાડયાં છે.

આ ગ્રન્થમાં પ્રસિદ્ધ કરવામાં આપેલ પ્રાચીન કાવ્ય, એ "ગૂજરાતી જૈન સાહિત્ય" છે અને એ સાહિત્યને—કાવ્યને "રાસ રૂપે આલેખવામાં આવે છે. "રાસનો" સામાન્ય અર્થ "ધ્વનિ કરવો, ઘમકારવું,

રાસ ક્રીડા, અને કથા" એવો થાય છે. તે ઉપરથી "પદ્યકાવ્ય કથાઓને રાસ, રાસો અને રાસા' કહેવાનો પ્રથા પડયો હોય અગર લોકોમાં સંસ્કૃત પ્રાકૃત જ્ઞાનની ખામી થઇ અને ગૂજરાત તેમજ અન્ય પ્રદેસોમાં પ્રચલિત ભાષા ને તે પ્રદેસોમાં ઓળખાતી થઇ ત્યારે, ગૂજરાતી ગદ્ય-ગ્રંથો અને સુત્રોના બાળાવબોધો તથા ટબાઓની અંદર રસની ખામી રહી તેથી શ્રોતાઓને રસોત્પન્ન કરી નીતિને રસ્તે જોડે આનંદ આપનારા, તથા મહજ્જનોની ખ્યાતિ કાયમ રાખનારા પદ્ય કથા બંધ ગૂજરાતી ગ્રન્થોને રાસા તરીકે કહ્યા હોય, તેમ અવબોધાય[1] છે.

રાસાઓના પ્રખર અભ્યાસી **શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇએ**, શ્રાવક **કવિવર ઋષભદાસ નામનો** લેખ લખીને કર્તાની જીવની આપી છે જે બદલ તેઓના આભારી છિયે.

**રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર મહાશયે**, અતિ મહેનતે **પ્રવેશક** યોજી ગ્રન્થની શોભામાં વધારો કર્યો છે જે માટે એઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છિયે.

શ્રાવક કવિ **ઋષભદાસના** સ્વહસ્તાક્ષરથી લખાયેલ **વ્રતવિચાર રાસની** આખી પ્રતિ **શ્રીયુત મોહનલાલ દ. દેશાઇ** પાસે હોવાથી, કર્તાના હસ્તાક્ષરો જાળવવા માટે છેવટના પત્રનો એક બ્લોક મૂળ પાનાની જેવડોજ કરાવીને આ સાથે જોડયો છે. બ્લોક માટે પત્ર આપવા સારૂ શ્રીયુત **મો. દ. દેશાઇના** આભારી છિયે.

શ્રીમદ્ સૂરીશ્વર **શ્રી વિજયસિદ્ધિસુરિના** શિષ્યરત્ન મુનિરાજ **શ્રી રિદ્ધિવિજય**, તત્શિષ્ય **મુનિરાજ શ્રી સંપતવિજયજીએ** આ

---

૧—છંદ ગ્રંથોમાં રાસક છંદ હોવાથી ને તેની બહુલતા હોવાથી તથા બાઇઓના સમુદાય ગાયનને રાસક નામ આપવામાં આવતું હોવાથી પણ રાસા નામ પાડવાનો સંભવ છે.

કાવ્યની પ્રતો મેળવી હતી અને તેઓશ્રીએ આ મૌક્તિકનું સંશોધન કર્યું હતું જે બદલ તેઓશ્રીનો પણ અંતઃકરણથી ઉપકાર માનીએ છિયે.

અમારા તરફથી અત્યાર સુધીમાં સંસ્કૃત, માગધી, અંગ્રેજી અને આવા કાવ્યોના ગુજરાતી ગ્રન્થો પ્રસિદ્ધ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, કે જે પ્રયાસવડે આ ગ્રન્થને અમો તરફથી બહાર પડતા ગ્રન્થોમાં "**ગ્રન્થાંક ૬૦**" (જૈન ગુર્જર–સાહિત્યોદ્ધારે ગ્રન્થાંક ૮ મા) તરીકે પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થયા છીએ. ટાઇટલો ઉપર ભૂલથી ૬૯ છપાયો છે.

અત્રે ફંડનો ટુંક ઇતિહાસ આપવો એ અયોગ્ય લેખાશે નહિ. મર્હૂમ **શેઠ દેવચંદ લાલભાઇ ઝવેરીએ**, કે જેમની સ્મૃતિને અર્થે ફંડ સ્થાપવામાં આવ્યું છે, તેમણે પોતાના વીલમાં રૂ. ૪૫૦૦૦)ની રકમ, બીજી રૂ. ૫૫૦૦૦)ની અન્ય શુભમાર્ગે ખરચવા કાઢેલી રકમો સાથે કાઢી હતી. આ રકમમાં તેમના સુપુત્ર **શા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી** તરફથી મર્હૂમની યાદગિરી માટે શુભકાર્યમાં ખરચવા કાઢેલા રૂ. ૨૫૦૦૦)ની રકમ ઉમેરાઈ. ૧૦૦૮ શ્રી **આનંદસાગર સૂરીશ્વરની** સલાહ અને ઉપદેશથી તથા **શા. ગુલાબચંદ દેવચંદ ઝવેરીની** સમ્મતિથી, આ રકમોને એકઠી કરી મર્હૂમની યાદગિરી માટે આ ટ્રસ્ટ સને ૧૯૦૯ માં સ્થાપ્યું. તેમજ યોગ્ય વ્યવસ્થા જળવાઇ રહેવા માટે ટ્રસ્ટીઓ નીમી ટ્રસ્ટડીડ કરાવવામાં પણ આવ્યું. મર્હૂમ શેઠની દીકરી તે મર્હૂમ **શા મૂળચંદ નગીનદાસની** વિધવા મર્હૂમ **બાઇ વીજકોરની** આશરે રૂ. ૨૫૦૦૦)ની રકમ તેમના ટ્રસ્ટીઓ તરફથી મળવાથી, તથા મર્હૂમ શેઠના ભત્રીજા અને આ ફંડના એક મુખ્ય ટ્રસ્ટી મર્હૂમ **શેઠ નગીનભાઈ ઘેલાભાઇ** ઝવેરીના વીલની રૂએ રૂ. ૨૦૦૦)ની રકમ વધવાથી ફંડ રૂ. ૧૦૦૦૦૦)ના આશરાનું થવા ગયું છે. ફંડનો આંતરિય ભાવ "જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક ધાર્મિક સાહિત્યની જેવું કે પ્રાકૃત, સંસ્કૃત,

ગુજરાતી, ઇંગ્રેજી વગેરે ભાષામાં લખાયેલાં વંચાયેલા પ્રાચીન પુસ્તકો, કાવ્યો, નિબંધો, લેખો વગેરેની જાળવણી, ખીલવણી, અને અભિવૃદ્ધિ કરવાનો છે."

આગમોદ્ધારક, આગમવાચનાદાતા, સાક્ષરશિરોમણિ આચાર્ય મહારાજ **શ્રીઆનંદસાગર-સુરીશ્વરના** ઉપદેશથી આ ફંડની સ્થાપના **થયેલી હોવાથી** તેમનું નામ ચિરંજીવ રહે એવા ઇરાદાસહ આવા કાવ્યોના સંગ્રહનું નામ "**શ્રી આનન્દ કાવ્ય મહોદધિ**" રાખવામાં આવ્યું છે.

આ પુસ્તક જોડે શ્રીમદ્‌સૂરીશ્રી **બુદ્ધિસાગરસુરિનું** નામ જોડવામાં આવ્યું છે. તેઓનો બ્લોક આપવા બદલ શેઠ **મોહનલાલ હિમચંદ પાદરાકર** સેક્રેટરી શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળના આભારી છીએ.

મર્હૂમ **શેઠ નગીનભાઇના** સં. ૧૯૭૮ ના કારતક વદ ૫ ને રવિવાર તારીખ ૨૦ નવેંબર સને ૧૯૨૧ ના દિનના ઉ. વર્ષ ૪૫ ના થયેલા અકાળ મૃત્યુથી આ ફંડના સર્વ કાર્યનો ભાર અમારા શિરે પડવાથી જોઇયે એટલા પ્રમાણમાં કાર્ય થઇ શકતું નથી. શેઠ નગીનભાઇ ફંડની ૧૦/૧૧ વર્ષની કારકીર્દીમાં ૫૬ અંકો બહાર પાડવાને ભાગ્યશાળી નિવડ્યા હતા. જ્યારે અમો તે પછીના છેલ્લા પાંચ છ વર્ષમાં માત્ર ૧૩ અંકોજ બહાર પાડી શક્યા છીએ. શેઠ નગીનભાઇના આત્માને પરમાત્મા પરમ શાંતિ બક્ષે એવું ઇચ્છીએ છીએ.

**શેઠ કેશરીચંદ રૂપચંદ** જેઓ સને ૧૯૧૬ માં ટ્રસ્ટીપણાથી મુક્ત થયા હતા તેથી અને **શેઠ નગીનભાઇ પેઝાભાઇના** અવસાનથી ખાલી પડેલી બે જગ્યાઓએ **શેઠ અમરચંદ કલ્યાણચંદ** ઝવેરી અને **શેઠ નેમચંદ અભેચંદ** જવેરીની નોમણુંક કરવામાં આવી છે.

અંતમાં એટલું ઇચ્છી અવતરણિકાથી વિરમીશું કે આ અમારો પ્રયાસ સર્વ સાહિત્યપ્રેમી જનોને પ્રિયકર થઇ સુન્દર સુરસ ફળ આપનારો થઇ પડો. આવા પ્રયાસને જો પ્રજા તરફથી સારૂં સન્માન મળશે તો આશા છે કે ભવિષ્યમાં ઘણાં મૌક્તિકો પ્રજા પાસે મુકવા અમો અમારાથી બનતું કરી શકીશું.

હંસરાજ પ્રાગજી બિલ્ડીંગ
ગીરગાંવ, મુંબાઇ.
મહાશિવરાત્રી, સં. ૧૯૮૩

**જીવણચંદ સાકરચંદ જવેરી,**

હું અને બીજા ટ્રસ્ટીઓ.

---

સદર્હુ ગ્રન્થ બહાર પડે તે પૂર્વે આ સંસ્થાના એક ઉત્સાહી સંચાલકના અકાલ અવસાનની અતિશય દિલગીરી ભરેલી નોંધ લેવાનું કાર્ય અમોને અમારા કમભાગ્યે પ્રાપ્ત થાય છે. આ ફંડને મહૂર્મ શેઠ દેવચંદ લાલભાઈ જવેરીના સ્મારણાર્થે સ્થાપનાર અને સંસ્થાના ટ્રસ્ટી **ભાઇ ગુલાબચંદ દેવચંદ જવેરી** ફકત આઠ દિવસની ડબલ ન્યુમોનિઆની માંદગી ભોગવીને અકાળે માત્ર ૩૮ વર્ષની ભરયુવાવસ્થામાં સંવત્ ૧૯૮૩ ના ફાગણ સુદ ૫ ને મંગળવાર તા. ૮ મી માર્ચ સને ૧૯૨૭ ના રોજ પોતાની પાછળ પોતાની પત્ની બાઇ જશકોર, ચાર પુત્રો તથા એક પુત્રીને મુકીને દેહમુકત થયા છે. વિશેષ દિલગીરીની વાત એ છે કે તેઓનાં પત્ની બાઇ જશકોર પણ માત્ર ઓગણીત્રીસ કલાકના વૈધવ્યયોગને ભોગવી બીજેજ દિવસે પોતાના પતિને પંથે પળ્યાં છે. પરમાત્મા આ દમ્પતીના આત્માઓને ચિરઃસ્થાયી પરમશાંતિ બક્ષે એજ પ્રાર્થના છે..

જવેરી બજાર મુંબાઇ.
તા. ૧ ઓગસ્ટ ૧૯૨૭

**જીવણચંદ સાકરચંદ જવેરી.**

---

શેઠ દેવચંદ લાલભાઈ ઝવેરીના સ્મરણાર્થે તેમનાં નામથી
ચાલતી સંસ્થાના સંસ્થાપક.



**સ્વ. ભાઈ ગુલાબચંદ દેવચંદ ઝવેરી.**

| **જન્મતિથિ** | **સ્વર્ગવાસ** |
|---|---|
| સં. ૧૯૪૫ ભાદરવા સુદ ૧૪. | સં. ૧૯૮૩ ફાગણ સુદ ૫. |
| તા. ૭–૯–૧૮૮૯. | તા. ૮ માર્ચ ૧૯૨૭. |

જેમના સ્વર્ગવાસથી સંસ્થાએ એક સેવાભાવી ટ્રસ્ટી ગુમાવ્યો છે.
પ્રભુ તેમના આત્માને ચિરઃસ્થાયી શાન્તિ અર્પો!

Lakshmi Art, Bombay, 8.

# The Late Sheth Devchand Lalbhai Javeri.

**BORN 1853 A. D, SURAT. DIED 6th JANUARY 1906 A. D., BOMBAY.**



## श्रेष्ठी देवचन्द लालभाई जव्हेरी.

| | |
|---|---|
| जन्म १९०९ वैक्रमाब्दे | निर्याणम् १९६२ वैक्रमाब्दे |
| कार्तिकशुक्लैकादश्यां, सूर्यपुरे. | पौषकृष्णतृतीयायाम्, मुम्बय्याम्. |

B. V. PRESS.

શ્રી વીતરાગાય નમઃ

શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધારે,

સંઘવી ઋષભદાસ કવિકૃત,

# શ્રી કુમારપાલ રાજાનો રાસ.

## ખંડ ૧ લો.

### દુહા.

સકલ સિદ્ધ ચરણે નમું, નમું તે શ્રી ભગવંત;
નમું તે ગણધર કેવલી, નમું તે મુનિવર સંત.

નમું તે શ્રીજિન બિંબનઇ, નમું તે સૂત્ર સિદ્ધાંત;
નમુ તે ચતુર્વિધ સંઘનઈ, નમું તે નર આહંત. ૨

નમું તે ક્રિયા પાત્રનઇ, નમું તે તપિયા પાય;
નમું તે નર સીલવંતનઈ, જિમ સુખ શાતા થાય. ૩

નમું તે ગુરૂ †ગચ્છનો ધણી, નિરમલ જસ આચાર;
મધુર વચન દિઈં દેસના, વાણી સુધારસ સાર. ૪

વાણીઈં જન રંજવઈં, મહિમાં સરસતિ દેવી;
તિણિ કારણિ તુઝનઇ નમું, સારદ સારૂ સેવ. ૫

સમરૂં સરસતિ ભગવતિ, સમર્યા ×કરજે સાર;
હું મુરખ મતિ કેલવું, તે તાહરો આધાર. ૬

પિંગલ ભેદ ન ઉલખ્યુ, વ્યક્તિ નહીં વ્યાકર્ણ;
મુરખ મંડાણુ માંનવી, હું સેવું તુઝ ચર્ણ. ૭

---

†ગણ ×કરસે.

## ચોપાઇ.

ચરણ પખાલ કરૂં સરસ્વતી; પુષ્પ લેઈ પૂજું ભારતી;
ગુણ ગાઉં માતા સારદા, ત્રિપુરા તું મ વિસારૂ. ૮

હંસગામિની હંસઇ ચડી, વિદુષામાતા જગમાં વડી;
દેવી સમરૂં વાગેસરી, બુદ્ધિ આપઇ ચિત્તચોખ્ખું કરી. ૯

બ્રહ્મ સુતા બ્રહ્માણી સાર, ચરણે ને ઉર * કંઠઇ હાર;
વાણી ભાષા બ્રહ્મચારિણી, દેવી કુમારી કીરતિ ધણી. ૧૦

બ્રહ્મવાદિની સરસવતિ દેવી, તૂહી વચન દિઇ તતખેવી;
હંસવાહિની માતા સાર, તાંહરા ગુણોનો ન લહું પાર. ૧૧

તુઝવિણ અક્ષર એક નવિ લહું, તુઝવિણ મુરિખ નાંમજ કહું;
સુરનર કિંનર સબલ નિધાંન; તુઝવિણ કોઇ ન પાંમઈ માન. ૧૨

તુઝ વિણ વાદ કરઈ નર જેહ, માન ભ્રિષ્ટ નર થાઇ તેહ;
તુઝ વિણ નર પરદેસઈ જાય, જીહાં બેસઇ તિહાં નર હેલાય. ૧૩

તુઝ વિણ બઇસઈ સભા મઝરિ, †મુહુત ન પામઈ તે નર નારી;
તુઝ વિણ નર બોલઈ આરડી, તિહારઈ લોક હસઈ ખડખડી. ૧૪

ગ્નાનવંત નર જીહાં જીહાં જાય, માન ‡ મુહુત નર બહુ પૂજાય;
નરનારી નૃપ લાગઇ પાય, ગ્નાનવંતના સહુ ગુણ ગાય. ૧૫

ગ્નાન વિના પદવી નવિ થાય, ગ્નાન વિના મુગતિ નવિ જાય;
ગ્નાન વિના જાણઈ ધર્મ, ગ્નાન વિના નાવિ સમજઈ મર્મ, ૧૬

તેણઈ કારણિ હું વંછુગ્નાન, હ્રદય ધરૂં માતા તુજ ધ્યાન;
તું તુઠિ મુખિ કરજે વાસ, ગાસુ કુમારપાળનો રાસ. ૧૭

મુખ જીહ્વા મુજ કરો પવિત્ર, કુમારપાલનું કહું ચરિત્ર;
ઋષભદેવ મહાવીર વિચોલી, અસ્યો નહિ કોઇ ભૂપાલ. ૧૮

---

* કોટઇ † માન–આદર. ‡ આદર.

રામ કૃષ્ણ શ્રેણિત મહારાય, નૃપ કોણીની કીરતી થાય;
પણિ એ નહી કો તેહની જોડિ, કુમારપાલ ગુણ દીસઈ કોડિ. ૧૯
આગઈ ભરત બાહુબલિ હુઆ, જીવ જંતપણિ તિહારઇ મૂઆ;
કુમારપાલ નૃપ મોટઉ સાર, અઢાર દેશ નિત પાલઇ અમાર. ૨૦
કુમારપાલ તે કહું કિહાં હવો, **કવણ** જાતિ પિતા કોણ સ્તવ્યો;
કવણ માત કુંણ તેહનો ઠાંમ, કવણ દેશ કુંણ તેહનો ગાંમ. ૨૧
**જમ્બૂદ્વીપ** અનોપમ કહું, **ભરતક્ષેત્ર** તે માંહિ લહુ;
**ગુજરદેસ** વસઈ અભિરામ, તિહાં †**દઈથલી** સુંદર ગાંમ. ૨૨
ગામ તણો દીસઈ બહુવાસ, ગઢ મઢ મંદિર ઉંચા આવાસ;
વસઈ વિવહારી વર્ણ અઢાર, ઋદ્ધિ તણો નવિ લાધઈ પાર. ૨૩
શ્રીજીનના પોઢા **પ્રાસાદ**, ઇંદ્રિપુરીસ્યું કરતાં વાદ;
પોષધ સાલા પુણ્યના ઠામ, વસઈ દઈથલી સુંદર ગાંમ. ૨૪
તેહનો રાજા **ત્રિભુવન પાલ**, બાર ગામની કરઈ સંભાલ;
**કાસમેરી** દેવી સુકુમાલ, તસ ઉદરઈ ઉપનાં પંચ બાલ. ૨૫
**કુમારપાલ** બીજો **મહીપાલ**, ‡**કૃત્યપાલ** ત્રીજો સુકુમાલ;
**પ્રેમલદેવી** છઈ અભિરામ, બીજી **દેવલદેવી** નાંમ, ૨૬
તિહુયણ પાલનો એ પરિવાર, કુમારપાલ નર §જેઠઉસાર;
જાતિ ખીત્રી કુલ ×ચૂહાણ, છત્રીસઈ રાજકુલી વહઇ આણ. ૨૭
રાજકુલી છત્રીસઈ સોહઇ, નામ કહું સુણજો સહુ કોઈ
ગોચર **ગોલ** અનઈ **ગોહેલા**, **કાઠી કિસારા** નઈ **કુંભલા**. ૨૮
બરબઈતા **બાબરીઆ** જેહ, **મારૂ મકુઆણા** ભલ તેહ;
**જાતિ** †**ડાહિમાનઈ ડાભીઆ**, સુબટ ભલા નર વર ઘોડીઆ.. ૨૯

---

† દહેથલી–દેથલી ‡ કીર્તિપાલ પા૦ § મોટો. × ચહુઆણ.
† જાલડા હીમા.

**વાલા વીંઝા**‡ નઈ **વાઘેલા**, વડી જાતિ કહીંઈ **વાઢેલ**;
**વાઢવ જેઠુઆ** સોઇ સુભટ, **જાડિચા** નઈ પાસઇ **જટ**. ૩૦
§**સોહલંકી** સાચા **પરમાર**, ક્ષત્રી †**કબાવહંઈ** રણીધાર;
જાતિ **ચાવડા ચુડાસમા**, ખાપ ગરાસ ન કરઈં તમા. ૩૧
**ખાંટ ખયર** અનઇ *****શાવલી**, પતાઈ સરીખા યહાં ભૂબલી;
**મસાણીઆ** મોટા રજપૂત, **પલાંણીઆ** રાખઈ ધરસૂત્ર. ૩૨
**હાલા ઝાલા** રણિનવિ ખસઈં, **ધારહઆ** તે ધારઇ વસઈં;
+**બારહઇઆ** બાંધઈં મહઇવાસ ખડગ તણઈં બલિ ખાઇ ગરાસ. ૩૩
**સરવઇ**આ ક્ષત્રી તે સાર, પોઢી જાતિ કહીઈં પઢિઆર;
છત્રીસ રાજકુલીઅ વખાંણી, સઘલામાં મોટા ચૂહાણ. ૩૪
જીમ તારામાં મોટા ચંદ, જીમ સુર માંહિ મોટા ઈંદ્રિ;
જીમ પરવતમાં મેરૂ વખાંણિ, તિમ ક્ષત્રીમાં જાતિ ચૂહાણ. ૩૫
જેણુઈં કુલી હુઓ કુંમરનિંદ, જાણે પ્રગટયો ગગનિ દિણુંદ;
માન સરોવર જેહવો હંસ, જેણાઈં દીપાવ્યો ચઉલુક વંસ. ૩૬
ઇક્ષવાક વંસ તે જગમાં સાર, સૂર્ય સોમ યાદવ પરિવાર;
ચાહમાન ચઉલક છંદક, સીલાર વંસે રાજતિલક. ૩૭
ચાપોત્કટ સિંધવ પ્રતિહાર, ચંદુકારા ઠકર જગિ સાર;
સંકરકંકર નઈં સુરપાલ, ચઉલુક વંસે બહુ ભૂપાલ. ૩૮
ચંદેલ વંસંનઇ ઓહિલપુત્ર, ચઉલુક વંસના રાખઈ સૂત્ર;
મઉરીક મકુઆણા અભંગ, ધાંન પાલક નર રાખઈ રંગ ૩૯
રાજપાલક દધિલપ્યણ જેહ, તરૂ દલીક નટ વંસહ તેહ;
નિકુંભ કુણ બલહરિ અડવંસ, માખ પોખર સોઇ સુવંસ, ૪૦

‡ વીંજા : § સોલંકી † ખ્યત્રી કાવા * મેધાસ + ઇબ્બાગ

સકલવંસ તેમાંહિ સાર, ચઉલક વંસ તે અતિહિં ઉદાર;
જેણુઈ વિંસઈ હુઓ કુમરનરિંદ, તેહનો ગુરૂ મુનિ હેમ સૂરિંદ. ૪૧

હેમાચારય કુંમર નરિંદ, એક દિનકર નઈ બીજો ચંદ;
બિંહુમાં પ્રેમ કેણિ પરિ થયો, કિમ પ્રતિબોધ રાજાઈ લહ્યો. ૪૨

કેણુઈ દિવસઈ નૃપ બઇઠો રાજિ, કિમ વયરીનઈ આણ્યા વાજિ;
કિમ મંત્રી કીધું સંતોષ, કિમ સજ્જનનો કીધો પોષ. ૪૩

શ્રીજીન ભુવન કર્યાં કેટલા, કહઇસું બિંબ ભર્યાં તેટલાં;
બિંબ પ્રતિષ્ટા કેહીપરિ કરી, કિમ સંઘવી થયો તિલક ધરી. ૪૪

જૈન ધર્મ કિંમ પામ્યો રાય, અઢાર દેસ અમારિ કિમ થાય;
સંઘ ભગતિ ભૂપતિ કિમ કરઈ. કેહીપરિઈ રાજરૂષી બિરૂદ ધરઈ. ૪૫

કિમ ભૂપતિ પૃથ્વીઈ ભમ્યો, દૂસમ કાલ નૃપ કિમ નિગમ્યો;
કેહી પરિ વયરીથી ઉગર્યો, કેતા કાલ નૃપ રાજી કર્યો. ૪૬

કુમારપાલ કિમ પામ્યો રાજ, તિહુ ભુવનઇ કિમ વાધી લાજ;
કેમ કીધાં જીન શાસન કાજ, સકલ ચરિત્ર સુખિ કહઇસું આજ. ૪૭

ઢાલ

સાંસો કીધો સાંમલીઆ એ દેશી.

અથવા હમચીની (રાગ ગાડી)

ચઉલુક વંશે રાજા ભૂઅડ, છત્રીસ લાખ જસ ગામ;
કનિ-કુઅજતે દેશનો રાજા, કલ્યાણ કટક પુર ઠાંમ. ૪૮

ગૂજર દેશ આવી તેણુઈ લીધી, માર્યો પૃથવી રાય,
નિજ સેવક નઈ દેસ ભલાલી, નૃપ નિજનગરઈ જાય. ૪૯

ભૂઅડ રાય નઈ પાટિ પનરમઈ, ઉપન્યો કુંમર નરિંદ;
સકલ ચરિત્ર કહઇસું તે માંડી, સુણુયો ધરિ આણુંદ. ૫૦

ભૂઆડ રાયનઈ કુમરી, સુંદર **મીણુલદેવી** નાંમ
તસ કંચુક નઈ થાનક આપ્યો, ગૂજર દેસ અભિરામ. ૫૧

એણઇ અવસરિ હવઇ ગુજરદેસમાં, દેસ ભલો વઢિયાર;
પંચાસરા તિહાં ગામ વખાણું, વસઇ તે લોક સુસાર. ૫૨

સીલાંગસૂરિ ત્યાંહા આવી, બહુ આડંબર ત્યાંહ;
એક દિવસ શુભ સુકનહ જોવા, પુહુતા મહાવન માંહિ. ૫૩

ઝોલી એક દીઠી તિહાં ઝાડિં, માંહિં તે બાલક એક;
રૂપિં ઇંદ્ર સરીખો દીઠો, લખ્યણ અગિ અનેક. ૫૪

જેણઇ વૃક્ષે તે બાલિક પુઢિઓ, ન નમઇ છાયા ત્યાંહ;
ઉત્તમ નર હોસ્યે એ જગમાં, ગુરૂ ચિંતિ મનમાંહિ. ૫૫

પાસઈ માતા દીઠી તેહની, **રૂપસુંદરિ** તસ નાંમ;
પ્રેમ કરી ગુરૂ પુછઈ તેહનઈ, પૂર્વ વાત અભિરાંમ. ૫૬

રૂપ સુંદરિ બોલે દૂખ ધરતી, સાંભલી ગુરૂ ગુણવંત;
ગૂજર દેસ ધણી મુજ સ્વામી, વયરી હણીઓ કંત. ૫૭

આ બાલક હું ઉદરિ લેઈ નઈ, નાઠી વનહ મઝારિ;
પૂત્ર જન્મ હુઓ એણુઈ થાનકિ, રહું એકલડી નારી. ૫૮

સીલંગસૂરિ તિહાંજ્ઞાન વિચારી, નામ ઠવ્યું વનરાજ;
ગૂજર દેસ ધણી એ થાસ્યે, એ કરસ્યઇ શુભ કાજ. ૫૯

ગુરૂ જ્ઞાની વલીઆ તવ વેગઈ, આવ્યા નિજપુર ઠામિ;
વિવહારી તેડયા તવ પાસઈ, કુમર કથાનઈ કામિ. ૬૦

ગુરૂ જ્ઞાની કહઇ સુણો શ્રાવક, આ વનમાં એક બાલ;
સોઈ કુંમર જઈ લાવો ઈહાં, તે થાસ્યઈ ભૂપાલ. ૬૧

## દૂહા.

રાજા કરસણ સુત‡ તુરી, મહિષિ ચંદ સુકીર;
બાલપણાથી સેવીઈ, સુખ લહીઇ સરીર. ૬૩
તેણઇ કારણિ એ બાલનઈ, જઈ લાવો તુમો આંહિ;
સરીર સુશ્રુષા નિતિ કરો, રાખો નિજ ઘરમાંહિ. ૬૩

## ચોપાઇ.

વિવહારી તવ વનમાં જઈ, માત પુત્ર નઇ લાવ્યા સહી;
રાખ્યાં નિજ ઘરિ જીહાં આવાસ, ભોજન ભકિત કરઈ નિત્ય ખાસ. ૬૪
અનૂક્રમિં વાધઈ તે બાલ, ક્રીડા સબલ કરઇ ભૂપાલ;
વિવહારીના બાલિક તણુઈ, મારઇ કૂટઈ §બહુ અવગુણે ૬૫
શ્રાવક કહઈ એ મોટું પાત્ર, ઘર સરીખી નવિદીસઈ યાત્ર;
સિંહ તણું બાલિક અતિભલું, પણિ સોભઈ વનમાં એકલું. ૬૬
વિવહારી મિલીયા તેણીવાર, માતા નઈ જઈ કર્યો જૂહાર;
‡બહઇની તુમ્હ સુત મોટો થયો, વિણસ્યઈ ઈંહા વણિગમાં રહ્યો. ૬૭
તુહ્મો કરો કો નૃપની સેવ, ‡તુઠી વચન દીઇ તતખેવ;
માતા પુત્ર બેહું ઉલાસ, સોઈ ગયા માઉલાનઇ પાસ. ૬૮
સૂરપાલ માઉલો જેહ, ગાંમ નગર પુર લૂંટઈ તેહ;
તેહનઈ પાસઈ વનરાજ ગયો, ચોર શિરોમણી તે પણિ થયો. ૬૯
લૂટી દેશનઈ વાસઈ વંન અન્ય દિવસ નિંપાયાં અન્ન;
ઘૃત વિના તે બઇસી રહ્યા, ઘણા દોષ લૂખાના કહ્યા. ૭૦
લૂખું જીમતાં ગતિ મતિ જાઈ, લૂખું જીમતાં ધૂજઇ *કાય;
લૂખું જીમતાં બલ બુદ્ધિ ગલઈ, મૂઉ સો બાલ્યો નવિ બલઈ. ૭૧

‡ ગજ § નઈ ‡ હવે ‡ સેવ્યો ફલ આપઈ તતખેવ * પાય.

તેણુઇ કારણિ ઘૃત ભોજન સાર, જીમ અસ્ત્રી મંડણ સિંણગાર;
નરનું મંડણ જીમ પાઘડી, તિમ ભોજન મંડણ ઘૃત ઘડી. ૭૨
જીમ ગજનું મંડણ સિંદૂર, જીમ રણનું મંડણ નર સૂર;
નદી તણું મંડણ જલપૂર, તિમ ભોજન મંડણ ઘૃત ભૂર. ૭૩
કીધાં ઉડદ તણાં ઢોલકાં, ભાંજી સોઈ કર્યાં મોકલાં;
ઘૃત તપેલા માંહિ ધર્યાં, જીમતાં તપીઆ લોચન ઠર્યાં. ૭૪
તેણુઇ તપીઆ ઘૃત લાગઈ પાય, જેહથી રત્ન કુંડલ પણિ થાય;
સાંઇઆં ડુંગરી માંહિં ઝોલ, ઘૃત મિલ્યું તો થયો કલ્લોલ. ૭૫
ઘૃત ન કહું અમૃત †કહઇવાય જેહથી વાધિ નરનું આય;
વૃદ્ધ, બાલ, પસુનઇં ગમઈ, તો વનરાજ કિમ લૂખું જમઇ. ૭૬
તેણુઇ કારણિ નર તેડયા સહિ, આણો ઘૃત તુહ્મો કહઇનું ગ્રહી.
ત્રિણિ પુરૂષ તિહાં ચાલ્યા વહી, ઘૃતની ખબરી કિહાં નવિલહી. ૭૭
ત્રિણિ મિલઇ તિહાં ત્રુટઇ કાંમ, ત્રિણિ મિલઇ તિહાં ન રહઇ માંમ;
ત્રિણિ મિલઇ તિહાં વિણસઈ દાંમ, ત્રિણિ મિલઇ તિહાં ન વસઈ ગામ ૭૮
અતિસાર શીતલ હેડકી, ત્રિણિ મિલઈ તિહાં પ્રાંણી દૂખી;
ઇણુઇ દ્રષ્ટાંતઇં ત્રિણિ જણ જીહાં, નિશ્ચઈ કામ ન થાઈ તિહાં. ૭૯
ત્રિણિ પુરૂષ ઘૃત કારણિં ગયા, તે પણિ પંથઈ બઇસી રહ્યા;
ચિહું પાસેં નર જૂઈ જસઈં, એક વણીઆયત દીઠો તસઈં. ૮૦
પથી એક આવતો જાંણીઓ, સિરિ કુડલી જાતિ વાણીઓ;
ત્રિણિ પુરૂષ ગયા તિહાં બકી, મુકિ કૂંડલી મસ્તકિ થકી. ૮૧
તવ કૂંડલીઉ, સુંગ્યો વીર, બિઇ ભાંજ્યા ત્રિણિ રાખ્યા તીર;
લેઈ કાંમડું સાંધઇ બાંણ, નાઠા નર તે લેઈ પ્રાણ. ૮૨

† કહિવાય.

કાયરનર ઝાલઈ હથીઆર, રણિ સંગ્રામઈ કરઇ વિચાર;
નાસું નાસું સાંતું કિહાં, સંકા હુઇ નિજ ઘોતિ માંહિ. ૮૩
અસા પુરૂષ તે કહ્યા ગમાર,; કોક કજેત કરઈ હથીઆર
એ છઈ સુર પુરૂષનું કામ, સીમ ક્સીજે નહી × તિહાં ગાંમ. ૮૪
જો કાયર તો સ્યા હથીઆર, જીમ ધન, બુદ્ધિ વિના વ્યાપાર;
સોઇ પુરૂષ દૂખ પાંમઇ હાથ, ખડગ ભલું સૂરાનઈ હાથિ. ૮૫
સૂર પુરૂષ જાતિ વાંણીઓ, ધીરજ ગુણ અંગિઈ આંણીઓ;
લેઈ મનુષ નઈ મૂંકાઈ તીર, નાઠા ત્રિણિ રાજાના વીર. ૮૬
આવિ વેગ કહિઉં વનરાય, ઘ્રૃત લેઇ કૂડલીઉ જાઇ;
પણ બલીઓ નવિ જાઈ ગ્રહ્યો, ઓ આવઇ નર સાંહમો વહ્યો, ૮૭
વનરાજિ બોલાવ્યો હેવ, વિનય કરી નર તેડયો ખેવ;
જાઅંબક નાંમઈ જાંણીઓ, ઘૃત આપી બોલ્યો વાંણીઓ. ૮૮
સ્વામી તું પૃથ્વી નઈ યોગ, તાહરઇ કર્મિં ઘણો છઇ ભોગ;
કુણ કારણિં તું વગડેં ભમઈ, રાજહંસ છીલર કિમ * ગમંઈ ૮૯
તવ વેગઈ બોલ્યો વનરાય, † ભલઈ પ્રધાન નહીકો આજ;
જો તું માહરઈ પાસઇ રહઈ. તો હું સોઈ કરૂં જીમ કહઈ ૯૦
પાસઇં સોઇ રહ્યો વાંણીઓ, એક અવસર તેણુઈ જાણીઓ;
ભૂઆડરાય તણા નર જેહ, ધન ઉઘરાવા આવ્યા તેહ. ૯૧
ચઉવીસ લાખ સોનઇઆ ભરી. ચ્યારસહઈ વાજી કરિ ધરિ;
આલ્યા તે ધન લેઇ જસઈ સો લૂંટી નર લીધો તસઈ. ૯૨
સાબલ ખજીનો આવ્યો હાથિ, શુભટ બહુ મેલ્યા સંઘાતિ;
ચાંણઇભાંજઈ વહઈ વાણીઓ, રાયઇ બુદ્ધિ સાગર જાણીઓ. ૯૩

---

× ત્યાહાં નહિ * રમઈ † ભલ કો પ્રધાન નહિં મુજ આજ.

ઘણો દેસ કીધો તેણઇં હાથિ પોતાની વાલી ગુજરાતિ;
ભૂઅડ ભૂપઇં જાણ્યું જસઇં, ફિરી ગુજરાતિ ન આવ્યો તસઇં. ૯૪
હરખી વનરાજ બોલ્યો, તાંમ, ભૂમી ભલી દીસઈ કુણ ઠાંમ;
નગર અનોપમ વાસું ગાંમ, જીમ રહઇ મુજ પૃથ્વીમાં નાંમ. ૯૫
એણઈ અવસરિ દીઠો ગોવાલ; ભૂપઇં બોલાવ્યો તતકાલ;
અરે ! સુપુરૂષ તુમ્હો ચારો ગાય, છઇ કો પૃથ્વી જીહા બલઠાય. ૯૬
બોલ્યો અણુહલીઓ ગોવાળ, ભૂમી ભલી આપું ભૂપાળ,
નૃપ હરખી ઉઠિઓ તવ તિહાં, બિહું ચાલ્યા સુંદર વનમાંહિ. ૯૭
કૌતગ કારણિ આણ્યો સ્વાન, સસા ઉપરિ નવિ માંડઇ કાંન;
નાઠો લુંડી ધાયો સસો, કૌતગ દેખી રાજા હસ્યો. ૯૮
ફિરીઓ જીહાં સસલો કુતરો, જેણઇં થાંનકિં લુંડી ફર્યો. ( કરૂ )
તે પાછેરો મુંકી ઠામ, ભલી ભૂમિ તિહાં વાસું ગાંમ. ૯૯
બાર ગાઉ ફિરતો વિસ્તાર, ગઢ, મઢ, મંદિર, પોલ, પાગાર.
ચઉરાસી ચોહુંટા ચઉશાલ, સોના રૂપાની ટંકશાળ. ૧૦૦
દંતારા દોસીના હાટ, વેચઇ સાર પટોલાં પાટ;
વેચાઈ શાલૂ સખરાં ચીર, જેણઇ લખ્યાં છઇં બાવન વીર. ૧૦૧
માણિકચઉકિ મોતી તોલાય, નાણાવટિ નાણાં પરખાય;
ગાંધીને હાટે ગંધીઆણા, વઇદ જીહાં બહુ બઇસઇ જાંણ. ૧૦૨
માલી, તંબોલી, મણીયાર, વેચઈ તેલ સુગંધી સાર;
† વસઇ ફોફલીઆ સોનાર, ધીઆ તણો નવિ લાભઈ પાર, ૧૦૩
વિવહારિ બહુ વાસઈ વસઇં, હાંટિ મોટિ લઇ બઇઠા હસઈ
વાહાણ તણી ‡ વલી કરતા વાત, પણિ કો ન(વિ) કરઇ પરની તાતિ. ૧૦૪

---

† બઇસિઈ ‡ તાહાં

ફડીઆ, સાથરીઆ પસ્તાગ, રસીઆ બહુ આલાપાઈ રાગ;
ચોહુંટઇ ભણુતા ચારણુ ભાટ, * ત્રિફાલીઈ નાચઈ નટનાટ. ૧૦૫

વર્ણ અઢાર તણો તિહાં વાસ, કો કહઇની તિહાં ન કરઈ આસ;
વિવહારી શુદ્ધિ સહુ પાલઇ ખરી, ન લીઈ કો કેહઇનું ધન હરી. ૧૦૬

રાજભૂવન નિંપાયાં તિહાં, બહુ રચના કીધી છઇ જીહાં;
હયવર ગજની શાલા કરઇ, જોતાં નરનારી ચિત્ત ઠરઈ. ૧૦૭

આયુધ્ર સાલા રથના ઠાંમ, લેખ સાલા તિહાં અભિરાંમ;
કરઈ માંડવી રાય સુજાણુ, વિવિધ વસ્ત તિહાં લાગઇ દાંણુ. ૧૦૮

## ઢાલ આખ્યાની.

વાસુ પૂજ્ય જીન પુણ્ય પ્રકાસ્યો—**એ દેશી.**

### રાગ. આસાઉરી સિંધુઓ.

સુપ સકલાત નઈ બયરવ મસરૂં, શાલૂ અતલસનો નહિં પાર;
ચીર, ચુંનડી, મોલિ પીતાંબર, હીર ચીંનીઉં સાર. ૧

હીંગ મરી નઈ તરવું સીસું, સાકર નઇ સોપારી;
મોટી માંડવી પાટણુ કેરી, આવઈ કુલ વ્યાપારી. ૨

ત્રાંબુ પિત્તલ રૂપુ સોનું, મુગતાફલની જોડ;
સબલ માંડવી પાટણુ કેરી, આવે ટંકાની કોડિ. ૩

લવિંગ એલચી કપુર બરાસ, જાયફલ જાવંત્રી;
દાંણુ માંડવી મહાજન આપઈ, બઇઠા મહઈતા મંત્રી. ૪

ખાંડ ટોપરા અબરખ પારૂ, સિંગોડા નઇં દ્રાખ;
પાટણુ માંડવીઈ બહુ આવઈ, દાણુ ટંકાના લાખ. ૫

* ત્રપોલીઇ

દુહા

લખ્ય દાંણુ લોકજ દીઈ, કરઈ સબલ વ્યાપાર;
પુણ્ય ખેત્ર પાટણ તણો, સુણયો સહુ વિસ્તાર. ૫

ચઉપઈ.

વિસ્તાર કહઈસ્યું પાટણ તણો, વ્યાપારી વણજારો ઘણો;
અનેક પુરૂષ તિહાં આવઈ જાઈ, વિવિધ વસ્ત તિહાં વેચાય. ૬
પુણ્ય તણી *શાલા તિહાં શુદ્ધ, માગઈ જલ નઈ ‡પાય દૂધ;
દાંન, માંન અનઈ વિસરાંમ, અતિ શોભઈ પાટણ પુર ગાંમ. ૭
શ્રી જીનના પોઢા પ્રાશાદ, ઇંદ્રપુરીસ્યું કરતા વાદ;
પોષધ સાલા પુણ્યનો ઠાંમ, વાડી વન દીસઈ અભિરાંમ. ૮
સહસ લિંગની શોભા ઘણી, ઉપમા માંનસરોવર તણી;
કમલ બહુ જલ મીઠઉ માંહી, હંસ, મોર, બગ, ઝીલઈ તિહાં. ૯
મચ્છ, કચ્છ, મંડુક બહુ તરઈ, ચકવાકી જલ ક્રીડા કરઈ;
ફિરતાં વાડી વન +આરામ, નાલિ કેલી આંબા ×અભિરામ. ૧૦
ચંપક, નાગ અનઈ પુનાગ, તાલ, તમાલ અનઈ વર શાગ;
જાંબૂ દાડિમ દીસઇ ઘણાં, ચંદન વૃક્ષ બહુ રલીઆમણાં ૧૧
કૂપ કુંડ બહુ વાવ્યો ઘણી, §અમૃત ભરઇ સ્ત્રી સોહાસણી;
કુસુ ક્રીડા કરતા બહુ લોક, ઘરિ ઘરિ મંગલ પણિ નહીં શોક. ૧૨
બાવન વવા જસ ÷નગર મઝારિ એક ચિત્તઈ સુણયો નરનારી;
પાટણ નગરી તણી ઉપમા, કવિઈ કેલવી આંણ્યા વવા. ૧૩
વાડી, વન નઈ વાવ્યો ઘણી, વાલો વેલી વનિતા સિરિધણી;
વિવેક, વિચાર, વ્યાખ્યાની વસઈ, વાદી, વીર પાછા નવિ ખસઈ. ૧૪

* ત્યાંહા સાલા ‡ આપઇ. + અભિરાંમ × બહુરાંન §અંબુ ÷ નગરિ.

વેણુ, વંસ, વેશ્યાના વાસ, વિપ્ર વ્યાસ ગાય ગુણરાસ;
વહુરા, વાણીઆ વરૂ વખારી, વ્યાપારી વડ ગાંમિ મઝારિ. ૧૫

વૈદ વાસના વિસ્નવ ઘણા, વિશ્રામ ઠામ તે રહઇવા તણા;
વર્ણ અઢાર તણો તિહાં વાસ, વૃષભ જૂત અનોપમ ખાસ. ૧૬

વિસ્નુ મૂરતિ અનઇ વેદીઆ, વેષધારી નઈ બહુ વરતીઆ;
વિચિત્ર લોક વિવહારી વસઈ, વિવહાર ચૂકતે નવિ ચૂકઈ કસઈ. ૧૭

વયણ શુદ્ધ નઈ વિદ્યાવંત, વણકર તણો ન લાભઇ અંત;
વસન, દાન, શીલ, તપધણી, વિચિત્રાઈ વરઘોડા તણી. ૧૮

વાજી, વહઇલ અનઈ વીજણા, વાંનર, વાઘ રાય અંગણિ ઘણા;
વિદ્રુમ, વૃક્ષ નઈ નિર્મલ ×વારિ, છાંટઈ રાજાને દરબારિ. ૧૯

વાજીંત્ર વાલા લોક બહુ મિલઈ, વ્યાકરણી વચને નવિ ખલઈ;
વઇરાગીનું કરૂં વખાણ, વસઇં લોક પરવેદન જાંણ. ૨૦

વિવિધ વસ્ત ઝાઝા જીહાં મલઇં, નરસમુદ્ર પાટણ કુણ કલઈ;
ઉદધી આભ મળ્યા જો જાઈ, તો પાટણનર સંખ્યા થાઈ. ૨૧

એકવાર એક સ્ત્રી ભરતાર, જોવા પાટણનો વિસ્તાર;
સાંઝઇં સાથઈ ચોહુટઈ ચઢયા, કર્મ સંયોગે ભૂલાં પડયાં. ૨૨

રોતી રડવડતી સા નારિ, પુહુતી ભૂપતી ભુવન મઝારી;
વેગઇં તિહાં વિનવિઓ રાય, કામિની ભાંખઈ કર્મ કથાય. ૨૩

સ્વામી તાહરા નગર મઝારિ, ભૂલાં પડયાં અહો નર નારિ;
સોધ્યો સ્વામી પણિ નવિ જડયો, વણિગ રત્ન જીમ સાયર પડયો. ૨૪

સ્વામી નામિઇં રાણો એહ ડાબી આંખઈ કાંણો તેહ;
એણઇં ઇંધાંણે મુઝ ભરતાર, રાય કરો મુજ નરની સાર. ૨૫

---

× વાર

રાઈં વેગઈ વજાવ્યો પડો, રાંણા કાંણા આવી ચઢો;
સકલ એકઠા થાઓ આજ, નૃપનઇં કાંઈ પૂછયાનું કાંજ. ૨૬
રાણા કાંણા ડાબી આંખી, નવસઇં નવાણું ભાખી;
મિલ્યા એકઠા નૃપ દરબારિ, ભૂપઈ તેડાવી સા નારિ. ૨૭
સોધી લીઇં તું તાહરો ધણી, તુઝ કારણિ ખપ કીધી ઘણી;
નૃપ વચને તે સોધઈ નારિ, પુરૂષ ન દીસઈ તેણુઈ ઠારિ. ૨૮
સાંમી એહમાં નહી મુઝ કંત, રાય વિનોદ તિહાં થયો અત્યંત;
ફિરી પઢો વજાવ્યો જસઇ, રાણો કાંણો આવ્યો તસઈ. ૨૯
નારિ ઓલખી લિઈ ભરતાર, પંડિત કવિયણ કરઈ વિચાર-
નરસમુદ્ર એ પાટણ સહી, નરનારી સંખ્યા નવિ લહી. ૩૦
નર સમુદ્ર પાટણ એ સહી, કવિ કથાએ વિવરિ કહી;
જેણુઇં નગરઇ *છઇં નાટિક નૃત્ય, પંડિતજન પાંમઇં બહુ વૃત્તિ. ૩૧
રાસ રમઈ તિહાં બહુ બાલિકા, સુર મોહિ રહઈ સ્વર્ગે થકા;
પાંન ફુલ તણા ભોગીઆ, જેણઇં નગરિં કો નહીં રોગીઆ. ૩૨
કામિની †કંતમાં સબલો પ્રેમ, સુરઘરિ (ઇંદ્ર) ઇંદ્રાણી જેમ;
ભમર ભોગ પુરંદર ઘણા, વાસ બહુ લઘુમાલિણ તણા. ૩૩
મૃગ નયણી નારી પદમણી, વસઇં હસ્તની નઇં ચિત્રણી;
જ્યાગી જીહાં ગડઈ +નિશાંણ, §વસઈ લોક પરવેદન જાંણ. ૩૪
મયગલ માતા નઈ મદ ભર્યાં, ઘુઘર ઘંટ સિણગાર્યા કર્યાં;
અસી નગરની ઉપમ કહું, ઇંદ્રપુરીથી અધિકી લહું. ૩૫
જેહનો સ્વાંમી નૃપ વનરાજ, ત્રિણિભુવન જસ માંનઈ લાજ;
જેહનઇ ગજરથ ઘોડા બહુ, જેહનઈ સીસ નમાવઇ સહુ. ૩૬

---

* નટ †કંથ + દિનરાતિ §અસંખદલ સામિસંઘાત.

જેહનઇઆઝી અંતે ઉરી, જેહનઇ ધરિ બહુ લક્ષ્મી ભરી;
નગર અનોપમ વાસું ગાંમ, ગોવાલીઆનું રાખ્યું નાંમ. ૩૭
અણુહલવાડું પાટણ ગામ, વસઈ લોક વારૂ અભિરાંમ,
નગરધણી ચિંતઇ § વનરાજ, શ્રી ગુરૂનઈ સંભારૂં આજ. ૩૮
સીલંગ સૂરિ નઇં તેડી કરી, રાજ થાયના તિહાં પણિ કરી;
પચાંસરઇ કીધું પ્રાસાદ, સોવન ઘંટા વાજઇ નાદ. ૩૯
પંચાસરો જિન પાર્શ્વનાથ, થાપિ મૂરતિ જગિ વિખ્યાત;
સંવત આઠ નઇ બિલોતરેં, થાપી પાટણ નઇ રચના કરઈ. ૪૦
વરસ પંચાસઇ પાંમ્યો રાજ, વરસ સાઠિ તપ્યો મહારાજ;
જૈન ધર્મ આરાધી કરી, વનરાજી † તવ શુભ ગતિ વરિ. ૪૧
જસ પાટીં હુઓ જોગરાજ, પાંત્રીસ વરસ તપ્યો મહારાજ;
ખીમરાજ હુઓ તસ બાલ, પચવીસ વર્ષ તપ્યો ભૂપાલ. ૪૨
તેહનો ભૂઅડ સબલ જગીસ, તપ્યો વર્ષ તે ઓગણત્રીસ;
વયરસીહ હુઓ ગુણ ખાંણી, પચવીસ વર્ષ રહી તસુઆણ. ૪૩
રત્નાદિત પાટિં પાંચમઇં, પનર વરસતે રંગિઈ રમઇ;
સામંતસિંહ હુઓ નર જેહ, સાત વર્ષ નર તપીઓ તેહ. ૪૪
સાત પાટિ (એ) એણિપરિ થાય, વરસ એકસો છનું જાઈ;
તેણુઈ કુલિ કો ન હુઓ પુત્ર, ભાણેજઈ લીધું ધર સૂત્ર. ૪૫
તે *અધિકાર કહું તે સુણો, કણરાય સુત ભૂઅડ નણો;
તાસ પાટિ ચંદ્રાદિત હવો, ×સોમાદિત નૃપતે અભિનવો;
તાસ પાટિ ભવનાદિત સોઈ, ત્રિણિ પુત્ર તેહનઇં પણિહોઇ. ૪૬
રાજકુંઅર દંડક અભિરાંમ, એત્રિણિ કુંઅરનાં નાંમ;
રાજપુત્ર જયેઠો જે બલો, દેસ વિદેસ ભમઈ એકલો. ૪૭

---

§ નરરાજ † ત્યાંહાં * અવદાત. ×સોમદત્ત

પાટણિ દેખઈ તે પણિ ગયો, સોમેશ્વર આગલિ તે રહ્યો;
ઇસિ દેવ પૂજ્યો ઉલાસિ, વાંણી તાંમ હુઈ આકાસિ. ૪૮

અણહલવાડું પાટણ જીહાં, રાજકુમર ચાલી ગયો તિહાં;
સામતસીંહની ભગની જેહ, પ્રેમ ધરી, તુઝ વરસઈ તેહ, ૪૯

ઇસિશબ્દ સાચો મતિ ગ્રહી, રાજકુમર ચાલી ગયો વહી;
આવ્યો પાટણ નગર નિવેસ, ચિત્ત વિમાસઇ કવણ કરેસ. ૫૦

એણુઇ અવસરી પાટણનો રાય, †ચઢી અશ્વપર વાડી જાઈ,
હંસ ગતિ ચાલઇ રેવંત, એણુઈ અવસરિ ચાબક મારંત. ૫૧

હાય હાય કુંમર ઇમ કહઇં, વચન સુંણી નૃપ ઉભો રહઇં;
સામંતસીંહ ઇંમ ઉત્તર કરઈં, હાય હાય મુખિ કાં ઉચરઇં. ૫૨

દુહા.

રાજકુંમર મુખિ ઇંમ * કહઇં, સાંભલિ નૃપ મુજ વાત;
જીહાંરઈં જેહવા કરિ ચઢઈ, તિહાંરઇં તેહવાં સાત. ૫૩

શાસ્ત્ર, શસ્ત્ર, વાંણી, તુરી, નર, નારી, વેણાય;
જીહારઇં જેહવાને મિલઇં, તિહારઇં તેહવાં થાય. ૫૪

તું સુપુરૂષ અશ્વઇ ચઢ્યો, હય ચાલઇ શુભ ચાલિ;
એણુઈ અવસરિ નૃપ રાજીઆ, ચાબક તુરિ મ ઘાલિ. ૫૫

એણુઈ વચને નૃપ હરખીઓ, પરખ્યો હઇડાં માંહિં;
કુમારકલા જાંણી કરી, ભગનિ દીધી તાહિં. ૫૬

## ઢાલ ત્રિપદીનો
### (રાગ કેદારો)

બગનિ લિલ્લાદેવી સારી, જસ રૂપિં ગઇ રંભા હારી;
પરણ્યો રાજ વિચારી........હો. ૫૭

---

†ચડી *તેણે.

સુખ વિલસઇં સુખિં ભૂપાલ, જાતો સોઇ ન જાણ્યુ કાલ;
રાણી ઉદરિઇ હુઓ બાલ......હો. ૫૮

કર્મિં મરણ લહઇ તસનારી, ઉદરિ બાલ રહ્યો સુવિચારી;
કાઢયો પેટ વિદારી.........હો. ૫૯

કર્મ ઉદય આવઇ નર જીહારઈ, શુકસસા બલ થાઈ તિહારઈ;
જરા કૃષ્ણ નઇ મારઈ.........હો. ૬૦

કર્મિં નલ નઈ નીતું જોઈ, દશરથ રામ વિયોગી હોઇ;
રાંમ હરિ દૂખ જોઇ.........હો. ૬૧

હરિચંદ ડૂંબ ઘર વહઈનીર, કાઢયા દ્રુપદી કેશં ચીર;
દૂખ લહઇ વિક્રમવીર.........હો. ૬૨

કર્મિં પાંડવ પૃથવી હારઈ, કોણી પુત્ર શ્રેણિક નઇ મારઈ;
વાઘણી પુત્ર વિડારઇ.........હો. ૬૩

કુબેરદત્ત નઈ હુઓ કુયોગ, બહઈન વરી માતાસું ભોગ;
શનતકુંમાર સહઇ રોગ......હો. ૬૪

કર્મ તણી ગતિ વિષમ લહેવી, કર્મિં મૂઈ લીલાદેવી;
નૃપનઈ દૂખ દઝેવી.........હો. ૬૫

## દૂહા

કુવેસ ધરિ બાગું દહઇ, મરહપણિ દહઈ અનાથિ;
દહઇ બાપહડી ભુંહડી, ગઈ પીહારઇં હાથિ. ૬૬

ત્રિણુ-ઇ દૂખ ન વિસરઇ, જીંમ ધન આવ્યું જાય;
દિવાંગત દેવી હવી, ચિંતાતુર હુઓ રાય.

### ઢાલ

### ત્રિપદિનો

ચિંતાતુર પૃથવીપતિ થાઈ, બાલિક દેખી દૂખ પલાય;
જન્મ મહોત્સવ [1]કરઇ રાઈ...હો.
મૂલરાજ દીધું તસ નામ, વાધઈ કુંમર કલા અભિરાંમ;
યોવનવય હુઓ તાંમ...હો.
મામઈ રાજ દીઉં તસ સાર, વલી પાછું લીધું તેણીવાર;
ખીજયો સોય કુંમાર...હો,
લાગ લહ્યો ભાણેજઈ જીહારઈ, મામાનઈ લેઇ માર્યો તિહારઈ;
છત્ર નિજ મસ્તકિ ધારઈ...હો.

### દૂહા.

છત્ર લેઈનિઈ સિરિ ધરઈ, લીધું મામા રાજ;
ગુણ કેડઈ દોષજ હુઓ, મરણ ગયો મહારાજ,

### ચઉપઇ.

જામાતા, વીંછી નઈ વાઘ, મદિરા પાંની, મૂરખ અભાગ;
ભગની સુત, પૃથવીનો નાથ, કીધું ગુણ નવિ જાણઈસાત.
ગુણ કેડિં અવગુણ એ હવો, ભાણેજાથી માંમો મૂઓ;
[2]ગૂજરધણી હુઓ મૂલરાજ, ભાણેજા નઇં લાગી લાજ.
સવત નવ અઠ્ઠાણું જસઇં મૂળરાજ રાજા થયો તસઈં;
તેહનઇ પુત્ર હુઓ ચામુંડ, તેર વરસ નૃપ સોઈ અખંડ.

---

૧ કરાએ ૨ ગુજ્જર.

વલ્લભા પુત્ર હુઓ તસ ખાસ, રાજ કરઇ [1]નર સોઈ છ માસ;
દુર્લભરાજ કરઇ તિહાં સાર, ખટ મહિનાને વરસ અગ્યાર. ૭૬
તેહનઈ પુત્ર હુંઓ એક ભીમ, તેણુઈ ઉતમ કુલિ રાખી સીમ;
વરસ બઇતાલીસ પાલ્યું રાજ, દિવંગત હુંઓ મહારાજ, ૭૭
ભીમરાય નઇ સ્ત્રી બિઇ સતી, વિકલા દેવી નઈ ઉદયમતી;
વિકલદેવી સુત તે ખીમરાજ, ઉદયમતી સુત સબલી લાજ. ૭૮.
નામિં કર્ણ નૃપ સબલો જેહ, ખીમરાજથી [2]લહુડો તેહ,
ભીમઇં રાખી સ્ત્રીની લાજ, દીધું કર્ણતણુઈ તવરાજ. ૭૯
[3]સોય કર્ણ જગિ મોહો હવો, જાણે સૂર ઉગ્યો અભિનવો;
અધિક પ્રતાપી નહીં અન્યાય, સાત ડડા દૂરિં કીઆ રાય. ૮૦
ડંડ, ડાંડ નઈ ડુંબી જેહ, ડાડણિ, ડાકણિઓ કાઢયા તેહ;
ડર છતો દૂરિ કીઉ ડંભ, કાઢી રોપ્યો કીર્તિ થંભ. ૮૧
વરસ ઓગણત્રીસ ભૂપતિ ભયો, કર્ણરાય દેવંગત થયો;
રાયતણી પટરાંણી ચંગ, મીણુલસુત હુઓ જેસંગ. ૮૨
તે જેસંગનો સુણો અદાવત, કર્ણાટીક છઇ દેસ વિખ્યાત;
રાજ કરઇ જય=કેસરી તિહાં, મીણુલ તેહની પુત્રી સહી. ૮૩
યોવનવંતી દીઠી જસઈ, વિવાહ કર્ણસું મેલ્યો તસઈ;
ભૂપ ન પરણુઇ મીણુલ તણુઈ, રૂપ વિના રાજા અવગુણુઈ. ૮૪
મીણુલ મનિં [4]તવ કરઇ વિચાર, કાષ્ટભક્ષણ કરસું નિરધાર;
અષ્ટ કુંમરી જે પુંઠિઈ હતી, બલવા સજ્જ થઈ તે સતી. ૮૫
હવી વાત જવ જગિ વિખ્યાત. માઈ વીનવીઓ તવ નરનાથ;
પુત્ર વચન મુજ માનો આજ, એણી વાતઈ હુઇ ક્ષત્રીલાજ. ૮૬

---

૧ નૃપ ૨ લોહોડો ૩ નામિં કર્ણનૃપ સબલોએહવો ૪ તવમનિ

જેહ વસ્ત આપણે આદરી, તે કિમ મુંકી જાઇ પરિહરી;
પરણો પુત્રી રાખો તુંહ્યા [1]રીતિ, અનિમાંનિ પછઈ કરયો પ્રીતિ. ૮૭
વારવાર જનની કહઇ જામ, કર્ણરાય તે પરણ્યો તામ;
મીણલ શીલવતી સુકુલીણ, કલા ભલી પણિ રૂપિં હીણ. ૮૮
તેણઈ કારણિ નવિ માંનઈ રાય, મીણલ મનિ ચિંતા [2]દૂખ થાય;
ભોજન ભલ સોલઇ શૃંગાર, પુરૂષ વિના સ્યો [3]મુજ અવતાર. ૮૯
માત, પિતા, બંધવ મુજ બહુ, પુરૂષ વિના તે [4]વૃથા સહુ;
કંતહ માંની જા ધરિ નારી, કોડી સગાં તેહનઈ સંસાર. ૯૦
એકસૂર અજૂઆલઇ જસૂં, તારા કોડિ કરઈ નહી તસું;
એક જીવ કાયામાં વસઈ, પાંચ ઇંદ્રી હરખઈ હસઇં. ૯૧
જીવ સરખો નિજ ભરતાર, ઇંદ્રી સરિખો નિજ પરિવાર;
હંસ વિના કાયા સું કરઇં. પુરૂષ વિના સ્ત્રીને કિમ [5]ગમેઈ. ૯૨
ભૂપઈ તો મુજ છંડી ખરી, જીમ પવનં અંજના [6]પરિહરી;
અમર કુમારઈ સુરસુંદરી, [7]નલ ચલ્યો હઇડું દૃઢ કરી. ૯૩
તિમ મુઝનઈ ભૂપઈ [8]પરિહરી, રાતિ દિવસ રહુ દૂખઇ ભરી;
મંત્રી આગલિ કહઈ કથાય, પુણ્યઈ રૂડું થાસઈ ાય. ૯૪

## ઢાલ આખ્યાની.

લંકામાં આવ્યા શ્રીરાંમરે—એ દેશી રાગ મારૂણી.

એણે અવસરિ એક માતંગીરે, તન ચિત્ર લિખી રંગરંગીરે;
આવી રાય તણુઈ તે સંગીરે; કરિ વેણિ વજાવઇ ચંગીરે.
મુખિ પંચમ રાગ આલાયઈ રે, તેણઇ કામીઅડા કામ વ્યાપઇરે;
ફિરપી તિહાં [9]ધન બહું અપાઇરે, ૯૫

---

૧ લાજ ૨ અતિ ૩ મુજસ્યો ૪ વૃથાકે ૫ સરે
૬ પર ૭ નલ ચલ્યોહઇડ ૮ પર ૯ બહુધન.

તેણઈં રાગઈં રંજ્યો રાયરે, મનિ વ્યાકૂલ [1]થાયરે;
મંત્રી તેડયો તેણઈં ઠાયરે, તેહનઈં ભાંખી કામ કથાયરે. ૯૬

સુણી મંત્રી માહરા [2]ભાઈરે, એહનેં આણિ મંદિરમાં વાહીરે;
હું એહનઇં મદિરા પાઇરે, રાખું સહી કંઠ વિલાઈરે. ૯૭

મંત્રી મનિ કરઇ વિચારરે, પાપી કામ તણઈં ધિક્કારરે;
સુર નર કીધા ખોખૂઆરરે, મુનિ મુકાવ્યા વ્રત સારરે. ૯૮

કમંઇ ઈંદ્રિતણઈં ચુકાવ્યોરે, ઇશ્વર નઈં નાચ નચાવ્યોરે;
બ્રહ્માનઈં ધ્યાંન છંડાવ્યોરે(વ્યુ)રે, રાય મુંજનઇ ભીખ મંગાવ્યોરે ૯૯

કમિં ચંદ્ર કલંકી કીધોરે, મણિરથનઇ અપયસ દીધોરે;
કુલવાલૂઓ ઝડપી લીધોરે, રહનેમિ મુણિ પ્રસિધ્ધોરે. ૧૦૦

કર્મિં લખણા કીધી મઇલીરે, [3]ગોતમની નારી ન મેહલીરે;
ચૂલણી દીર્ઘસું ખેલીરે, કૈચકનઈં દીધા ઠેલીરે. ૧૦૧

અવંતીનો કોટ પડાવ્યોરે, [4]બ્રહ્મદત્તનઈં નરગ ચલાવ્યોરે;
આર્દ્રકૂમારનઈં વણુજ ચલાવ્યોરે, નંદિખેણનઇ મીન [5]મગોંવ્યોરે. ૧૦૨

કુંડરિક નઈં ઉંડો ઘાલ્યોરે, આષાઢો કુમાર-ગિ ચાલ્યોરે;
અરણુક ઋષિ પરઘરિ મહાલ્યોરે, પાપી કામ ન જાય ઝાલ્યોરે ૧૦૩

જે ઉત્તમ કુલના રાયરે, તે નીચ નારીસું ખાય(ઇ)રે;
વંસ વિપુલ દૈ માયરે, તે નીચા નરધરિ જાયરે. ૧૦૪

ધિગ્ ધિગ્ કંદર્પએ પાપીરે, સુર, નર, પસુંમાં રહ્યો વ્યાપીરે;
એકેંદ્રીનઇ એ મતિ આપીરે, ત્યાંઈં ઇશ્વિરઈં મુંકયો સરાપીરે ૧૦૫

---

૧ પાઇ ૨ રઈ ૩ ગઉતમ ૪ બ્રહ્માને નરગિ ચલાવ્યુંરે ૫ મંડાવ્યો.

## દૂહા.

ઇસિઇં અંતજ આંણીઓ, તુહ્ઇ કરઇ ઉનમાદ;
નાટિકણી સ્ત્રી દેખી કરી, ચિત્ત ચલ હુઓ (તે) રાય (નાથ). ૧૦૬
કર્ણરાય પરવસિ થયો, મંત્રી કરઇ વિચાર;
નાટિકણી સું ખેલતા, ઉત્તમ નહી આચાર. ૧૦૭

## ચઉપઇ.

મંત્રી બેસીં [1]કરઇ વિચાર, પહિરાઇઓ મીણુલ સિંણગાર;
બોલ સિખવી નઇ મોકલી, નૃપ પાસઇ આવી એકલી. ૧૦૮
ઉંઘ ન માગઇ સિ(સે)યા સાર, અરથિ નગણઇ દોષ વિચાર;
ભૂખ્યો નવિ માગઇ [2]સાલણું, કાંમી ન પૂછઇ કુલ સ્ત્રી તણું. ૧૦૯
રાઇ ન પુછી તેહની જાતિ, તેહસૂં ચૂકો તેણી રાતિ;
મીણુલ મનઇ વિચાર કરી, માગે લીધી કર મુંદ્રડી. ૧૧૦
નિશા ગઇ હુઇ પ્રભાત, મીણુલ તવ મંદિર જાત;
ચિંતાતુર નૃપ હુઓ આપ, સહી મુઝ લાગ્યાં પોઢા પાપ. ૧૧૧
એ વેશ્યા હું ક્ષત્રી વંસ, કાકસુંઅ વિલુધ્ધો હંસ;
ભુંડણિ સાથિ મૃગપતિ રમ્યો, ગધઇડી પગિ બાંભણ નમ્યો. ૧૧૨
ગર્દભ સરિખી વેશ્યા નારી, બ્રાહ્મણ સરિખો રાય વિચાર;
ભૂપિં કામ કરિઉં જે ઇસ્યું, તો ક્ષત્રીનઇ જીવિત કિસ્યું. ૧૧૩
વિષખાઉં ઝંપાવું કૂઇ, મોટું પાપ સહી જાઇ મૂઇ;
અસ્સું વચન મુખિ બોલાઇ રાય, ન પીઇ પાંણી અન ન ખાય. ૧૧૪
તેડયો મંત્રી બીજ્યો તાંમ, પાપી લુંણ કરિઉંજ હરાંમ;
હું મતિ મૂઢ થયો રાજાન, તુહ્મ મંત્રી કાં નકાડી સાંન. ૧૧૫
તવ પ્રધાન વદઇ ઉલ્લસી, સ્વામી રીસ મ કરસ્યો કિસી;
જે છંડી તુહ્મો મીણુલ નારી, તે આવી તુહ્મ મુહુલ મઝારિ. ૧૧૬

---

૧ ન કરે ૨ શાક

એણેઇં વચને નૃપ હરખિયો બહુ, ભૂષણ વસ્ત્ર દેઅપાવ્યા સહુ;
બહૂ પ્રસંગી દિઉ નિધાન, ધન્યધન્ય મંત્રી (શ્વર) પ્રધાન. ૧૧૭
મંત્રી વિણુ તે સુનું રાજ, મંત્રી વિણુ ન કરઈશુભ કાજ;
મંત્રી વિણુ નૃપ ન રહઈ લાજ, મંત્રી કાજ કર્યું મુઝ આજ. ૧૧૮
મંત્રી કટક ચઢયાં ફેરવઈ, જીમ કવિતા [૨]અણુચિંત્યું કવઈ,
તિમ મંત્રીથી રહઈ ઘરસુત્ર, મંત્રી વિણુ સ્યા બંધવ પુત્ર. ૧૧૯
ઇમ પ્રધાન પ્રશંસી ઘણું, રાય નિશાન માગઈ આપણું;
આણી મુદ્રિકા દીધી હાથિ, ભૂપ ખુસી હુંઓ બહુ ભાતિ ૧૨૦
પુર્વં નીમત નિમતીઇ કહિઉં, સોય વચન [૩]સાચું પણિ થયું;
રાંણી કુંખ રહિઉં [૪]આધાન, દિનદિન વાધઇ મીણુલમાંન[૫] ૧૨૧
જાંણી વાત તે સોકિંઈ જસેં, કાંમણુ કોટલ કીધાં તસેં;
ખણિ ભોમિ નઈ ઘાલ્યાં હેઠિ, જેસંગ થંભ્યો માંનઈ પેટિ. ૧૨૨

## ઢાલ

## કામણુની—રાગ ધન્યાસી.

કાંમણડું કીધું રાંણી મીણુલ કાજી, સોકડીઈ ઘાલી ઘાતમોરા [૬]લાલરે;
રાય જેસંગદે પ્રસવ ન થાય, દેસડઇ તે વાગિ વાત. મો. કા૦એ-આંચલી ૧૨૩
સેત્ર ચણોડીનઈ માંકડીઆનું હાડરે કુંઆરીનું કાત્યું સુંત મો;
સોય સિંદૂરફૂઈ હાથા જાડિ, કાંમણુઇ ખીલ્યો પુત. મોં. ૧૨૪
ભમરાની પાંખનઈ બાઉલીઆના કાંટા, કણુયરાં કેરાં ફૂલ. મો;
રાખ મસાંણુનઈ વેસનું બલીઆં, તિંવટા કેરી ધૂલ[૭]. મો; ૧૨૫
બાર વરસ રાંણી એણી પરિ નાંખઈ, ઉંદરઈ વાધઈ બાલ. મો;
મીણુલતણુઇ બહુ વેદન વાધી, રોમિ રોમિ ઉઠી ઝાલ. મો. ૧૨૬

---

૧ આપ્યા ૨ મનિ ચિંતવ્યું કવે ૩ પણીસાચું ૪ ઉધાન
૫ વાંન ૬ માહારાજ ૭ ધૂલિ.

તેણુ દૂખિં રાંણી દારિકાં ચાલી, કાષ્ટભક્ષણુનઈં કાજિ. મો.
જહઈર હલાહલ ખાવા લાગી, પ્રાંણુ કરેવા તાજિ. મો. ૧૨૭
ગણિઆ નઈં ગારૂડી ભલેરા, સાંખ્ય સંન્યાસી જેહ. મો;
યંત્ર મંત્ર નર તંતના જાંણી, ભેદ ન લહઈ કો તેહ. મો. ૧૨૮
રાયવચનેં રાંણી દ્વારિકા ચાલી, આવી કારેલી ગાંમિ. મો;
યોગિ એક મલ્યો બુધ્ધિ સુંદર, [1]કાગલ લિખ્યો તેણુઇ [2]ઠાણી. ૧૨૯
કર્ણુંતણી જઈ એણીપરી કહયો, મીનુલ જન્મ્યો પુત્ર;
કાગલીઉ જઇ પાટણુ પોહચ્યો, રાય રહિઉં ઘર સૂત્ર. મો. ૧૩૦
સોય કાગલ વાંચી નૃપ હરખ્યો, તોરણુ બાંધ્યા [3]બાર. મો.
વાતસુણી સોકડીઈ સુખણિ, કામણુ જૂઈ [4]જઈ ગરિ. મો. ૧૩૧
કામણુ ખણી જવ [5]કાઢયાં શોકિં, પ્રસવ થયો તેણિવાર. મો.
સુધ્ધ વધાંમણીઉ પછઈ આવઇ, નૃપ હુંઓ જયજયકાર. મો. ૧૩૨
શ્યામ થયાં મુખ શોકયોં કેરાં, જબ જનમ્યો જેસંગ. મો.
કર્ણું તણો તે [6]સુત અતિ બલિઓ, દૂર્જન કર્યો મુખ ભંગ. મો. ૧૩૩

## ઢાલ. ચઉપઈ.

જેણઇ બહુ પૃથવી પોતઈ કરી, ત્રિહુ ભુવને કીરતિ વિસ્તરી;
ગૂજરદેશ ધણી અભિરાંમ, સિધ્ધરાય ધરાવ્યું નાંમ. ૧૩૪
એણી અવસરિ પાટણુના વિપ્ર, તીર્થ ફરસી થયા પવિત્ર;
અઠીઆ જાઇ હેમાચલ જીહાં, તીર્થ ભૂમિ ફરસેવા તિહાં. ૧૩૫
એક અસંભવ કૌતગવાત, દીઠો યોગી અચલાનાથ;
સિધ્ધ બુધ્ધિ સાધિઈ યોગની, બાલિ ભગતી કરઇ એકમની. ૧૩૬

---

૧ સાગર ૨ ઠામિ ૩ બારિ ૪ તેણે ૫ કાઢી મુકયાં
૬ સુતતે બહુ બલિઓ.

તેણઇં બોલાવ્યા ભટ ભાવીઆ, કુણ નગરીથી તુહ્મે આવીઆ;
[1]વિપ્ર કહઇં સુણિ દેવી માય, પાટણિ સિધજેસંગદે રાય. ૧૩૭
સિધ નામ સૂણ્યું જેતલઇં, સિધ બુધિ ખીજી તેતલઇ;
એવડું બીરૂદ ધરાવાઇ જેહ, જાઇ જોઉં નર કુંણ છઇ તેહ. ૧૩૮
કદલી પત્રાઇ બઇસીં કરી, આવી તે પાટણિ પરવરી;
બઇઠાજીહાં સિદ્ધ જેસંગ(દે)રાય, સિધબુધિ[3]આવઇ તેણઇ[2]ઠાંરિ. ૧૩૯
બોલાવ્યો પાટણનો ધણી, રાજા વાત કરઇં છઇં ઘણી;
સિધ નાંમ નૃપ તાહરૂં કહઇં, અસું બિરદ કુંણિ કારણિ[3]વહઇં ૧૪૦
જે આકાશ ભમઇ દિનરાતિ, વિષધર નઇં ખેલાવઈ હાથિ;
અષ્ટ મહા સિધ જાંણઇ જેહ, સિધ નાંમ ધરાવઈ તેહ. ૧૪૧
ચિંતાતૂર હુઓ મહારાજ, કેહી પરિ ઉત્તર આપું આજ;
સુભટ બહુ ધન ખાઇ જાઈ, ઉત્તર દેવો મઇં પણિ થાઇં. ૧૪૨
ચઉદ રત્ન કાઢયાં ઇશ્વરઇં, સુર વહઇંચી લેઇ ગયા ઘરિ;
તાલપુટ વિષ છેહડઈ જડયું, તે ઇશ્વર નઈ ખાવું પડયું. ૧૪૩
[4]મંત્રી તિમ ધન માહરૂં બહુ, વિવિધ પ્રકારઇં ખાઇં સહુ;
કામિઇં કો ઉભો નવિ થાઇ, મધુર વચન મુખિ બોલ્યો રાય, ૧૪૪
અરે! [5]ગ્રોગની કહું છું અહો; ધણી ભોમાથી આવ્યા તુહો;
હવડા રહો આણઇં [6]આવાસ, વાંહણઇ ઉત્તર [7]દિઉં ઉલાસ. ૧૪૫
ચિંતાતૂર હુઓ તવ રાય, રાતિ દિવસ ખિણ દોહેલાં જાય.
સુર સુભટ વિમાસણ કરઇ, નૃપ ચિંતાથી [8]દૂખ બહુ ધરઈ. ૧૪૬
તેણઇ અવસરે એક નર હરપાલ, તેહનો પુત્ર સજ્જન સુકુમાલ;
તેણઇ પુછી પિતા નઇં વાત, ચિંતા કિમ ટલસ્યે નર નાથ. ૧૪૭

---

૧ બ્રાહ્મણ ૨ ઠામિ ૩ લહે ૪ તિમમંત્રી ૫ વચન
૬ આવાસિ ૭ દેસું ૮ બહુ દુખ.

સાકરીઓ બોલ્યો હરપાલ, આગઇં કર્ણ હવો ભૂપાલ;
તિહારઇં (એહવા) કૌતુગ બહુ. મઈ ઉપજતાં વાર્યાં સહુ. ૧૪૮
હવડાં નાનો જેસંગરાય, તેહનઈં કો ગરઢો ન સુહાય;
[૧]નાનાં ઉપરિ એહનઇં રાગ, ઇહાં બોલ્યાનો નહીં [૨]મુજ લાગ. ૧૪૯
વાત કરઇં ઇંમ પુત્ર પિતાય, મંદિર [૩]હેઠિં મંત્રી જાય;
શ્રવણિ વાત સુણિ જેતલઇં, નૃપ આગલિ જઈ કહઇ તેત લઈં. ૧૫૦
કાંમ પડિઇ બોલ્યો ભૂપાલ, જઈ તેડી લાવો હરપાલ;
મંત્રી સાંતુ ઉભો થયો, હરપાલ તણઇં ઘરિ ચાલી ગયો. ૧૫૧
વેગઇ બોલાવ્યો હરપાલ, તુહ્મ નઇં તેડઇં છઈં ભૂપાલ;
સો સાકરીઉ બોલ્યો તાંમ, અહ્મ ગરઢાનું સું-છઇ કાંમ. ૧૫૨

### દૂહા.

કિંસું કામ ગરઢા તણું, સું પુછઈ અહ્મરાય;
ઇંદ્રી પાંચ હીણાં પડયાં, વચનઇ વાદ ન થાઈ. ૧૫૩

### ઢાલ

### એકવજૂ ઉછાલતોરે-એ દેશી.

મુખ વાંટૂઆની પરિંમલઈએ, નાક ચૂઈ નઈ આંખ્યો ગલઇએ
કટિ ભાગિનઈ બેવડવલ્યો એ, પગ ધૂજે નઈ મસ્તગિ પલોએ. ૧૫૪
[૪]ઝાઝું ખાધું નવિ [૫]સહઇએ, પછઈ સાતલલાં ગરઢ પણિ વધઇએ;
લોભ લાલિચ લવલી લરીએ, લૌલયાદિક લગનીત ખરીએ. ૧૫૫

### દૂહા.

સાત લલા ગરઢ પણિ વધઈ, ચિંત્યું કામ ન થાય;
ધર્મ ધ્યાંન ક્રિયા તણી, હુંસિ રહી મનમાંહીં. ૧૫૬

---

૧ નાહનાં ૨ મુજ નહીં ૩ હઠીલા ૪ બહુ૨ ૫ સદઇએ

વલી સાકરીઉ ઈમ કહઇ, હું ગરઢો એ બાલ;
[1]અણુગમતી પ્રીતિજ કરઈ, નરના ગુણ વિસરાલ. ૧૫૭

**ચઉપઇ.**

બાલ પુરૂષ સું મિત્રી કરઈ, વચન અણસમજિઉં ઉચરઈ;
કારણ વિના હસતો ખડ ખડી, હુંસિ હીંડઈ ગર્દભચઢી. ૧૫૮
સ્ત્રી વિગ્રહ નીચાની સેવ, આપથુઈ કરવાની ટેવ;
હરપાલ કહઈ તસનહીં મહિમાઈ, સાતે બોલે નર હેલાય. ૧૫૯
તેણઇ કારણિ નવિ આવું અહ્મો, જઈ જેસંગનઈ કહયો તુહ્મો;
વાદ વિવાદ ન જાણું વાત, ઉત્તર દેસઇ પૃથવી નાથ. ૧૬૦
રાજભુવનિ આવ્યું નવિ જાઈ, ધર્મ ધ્યાન માહરૂં સીદાઈ;
મંત્રી કહઇ સુણિ સ્વાંમી વાત, નવિ દૂહવીજઈ પૃથવીનાથ. ૧૬૧
રાજા તસ્કર મૃગપતિ સાપ, સઆપાણિ દૂહાવિઈ સંતાપ;
કવિ બાલક પ્રેમઈ તેડીઈ, પણિ સાતઈ નઈ નવિ છેડીઈ. ૧૬૨
સું સીખાંમણ દિઉં હું બાલ, તું બુદ્ધિસાગર નર હરપાલ;
વાંકી વિસમી મુકો વાત, આવો જીહાં પથવીનો નાથ. ૧૬૩
અસ્યાં વચન તિહાં મંત્રી કહઈ, સાકરીઉ સાચૂં સદહઇ;
જીનપૂજી સુકૃતઈ ભરી, ભોજન ભક્તિ મઇતાની કરી. ૧૬૪
[2]મઇહઈતો સાકરીઉ હરપાલ, આવ્યો જીહાં જેસંગ ભૂપાલ;
નૃપનઈ સિસ નમાવે જસેં, કાકો કહી બોલાવ્યો તસેં. ૧૬૫
હસી કરી બોલ્યો હરપાલ, કામિઇ કાકો (કેહે) ભૂપાલ;
સબલ વધારઇ માહરી માંમ, કાંઈકિ મુઝ [3]સરખું તુઝ કાંમ. ૧૬૬
જીમ સુખીઆનઇ ન ગમઇ દૂખી, ન ગમઇ તપીઆનઇ સર્વભખી;
સીઠ અંન કિંમઇ નવિ જમઇ, તિમ [4]તુઝ નઈ ગરઢો નવિ ગમઇ. ૧૬૭

---

૧ મલતી ૨ મહિતા ૩ છઇમુજ તુજ સરિખું કામ. ૪ તમને

અસરથ નામ ધરાવઈ સાધ, જીન પૂજઇ જવ પીડચો વ્યાધિ;
વૃદ્ધ વેસ્યા જીમ શીલઈ રહઈ, તિમ કામિં મુઝ કાકા કહઈ. ૧૬૮

## દૂહા.

સાતે સાયર હું ભમ્યો, જંબુ દીપ પઇઠ;
કારણ વિહુણી પ્રીતડી, કરતો કોઈ ન દીઠ. ૧૬૯
સ્વારથ સહુકો વલ્લહો, પર વલ્લહો ન કોઇ;
વચ્છ ધેનું જવ પરહરઈ, જો થાનિ દૂધ ન હોઈ. ૧૭૦

## ચઉપઇ.

જેસંગ કહઈં સાંભલી હરપાલ, હું રાજા મૂરખિ મતિ બાલ;
જે અઈં તુઝ સેવા નવિ થઇ, સોઇ ચૂક પચિ માહરી સહી. ૧૭૧
તું ગરઢો રાખઈ મુઝમાંમ, [1]તુજ સરીખું ઉપનું મુઝ કામ;
પૂછઈ યોગીની દીઉ જવાબ, તુજથી મુજ વાધઈ પરતાપ. ૧૭૨
સાકરીઉ બોલ્યો હરપાલ, ચંદ્રહાસિ લોહડું દિઈ ભૂપાલ;
તેહની મુઠી નીંપાઉ સાર, સાકરનું કીજઈ હથીઆર. ૧૭૩
સભા સમુખિ હું લાવેસ [2]તેહ, અમો કહું તવ ખાજચો [3]તેહ;
[4]કપટકલા કરૂં જે અહ્મો, સકલ ભેદ સમજજો તુહ્મો. ૧૭૪
અવધિ આઠ દિવસની કરી, શાકરીઓ ધરિ આવ્યો ફિરી;
શસ્ત્ર નીપાઉં તે બહુ ભાતિ, આલ્યું અન્ય પુરૂષ નઇં હાથિ. ૧૭૫
તેહનઇં સીખ દેઈ હરપાલ, આવ્યો જહાં બઇઠો ભૂપાલ;
બઇઠી [5]યોગી નૃપ જન બહુ, જોવા લોક મિલ્યા તિહાં સહુ. ૧૭૬
એણુઇ અવસરિ બોલ્યો હરપાલ, કલા દેખાડો નર ભૂપાલ;
સિદ્ધ બુદ્ધિ ખુસી જીમ હોઇ, નગર લોક સહુ નયણે જોઈ. ૧૭૭

---

૧ તું સરિખું ઉપનું એ કામ ૩ એહ ૪ જેસંગ
૪ એહ વિધિ. કહું છું. ૫ યોગીનિ.

તવ બોલ્યો હરખી સિધ્ધરાય. બિહુત્તરિ કલા નરની કહઇવાઇ;
કુણુ દેખાડું વિદ્યા આજ, સભા સુમુખિ બોલ્યો મહારાજ. ૧૭૮
સાકરિઓ [1]બોલ્યો મુખિત્રાડિ, લોહ ભક્ષણ વિદ્યા દેખાડિ;
તવ વલતું બોલ્યો મુખિ દેવ, વહઇલિં લોહ આણવો ખેવ. ૧૭૯
અસું વચન મુખિ બોલઇરાટ, કપટ કલા તે વિચમાં થાઈ;
સુભટ એક આવ્યો તિહાં ધસ્યો, નૃપ આગલિ બોલ્યો ઉલસ્યો. ૧૮૦
રાજા પરમાડી જસ નાંમ. કલ્યાણ કટકપુર [2]જેહનો ઠાંમ;
અનેક અશ્વ, રથ, હથીઆર, ભેટિ મોકલ્યા નૃપ તુઝ સાર. ૧૮૧
રાઈ હાથિ ગ્રહી તરૂઆરિ, તે લઈ છોડી સભા મઝારિ;
ચંદ્રહાસ્ય દીઠું હથિયાર, ભૂપ પ્રસંસઇ વારોવાર. ૧૮૨
તવ વેગઈ બોલ્યો હરપાલ, કિસું પ્રસંસઈ તું ભૂપાલ;
અસ્યાંખડગ બહુ મુહુલ મઝારિ, હવડાં કૌતગ કલા સંભારિ. ૧૮૩
તવ વેગઈ બોલ્યો ભૂપાલ, લોહ આણવો નર હરપાલ;
સાકરીઓ કહઇ મ કરિ વિચાર, ખાઓ તુહ્મ કરિલો હથિઆર. ૧૮૪
સકલ સભા દેખંતાં રાય; ચંદ્રહાસ ખડગ તિહાં ખાય;
તવ હરપાલ સભાથી ઉઠિ, જઇ ઝાલી ખાંડાની મુંઠિ. ૧૮૫

ગાહા.

જીહા જાણુંત છંદો, કુલવધુ જાણેવ વર્ણુવહાઓ;
કવી જણુ એહજ ગાહા, સંત મુનિ જને કહા.

દૂહા.

એણઇ દ્રષ્ટાંતઇ નૃપ સુંણો, તઈ ખાધી તરૂઆરિ;
સમુદ્રતરી કમિ બૂડસ્યઇં, સરોવર સોય મઝારિ. ૧૮૬

---

૧ મુખિ બોલ્યો. ૨ તેહનો.

ખીર, ખાંડ, ધૃત જીરવઈ, જાઉલી કુંણ માંહિં;
તીક્ષણ ખડગ જેણઇ વાવર્યું, મુંઠિ કુંણ લેખાં માંહિ. ૧૮૭

મુંઠિ દીઓ સિધઅુધિ નઇં, ખડગ તણી પરિખાય;
સકલ સભા સહુ દેખતાં, કૌતગ જૂઈ રાય. ૧૮૮

ભૂપ કહઇ હરપાલ સુંણિ, મઇં ખોટિ મુખિ મુંઠિ;
તે કિમ આપું એહનઇં, વચન વદઈ કાં જૂઠિ. ૧૮૯

હરપાલ કહઈ સુંણિ ભૂપ તું, ધાતિં સીસ ઉચ્ચાય;
તુહનઇ પખાલી હું દિઉં, મુંઠિ યોગિની ખાય. ૧૯૦

નિર્મલ નીરઇં ધોઈ કરી, મુંઠિ દિઈ તસ હાથ;
ખાઓ [1]નઇ માનજ તજો, લાગો જેસંગ પાય. ૧૯૧

યોગિની મુખ ઝંખા થયાં, એહ નહીં માહરૂં કાંમ;
સિધરાય જેસંગ વડો, [2]સાચો સહી તુઝ નાંમ. ૧૯૨

અમો મૂરખી બિઈ [3]બહઇનિડી, [4]ફોક કરી ઈર્ષાય;
તાહરી કલા દીઠી અમો, તું સાચો સિધરાય. ૧૯૩

રાય પ્રશંસી [5]સો ગઈ, હરખ હુઓ ભૂપાલ;
નગર શેઠ તિહાં થાપીઓ, સાકરીઓ હરપાલ. ૧૯૪

પુરજન લોક સહુ હરખીઆ, હરખ્યો જેસંગ તાંમ;
એણઇ અરસરિ હુઇ થાપના, રૂદ્ર બારમો નાંમ. ૧૯૫

રૂદ્ર નામ ધરાવતો, ધારા નગરમાં જાઇ;
માલવપતિ જેણઈ બાંધીઓ, નાંમિં નરવરરાય. ૧૯૬

મોહમક પાટણ ધણી, મદનબ્રહ્મા નૃપ નાંમ;
તે જીપી સોવન ગ્રહિઉ, કોડિ છનું તિહાં [6]ગાંમ. ૧૯૭

---

૧ કે, ૨ સહી સાચો. ૩ બેબડિ. ૪ ફોકટ. ૫ તે.
૬ ગ્રામ.

જેણઇ બહુ વયરી વસિ કીઆ, મેલ્યું બહુજ નિધાંન;
પુન્ય યોગે આવી મિલ્યો, સાજનદે પ્રધાંન. ૧૯૮
ઉંદર્યાં ગાંમ તણુઈ વિષય, રહઈ સાજણદે શેઠ;
કર્મિં તે નિર્ધન થયો, દૂખિં ભરઇ પેટ. ૧૯૯
કુલદેવી તસ ઇંમ કહઇં, તુઝનઇ સુખ ખંભાતિ;
ઋધિ, સિધિ, સુખ સંપદા, વાધઇ તાહરી ખાતિ. ૨૦૦
દેવી વચનેં વાંણીઓ, ચાલ્યો તેણી વાર;
શકરપુરમાં જઇ રહ્યો, [1]તિહાં રંગઈ ભાવસાર. ૨૦૧

## ચઉપઇ.

તેણુઈ ધરિં સા ભાડઈ રહ્યો, કાલ કેતલો વચિમાં ગયો;
પૂરવ કર્મ જવ પ્રગટ થયું, ભોમિથકી ધન તાહરે લહિઉં. ૧
સાજણદે સાહનું મન ઠામિ, એ ધન નાવઇ માહરઈ કાંમિ;
કનક કઢા તિહાં લેઇ કરી, જઇ રંગી મુખિ આગલિ ધરી. ૨
રંગી કહઇ સુણિ માહરા શેઠ, [2]તુહ્મ ધન દેવઇ કીધું ભેટ;
માહરૂં ભાગ નહીં જગિ સાર, પિતા ભોમિખણીએકવીસવાર. ૩
કવિઅણુ દોઈ પ્રશંસી સહી, ધીરય મન રાખ્યું ધન લહી;
નિરધન નર પર દ્રવ્ય પરિહાર, જાંણે શુભ ગતિનો ભજનાર. ૪
યોવનવઇ ઈંદ્રીનઈ દમઇં, કારણ પડઇં જૂઠું નવિ ગમેં;
ધન પામઈ જસ નહી અભિમાંન, કીર્ત્તિ ન વંચઇ દેતો દાંન. ૫
શકિત ઘણી પણિ ન કરઇં કોપ, પરનાં ગૂઝા કરે જે ગોપ;
નિરધન પર દ્રવ્યેં નવિ ચલઈ, એ સાતેં નર સોધ્યા(ન)મિલઈ. ૬
તેહની પાંતિનો સાજણસાહ, ધન દેખી મન રાખ્યું ઠાહ;
અનુક્રમિં સાજણદે વલી, થયો છતો જેસંગનઇ મલી. ૭

---

૧ યાંહાં ૨ એ.

કનક કહ્યા તિહાં આપી સહી, પુર (વ) કથા [1]સહુ માંડી કહી;
હું છું વિવહાર સુધ્ધિનો ધણી, નવિ કલ્પે કંચન તે ભણી. ૮
ગુણ સાગર નર જાણ્યો જસે, મંત્રી સાજણ થાપ્યો તસે;
અનુક્રમે કર્યો સોરઠનો ધણી, ચાલ્યો ધન ઉઘરાવા ભણી. ૯
બાર વરસ સોરઠ ભોગવી, ધન પ્રાપ્તિ તિહાં સબલી હવી;
સાઢિબાર કોડિ સોવન, હાથિ [2]કરિતું જેસંગનું ધન. ૯
જે શ્રાવક પુણ્ય અરથી આપ, ધન પામી તે ન કરઇં પાપ;
સાજણ શુભ ગતિનો ભજનાર, સાત ક્ષેત્રની કરતાં સાર. ૧૦
જીર્ણઇ કીધાં જીનશાસન કાંમ, ગિરિ ઉપરિ ખરચ્યો બહુ દાંમ;
તે અધિકાર કહું તે સુંણો, સંબંધ [3]સાજન મંત્રી તણો. ૧૧

## ઢાલ.

ભાદ્રવે ભીસમચાણી—એ દેશી, રાગ. સામેરી.

જેસંગ તણો પરધાંનરે, તેણઇ ખરચ્યું બહુ નિધાંન (રે)
સાજણદે મઇતો નાંમરે, તે ભોગવઇ રાયનાં ગાંમ (રે) ૧૨
શ્રી સોરઠ દેસ રતનરે, કરતો બહુ જતન (રે)
તેણું બહુ ધન ઉપાય રે. [4]ગયો ગિરિ ઉપરિ ઉંમાહી (રે) ૧૩
તિહાં જૂહાર્યા નેમજીણંદ રે, ઉપનો મનિ અતિ આણંદ (રે)
વિષવાદ હુઓ મનમાંહિ રે, દેખિ ચૈત્ય [5]પડ્યા બહુ ત્યાંહિં(રે) ૧૪
ધિગ્‌ધિગ્ મુઝ સ્યો અવતાર(રે), જો તિર્થ ન કરૂં ઉધ્ધાર (રે);
લાભ આઠ ગણો ઇહાં આજરે, ઇમ ભાખેં શ્રી જીનરાજ (રે) ૧૫
એતો દ્રવ્ય તણું છઇં કાંમરે, ગાંઠિ નહિં [6]બહલું દાંમરે (રે);
ધન રાય તણું મુઝ હાથિરે, ખરચું તે [7]ઇહા બહુ ભાતિ(રે) ૧૬

---

૧ સવિ ૨ કર્યું ૩ સાજણદે. ૪ ગિરિ ઉપરિ ચઢયો.
૫ પડતા. ૬ બોહીલા. ૭ અહિં.

પછેં થાનાર તે થાસ્યેરે, પુણ્ય કરતાં વિઘન પલાસે(રે)
પાષાણુ મઇં ભુવન કરાવઇરે, દંડ કલશ તોરણુ બંધાવઇં(રે). ૧૭
તેજીં તરણિ નઇં હરાવઇરે, ઇંદ્ર ભુવન બિરૂદ ધરાવઇં(રે);
ઉંચો જીમ સોવન મેર રે, ટાલઇ [1]નર ચિહું ગતિ ફેર(રે). ૧૮

દુહા.

ચિહું ગતિ ફેરા ટાલતો, અસ્યો ભુમન ઉતંગ;
બહુ લક્ષ સોવન ખરચીઉં, સાજણુ રાખ્યો રંગ. ૧૯

ઢાલ.

તો ચઢીઉધણુ માન ગાજે—એ દેશી.

રંગ રાખ્યો મંત્રી તિહાં એ, પછઇં વિચારઇ આપ તો;
નૃપ મુઝ લેખું પૂછસઇં એ, દેસું કસો જવાબ તો નૃ૦. ૨૦
અસું વિચારી ઉતર્યો એ, આવ્યો વણુથલી ગાંમ તો;
તિહાં વડ વિવહારીઆ એ, મેલ્યા પુણ્યનેં કાંમ તો. ૨૧

( રાજ મુજ લેખુ માગસ્યેએ; )

ચઉપઇ

ગાંગો, ગણુપતિ નઇં ગોપાલ, સોમો સારણુ નઇં શ્રીપાલ;
તેતો તેઓ નઇં તેજમાલ, પાચો પેથો મુખિ વાચાલ. ૨૨
રતનો રાંનો નઇં [2]રણુમલ, [2]લીંબો લહુઓ માણુસ ભલ;
ધનો, ધર્મસીનેં ધનસાર, મિલ્યા પુરૂષ ન [3]લાભઇ પાર. ૨૩
સૂરો, સધો, સવજીશેઠ, મેઘો મહાવો મોટું પેટ;
નાના, નારદ નઇં નરસિંધ, વીરો, વાઘો નઇં વરસંધ. ૨૪

---

(૧) દૂર ગતિના ફેરરે. (૨) જીવો. (૩) લાભઇ

[1]જયચંદ, જીુઓ નઈ જીણદાસ, અમરોઅમીઓ માણુસ ખાસ;
કાઓ, ઉકો નઈ કર્મસી, રૂષભ રાંમ બિઇ બઇઠા હસી. ૨૫
દેવચંદ, દેવો, દેવરાજ, [2]સંઘો, સવો સમારે કાજ;
ભાદો, ભૂપતિ નઇ ભીમસી, ખોખો શેઠ ખરો ખીમસી. ૨૬
વધૂઓ, વિમલ અને વસરાંમ, કાલો કરઇ જીનશાસન કાંમ;
સામસંઘ,સજ્જો, સંઘરાજ,[3]રામ, લખો બિઇ સબલી [4]લાજ. ૨૭
બણુઓ, બાઉઓ, શેઠ બંગાલ, હીરા,હરખા મુખિ નહીં ગાલી;
પનો, પદમસી નઇ પંચાણ, કીકો, કુરો એ ગુણની ખાંણ. ૨૮
સીંરગ, સાંગો નઇ સીરાજ, તેડો માંડણ, માધવ આજ;
લહુઓ, લાડણ નઇ લખમસી, મુંછિ ભુજ ઘાલઇ ઉલસી. ૨૯
વીમો, વાસો નઇ વરજાંગ, લોલણ લખીઆ લાંબી ટાંગ;
ચાંચો, [5]ચૂઆડ નઇ ચાંપસી, પાપથકી પાછા [6]રહઇ ખસી. ૩૦

## દૂહા.

પાપ કર્મ તે નવિ કરઇ, કરઈ, સો પુણ્યહ કાંમ;
અસ્યા પુરૂષ નર બહુ મલ્યા, મંત્રી બોલ્યો તાંમ. ૩૧

## ઢાલ—પાછિલી.

મુઝ સ્વાંમી સુંણો શ્રાવકો એ, મઇ કીધું શુભ કાજતો;
રાય તણો દ્રવ્ય ખરચી (ઓ) એ, તે મુઝ ચિંતા આજ તો (શ્રા.) ૩૨
એણું વચને વિવહારીઆએ, બોલ્યા વચન વિવેક તો;
ધન બહુલું તુહ્ય પુણ્યથીએ, મ કરો ચિંતા રેખ તો. ૩૩

---

(૧) નાઉઓ કાંગોને. (૨) સંઘજી. (૩) રાવ. (૪) કાજ. (૫) ચઉડ (૬) રહઇ પાછાં.

બઇઠા વડા વિવહારીઆએ, આણ્યા કાગલ સાર તો,
નાંમ સકલ તિહાં માંડીઆંએ, કરઇ હવઇ વડો વિચારતો. ૩૪
કોટિધ્વજ નર બહુ હતા એ, પણિ નવિ ચાલઈ જીવતો;
દાતા તુચ્છ કૃપી ઘણાએ, એ દીસઈ સદૈવ તો. ૩૫
દાતા, સૂર, સાચા, નરાએ, પંડિત શીલ નિરીહ તો;
એ સાતે વિરલા મિલઇ એ, જીમ પસુઆમાં સીંહ તો. ૩૬
નિરધન મૂરખિ રેણુંકા એ, ખોટાં ખારાં વારિ તો;
કુભોજની નર કૃપણા એ, એ સબલા સંસાર તો. ૩૭
એક કહઈ નર કેટલાં એ, કોક ઓસીયાલા થાઇ તો;
જો પછેડી ટુંકડી એ, સીદ પસારઈ પાય તો. ૩૮
જે બહુબહુ બોલા કૃપણાએ, કુબુધ્ધિ ઇર્ષાવંત તો;
જે મતિ હીણા વાઉલાએ, કડઆં વચન કહંત તો. ૩૯
જે ગંભીરહ ગુણ ભર્યા એ, જે સરિ સબલા ભાર તો;
તેણઇ વાર્યા સવિ પુરૂષ નઇએ, ન કહઈ વચન અસાર તો. ૪૦
સુર સરીખો નર એ, સાહ સાજણ ગુણવંત તો;
સોઈ નર ઈહા આવીઓ એ, જો જાણ્યા પુણ્યવંત તો. ૪૧
જે ધોરીનર ધૂરિ લગાઇએ, તે કિમ ગલીઓ થાય તો;
જે પાખર છઇ ગજ તણીએ, તે નવિ અજા ઉચાય તો. ૪૨

## દુહા.

એણે વચને સહુ હરખીઉ, ખુસી હુઆ મન માંહિં;
એક સાથરીઓ શુંભમતી, આવ્યો વેગઈ ત્યાંહિં. ૪૩

## ચઉપાઇ

વણિગ્ કહઇ નર કહુ છું અહો, કવણ કાજી સાહુ બઇઠા તુહો;
પુણ્ય કાજી જોઇંઈ, કાંઈ દાંમ, તે દેયો મુઝ સરીખું કાંમ. ૪૪

તાં વિવહારી કેતા હસઇં, [1]સઘલું કામ હવાઈ તે થસઇં;
આવ્યો અઉઠ કોડિનો ધણી, સી ચિંતા આપણા ધન તણી. ૪૫

જે ગંભીર અનઇં મતિ સાર, તેણઇં કીધો ઘણો આવકાર;
સ્વામી ધન જીન મંદિર કાંમ, દ્રવ્ય મંડાવાઈ નિજ નિજ નામિ. ૪૬

જોઇ કાગલ નઇં કર્યો વિચાર, મુઝ મસ્તગિ આવ્યો સહુ ભાર;
જો હું ઉચલું તો આવાર, ના આપું તો મુઝસ્યો અવતાર ૪૭

અંચલ લેઈ ખોલઉ પાથરઇં, વિધિ વિનતિ બહુ પરિ કરઇં;
સ્વામી તુહ્મો વડ મુઝનાથ, તુહ્મ સેવક નઇં કરો સનાથ. ૪૮

જીણઇં કારણે તુહ્મો મેલ્યો દામ, તે મુઝ સોંપો સઘલું કાંમ;
તુહ્મો અનેક કર્યાં બહુ કાજ, મુઝનઈ મોટો કીજઈ આજ. ૪૯

## દૂહા.

મુઝનઇં મોટઉ કીજાઈ, વચન વદન શુભખ્યાત;
પ્રાહિં પુરૂષનઈ બોલતાં, વિધિ [2]જાલવી સાત. ૫૦

મધુરવચન ડાહાપણપણું, થોડઈ કાંમિં બોલ;
માંન રહિત ત્યજ તુછ વચન, અનર્થ વયણ મ [3]ખોલ. ૫૧

તેણઇ કારણિ તે વાંણીઓ, વચન વદઇ વલી સાર;
સ્વાંમિ મુઝ મોટો કરો, કરતો વિનય અપાર. ૫૨

## ચઉપઇ.

વિનય કરંતો દીઠો જાંમ, તવ વિવહારી બોલ્યા તાંમ;
સ્વાંમી લક્ષ્મી લાહો લીજીઈ, પુણ્યકામ વેગઇ કીજીઈ. ૫૩

જવ આદેશ એણી પરિ લહ્યો, સાજણદે મહઇંતો કરિ ગ્રહ્યો;
આંણિ બઈસાર્યો નિજ ઘરિ, ભોજન ભક્તિ કરી બહુ પરિ. ૫૪

---

૧ હવાઈ કામ સઘલુ થાય રખે. ૨ સાચવીઇ. ૩ બોલિ.

ચૂઆ, ચંદન, ફોફલ, પાંન, વિનય કરિ બહુ દેતો માંન;
સ્વામી સું નાણું દીજીઈ, કહો તે આણી ઢગલી કીજાઈ ૫૫
કહુતો દિઉં સોનઇઆ સાર, કહોતો સુંપું હુંન ભંડાર;
કહોતો અભિરાંમીજ અસંખ્ય, કહોતો આપું લ્યાહારી લક્ષ. ૫૬
આ સેરી તરટંકી જેહ, ઘોડા મુહી કહીઇ [1]જેહ;
કહોતો આપું રૂપારાલ, કઈ રૂપીઆં લિઓ ડંડાલ. ૫૭
કઇલીઓ વિવિધ રતનની જાતિ, મણિ માણિક દિઉં બહુ ભાતિ;
અસ્યાં વચન બોલઇ મુખિસાર, આણી કીધો રત્ન [2]અંબાર. ૫૮
હરખ્યો સાજણદે ઇમિ ભણઈ, આ ધન ઢગલો કારણ કિણઈ,
જીહારઈ ધન કાંઇ માગઈ રાય, [3]તિહારઈ હું આવેસ અણઇ ઠાય. ૫૯
મઈ જોઉં તાહરૂં પારિખું, સકલ કામ થાસ્યઈ તુઝ થકું;
પહઇલા મુઝ હુંતી અધીર, મરૂ દેશઈ લહું ગંગા નીર. ૬૦
જાંણ્યા વિન નર અરથ વિચાર, ખીજી બોલઈ સો ગંમાર;
સાથરીઆનઈ સું ધનલંબ, [4]જી હુઓ જીનશાસન થંભ. ૬૧
મંત્રી હરખી બોલ્યો તાંમ, તુઝ ધંનનું [5]હવડાં નહીં કાંમ;
જીહારઈ ગરજ પડેસઈ મુઝ, તિહારઈ (હું) બોલવિસ તુઝ. ૬૨

## દુહા.

અસ્યાં વચન મંત્રી કહઇ, હઇડઈ હર્ખ વિશેષ;
એણઈ અવસરિ હવઇ રાજમાં, ઉઠયા ચુગલ અનેક. ૬૩
અવસર બીજ સદા લગઈ, કો મમ જાણો આજ;
જીહાં પાણી તિહાં કાદવો, નવું લહું કુંણ આજ. ૬૪

---

૧ એહ. ૨ ભંડાર. ૩ તવ ધન લેવા આવિસ્યંહ. ૪ તે. ૫ નહીં હમણાં.

## ઢાલ.

## અઢીઆનો–રાગ–મલ્હાર.

નવું મ જાંણો આજ, નિર્ગુંણ ન રાખઈ લાજ;
ચુગલ ચાડી કરઇ એ, ભૂપ શ્રવણ ભરઇ એ. ૬૫

દુબ્બલ કમા રાય, જીમ રોગિની કાય;
કૃપી મન જસ્યો એ, ઈમિ સ્વરૂપ તસ્યો એ. ૬૬

ખપ કરી પૂછઇ રાય, ચુગલ તે ઉભા થાય;
કહઇ સ્વાંમી સુંણો એ, દ્રવ્ય લિઉં તુહ્મ તણો એ. ૬૭

એણઇ માંડ્યો [1]ઉદમાત, કીધું જીન પ્રાસાદ;
તુમ ધન વાવર્યું એ, નાંમ પોતઈ ધરિઉં એ. ૬૮

ખીજ્યો જેસંગરાય, આણો એણઈ ઠાય;
મંત્રી નઇ ગ્રહી એ, સુભટ ચાલ્યા વહીએ. ૬૯

આવ્યા સાજણ પાસ, બોલ્યા મનિ ઉલ્લાસ;
નૃપઈ તુઝ તેડીઓએ, દુર્જિન છેડીઓ એ. ૭૦

## દુહા

નૃપ દુહવાંણો અતિ ઘણો, તુઝેને તેડે તિહાં;
સોરઠ દેસ ધન તુહ્મ કન્હઈ, તે લેસઈ ખિણ માંહિં. ૭૧

મંત્રી સાજણદે ભણઈ, મઇ આવ્યું નવિ જાઈ;
રાય તણું ધન દહદસઈ, મુઝ વિણ વિણસી જાઈ. ૭૨

જો તુહ્મારઈ ધન ચાહીઈ, તો મોકલિ આંણઈ ઠાંમિ;
દ્રવ્ય સઘલો ખોલઈ ધરૂં, કોપ કરઈ કુંણ કાંમિ. ૭૩

અસ્યું સુંણી નર સો વલ્યા, આવ્યો જેસંગ જ્યાંહાં;
સ્વામી ધન લેવા ભંણી, તુહ્મનઈ તેડઇ તિહાં. ૭૪

---

[1] ઉન્માદ.

એણે વચને નૃપ ખીજીઓ, અશ્વ ચઢ્યો તેણીવાર;
સેન સુભટ નઇ લેઈ કરિ, પોહોતો ગઢ ગિરિનારિ. ૭૫

## ચઉપઇ.

ગઢ ગિરિનારિ આવ્યો રાય, સાજણદે તવ સાહમાં જાય;
બહુ ધન મુંકી લાગો પાય, પણિ રાજમનિ સબલ કષાય. ૭૬
ખીજ્યો જેસંગ બોલ્યો તિહાં, કહઇ સોરઠ ધન માહરૂં કિહાં;
દિઈ લેખું તું મુઝનેં સહી, આપી ધન ઇહાં ઉભો રહી. ૭૭
તવ સાજણદે કહઇ કથન, કહો [1]જેતનું આપું ધન;
પણિ એક પુણ્ય લાહો લીજીઈ, ગિરિ ઉપરિ યાત્રા કીજીઈ. ૭૮
એણે વચનેં ટાઢો થયો રાય, તીર્થ ભોમિ ફરસેવા જાય;
ગિરિ ઉપરિ નૃપ ચઢીઓ જસેં, જીન પ્રસાદ નૃપ દેખઈ તસેં. ૭૯
ઈંદ્ર ભુવન દીઠે આકાર, પુહુલપણી સબલો વિસ્તાર;
ઉંચ પણઈ ગગનેં જઈ અડયો, બીઆં ભરીત નહી એ ઘડયો. ૮૦
ચિત્ર લિખિત અનઈ કોરણી, ઘણી પુતલી ચિત્ત ચોરણી;
ગોખ આલીઆ નઇ [2]ઓરડી, શક્ર ભુવન સ્યું કરતો હોડી. ૮૧
દીઠું નેમિનાથ સ્વરૂપ, જાણે પરમેશ્વરનું રૂપ;
મૂરતિ દેખિ હરખ્યો ઘણું, નૃપ ઓધ્યું ભાવઇ આપણું. ૮૨
જન્મ સફલ સહી તે નરનારી, જેણઇ પ્રાસાદ કર્યો એણઇ ઠારિ;
તે ભવ તરિઓ કહઇ મુખિરાય, ધન્ય પિતા ધન તેહની માય. ૮૩
અસ્યાં વચન નૃપ ભાંખઇ જસઇં, મંત્રી સાજણ બોલ્યો તસઈં;
સ્વાંમી એ દેહરૂં તુહ્મ રાય, ધન પિતા ધન તાહરી માય. ૮૪

---

૧ તે. ૨ દેહેરી ઘણી.

સોરઠ દેસનું સઘલું ધન, તે ઇહાં ખરચ્યું થઇ પ્રસન;
જો તુહ્મ સ્વામી માંનઈ મન, નહીતર દીજઇ તુહ્મ નઇ ધન. ૮૫

તવ હરખી બોલ્યો મહારાજ, તઈં કીધું એ પુણ્યનું કાંજ;
તો મુઝ ધન સાંચિં સ્યું કાંમ, તેં રાંખ્યું મુઝ જગમાં નાંમ. ૮૬

હું ખીજ્યો ચુગલનઈં બોલ, ઉંચુ નીચું કહિઉં નિટોલ;
પાપી દુર્જિન જગમાં ઘણાં, ચાડ જો કહઈં આપણાં. ૮૭

અસ્યાં કામ તણા કરણહાર, પાપી તિહાં બહુ ધરઇ ખાર;
ખીજ્યો રાજા તેડયા ચાડ, ગાધઈડિઇ લેઈ [1]નધાડ. ૮૮

છેદી નાક નઇ કાપ્યા કાંન, સિર ધોલું મુખ કાલું વાંન;
પ્રદક્ષિણા હુઇ નગર મઝારિ, [2]દેખી તે હરખ્યાં નરનારિ. ૮૯

અસ્યો ડંડ દેઇ તિહાં રાય, રાખ્યા નર નહીં નગરિ માંહિં;
કાઢયા બાહિર તે ચાલ્યા વહી, ચાડ વિટંબણ સઘલી થઈ. ૯૦

ઢાલ.

## હીંચરે હીંચર હઇઆં હીંડોલે—એ દેશી.

### રાગ—ધન્યાશ્રી.

ચાડ મનિં ચિંતવઇં, રાય મનિં રિઝસ્યઇં,
આપસ્યઇ અસ્વ, તે અત્યંત મોટા;
રાય રોષી ચઢીઓ, ચુગલ મુખ દેખતાં
નાકનઇં કાંન છેદ્યાંજ હોઠ—આંકણી— ૧

બુચ કરણા થયા, નાક, છાંડી ગયા;
અધર અલગા રહ્યા દાંત દીસઇં;
પાપ પ્રગટ ભર્યો, ચુગલ જે ચાડનો
દેખતાં લોક તે દાંત પીસઇં— ૨

---

૧ ધાલ્યા ધાડ. ૨ તે દેખિ.

ચુગલ ગાધઇં ચઢયા, [1]ગામ આખઇ ફિર્યાં
મઇસ મુખ ચોપડી સીસ પાટા;
બણુજ બહુ બાજ તઇ, શબ્દ જે સાંભલ્યા
નગરના ચાડીયા [2]સર્વ નાઠા— ૩
ઇંમ દૂખ તે ભજઈ, નાતિ તેહનઇં તજઇં
ચાડી કર્યાં વિના કહીઇં ન ચાલઇં
સ્વાંનની પૂંછડી, સદાઇં વાંકી રહઇં
જેહ ખટમાસ નલીઇંજ ઘાલઇં— ૪

## ઢાલ.

## ફાગને.

ચાઽ શિખામણ દેઇ કરી, વલીઓ જેસંગરાય;
એણઇ અવસરિ ભીંમ તાંણીઓ, આવ્યો તેણઇ ઠારિ. ૫
બેહુ કરજોડી વિનવઇં, સાજણને તેણઇ ઠાંમિ;
સ્વામિ મુઝ દ્રવ્ય લીજીઇં, શ્રી જીન મંદીર કાંમિં ૬
સાજણ કહે સુણિ શેઠીઆ, નહીં મુઝ ધનનું રે કાજ;
તુઝને પુંણ્ય હવું સહી, તઇ રાખી મુઝ લાજ. ૭
ભીમ [3]ભણઈ મંત્રીશ્વરૂં, દ્રવ્ય ખરચો બહુ ઠાંમિ;
જે ધન પુણ્ય થાનકિં કયું, તે નાવઇં મુઝ કાંમિ. ૮
તવ તે ભીમસા વાંણીઓ. આપઇ રત્ન સો સાર;
સાહ સાજણ તે લેઇ કરી, કીધુ નેમ ગલઈ હાર ૯

## દૂહા.

પાપ ભીરૂ ભીમજ સહી, આપ્યાં રત્ન સુતંત;
દેવ તણું ધન રાખતાં, પાતિગ હુઇ અસંત. ૧૦
દેવ તણું ધન વાવરઇં, કરતો ગુરૂની ઘાત;
કૂડ કલંક ચડાવતાં, ભવિભવિદુઇ અનાથ. ૧૧

---

૧ નગર. ૨ ચુગલ ૩ ભણેરે.

પૂર્વં પુરૂષઇં ઇંમ કહીઉં, ધર્મે વિહુણાં સાત;
નર નારી પંખી પશુ, સુણુયો સહુ અવદાત. ૧૨

## ચઉપઇ.

સંયમ મુંકી લહઈ ઘરવાસ, રહી પોસાલઇં કરતો આસ;
પૂજા રૂઅજીઆનો પુત્ર, ચેલો ગુરૂનઇં આપઇ ઉત્ર. ૧૩
શ્રી દેવ ગુરૂના અવગુણુ ગાય, માત પિતા સરિ મુંકંઇ ઘાય;
રૂષભ કહઇં એ સાતઇ જોઈ, [1]પ્રાંહિ ધર્મ વિહુણા હોય. ૧૪

## દૂહા.

ધર્મ વિહુણા એ સહી, કરઇ સો નરતાં કાંમ;
પાપ ભીરૂ ભીંમો સહી, લીજઈ તેહનું નાંમ. ૧૫
તર્યો તે સાજણદે સહી, તર્યો તે જેસંગ રાય;
તર્યો [2]સો ભીમજ વાંણીઓ, પુણ્ય તણઇજ પસાય. ૧૬
પુણ્ય કાજ સાજણ કરી, આવ્યો પાટણ માંહિં;
રાય તણે ચરણે નમ્યો, ભૂપ પ્રશંસઇ ત્યાંહિં. ૧૭
નૃપ મંત્રી બિંહુઇ એકમના, બિહુમાં વાધ્યો નેહ;
હવઇ [3]હેમ નૃપ કિમ મલ્યા, સુણો આવદાતજ એહ ૧૮

## ઢાલ.

### ધન્ય ધન્ય સેત્રુંજ ગિરિવર એ-એ દેસી-રાગ ધન્યાસી.

કોટિગ ગણ અતિ ગુણનિલો, વયરી શાખા સાર રે;
ચંદ્ર ગછિં દત્તસૂરિ હવાં, ધન્ય તેહના અવતાર રે.
કોટિક ગણ અતિ ગુણ નીલો. એ આકણી. ૧૯

---

૧ ધર્મ વિહુણા ફરતા સોય. ૨ તે.

યશોભદ્ર સૂરિ રૂઅડા, પ્રગટયા તેહનઈ પાટિરે;
પ્રધૂમ્ન સૂરિ તસ પાટિ હવો, જેણઇ લહી શુભ ગતિ વાટરે. ૨૦

શ્રી ગુણુસેન સોહામણા, દેવચંદ્ર સૂરિ સારરે;
નગર ધંધુકઈ આવીઆ, સાથિં બહુ પરિવારરે. કો. ૨૧

તિહાં એક સાહ ચાંચો વસઈ, મોઢ વંસ અભિરાંમરે
નારી ચાહની તેહને, શુપન લહઈ શુભ તાંમરે. કો. ૨૨

આવી રહઈ તવ ગુરૂ તણઈ, સુપન લહિઉં સ્ત્રી જેહરે;
રયણુ ચિંતામણી પેખીઉં, ગુરૂનઈ આપ્યું તેહરે. કો ૨૩

ગુરૂ કહઇ સાંભલિ શ્રાવિકા, સુત હોસ્યઇ ગુણુવંતરે;
સંયમ લેસઇ શુભપરિં, મહિમા વંત અત્યંતરે. કો. ૨૪

અસ્યું કહી ગુરૂ ચાલીઆ, ઉદરઇં વાધઈ બાલરે;
પુણ્યવંતો નર પ્રગટીઓ, માત પિતા પ્રતિપાલરે. કો. ૨૫

સંવત અગ્યાર પસ્તાલંઈ, લગન અનોપમ સારરે;
કાતી સુદિ પુંનિમ દિનઇં, જનમ્યો દેવકુમારરે. કો. ૨૬

આકાશ વાંણી તવ હવી, સુત હોસ્યે બ્રહ્મચારરે;
જૈન ધર્મ દીપાવસ્યેં, લેસ્યેં સંયમ [1]સારરે. કો. ૨૭

અતિ ઉત્સવ કરી થાપીએ, ચંગદેવ તસ્સ નામરે;
પંચ વરસનો સુત થયો, બહુ વાધ્યા ગુણુ ગ્રામરે. કો. ૨૮

એણુઈ અવસરિ તિહાં આવીઆ, દેવચંદ્ર સૂરિ [2]રાયરે;
સાહમીઉં શ્રાવક કરઈ, આવઈ ગુરૂ ગણુધારેરે. કો. ૨૯

ચંગદેવ તિહાં માયસું, ગુરૂનઇ વંદનિ જાયરે;
જઈ બઈઠો મુનિ બઇસણુઇ, હઇડઈ હર્ખ ન માયરે. કો. ૩૦

---

૧ બાર. ૨ સાર.

ગુરૂ કહઇ સાંભલિ શ્રાવિકા, [1]પૂર્વ બોલ સંભારીરે,
એ સુત આપો અહ્મતણુઈ, એ નહી રહઇ સંસારરે. કો. ૩૧

વલી વિમાસેં શ્રાવિકા, સુત દીધો કિમ જાયરે;
મુઝ ભરતાર મહેસરી, કોપિં સોય ભરાયરે. કો. ૩૨

સંઘ ચતુર્વિધ વિનવે, સાંભલિ ચાહની વાતરે;
એ સુત આપો ગુરૂ તણુઇ, હુઇ જીનશાસન નાથોરે. કો. ૩૩

ધન્નવંત તે શ્રાવિકા, દીધું પુત્રનું દાનરે.
કુંમર લેઇ ગુરૂ ચાલીઆ, જીમ નિરધન નિધાનરે. કો. ૩૪

કર્ણું પુરિ ગુરૂ આવીઆ, ઉદયન મંત્રી જીંહાઇરે;
કુંમર ભલાવ્યો તેહનેં, સુમરિં વાધઇં ત્યાંહિંરે. કો. ૩૫

એણુઇ અવસરિ ઘરિંઆવીઓ, ચંગદેવનો બાપરે;
સુત નવિ દેખઇં આંગણુઇં, ચિંતાતુર હુંઓ આપરે. કો. ૩૬

જઈ પુછઇ ઘરિ નારીનઈ, પુત્ર ન દીસઇ કાંઇરે;
સ્ત્રી કહઈ સુત ગુરૂનઇ દીઓ, ચાંચો કોપ્યો ત્યાંહિંરે. કો. ૩૭

અંનપાંન તેણુઈં પરિહરી, આવ્યો ગુરૂ નઇ પાસીરે;
દેવચંદ દિઇ દેસના, સુણતાં સહુ ઉલાસીરે. કો. ૩૮

## દુહા.

ઉલાસઈં ચાંચો સુંણુઇ, ગુરૂ કહઇ તત્વ વિચાર;
આઠ પુરૂષ જગિ દોહલા, જો સોધઇં સંસાર. ૩૯

દાતા, તપીઆ, સમતા નરા, ગુણગ્રહી શીલ સુજાણ;
વિરલા પર ચિંતા લહઈ, વિરલા નહી [2]મનિ માંન. ૪૦

---

૧ પૂરવ. ૨ મનિન હિમાણ.

સાતઇ નર સોધ્યા મિલઇ, પણિ વિરલો દાતાય;
દાતામાં દાંનિ વડો, જે દિઈ સુત ભિક્ષાય. ૪૧
તું દાતા જગમાં વડો, તઇં દીધું સુત દાંન;
તાહરી કીરતિ જગિં રહી, જીહાં થિર અમર વિમાન. ૪૨
મહાભારથ માંહિં કહિઉં, જેણઇં કુલિ યતિ ન થાય;
તસ પૂર્વંજ અવગતિ ભમઇં, મુગતિ કિહાઇં ન જાઈ. ૪૩
ચાંચો તિહાં સંસઈ પડિઓ, બાજી નવિ બોલાય;
ઉઠયો [1]ગુરૂવંદન કરઇ, ઉદયનઇ મંત્રી જાઈ. ૪૪

## વસ્તુ.

ધરિ આવ્યો ધરિ આવ્યો સેઠ ચાંચો;
મંત્રી મુખિથી ઇમિ કહે, સુપુરૂષનર તુસીહ સાચો;
પુત્રદાન જગિતે દિઉ, તે મે નવિ દેવાય;
ત્રણ્ય લખ્ય સોવન લીજીઇ, સ્વામિ ભગતિ ઉચ્છાય. ૪૫
તેમ સેઠે તેમ સેઠે માંન કીધો;
ત્રણ્ય લાખ ધનંનવિ લીઓ, પુણ્ય કાજી મે પુત્ર દીધો;
રાજ હંસ કુલમાં રેહે, પુંત્ર એ હોસ્યે પ્રસિધો;
તેણે કારણિ મે સુત દીઓ, રાખું ગુરૂની લાજ;
લાજે ધર્મ કેતા મલે, કરે સો દૂક્કર કાજ ૪૬

## ચઉપઇ.

દુઃક્કર કાજ નર લાજીં કરઇં, ભાવ દેવ સંયમ આદરઇં;
લાજી મરિચ્ચી ન ગિઉંધરિં, તાપસ વેપ રહ્યો તે પહઇરીં. ૪૭

---

૧ તવ.

ઋષભદેવ સાથિં ઋષિ જેહ, લાજી ધરિ ન આવ્યા તેહ;
લાજી કુંડરીક દીક્ષા વહઇ, લાજ તજી તવ દુર્ગતિ જાય. ૪૮
લાજી ઝુંઝઈ રણહ મઝારિ, લાજીઇ શીલ પાલઈ નરનારી;
લાજઇ ચાંચો આપઈ પુત્ર, ન દીઈ ગુરૂ નઈ પાછો ઉત્ર. ૪૯
લાજી ધર્મ ઘણા નર કરઇં, લાજી પુરૂષ કુમારગિં ટલેં;
લાજીંપ દાન દિન કેતલાં, લાજીંઇં ભુંડા થાઇ ભલા. ૫૦
ચાંચો ગુરૂનઇં વાંદી વલ્યો, સકલ સંઘ મનોરથ ફલ્યો;
નવ વરસહનો સુત જવ થયો, સંયમ લેઈ ગુરૂ પાસઇ રહ્યો. ૫૧
સોમદેવ દીધું તસ નાંમ, દિન દિન વાધઈ બહુ ગુણ ગ્રામ;
એકદિવસ મુનિ ગુરૂનઈ પાસિ, નાગપુરઈ આવ્યા [1]પ્રભાતિ ૫૨
વસઈ વિવહારી તિહાં ધનદ, પુણ્ય પસાઈ કરઈ આનંદ;
કોયક પૂરવ પાપ પસાય, [2]તે વિવહારી નિર્ધન થાય. ૫૩
સાહ ધનદ તવ ચિંતઈ હીઇં, ધનનાઠું તો કહઈ નઇં કહીઇ;
જીહાંરઇં ધરિ ધન હુઇ બહુ, પ્રાંહિં કિરપી થાઈ સહુ. ૫૪
ભોમિરહિઉંધન વિણસી જાઇ, પરઘરિં મુકયા પરના થાઇ;
હરઇ ચોર નઈ રાજા લીઇં, વિશ્વાનર પરજાલઈ દીઇં ૫૫
ધન હારઇં નર બહુ જૂવટઈ, પુણ્ય વિના વ્યાપારઇ ઘટઈ
જલ બૂડઇ કુવસનઇ જાઈ, પુણ્ય કાજી વિમાંસણ થાઈ. ૫૬
જો મઈ પુણ્ય ન કીધું બહુ, તો ઘરથી ધન નાઠું સહુ;
શોકાતુર હુઓ મનમાંહિં, ભૂંમિ ખણેવા બઇઠો તિહાં. ૫૭
ઉંડી ભોમિ ખણિ જેતલઇં, લક્ષ્મી લ્હાહાલા થઈ તેતલઈં;
ભરી ટોપલાં નાંખઈ દ્વારિ, એણઈઅવસરિ મુનિઆવ્યા[3]દ્વારિ; ૫૮

---

૧ ઉલ્લાસ. ૨ સો. ૩ વ્હારી.

ધર્મલાભ દેઇ ઋષિ રહઈ, નરનારી હઇડઇ દૂખ વહઈ;
મહા [1]મૂનિ એ આવ્યા આજ, રાય દેઅંતાં ન રહે લાજ. ૫૯
કૃપણુ નહીં આપણુ ધરિ કદા, ઘૃત. ખાંડ, ગોલ દેતાં સદા;
આજ કેહીપરિ આપું ધસિઈ, સ્ત્રી દૂખ આંણી ઉરમાંપઇસઈ. ૬૦
ગદગદ સ્વરી તવ બોલે નારી, ધઈસિ નિંપની ધરહ મઝારિ;
વહઇરો સ્વામી રાખો મન, તુહ્મો મુંનિવર છો પુરૂષ રતન. ૬૧
રાય લેઈ વહરાવઈ જંસઈ, ચેલઈ સમસ્યા કીધી તસઈ;
અંગણિ દીસઈ બહુ નિધાંન, રાય તણું કાં દેતાં દાંન. ૬૨
શેઠઇ તિહાં સમસ્યા લહી, ચેલાનઇ ઉપાડયો સહી;
લિહાલા ઉપરિ મુંકયો જસઈ, [2]હેમટંકા બહુ થયા તસઈ. ૬૩
દેખી શેઠ હુઓ હર્ખ અપાર, ગુરૂ તઈ કીધી માહરી સાર;
ગયું નિધાન વલ્યું તુજ પુણ્ય, કેહીપરી લાજ રહત વિણુ ધન. ૬૪
ધન વિણુ કોઈ ન માનઈ ગુણઇ, ધન વિણુ નર સહુઇ અવગુણઈ;
ધન વિણુ કોઇ ન આવે કાંમ, ધન વિણસું કીજઈ શુભ નાંમ. ૬૫
ધન વિણુ રૂપ રલઇ સંસાર, ધન વિણુ નેહ છંડઈ નરનાર;
ધન વિણુ બુદ્ધિ તે બઈઠી રહઇ, ધન વિણુ પુરૂષ મુહુત્ત નવિલહઇ. ૬૬
લૂલો ટૂટો નઇ પાંગલો, બહઇરો, બોબડ નઇ આંધલો;
ઋદ્ધિં પૂજા કોઢિ લહઈ, કંદર્પ કોડિ તે બઇઠો રહઈ. ૬૭
જો ધનવંત અધિ કેરૂં જમઈ, સકલ લોકનઇં તે પણિ ગમઈ;
જો નિરધન અધિ કેરૂં ખાય. તો દારિદ્રી નર હેલાય. ૬૮
ધનવંત બોલઇ આલ પંપાલ, લોક ભણઈ [3]તસ વાચાલ;
જો નવિ બોલઈ રંક સરીર, તો સહુ ભાંખઈ ભલા ગંભીર. ૬૯

---

૧ મુનિવર. ૨ હાટિર, ટિંમ થયો તહાંતસે. ૩ ભલ.

જો ઉંઘેં સુણતોજ વખાણ, તો એ લીનો પંડિત જાંણ;
પંથઇ ધનવંત પાલો જાય, તો તે માંન રહિત કહેવાય. ૭૦

એટલું દ્રવ્યતણું બંધાણ, સાંભલિ ગુરૂ તું ચતુર સુજાણ;
તે ધન આવ્યું ઘરિ (તુમ)થકી, ગુરૂ પસાઈ થયો હું સુખી. ૭૧

તુહ્મ દર્શણ વાધઈ મુઝ પ્રેમ, ટલી કોયલા થયું જવ હેમ;
બહુ ધન ખરચી અતિ ઉઠાય, જીહારઈ એ ગુરૂ પદવી થાઈ. ૭૨

દીધું હેમાચારજ નાંમ. [1]કસ્મેરી ભણી ચાલ્યા તાંમ;
સાંહમી આવી તિહાં સરસ્વતી, હેમ તણઈ કર્મઈ થઇ છતી. ૭૩

એક દિવસ ગુરૂ ગિરૂઓ જેહ, કહઈ સિદ્ધચક્ર મંત્ર વલી તેહ;
હેમાચાર્ય સિખાઈ સહી, સાધેવા ઉઠ્યા ગહઇ ગહી. ૭૪

મલયગિરિ, દેવેંદ્ર સૂરિ, હેમાચાર્ય પુણ્ય અંકુર;
એ ત્રિણિ ચાલ્યા [2]ગહઈગહી, ગ્રાંમ કુંમારઇ આવ્યાં [3]વહી. ૭૫

પરિઅટ વસ્ત્ર પખાલઈ જીહાં, દીઠું ચીર ઉગલીઉં તિહાં;
ભમરા બહુ ગુંજારવ કરઈ, ગંધ વિલૂદ્ધા મધુકર ફિરઇ. ૭૬

દૂહા.

પ્રેમ વિલૂધા ભમરલા, ગંધઈ પદમણી ચીર;
પ્રમલ સાર સુંગધ બહુ, પદમણી તણું શરીર. ૭૭

પદમની નઈ પોહર નિદ્રા, બે પોર નિદ્રા હસ્તની;
ચિત્રણી નઇં ત્રિપહોર નિદ્રા, અઘોર નિદ્રા સંખણી. ૭૮

પદમની તે હંસનાદિ, હસ્તની ગંભીરતા;
ચિત્રણી તે કાગકંઠી, સંખણી ખરધીરતા. ૭૯

પદમની તે પુષ્પગંધી, [4]એલગંધી હસ્તની;
ચિત્રણી તે ચંપગંધી, મચ્છગંધી સંખણી. ૮૦

---

૧ કાશ્મેર. ૨ ઉલ્લસિ. ૩ ઘસી. ૪ વેલિ.

પાસેર જમઈ તે પદમની, અધસેર જમે તે હસ્તની;
સેર જમઈ તે ચિત્રણી, સર્વ [1]જમઈ તે સંખણી. ૮૧

પદમની સિરિ વેણી સુક્ષ્મ, લંબ વેણી હસ્તની;
ચિત્રણી (તે) ભમર વેણી, ટુંકડી [2]વેણુ સંખણી. ૮૨

પદમની તે પાંન રાચઈ, માંન રાચઈ હસ્તની;
ચિત્રણી તે ચિત્ત રાચઈ, કલહ રાચઈ સંખણી. ૮૩

પદમની તસવંક પયોધર, હસ્તની મોટા [3]ઘણાં;
ચિત્રણી તસ શાંમ પયોધર, સંખણી લંબકુચના. ૮૪

શુભદાંતિઈ સ્ત્રી પદમની, હસ્તની ઉંચા દંતી;
ચિત્રણી સ્ત્રી સમીપાંતિઈ, સંખણી લંબ અત્યંત. ૮૫

મહિલા લક્ષણ કવિ કહઈ, કઇ લહઈ ચતુર નિરંદ;
ચીર ભમરો દેખી કરી, હરખ્યો હેમસૂરિંદ. ૮૬

## ઢાલ

## જાનોને છુપીને કંતાકિહાં રહ્યોરે–એ દેશી રાગ. રામગિરિ.

હેમ સૂરિં તિહાં પૂછીઉં એ, પરિઅટને તેણુઈ ઠારિરે;
જેણુંઈ ચીરૂંઇ મધુકર ભમઇરે, તે પહઇરિઇ કુંણ નારિરે–આંકણી ૮૭

પરિઅટ કહઇ સુંણો સાધુજી એ, અધિકારી એણુંઇ ગાંમિરે;
તે ઘરિ નારિ પદમનીરે, રત્નવતી એ હવઈ નાંમિરે. હે. ૮૮

સાધ સલુંણા તિહાં આવીઆએ, અધિકારિ ઘરિ બારિરે;
ધર્મ લાભ દેઇ બોલીઆએ, આસન દેઈ ઉતારિરે હે. ૮૯

તવ અધિકારી ઈંમ કહઇ એ, ઋષિ રહુ આણુંઇ ઠારિરે;
મધુર વચન દિઓ દેસના એ. સમઝાવો નરનારીરે હે. ૯૦

---

૧ આહારિ. ૨ લટી. ૩ સ્તના.

ઋષિજી ઉતારઈ ઉતર્યારે, નવરસ કરઈરે વખાંણુરે;
સહુ રસ ભેદ ભલા લહઇરે, જે હુઈ જાંણ સુજાંણુરે. હે. ૯૧
શ્રંગાર,હાસ્ય,રૂદ્ર,[1]કરૂણાભલીએ, વીર, ભયાનક સારરે;
બીભત્સ અદભુત, શાંતિ રસારે, આંણ્યો ઉતારી પારરે. હે. ૯૨
આઠરસ જેણુઈ જાંણીઆરે, ન લહ્યો તેહમાંનો ભેદરે;
પંડિત સોય અધુરડોરે, વિપ્ર જીસો વિણુ વેદરે. હે. ૯૩
અષ્ટરસ આઠઈ અંગમાંરે, નવમો સિરિનઈ ઠાંમિરે;
સિર વિણુ સરીર ન શોભીઇરે, કર, પાય ન આવઈ કાંમિરે. હે. ૯૪
શાંતિરસ રૂપણી રસવતીરે, નિંપાવ્યા મુનિ સારરે;
આઠરસ રૂપિઆ તિહાં વલી એ, ઘગાવઇ અંગારરે. હે. ૯૫
સોઇ રસવતી જે જમઇરે, નાસઇ તાપ કષાયરે;
તપ, જપ, કષ્ટ કર્યા વિનારે, તે નર મુગતિં જાયરે. હે. ૯૬
કૂરગડુ હુઓ કેવલીરે, ચંદ્ર રૂદ્રનો શિષ્ય [2]તેહરે;
તપ, જપ, ધ્યાંન કર્યા વિનારે, સમતાઇં સિધ્યા તેહરે. હે. ૯૭
એ રસ શાંતિ સોહામણોરે, પોખઇં દેવ ઇંદ્ર સૂરિરે;
એણીપરિં દેતાં દેસનારે, હવું ચઉમાસું પૂરરે. હે. ૯૮
ગુરૂ કહઇં સુણો અધિકારીઆરે, ચઉમાસું કરિવઉં ઇહાં સારરે;
હવઇં ઇંહાંથી અહ્મો ચાલસ્યુંરે, રહઇતાં નહી આચારરે. હે. ૯૯
સ્ત્રી પીહરિ નર સાસરેરે, મુનિવર એકઇ ગામિરઇ;
એ ત્રણ્યે વણુસે સહીરરે, જો રહે એકે ઠામિરે. હે. ૧૦૦

## ચઉપઇ.

વિણુરાંધણિવિણુસઇજીમ ખીર, વિણુ પહરઇ નારિ વિણુસઇ ચીર;
વિણુખેડ્યું વિણુસઈ જીમ જૂત, વિણુ હાથિં વિણુસઈ ઘરસૂત્ર. ૧

---

૧ કરૂણા રૂદ્ર રસ્યેરે. ૨ જેહરે,

વિણુસઈ વિણુચઢનારિ તુરી, અતિ લાડઇં વિણુસઇં દીકરી;
વિણુસઈખયરોગઇં જીમ ગાત્ર, વિણુસઇં ભુંડાસાથિં યાત્ર. ૨

વિણુસઈ દાતા વહુણાં પાત્ર, વિણુસઈ પંડિત વિહુણાં શાસ્ત્ર;
મનમથલઇં વિણુસઇં પરલોક, પુણ્ય કરિઉં તે થાય ફોક. ૩

વિણુસઇં વિદ્યા અતિ અભિમાંન, વિણુસઈ કંઠ વિહુણું ગાંન;
વિણુસઇ અતિઆલસ,નિજ કાંમ, વિણુસઇં અમરખીજથી ગાંમ. ૪

વઢો તે વેગઇં વાંણીઓ, રાઉલરાઇં તે જાંણીઓ;
વિણુસઇ પુરૂપ કુદેસઇ ગયો, વિણુસઈઋષિ થિર વાસો રહ્યો. ૫

## ઢાલ-પાછલી.

## રાગ-રાર્માગરિ.

તેણુઇં કારણિં અહો ચાલસ્યુ રે, પૂરવ રાખેવા પંથરે;
ધમ લાભ હવો તુહ્મ ઘણોરે, કરયો પુણ્ય :પુણ્યવંતરે. ૬

સુવિહિત સાધુ થિર નવિ રહઈરે, રહતાં વિણુસ્યેં વાતરે;
પરિચય બહુ નરનારિસ્યુ રે. તેણુઇ સંયમ વ્યાઘાતરે. ૭

તવ અધિકારી ઇંમ કહઇરે, ઋષિ કહો કાંઇ મુઝ કાંમરે;
ગુણુઉસંકલ જીમ થઇંઇરે, તુહ્મો કહો ધર્મ અભિરાંમરે. ૮

[1]દેવઇંદ્ર સૂરિ તવ બોલીઆરે, એક અપૂરવ કાજરે;
રસના ઉંચી ન ઉંપડઇરે, કહઈતાં આવઇં લાજરે. સુ. ૯

તુહ્મ ઘરિ નારિ પદમનીરે, નગનપણુઇં રહઈ તેહરે;
વસ્ત્ર તજી કરૂં સાધનારે, મંત્ર ફલઈ મુઝ જેહરે. સુ. ૧૦

અહો કરૂં [2]મંત્ર સાધનારે, તું લેઈ રહઈ તરૂઆરિરે;
મન, વચન ચિતઇં ચૂકીઇરે, તો હણુજે તેણુઇ ઠારિરે. સુ. ૧૧

---

૧ દેવંદ્ર. ૨ જ્યારે.

ગુણે રંજીત અધિકારીઓરે, ગુરનઈં કહઇ મુખિ હાયરે;
ત્રિણિ આચાર્ય નારિસુ રે, ગઢ ગિરિનારે જાયરે. સુ. ૧૨

શ્રી જીન પ્રતિમા આગલિરે, નાગી પદમની નારીરે;
આચાર્ય કરઈં સાધનારે, નર હાથિ તરૂઆરીરે. સુ. ૧૩

ન ચલઈ મેરૂની ચૂલિકારે, ન ચલઇ ધ્રુ સર્પ્ય શેષરે;
ન ચલઈ મુનિ મંત્ર સાધતાંરે, જીમસિરિ અક્ષર લેખરે. સુ. ૧૪

પરગતિ હુઓ તવ દેવતારે, વિમલેશ્વર સુર જેહરે;
કહઇ માગો ઋષિ રાજીઆરે, તુહ્મ મનિ ભાવઈ તેહરે. સુ. ૧૫

દેવેંદ્રસૂરિ તવ [1]બોલીયારે, કાંતીથી પ્રાસાદરે;
શ્રી સેરીસઇ આણવોરે, દિઇ વિદ્યા જશ વાદરે. સુ. ૧૬

મલયગિરિ મુખિ માગીઉરે, સિદ્ધાંત વૃત્તિ કરૂં સારરે;
પરગગિ થયો સુર તે સહીરે, દિઇ મુઝ શક્તિ અપારરે. સુ. ૧૭

હેમ હરખિત તવ બોલીયારે, દિઇ મુઝ વિદ્યા એહરે;
વચનબલિ નૃપ બુઝવુ રે, સાસન દીપાવઇં તેહરે. સુ. ૧૮

હેમ વચને અતિ હરખીઉરે, સુર હુઓ સંતુષ્ટરે;
વિદ્યા ત્રિણિ દેઈ કરીરે, કીધી પુષ્પની વૃષ્ટિરે. સુ. ૧૯

## દુહા.

પુષ્પ વૃષ્ટિ દેવે કરી, વિદ્યા હુઈ પરતખિ;
ગુરૂ ચરણે આવિ નમ્યો, હેમાચારજ શિષ્ય. ૨૦

## ચઉપઈ.

હેમાચાર્ય ગુરૂનઇં નમઇં, ગુરૂનઇં ચેલો દીઠો ગમઇં;
હર્ખં ઉપનેં બઇસે ધ્યાન, આંબિલ તપ આરાધઈ ગ્નાન. ૨૧

---

૧ માગિયો.

ખટ્ મહિના નઇં અંતિ કરી, આવઇં શાસન સુરસુંદરી;
ગુરૂ વાંદિનઇં ઉભી રહી, સુલલિત વાંણી સુખિંથી કહી. ૨૨
હેમાચાર્ય તાહરો શિષ્ય, તેહનઇં પદવી આપો ઋષિ;
તેહથી જીનશાસન ગાજસઇં, જસ પડહો જગિમાં વાજસઇં. ૨૩
અસું કહીનઇં દેવી ગઇ, ગુરૂ ધ્યાનઇં(મી)ઉઠિઆ ગહગહી;
મનમાં વાત હતી તે [૧]થઈ, આગઇં દૂધ નઇં શાકર ભલી. ૨૪
આગઇં સિંધ એને પાખર્યો, કનક કલશ નઇં અમૃત ભર્યો;
આગઈં ગુરૂ ચેલામાં નેહ, શાસન દેવીઇં દેખાડયો તેહ. ૨૫
હરખ્યો ગુરૂ ઉઠિઉ તેણીવાર, સાથિં સહુ લીધો પરિવાર;
આવ્યા નાગપુરિ મુણીંદ, વસઇ વિવહારી જીહાં ધનંદ. ૨૬
ગુરૂ જ્ઞાની તિહાં કરઈ વખાંણ, સંઘ ચતુર્વિધ સુંણઇં સુજાંણ;
ધર્મ કથા કહઇ ચિહું પ્રકાર, દાન, શીલ, તપ, ભાવના સાર. ૨૭
જે હલૂઆ એકા અવતાર, તે આરાધઈ સોઇ ચ્યાર;
યોવન વયિં ઇંદ્રી વસી કરઇં, બાર ભેદ તપ આદરઇં; ૨૮
ભલી ભાવના ચોખું ધ્યાન, ધન પાંમી દિઇં પાત્રઇં દાંન.
સાતે ક્ષેત્રે વિત્ત વાવરઇ, બિંબ પ્રતિષ્ઠા યાત્રા કરઈ. ૨૯
જે ધન ખરચ્યું જીમણઇં હાથિં, જીહાં જાય તિહાં આવઇ સાથિં
ગુરૂગિરૂઆ તિહાં એણીપરિકહઇ, અલ્પ સંસારી તે સદ્દહઇ. ૩૦
ગુરૂ ઉપદેશ સુંણી શુભ ધ્યાંન, ધનદ ખરચઈ બહુ નિધાંન;
સંવત અગ્યાર છાસઠયો જસઇં, એહ મહોત્સવ કરાવ્યો તસઇં. ૩૧
હેમ સૂરિ નઇં થાપી કરી, [૨]આવ્યા તે પાટણ પરવરી;
પત્તન (નો) રાજા જેસંગ જેહ, રાય રેવાડી [૩]ચઢીઓ તેહ. ૩૨

---

૧ મલિ. ૨ ગુરૂ આવ્યા પાટણ. ૩ ચાલ્યો.

હેમાચાર્ય દીઠા તિહાં, હર્ખ હુઓ તવ હઇડા માંહિં;
[1]મોટા તે બોલાવઇ હસી, ધર્મ કથા કાંઇ કહું ઉલસી. ૩૩

હેમ વચન હરખીનઈ કહઇ, દયા, દાનથી નર સુખ લહઇ.
રાય કહઇ તું ગુરૂ અવધારિ, નિત્ય આવેવું મુહુલ મઝારિ. ૩૪

નૃપ વચને હરખ્યો મુનિરાય, રાજ સભામાં નિતિ જાય;
ધર્મ સુણાવઈ જેસંગ તણઇ, હેતુ યુગતિ દ્રષ્ટાંતઈ ઘણઇ. ૩૫

સ્વામી ખટ્ દર્શણ નિરખીઈ, સાચો ખોટો શ્રેય પરખીઈ;
સુધો વર્ગ આદરીઈ આજ, કૂડો ધર્મ તજો મહારાજ. ૩૬

કૂડા ગુરૂ નઈ કૂડા દેવ, કૂડા શ્રેયની મ કરૂ સેવ;
મિથ્યા ધર્મ કરંતા વલી, પુણ્ય સકલ જાયે પરજલી. ૩૭

ગલીઇં ધોયો જીમ કાગડો, કિમ ઉજલ હોસી બાપડો;
તિમ જીમ મિથ્યા કરતો ધર્મ, કહો કિમ હોસઇ આઠઇ કર્મ. ૩૮

તેણિ કારણિં શ્રેય પરિખ્યા કરૂં, સુધો ધર્મ તુહ્મો આદરૂં;
જશોમતિ જીમ પરિખ્યા કરી, બઇલ પુરૂષ જેણઈ કીધું ફિરી. ૩૯

સંખપુરી સંખ શ્રેષ્ટિ વિચાર, જશોમતિ તેહનઇ ઘરિ નારી;
સ્ત્રીનેં નવિ માંને ભરતાર, સાહ પરણ્યો તવ બીજી નારી. ૪૦

નવ યોવંન નઇ નાહ્ની નારી, તે આવી ગરઢા નઇં ઘરબારિ;
વૃદ્ધપુરૂષ તિહાં હરખઈ હસઇ, રાતિ દિવસ નવિ [2]પાછો ખસઇં. ૪૧

જીજીકાર કરઇં સ્ત્રી તણઇ, જે બોલે તે પ્રેમઈ સુંણઇ;
વૃદ્ધ પુરૂષ નઈ નાહનારી, દુલહો યોગ મિલઈ સંસાર. ૪૨

બિહું નરનારી રંગિં રમઇં, પહલઈ સ્ત્રી નઇં તે નવિ ગમઇં;
નરચઇતેહનઈ તન, ધન, માલ, ખિણુ ખિણુ ખટકંઈ સોકણીશાલ ૪૩

---

૧ રાયતવ. ૨ પાછો નવિ.

### દૂહા.

સા મેરી સુલખણી, ચઢી તે રાવલ ચઉકિ;
હું તુહ્મ પૂછું રે પંડિતા, સૂલી ભલી કઇ સોકિ. ૪૪
સૂલી એકજ કડકો, સોકિ અનંતા કડ;
નિત્ય મરીઇ નિત મારીઇ, હઇડા પગ પગ હડ. ૪૫
સૂલી આપઇ એક મરણ, શોકી દિઇ સોવાર;
લોયણ પેટું તણખલું, ખટકઈ વારોવાર. ૪૬
કાંણો કોલો કૂબડો, સોકી વિના પીઉહંત;
સોકી સરીખું કાંમદેવ, દેવ મ દેઇસ કંત. ૪૭
ધરટી પડાં જીમ દોઇ ધરનિ, કણુય સરીખું કંત;
કહો કિમ આખો ઉગરઈ, ભરડી આણ્યુ અંત. ૪૮
પરવસ પીઉ પરવસ ધન, પરઘરિ ભોયણ આસ;
પર હત્થિ જે કજડાં, એ ચિહું પડયાં નિરાસ. ૪૯
પરહત્થિ ગઈ જે પ્રમદા, ખિણખિણ સાલેં તેહ;
સાલઈ સાપણિ શોકડી, નરહ નસાડયો નેહ. ૫૦

### અથ કુનિહાં.

બેર બેર દહઇત, કઈ ઠાકુર લૂસણો;
દહંત નારી કુનારી, (કે) બેર બેર રૂસણો.
ગલીઓ બઇલિ દહંત કઇ પંથઈ બઇસણો;
કુનિ કુનિ હાં (હાં) ભાઇ દહંત શોકડી શાલ કઈ ગુંમડ આસણો. ૫૧
સીહન કઈ સરિસલકઈ મેહા ગજણો
ભૂપતિ કે સરીસલ, રણઈ દલ ભંજણો.
શાલતડી ખિણઅણિ કે તાજે તાંજણો;
કુનિ હાં હાં ભાઈ કામની કે સિરિ [1]સલકઇ લુંછન લાજણો. ૫૨

---

૧ સોક.

## છંદ—આડઅક્ષી.

ડુંગર કડખિ કુકડ જીમ શલ્લઇ, ગાજી વિજ કેશરી સરિ સલ્લઇ;
ચૂકો બાણુ જીમ ક્ષત્રી સલ્લઇ, ગયો નાથ સુકુલીની સલ્લઇ. ૫૩
માતો ગયંદ વિંધ જીમ સલ્લે, બોલ કુબોલ સોહડ જેમ સલ્લે;

## દૂહા.

નેહ નાઠો નર નારિમાં, સંગતિ શોક વિરાંમ;
હઇડઇ ફૂડી પાપિણી, સું કીજઈ શુભ નાંમ. ૫૪

## કવિત્ત.

ઇદ્ર વારણી નાંમ, સોઈ પણિ ખાતાં કડુઉં;
મીઠું નામજ સાર. ખાય તો ખારૂં જડયું.
શીલી તાપ કરંતિ, ગલી પણ ભખી નવિ જાઇ;
દેવા માગઇ ભીખ, પગે અણહાણે જાય;
ભોજ રાજ કરંઈ વઈતિરૂં, શોક બહઇન જગમાં લહી.
નામ અનોપમ એહ, પરિણામઇં માઠાં સહી. ૫૫

## દૂહા.

પરિણામઈં ભુંડી સોકડી, શાલઇ શાલ સમાંન;
યશોમતી દૂખણી થઈ, બઇઠી આરતિ ધ્યાંન. ૫૬
નક્ષત્ર સહુ નીગમ્યાં, નયણ ન નમીઆં દોઇ;
સૂકુ સૂઓ પનોતીઓ, જસપીઉનાં સુખ હોઈ. ૫૭
સુંખી તે કિમ વિસરૈં, જે મનમાંહિં પઇઠ;
હઇડાં થકી જો ઉતરઈ, તો સુપનાંતર દીઠ. ૫૮

વાહલા તે કિમ વીસરઈ, જેસું ઘણો સનેહ;
વિસાર્યો ન વિસરઇ, ગરવા તણા સનેહ. ૫૯

ક્યાંહાં કોયલ ક્યાહાં અંબવન, ક્યાહાં મોરા ક્યાંહાં મેહ;
રાતિ દિવસ તે સંભરઈ, જેમ બાપીડા મેહ. ૬૦

સજન થોડા હંસ જેમ, વિરલા કહી દિસંત;
દુર્જન કાલા કાગ જેમ, મહિયલિ ઘણા ભમંતિ. ૬૧

તગણુ સરિસો નેહડો, મકરિસ હઇડા ગમાર;
ગાધે નાખી ગુણુ જેમ, વલતી ન ફરે સાર. ૬૨

જો આવે દસ ભલા, જો નાવે તો વીસ;
જેણે ચિત્ત ઉતારીયા, તે સું કેહી રીસ. ૬૩

સનેહ વિણુસીઉં રૂસણું, ગઢ વિનાસિ પોલિ;
અણુમાનિતો પરોહણો, આ વેઢે અંધોલી. ૬૪

પીઉડો મુજ સનેહ તજ્યો, હુઓ તે જાંણુ ગમાર;
જે નર માની વંકડા, તે નર થયા ખૂહાર. ૬૫

નદીતે વંક વોલા ભણી, પર્વત ઉડા ખોહ;
વાંકા નર ને વિઘન ઘણા, ગેહેલી મુખિ મ રોમ. ૬૬

એણુઇ અવસરિ તિહાં આવીઓ, મંત્ર સુવાદી જેહ;
જશોમતી પ્રેમઈ કરી, વેગઈ તેડયો તેહ. ૬૭

કર્મ કથા માંડી કહી, તેહનઈ થઇ દયાય;
મંત્ર મૂલ દીધું અસું, જેણુઇ નર પોઠી થાઈ. ૬૮

જશોમતી પ્રેમઇ કરી, રાંધ્યાં અંન અપાર;
મંત્ર મૂલ માંહિં ધરિઉ, ભુંજાવ્યો ભરતાર. ૬૯

પુરૂષ ટલી પોઠી થયો, નાઠાં ડાઢી મુંછ;
લાંબી કોટિં લટકતો, લાંબા શિંગ નઈ પુંછ. ૭૦

## ઢાલ.

## હમચીની.

પુંછ [1]નચાવઇ શિંગ હલાવે, દેખઈ નાની નારી;
તે ગઇ રાજ સભામાં વેગઈ, નૃપ આગલી પોકારીરે. હમચડી. ૭૧
સ્વામી માહરો કંત અનોપમ, સોકી કીધો પોઠી;
ભૂપ તેડો તસ સીખ દેઇનેઈ, છેદો સિરની ચોટીરે–હ. ૭૨
જશોમતી તેડી ભૂપાલઈ, પૂછી પૂરવ વાતો;
તઇં પોઠી કાં કીધો ભુંડી, જો પોતાનો નાથોરે–હ. ૭૩
જસોજતીકહઇસુ ણિ[2]તુસ્વાંમિ, મઇં અપારાધ ન [3]કીધું;
સોકિં કાંમણ કીધું મુઝનઇં, નર તાણી નઇં લીધુંરે–હ. ૭૪
મુઝનઇં નવિ માનઇ બોલાવઈ, તવ હું રોસિં ભરાંણી;
કરતા સું મઇં કીધો પોઠીઓ, અવર કલા નવિ જાંણીરે–હ. ૭૫
(પાછિલી હું પસ્તાણી હો.)
સોકિતણુઇં પાપિ થયો પોઠી, દંદ કરઈ એ ઠાલો;
એહનું મસ્તગ મુંડિ રાજા, ગાધઇડિઇં લેઇ ધાલોરે–હ. ૭૬
[4]નૃપતિ નારિ વિખોડઇ [5]એહું, એહું નઇં વઢતિ વારઇં;
જસોમતિનઇં [6]બલદ ભલાવ્યો, તે પણિ તેહનઇ ચારઇ રે–હ. ૭૭
જસોમતિ પાલઈ નિજ પીઉનઇં, વનચારિ જલ પાઇ;
એણુઇ અવસરિ એક નારિસું, વડ [7]વિવહારી જાયરે–હ. ૭૮
જશોમતી દેખી નઇ પૂછઇં, વિદ્યાધરની નારી;
કુણ કારણિએ દીસઇં દૂખિણી, ઝુરઇ વનહ મઝારીરે–હ. ૭૯

---

૧ હલાવઇ. ૨ હો. ૩ કીધો. ૪ નરપતિ. ૫ વનઇ.
૬ બટાલ. ૭ વિદ્યાધર.

વિદ્યાધરકહઇ સુણિ હો,[1]અબલા, કંત પશુ એણિ કીધો;
[2]અલદ ટલીનઇં પુરૂષજ હોવઇં, સોય મંત્ર નવિ લીધોરે—હ. ૮૦
અનુકંપા આવઇ તસ નારી, બોલઇ બુદ્ધિ વિચારી;
પશુ ટલી જીમ પુરૂષજ થાય, સોઇ બુદ્ધિ [3]દિઉ સારીરે—હ. ૮૧
વિદ્યાધર કહઇ સુણિ અબલા, એહનો એક ઉપાય;
એ બઇઠી તિહાં એક મૂલડું, તેહથી માંણસ થાઇરે—હ. ૮૨
વિમલ વિમાન વહી તવ ચાલ્યું. શબ્દ ગ્રહઇ તિહાં નારી;
તેણઇ ક્ષેત્રઇં ઉગ્યાં વન વેલી, લીધાં ચુંટી બાહારીરે—હ. ૮૩
છોડ એકેકો હાથે લઈ, પીઉનઇં ચારિ ચરાવઇ;
[4]સુદ્ધમૂલઆવ્યું મુખિ જીહારઇં, તવ પોઠી નર થાઇરે—હ. ૮૪
જસોમતી હુઇ તવ સુખિણી, પીઉસું પ્રીતિજ વાધી;
બહુ વન વનસપતિ સોધંતાં, સુદ્ધ ઓષધિ લાધીરે—હ. ૮૫
તિમ તું ધ્યાંન ધરીનઇ સ્વામી, ષટ દર્શન પરખીજઈ;
સુદ્ધ ધર્મ રાજા આદરીઇ, કૂડો શ્રેય તજીજઇરે—હ. ૮૬
સુદ્ધ દેવની પૂજા કીજઇં, સહઈ ગુરૂ પાય નમીજઇં;
સુદ્ધ ધમ આરાધો રાજા, અનિ અનુકંપા કીજઇંરે—હ. ૮૭
સિદ્ધરાય હરખ્યો મનમાંહિં, હેમ વચન ચિત્તિ લાગો;
સુદ્ધ ધર્મ શ્રવણે સાંભલતાં, કુમતિ કદાગ્રહ ભાગોરે—હ. ૮૮
એણઇઅવસરિનૃપ અશ્વ ચઢીનેં, સિદ્ધપુરી માંહિં જાય;
ઇસ તણો પ્રાસાદજ ઉંચો, રૂદ્રમાલ નીંપાયરે—હ. ૮૯
પાસઇ આબુ મંત્રી મોટો, રાજવિહાર કરાવઈ;
મૂરતિ વીર તણી તિહાં માંડી, શ્રી જીનના ગુણ ગાઇરે—હ. ૯૦

---

૧ નારી. ૨ બાયલા. ૩ કોહો. ૪ સુદ્ધ મૂલાડું આવ્યું મુખપરિ.

તે દેખી હરખી સિદ્ધ રાજા, આવઇં જીહાં ગુરૂ ખાસો;
અરિહંત ઇસ વચિં સ્યો અંતર, સ્વામી સોય પ્રકાસોરે–હ. ૯૧

હેમ ગુરૂ તિહાં એણીપરિ બોલઇ, અંતર કહું સુણિ રાય;
ઇસિ તણુઈં માથઈં હુઈ ચંદો, સોય નમઇ જીન પાયરે–હ. ૯૨

શ્રી ગુરૂ વચન સુંણિ જેસંગદે, તેડયા શુભ સુતારો,
વાસ્તુ શાસ્ત્રે વાંચોરે વેગઇં, તેહમાં કિસ્યો વિચારોરે–હ. ૯૩

શાસ્ત્ર અર્થ સૂતાર પ્રકાસઈં, સુંણિ જેસંગ નરનાથો;
ધર સામાનિ તણેં પંચ શાખા, રાજા ભુવન તે સાતોરે–હ. ૯૪

ઇસ તણુઇ દેહરઈં નવ શાખા, શ્રી જીન ધરિ એકવીસો;
મઢી મહેસ તણી વનમાંહિં, નગર ભુવનિ જગદીસોરે–હ. ૯૫

શંકરનઈં દેહરઇ એક મંડપ, જીન ધરિ એકસો આઠ;
ત્રિણુ છત્ર સિંધાસણ શોભઇ, પદમાશન ચઉવાટોરે–હ. ૯૬

જીન પ્રતિમાનઈં પાય લિખીઇ, ગ્રહઇ નવ નિરધારો;
આદિ શક્તિ રહઇ જીન પાસેં, વાસ્તુ શાસ્ત્ર વિચારોરે–હ. ૯૭

અન્ય દેવનઈં એહવી રચના, કીધી કુણઈં ન જાય;
કરઈં કરાવઇ કો હઠી ચઢીઓ, તે મર દૂખીઓ થાયરે–હ. ૯૮

ચક્ર, બાણુ, ગદા નઈં ગુપતી, જીણુ વિણુ ઠાંમ અનેરઈં;
ઉછંગઈં અબલાની મૂરતી, વિષ્ણુ તણુઇ હુઈ દેહરેરે–હ. ૯૯

અનંત ગ્યાની તણું પ્રકાસ્યું, વાસ્તુ શાસ્ત્ર વિચારો;
વિશ્વ કર્મા કહઈં માંનો રાજા, ચઉદ પૂરવનું સારોરે–હ. ૧૦૦

શાસ્ત્ર સુંણિ હરખ્યો જેસંગદે, તત્ત્વગ્યાન ચિત્ત ભાવઇ,
કનક કલસો કરી રાજાઇં, શ્રી જીન ભુવનિ ચઢાવઇંરે–હ. ૧૦૧

## દૂહા.

કનક કલસ રચના કરી, ભવિજન હરખ્યા તિહાંઇ;
સેન લઇ [1]જેસંગ ચઢીઓ, આવ્યો પાટણ માંહિં. ૧

## ચઉપઇ

પાટણમાંહિં આવ્યો જેસંગ, હેમ સૂરિ સ્યું લાગો રંગ;
એક દિવસ જીન મંદીર જીહાં, નેમ ચરિત્ર વંચાઈ તિહાં. ૨
હેમ સૂરિ કરતા વ્યાખ્યાન, બહુ જન સું બઇઠો રાજાન;
એણઇ અવસરિઆવ્યોઅધિકાર, સેત્રુંજ્ય પાંડવ સિધ્યા સાર. ૩
બ્રાહ્મણ ભટ ખમી નવિ શાક્યા, સભા માંહિં તે બાંભણ બક્યા;
પાંડવ પાંચ પહ્યા કેદાર, હેમ ગલી ગયા મુક્તિ મઝાર. ૪
અસ્યું વચન બોલ્યા ભટરાય, સકલ [2]સભામાંહિં સંદેહ થાય;
નૃપ જેસંગદે પૂછઇ ઇસ્યું, કહુ સ્વામિ ભટ કહઇ છઈ કિસ્યું. ૫
હેમસૂરિ બોલ્યા તેણીવાર, ભારત શાસ્ત્રઈ ધરયો વિચાર;
પાંડવનો કાનો ગાંગેય, કુટંબ ઃ ખ દીધી તતખેવ. ૬
એક વચન માહરૂં પાલયો, કુમારી ભુમિ જઈ બાલયો;
જીહારઈ મરણ હુઉં ગાંગેવ, તિહારઈ ઉપાડયો તતખેવ. ૭
લેઇ ચાલ્યા પર્વત નઈ શૃંગિં, વિશ્વાનર જવ મુંકયો અંગિ;
શબ્દ હવો બાલો કુંણ ઠાંમિં, સો ભીષ્મ દહઇઆ એણઈ ઠાંમિં ૮
દાધા પાંડવ ત્રિણિસઈ સાર, બાલ્યા દુર્યોધન હજાર;
કર્ણ તણી નવિ સંખ્યા લહી, અસી [3]કથા ભારથમાં કહી. ૯
હેમસૂરિ કહઈ સુણિ નરનાથ, કુંણ પાંડવની ભટ કહઇ વાત;
જે પાંડવ પાંડુ સુત કહ્યા, તે સેત્રુંજય (ગિરિ) મુક્તિં ગયા. ૧૦

---

૧ જેસંદે, ૨ મનિ વિરમે થાય. ૩ સંખ્યા.

શ્રી સેત્રુંજય પાંડવ બિંબ, નાશક ત્ર્યંબક મૂરતિ અસંખ્ય;
ચંદ્ર પ્રભુ સાજણ પ્રાસાદ, પાંડવ મૂરતિ કરતી વાદ. ૧૧
એણુંઈ વચને હરખ્યો જેસંગ, જૈન [૧]ધર્મનો લાગો રંગ;
રાય કહઈ બંભણિ નવિ લહું, હેમ વચન સાચું સદહું. ૧૨
વિપ્ર કહઇ જેસંગદે સુણો, આદિ ધર્મ નહીં [૨]જૈનજ તણો;
વેદ બાહ્ય અશુચિ મલ ભર્યા, એણુંઈ ધર્મિં કોઈ નવિ તર્યા. ૧૩
બદ્ધ મૂલ નહી એહનો ધર્મ, જીવ ઉગારઇં એહજ [૩]ધર્મ;
ઉંનાં પાંણી પુણ્યઇં પીઇં, વસ્ત્ર [૪]લેઈ મુખિ ઉતર દીઇં. ૧૪
માંગી ખાય રોટી ભાત, શાસ્ત્ર તણી સ્યું જાંણુઈ વાત;
ભણ્યા ગુણ્યા એહનઇં નવિ કહું. હેમ વચન અહો નવિ સદહું. ૧૫
એણે વચનેં ખીજ્યો ભૂપાલ, વિપ્ર નહીં તુહ્મો મૂરિખ બાલ;
નવો ધર્મ કિમ કહોછો મૂઢ, વાસ્તુ શાસ્ત્ર ન માંનો મૂઢ. ૧૬
તેહમાં જીન મંદીરનાં ભેદ, [૫]પ્રથમ તાંતે કરો નિષેધ;
પછઇ ઉથાપો જીનવરનો ધર્મ, કાં મતિ મૂઢ થયા તુહ્મો [૬]ભ્રમ. ૧૭
જેણુંઇં ધર્મિં માગઇં અજ અશ્વ, સોય ધર્મ વિખોડઈ વિશ્વ;
જેણુંઇં ધર્મિં [૭]નૃપ હત્યા કરઈ, તેણુંઇં પુંનિ નર કેહી પરિ તરઈ. ૧૮
કૂર્મ નાગ દાદુર નઇં દમો, યગ્ન કરીનઈ દૂર્ગતિ ભમો;
મંસ ભખો વેષા સંગ કરૂ, તેણુંઇ ધર્મિં કેહી પરિ તરૂં. ૧૯
ખોટો શ્રેય ન કીજઈ જોય, જીહાં હિંસા તિહાં ધર્મ ન હોય;
દયા ભલી જીનશાસન માંહિં, અસ્યો ધર્મ ન દીસઇં કિંહા. ૨૦
દિવસ આતલા ભુલો ભમ્યો; જે હું વિપ્ર વિરોધી નમ્યો;
હિંસા ધર્મ પરૂપઇ જેહ, ભૂપ કહઇ નવિ માનું તેહ. ૨૧

---

૧ સું. ૨ જિન. ૩ મર્મ. ૪ દેઇ. ૫ પહેલુ તમો કરો નિષેધ. ૬ બ્રહ્મ. ૭ નર.

કનકબીજ ભખઈ નર કોઇ, માટી સોનું દેખઇ સોઈ;
તિમ તુહ્મો જગમાં ભુલા ભમો, દયા વિના આલિં ભવ ગમો. ૨૨

તુહ્મે ન જાણો સાર, અસાર, નવિ સમજો કાંઇ તત્ત્વ વિચાર;
જૈન ધર્મ નઈ જો અવગુણો, જીન વ્યાકર્ણ કિમ માંનો ગુણો. ૨૩

હાર્યા પંડિત લાજ્યા તાંમ, હેમ સુરિ વાધ્યા ગુણગ્રામ;
જૈન ધર્મ સાંહમો નૃપ થયો, કુમતિ કદાગ્રહ મનથી [૧]ગમ્યો. ૨૪

ભૂપતિ ધર્મ જાણ્યો જસઇ, હેમસૂરિ મુખિં બોલ્યાં તસઈ;
જો રાજા મનિ હુઈ રંગ, તો વ્યાકર્ણ કરૂં પંચાંગ. ૨૫

રાય કહઇ સાંભલિ મુનિ હેમ, જીમ તુહ્મનઈ ઉપજઈ બહુ પ્રેમ;
તિમ કીજઈ ગુરૂ ગચ્છના ધણી, કીસી સીખ માગો મુઝ તણી. ૨૬

એણે વચને હરખ્યો [૨]મુનિ હેમ, હેમસૂરિ બોલ્યા તતખેવ;
નૃપ જેસંગ કહું તુઝ સાર, કાસ્મીર શારદ ભંડાર. ૨૭

આદિ વ્યાકર્ણ અનોપમ કહું, અષ્ટ પરતી તેણઇં થાંનિકિં લહું;
વેગઈ સોય અણાંવો રાય, જીમ વ્યાકર્ણ કરૂં રચનાય. ૨૮

તવ ભૂપિં તેડયો પ્રધાન, કાજ કહીઉં દેઇ બહુમાંન;
કાસ્મીર દેસઈ તુહ્મો જઇ, વ્યાકર્ણ પોથી લાવો સહી. ૨૯

નૃપ વચને તે હરખ્યો સહી, કાસ્મેર ભણી ચાલ્યો વહી;
આવ્યો જીહાં શારદ ભંડાર, અગર ધૂપ કરી ભક્તિ અપાર. ૩૦

તૂઠી તવ વેગઇં સરસતી, પોથી આઠ આપઈ ભારતિ;
લેઇ વેગઈ આવ્યો પરધાંન, રાજા હરખી [૩]આંપઇ માંન. ૩૧

દીઠી પોથી સુંદર ભાતિ, આપી હેમાચારજ હાથિ;
છોડી પોથી જોઇ જસઇં, હેમસરિ [૪]તિહાં હરખ્યાં તસઇં. ૩૨

---

૧ ગયો. ૨ ગુરૂદેવ. ૩ દે બહુ માંન. ૪ મનિ.

સેવી શારદ કેરાચર્ણ, વલી પંચાંગ કરીઉં વ્યાકર્ણ;
આપ્યું રાજા કેરઇં હાથિ, નૃપ હઇડઇ હરખ્યો બહુ ભાતિ. ૩૩
તેડયાં પંડિત જોસી જાંણ, [1]જોઇવ્યાકર્ણ [2]કરઇઅપ્રમાંણ;
પંડિત કહઇં સાચું તો કહું, જો વ્યાકર્ણ પરિખ્યા લહું. ૩૪
કાશ્મેર અનોપમ દેસ, મૂરખિપણું જન નહીં લવલેસ;
ચંદ્ર કાંતિ મૂરતિ સરસ્વતી, તેજિં ત્રિણિ ભુવન જીપતી. ૩૫
તે દેવીનું ભુવન અખંડ, તે આગલિ જલ ભરીઉં કુંડ;
શાસ્ત્રતણી નર પરિખ્યા કરૂ, [3]તો પુસ્તગ લેઇ જલમાં ધરૂ. ૩૬

દુહા.

એણુ વચને નૃપ ચિંત તો, બુદ્ધિં વિચારઇ તાંમ;
વયર વિના એતાવલી, દીસઇ મચ્છર ઠાંમ. ૩૭

ચઉપઇ.

પાપીનઇં ન ગમઇં પુણ્યવંત, નિર્ધનનેં ન ગમઇં ધનવંત;
નીચ કુલિનર કહીઇં જેહ, ઉંચ કુલીનેં હેલઇં તેહ. ૩૮
મુરખિને ન ગમે મહામતિ, ન ગમે ગણિકાને જીમ સતી;
અચલાને ન ગમઈ આચાર, ન ગમેં કીરપી નઇં દાતાર. ૩૯
ન ગમેં રોગીનેં ભૂખાલ, [4]ન ગમે આલસુ નઇ ઉજમાલ;
સોભાગી નઇં સહુ કો નમઇં, દોભાગી નઇં તે નવિ ગમઇં; ૪૦
મીઠી (સ્વરે) વાણી વિસ્તરઈ, સુર વિહુણો તિહાં ઇર્ષા કરઇં;
કપટી કપટ કરિં જગિમાંહિં, નિઃકપટી નઇં હેલઇં ત્યાંહિં. ૪૧
નિર્લજ હીણુઈ લજાવંત, [5]કાયરનઇ સુરા નવમલંત;
ન ગમઇં બ્રાહ્મણુ મુનિવરનાંમ, વયર વિના એ મચ્છર ઠાંમ. ૪૨

---

૧ જૈન. ૨ કરી પ્રમાણ. ૩ તે પુસ્તક લેઇ તેહમાં ધરો.
૪ નંદે આપીઉ સુનરૂ ઉજમાલ. ૫ કાયરસૂરાને ન મલંત.

દૂહા

મચ્છર ભરીઆ બંભણા, બોલઈ મુખથી ચંગ;
કાગલ પોથી કિમ [1]રહઇ, કરતાં પાંણી સંગ. ૪૩

ચઉપાઇ

નૃપ પૂછાઇં આચાર્ય તણે, વાદી વિપ્ર કિસ્યું મુખિ ભણુઈ;
હેમ કહેં નૃપ વારં મ લાય, પોથી જલમાં મુંકું રાય. ૪૪
તેડયા પંડિત દેઇમાંન, પુસ્તક લેઇ ચાલ્યા પરધાંન;
આવ્યા શારદ દેહરૂં જીહાં, પુસ્તક મુંકયું પાંણી માંહિં. ૪૫
જીમ હંસા સર ક્રીડા કરઈં, તિમ જલ પોથી ઝીલઈ તરઈ;
કાઢી પુસ્તગ જોયું જસઇ, બીનુ કિંહા ન દીસઈ [2]કીસઈ. ૪૬
વિપ્રતણા મુખ ઝંખા થાય, આવ્યા જીહાં બઈઠો સિદ્ધરાય;
બોલ્યા પંડિતનઈ પ્રધાંન, જગમાં સાચું હેમ ગ્નાન. ૪૭
એહવું વ્યાકર્ણ કુંણ જગિં કરઈ, જેહની પોથી જલમાં તરઈ;
કલિકાલઈ એ સર્વજ્ઞ સહી, અસી વાત તિહાં વિપ્રઈ કહી. ૪૮
એણેં વચનેં નૃપ હર્ખ અંપાર, તેડયા શાસ્ત્રતણા લિખનાર;
ત્રિણસઈ લહીઆ જે સાર, ત્રિણવરસતે તિહાં લિખઇઅપાર. ૪૯
સોવન અક્ષર પોથી ભલી, અઢારદેસ માંહિં મોકલી;
વાંચઈ કોપી નાસે રીસ, હરખઈ પુરૂષ હલાવઈ સીસ. ૫૦
સારસ્વત, ઈંદ્રિ અનઈ પાંણિણી, માંન મ વહઇસ્યો તેંહનાતણી;
તંત્રા શાકટાયન વિખ્યાત, તેહના કર્તા જોડો હાથ. ૫૧
ચંદ્રાનઈ જે કંઠાભર્ણ, સોય કવી મમ નાખો વર્ણ;
સવા લાખ હવે પ્રગટિઉં હેમ, તે વાંચીનઈ દુજાં પ્રેમ. ૫૨

---

૧ તરઇ. ૨ તસે.

શાલી [1]વાલિ સરહાં પકવાંન, દીઠઇ ન ગમઇ ખીચડી ધાંન;
ચીર પટોલાં શાલૂ જોતિ, તિહારઇં ન ગમઇ ખાસર પોત. ૫૩

મેરૂ શિખર જે રંગિં રમઈ, દુજા ડુંગર તસ નવિ ગમઇં;
આલઈ મણિ મોતી ભંડાર, ન ગમઇં તસ દુજો દાતાર. ૫૪

હંસઈ માનસરોવર લહિઉં, ન ગમઈ બીજે થાનકિં રહિઉં;
નાગેં પાંમ્યો ચંદન ઝાડ, તો તસ ન ગમઇં ઉંચા તાડ. ૫૫

તિમ એ જગમાં વ્યાકર્ણું હેમ, દીઠઈ ઉપજઈ પંડિત પ્રેમ;
હેમ તણી વાંણી જગિ સાર, અઢાર દેસ હુઉ વિસ્તાર. ૫૬

હેમ હેમ જંપઈ જગિ [2]નાંમ, સિદ્ધરાય બોલઇ ગુણ ગ્રામ;
હેમ રાય અલગા નહીં અંસ, જેહવી પ્રીતિ અછઇ નખમંસ. ૫૭

હેમ વચન સુંણિ તવ રાય, પાપ ભીરૂ જેસંગદે થાય;
આહેડો વાર્યો વાગરી, સાયર જાલ મનઇ તિહાં કરી. ૫૮

વરસઇં કોડી સોનઇઆ માંન, સિદ્ધરાય કરઈ પુણ્યદાંન;
અકર મુંકીઉ મીણલ નામિ, બહુત્તરિલાખ હેમબહુંલડિ ગાંમિ. ૫૯

અકર નવાંનો જે કર થાય, એક સો [3]ગ્રેનું હણ્યાંનું પાપ;
અકર ઉતારઇં તે નર ધન્ય, કોડિ ગાય છોડયાનું પુણ્ય. ૬૦

અસ્યા અકર મુંક્યા બહુરાય, હેમાચાર્ય તણઇં પસાય;
નૃપ સન્મુખ હુઓ જવસાર, હેમસૂરિ તવ કર્યો વિહાર. ૬૧

## દુહા.

વિહાર કરંતો મુનિ તરઇ, તારઇ નરની કોડિ,
શિર રહઇતાં કીરતિ ઘટઇં, સંયમ લાગઇં ખોડિ. ૬૨

---

૧ દાલી. ૨ જગમાંહિં. ૩ ગાય.

## ચઉપઈ.

સુપુરૂષ સોપારી નઈં પાંન, [1]હય વરહાથી નઈં વિજ્ઞાન;
વલી કેવડો જગિ વિખ્યાત, દૂરિ ગયાં શોભઈં એ સાત્ત. ૬૩

## દૂહા.

તેણુઇં કારણિં મુનિવરં વડો, હેમાચારજ જેહ;
મંહિ મંડલિ વિચરઇં સદા, પુરજન તારઈ તેહ. ૬૪

સિંધ સોરઠ નઇં માલવો, દક્ષણ વાગડ દેસ;
હેમ સૂરિ તિહાં વિચરીઆ, ભવિજન દિઇ ઉપદેશ. ૬૫

એણઇ અવસરિ એક દેવતા, આવી કરઇ મધ્ય રાતિ;
અવર દેસ તુહ્મો પરીહરિ, હેમ રહો ગુજરાતિ. ૬૬

તુહ્મનઇં લાભ [2]તિહાં ઘણો, બુઝઇં બહુ નરનારિ;
સુર વચને ગુરૂ આવીઆ, પાટણ નગર મઝારિ. ૬૭

જેસંગ જઈ પાએ નમ્યો, પુરજન હુઓ ઉછાય;
હેમ સૂરિ પાટણિ રહ્યા, ઉત્સવ અધિકો થાય. ૬૮

સિદ્ધરાય હરખ્યો ઘણું, ધન્ય મુઝ ચઉલક : વંસ;
જેણુઈં કુલિ ગુરૂ હેમજ હવો, જસો સરોવર હંસ. ૬૯

વંસ વડો ચઉલક તણો, ભીમદેવ મહારાજ;
દોઇ પુત્ર તેહનઇં હવા, કર્ણું અનઇં ખીંમરાજ. ૭૦

કર્ણું તણો જેસંગ હવો, ખીમરાજ સુત સાર;
દેવ પ્રાશાદજ પુત્ર ભલો, બુદ્ધિ તણો ભંડાર. ૭૧

---

૧ હેમર. ૨ હરખે.

## ઢાલ.

## ઓણીપરિં રાજ કરંત દેશી-રાગ-ગોડી.

તેહનો તિહુયણ પાલરે. ત્રિસુત તેહનઇં;
દોઇ સુતા શીલઈ ભલીએ— ૭૨
જ્યેઠો કુંમરનિરંદરે, બીજો મહીપાલ;
કીર્તિપાલ ત્રિજો સહીએ— ૭૩
પ્રેમલદેવી ધેયરે, જેસંગ સેનાણી;
કૃષ્ણદેવ નઇં તે વરીએ— ૭૪
દેવલદેવી જેહરે, નગરી કાબેરી,
પૂરણરાય નઇ તે વરીએ— ૭૫
ત્રય બંધવ બિ બહઇન્યરે, દેવી કાસ્મેરી;
પંચ [1]ભાંડુ જનમીઆરે— ૭૬
એક દિન કુંમર નિરંદરે, અશ્વઈ તે ચઢયો,
રાજ સભામાં આવીઓ એ— ૭૭
દીઠો હેમ સૂરીંદરે, હઇડઇ હરખીઓ;
પ્રેમ કરી ગુરૂ નિરખીઓએ— ૭૮
ધન્ય જૈન મુણીંદરે, સમતા રસ ભર્યો;
સુમતિ ગુપ્તિ ઋષિ પાલતોએ— ૭૯
દેખી હેમ સૂરીંદરે, રાજા રંજીઓ,
બેઠો પોસાલઈ વાંદવાએ— ૮૦
બઇઠો બિ કર જોડીરે, સુંણતો દેસના;
ચિત્ત ચમકયો અતિઘણુંએ— ૮૧

---

[1] ભાંડર.

વલતું કુંમરનિરંદરે, પૂછઇં સાધુ નઈ,
કવણુ ગુણે નર શોભીએએ— ૮૨
હેમ કહઈ સુંણો રાયરે, નર નઈ સત્વગુણુ;
પરદારા સંગ નવિ કરઇએ— ૮૩
તારામાંહિં જીમ ચંદરે, લબ્ધિ ગૌતમ,
અભયકુમર બુધ્ધિ વડોએ— ૮૪
મંત્ર માહિં નવકારરે, ઋધ્ધઈ શાલીભદ્ર;
ઈંદ્રિ વડો સુરમાં વલીએ— ૮૫
ભૂપતિમાં જીમ રામરે, સીતા સતીયમાં;
પંખીમાં જીમ હંસલોએ— ૮૬
ગઢમાં લંકા કોટરે, ગુણમાં સત્વ ગુણ;
હેમ કહઇ નૃપ જાણીઇએ— ૮૭
બીજો ગુણ નવિ હોયરે, તે એણિનવિ અડઇ;
સત્વગુણે નર શોભીએએ— ૮૮
જેમ એકલડો સીંહરે, ન સહઇ [2]નાગનઈ;
સત્વ ગુણઈ વનમાં ફિરઇરે— ૮૯
જીમ એકલડો સૂરરે, ટાલઈ તિમીરનઈ;
ગગનિ મંડલ કરઈ ઉજલુરે— ૯૦
મોટા પર્વત પોઢરે, વજ્ર તે નાંનડું;
[3]સ્વયં ડુંગર ચૂરતોએ— ૯૧

## કવિત.

ઘણા મ જણી કામિની, સીહણી સીહ એકજ જાઇ;
આવઇ નહીં કો ઢૂંકડો, પસુ, નર, નાગ, પલાઈ.

---

૨. ગામ. ૩. સત્વે.

લુંડણિ જાઇ લાખ, તોહઈ પરસેન ન ઠેલઈ;
જે વનમાં એક સીંહ. તિહાં કો પાય ન મેલ્હઈ.
તે માટઈ કહું કામિની, સત્વ સહીત જણિ એક.
સહસસ્યું સાંહમો ભિડઇ, કરઇ સો કાંમ અનેક. ૯૨

## ઢાલ–પાછલી.

સત્વ હિણા નર જેહરે, લેખઈ નવિ ગુણું;
જો ગુણ બીજા અતિ ઘણા એ— ૯૩
કાયા વિન જીમ હંસરે, તરૂઅર ફલ વિના;
વારિ વિના જીમ જાન્હવીએ— ૯૪
વર વિહુણી જીમ જાંનરે, વેણા તુંબ વિના;
પુરૂષાતન વિણુ નર કિસ્યોએ— ૯૫
ચંદ્ર વિહુણી રાતિરે, હસ્તી વિણુ દંતી;
યોગ વિના યોગી જસ્યોએ— ૯૬
લુંણ વિના જીમ અન્નરે, [1]નૃપ સેન વિના;
કાજલ વિણુ જીમ આંખડી એ— ૯૭
દેવલ દેવ વિનાયરે, ગુણ વિણુ ગચ્છ જીસ્યો;
આવરી ખીર વિના [2]જસીએ— ૯૮
તિમ સત્વ હીણો જેહરે, નર નવિ શોભીઈ;
કાજ ન સીઝઈ તેહથી એ— ૯૯

## દૂહા.

સૂર સુભટ ભલ પંચ જણ, કાયર સોં પંચાસ;
નિસત્વ લક્ષ લેખઈ નહી, સૂરો એકજ ખાસ. ૧૦૦

---

૧ નરપતિ. ૨ કસીએ.

## ચઉપઈ.

કથા કહું તુમ્હ સૂરા તણી, સુંણુયો નર પંડિત જે ગુણી;
હસતીનાપુર પાંડવ વસઇ, યગ્ન કરેવા મન ઉલ્લસઈ. ૧
પ્રથમ અર્જુન બલીઓ જેહ, રાય યુધિષ્ઠિર તેડયો તેહ;
રે બંધવ તું થઇ પ્રસન્ન, આંણિ કુંમારં ઇહાં સોવન્ન. ૨
બંધવ વચને હરખ્યો સહી, ચાલ્યો અર્જુન વેગઈ વહી;
સેતુબંધ રામેસર જીહાં, વેગઈ અર્જુન આવ્યો તિહાં. ૩
એણુંઇઅવસરિએક કૌતુગ થાય, અડકયો રથ આઘો નવિ જાય;
ચિહુંદસિ ચતુર નિહાલઇ ગોધ, કાષ્ટ પાષાણુ ન દીસઇ રોધ. ૪
સૂક્ષ્મ નજરઇ જોયું જસેં, વારતાં તોઉ દીઠઉ તસઇ;
ઉંદિર એક દીઠો અનુકૂલ, તેહનઈ પૂછઇ તાંનુ મૂલ. ૫
હઇઈ વિચારઇ અર્જુન વીર, સલા તરી જે સાયર નીર;
તે મહિમા નવિ પાંણીપાહાણ, સોય શક્તિ નૃપરામ સુજાંણ. ૬
સોય દ્રષ્ટાંત મિલ્યો તે ખરૂ, નવિ રૂંધઈ તાંનૂ ઉંદરો;
દેવ, દાનવ, યક્ષ, ગોધા જેહ, પ્રતિગ થઇ બોલ્યો તેહ. ૭
ઉંદિર ટલી હુઓ હનુમંત, મધુર વચને બોલ્યો ગુણવંત;
રે અર્જુન તું જાઈ કિંહાં, નૃપ રામઇ મુઝ મુંકયો [1]ઈંહાં. ૮
જેણુંઈ રામિં માર્યો રાવણો, લોહ સંગ્રામ હવો અતિઘણો;
તેણુંઇ રામિં ઇહાં બાંધીપાજ, અવર પુરૂષ [2]ઇહાં જાવું તાજ. ૯
વેગઈ બોલ્યો અર્જુન ધીર, સાંભલિરે તું હનુમંત વીર;
મઇં જાવું સકહી એણુંઇ પંથિ, સોવન લેવું સહી એકાંતિ. ૧૦
તઇં પણિ સેવ્યો ઠાકુર રાય, તો કિમ છડેસ યગ્નહકાંમ;
પુણ્ય કાજીં તુહ્મો પણિ કરો, ક્રોધ કાંલીં દૂરિ પરિહરો. ૧૧

---

૧ અહિં. ૨ જાવા ત્યાહાં ત્યાજ્ય.

પદમપુરાંણઇંકહિઉં છઇએમ[1] કરઇ કરાવઇ અનુમોદઇ [2]જેમ;
સાહાય્ય દિઇ તસ સરિખું પુણ્ય, કૃષ્ણઇં મુખિં [3]સુંણિઉં કાંનિ. ૧૨
તવ બોલ્યો કપિ કેરો નાથ, સાંભલિ અર્જુન પાંડવ ભ્રાત;
જો તાહરે કંચનસું કાજ, બીજી વાટઇં જા માહારાજ. ૧૩
અર્જુન કહઇં સુણિ પવન પુત્ર, હવઇ કહુ તુઝ છેલો ઉત્ર;
[4]સઇંઇહિંજાતું સુણિ કપિરાજ, કહઇ તો બાંધું બીજી પાજ. ૧૪
ઉઠીઓ અર્જુન સુભટ સુજાણ, [5]ખીજ કરઇં બહુ મુકે બાણ;
પરિખ્યા કારણિ. તિહાં હનુભૂપ, સાત તાડ તિહાં કરઇ સરૂપ. ૧૫
પાજ ઉપરિ પડીઉ ઉછલી, બાંણ પાજ વાંકી નવિવલી;
સકલ કલા સત્વ દીઠું જસઇં, કરજોડી હનુ બોલ્યો તસઇં. ૧૬
સ્વામી તિહાદઇં કનકઇં કાંમ, કવણ કાર્ય કરઇ સંગ્રામ;
લિઇ સોનું તુઝ આપું [6]ભરી, મઇં સત્વ જોવા પરિખ્યા કરી. ૧૭
કંચન લેઇ પાછો વલ્યો, આવી રાય યુધિષ્ઠિર મલ્યો;
સોવન દીધું બંધવ હાથિ, સુભટ પ્રસંસઇ તે બહુભાતિ. ૧૮
ધીર્યવંતના સહુ ગુણ ગાય, એકલઇં સત્વઇં કાંમ ન થાય;
વાઘ સીંધ ગજ બલીઆ બહુ, પશુઆં નાંમ ધરાવઇં સહુ. ૧૯
એકઇં પઇડઇ રથ નવિ ફિરંઇ, એક કરિં બાટી નવિ કરઈ;
એકહાથિ કિમ [7]લણવું થાય, એક પગઈ કિમ ચાલ્યો જાય. ૨૦
જો નરનારી મિલઇ સુસંગિ, તો [8]સુત સુંદર ઉપજઇ અંગિ;
તિણ સત્વગુણ પરદારા શીલ, જીહાં જાય તિહાં પામઈ લીલ. ૨૧

**દૂહા.**

પરનારી નર જે તજઇ, તસ ધરિ જય જયકાર,
પરદારા સંગ જે કરઇ, તે [9]નર થયા ખુઆર. ૨૨

---

૧ એહ. ૨ તેહ. ૩ મ્હેં સુણયું એમ. ૪ મેં. ૫ પાજ કરઈ. ૬ વણવું. ૭ તો સુત ઉપજે સુદર. ૮ હુઆ. ૯ પચે તે નર.

## ઢાલ.

## આખ્યાનની. રાગ રામગિરિ.

પરદારાસું પ્રીતિ કરંતાં, કંઠ છેદન થાય,
રોરૂ નરગઇં તે પડઇં, ઇમ [1]શાસ્ત્ર બોલઇ ન્યાય. ૨૩
આગઇ તો અહિલ્યા સંધાતિ, ઇંદ્રિ પામ્યો મોહ;
સહસ ભગ પોતઇં હવો, અસુચી વહીઈ મોષ. ૨૪
અમર ગુરૂની અંગનારે, જઈ [2]હરિ લાવ્યો ચંદ;
દિન દિન કલા તે ખિણ પામ્યો, હવઉ પોતઇં મંદ. ૨૫
રવિધરણી કહઈ રોહિણી, કુણ દૂખ છઇ મનમાંહિ;
તુઝ પીઉ અમૃત શ્રાવીઓ, તું દુબ્બલ કાંય. ૨૬
રોહણી કહઈ રવિ ધરણી,સુંણો, મુઝ પીઉ કલંકી હોય;
એક દિવસ સાજો માસમાં, તેણુંઇ કારણ દૂબ્બલિ જોય; ૨૭
રાંમ ધરણી સાધવી, દસકંધર લાવ્યો પાસ;
સર્વ સેના કુટુંબ સાથિં, નેઠિ પામ્યો નાસ. ૨૮
સતી શિરોમણિ દ્રુપદી, કૈચકંઇ કીધું જોર;
સો ભ્રાત અગનિ બાલીઆ, પામીઆ વેદન ઘોર. ૨૯
નૃપ મણિરથની મતિ ગઇ, જેણઇં કર્યું પાતિગ કાંમ;
સ્ત્રી કાજી બંધવ મારીઓ, તેણઇ વંસ કીધો સાંમ. ૩૦
ચંડ પ્રદ્યોતન ચૂકીઓ, સહુ મૂઢમાંહિ મોટ;
મૃગાવતી નઇ કારણિં, જેણઈ ચણાવ્યો કોટ. ૩૧
ષટ યોધ રમતા વનિ ગયા, પરદાર કીધી પ્રીતિ.
અર્જુનઇ આવી તે હણ્યા; સો નરગ પાંમ્યા નીઠી. ૩૨

---

૨ ઇમ શાસ્ત્રે બોલાય. ૨ જઇ લાવ્યો હરિચંદ.

## દૂહા.

છઈ પુરૂષ નરગઇં ગયા, લાગુ પરતગિ પાપ;
તેણુઈં કારણિ પરસ્ત્રી તજો, વારૂ આતમ આજ. ૩૩

કાચઇં તાંતણે ગાંઠડી, તિમ પરનારી નેહ;
સહગુરૂ કહઇ નર બાપડા, સીદ વિડંબઇ દેહ. ૩૪

કાચઇ કુંભઇ વારિ જીમ. તિમ પરનારી નેહ;
સહગુરૂ કહઇ નર બાપડા, સીદ વિડંબઈ દેહ. ૩૫

તડકઈ છાહઉ તાડનો, તિમ પરનારી નેહ.
સહઇગુરૂ કહઇ નર બાપડા, [1]સીદ વિડંબઈ દેહ; ૩૬

તરસ્યાં પાણી ખાર જલ, સું સુખ પાંમઈ દેહ;
ઋષભ કહે નર ચેતજો, ત્યજ પરનારી નેહ. ૩૭

## કુનીઆ.

પરનારીસું જીઉકે ચિન્ત ન લાઇઇ;
જો ચિન્ત લાગુ હોઈ તો નચિંત ન જાઇઇ;
જો નિત જાણ્યા હોઇ તો નિંદન સોઇઇ;
કુનિહાહા બાઇ, કબહી પડિઇ પાસિતો;
મસ્તગ ખોહીઇ. ૩૮

ઋષભ કહીઈ નવિ કીજીઈ, પરનારીસું નેહ;
મુંજ સરીખો રાજીયો, બહુ દુઃખ પામ્યો તેહ. ૩૯

રંભ જસી ધરી અંગના, [2]કરઈ હાવસુભાવ;
ત્રુહઇ પરસ્ત્રી પેખતો, નીચો [3]જાતિ સભાવ. ૪૦

શીતલગુંણ નવિ શશિ તજઈ, ઉષ્ણતા ન છંડે ભાણ;
કવિ કહઇ બિ સાથિં જસઈ, એક પરગતિ નઈં પ્રાણ. ૪૧

---

૧ કાંઇ. ૨ કરતિત્વ. ૩ જીવ.

## કવિત્વ.

સ્વાંન કરઇ લઘુનીતિ, પાય પણિ ઉંચો એકહ,
વસ્ત્ર ન ભીજઇં કેણિ, સોય મણિ પ્રકૃતિ વિશેષઇ,
માખી હાથ ઘસંત ઉંટ મુખ ઉંચું રાખઈ,
છંડી નાગરવેલી, કંટક બાઉલડો ભખઈ,
સુઈ ચાટઇ આંગુલી, કાગ વિટાલઈ કુંભ નઇં,
મુનિ હેમ કહઇરે ગુણીયણો, શીખ ન લાગઇ સહઇ જનંઇ. ૪૨

## દૂહા.

[1]શીખ તણુઇં સહજ જનહી, જીમ મલ ચરતિ ગાય;
અંબા મધ્ય રહઈ ગોટલી, તુહઇ કશા ન જાય. ૪૩

તિમ નીચા નર નઇ વલી, દીજઇ બહું ઉપદેશ;
પરસ્ત્રીથી [2]નવિ વેગલો, છંડઇ નહીં લવલેશ. ૪૪

પરદારા જસ વલ્લહી, તે સુખ સેજ્જ ન હોય;
પરનારીથી વેગલા, તસ ઘરિ લિલા હોય. ૪૫

## ચઉપઇ.

કલિ કાલિં સોની સંગ્રામ, શીલઈ અંબ ફૂલ્યો અભિરાંમ;
માગ્યો મેહ વૂઠો અતિગણો, જોયો મહિમા શીઅલજ તણો. ૪૬

સતી સુભદ્રાની સુંણો વાત, જેહનો જગિ જાણેં અવદાત;
કૂપ ચાલણિ તાંતણે તોલી, છાંટી નીર ઉઘાડી [3]પોલી. ૪૭

નારદ વેઢી લગાવઇ ઘણી, એ પરતગિ છઇ આતમતણી;
તોહઇં મોક્ષ ગયા તસ ગુણોં, જોયો મહિમા શીઅલજ તણો. ૪૮

---

૧ સેહિજતણુઈ સીખજ નહીં. ૨ નહી. ૩ કાદૂ.

શીલઇ રહી અંજના સુંદરી, તો વનદેવઇં રક્ષા કરી;
સીહ તણું સંકટ તસ ટલ્યું, શિલ શિરોમણિ તે [1]વેગઇ ફલ્યું. ૪૯
કલાવતીનું સીઅલજ જોઇ, ભુજાઇં પાંમી જગિ [2]જોઇ;
નદીપૂર તે પાછું વલ્યું, શીલ શિરોમણી પ્રગટ ફલ્યું. ૫૦
રામચંદ્ર ઘરિ સિતા જોહ, અગનિ કુંડમાં પઇઠી તેહ;
વિશ્વાનર ફિટી જલ થયું, જનક સુતાનું નામજ રહ્યું. ૫૧
વંકચૂલ વનિ મોટો ચોર, વ્રત ચઉથું તેણે લીધું ઘોર;
કારણુપણઇ તેણઇં રાખ્યું શીલ, રાજ ઋદ્ધિ બહુ પાંમ્યો લીલ. ૫૨
શેઠ સુદર્શણ શીલઈં રહ્યો, સૂલી ફિટી સિંઘાસણ થયો;
કહીઆરૂ નવિ શીલઈ ચલ્યો, રાજ રૂદ્ધિ તેણઇં પુણ્યઇં મિલ્યો. ૫૩
અસ્યાંવચન [3]ગુરૂ હેમઇં કહ્યા, કુંમરનિરંદઇં તે સદ્દહ્યાં;
ઉઠી બંઈ કરજોડી કરી, પરદારાની અગડજ કરી. ૫૪

## દૂહા.

પરનારી તેણઇં પરિહરી, છબીઆ ગુરૂના પાય;
અતિ આણંદિઇં ઉઠીઓ, નૃપ નિજ [4]નગરઇં જાય. ૫૫

## ઢાલ

## ઇસ નગરીકા વણજારારે-એ દેસી-રાગ કેદારો.

એણઇં અવસરિ જેસંગરાય, નૃપ હઇડઈ ચિંતા થાય;
[5]રાતિ દિવસ તે દોહેલઇ જાય, નૃપ કરતો કોડિ ઉપાય. ૫૬
નૃપ પુત્ર વિના બહુ ઝૂરઇં, ભટકઇં બાજઇં અણુસૂરઈં;
હોઈ પુત્ર પુણ્યઈ [6]તેઅ, નવિ લહીઇ શ્રેય અધૂરઇ. ૫૭

૧ પ્રગટ. ૨ દોઇ. ૩ મુનિ. ૪ મંદિર. ૫ દિન રાતિ દોહિલઈ. ૬ અંકુરઇ.

જો કનક તણો આવાસ, માંહિ રત્ન તણા થંભ ખાસ;
પણિ પુત્ર નહી એક સારો, તુહઇ તે ઘર ગ્રુપ વિચારો. ૫૮
ઘરિ બંધવ બહઇની સાર, અતિ પોઢો બહુ પરિવાર;
એક પુત્ર ન સારો લહીઇં, તેહનઇં સદા એકલડો કહીઇં. ૫૯
ખરાં દીપ રત્ન અજૂઆલું, ઘરિ દીવા કોડિ નિહાલું;
તુહઈ પણિ ઘરિ અંધારૂં, બાલિક નહી એક સારૂં. ૬૦
ઘરિ રત્ન કનક મણિ મોતી, બહુ લક્ષ્મી લીલા સહોતી;
તોહઈ પણિ નિરધન નાંમ, ઘરિ પુત્ર વિના સ્યા દાંમ. ૬૧
ઇંમ ચિંતઈ મનિ મહારાજ, વિણુ પુત્ર કિસ્યું મુઝ રાજ;
હવઇં લોપી મનથી લાજ, આવી બઇંઠા જ્યાહાં હેમરાજ. ૬૨
નૃપ પૂછઇ ગુરૂને તહીય, માહરાઈ પુત્ર અછઇ કંઈ નહીય;
મુઝ રાજધણી કુંણ થાસ્યઇં, ગુરૂ બોલ્યા મન ઉલ્હાસઈં. ૬૩
ગૂરૂ [1]સમરી અંબા દેવી, તે તો આવી પાય નમેવી,
ગુરૂ પૂછી વાત કહેવી, વલી અંબા ગુરૂ પદ સેવી. ૬૪
ગુરૂ હઇડા માંહિ સુરંગ, તવ તેડયો નૃપ જેસંગ;
તાહરઈ પુત્ર નહી મહારાજ, લેસ્યે કુંમરનિરદહ [illegible]રાજ. ૬૫
હુઓ સબલો મનિ વિખવાદ, રાઇં વલતો ન કાઢયો સાદ;
ઘરિ આવ્યો જેસંગરાય. તેડયા પંડિત બહુ તસ ઠાય. ૬૬
કહો પડિત હોસ્યેં પુત્ર. કિમ રહઇસ્યેં મુઝ ઘરિ સૂત્ર;
વેગઇં આપો મુઝનઇં ઉત્ર, મમ બોલયો કાંઇં ઉત્સૂત્ર. ૬૭
બોલ્યા જોતિષી કરીઇં વિચાર, તાહરઈ પુત્ર નહીં નિરધાર;
રાજ લેસ્યઇં કુમરનિરંદ, મમ કોંપીસ તું નરઇંદ્ર. ૬૮

---

૧ સેવી.

નૃપ અતિ શોકાતુર જાણી, એક પુરોહિત બોલ્યો વાંણી;
સ્વામી કહણુ આ મ્હારૂં કીજઇં ગંગાથી જલ આંણી જઇં. ૬૯
પગિ અણુંહાંણું નઇં પાલાં, લેઇ ગંગા જલ સુકુમાલા;
જઈ સોમેશ્વર નઇં પૂજો, નવિ દીસઇ ઉપાય દૂજો. ૭૦
અરથી સાંસાં ન કરઇ કામ, જલ પાજ બંધાવઈ રામ;
નાચ્યો ઇશ્વિર મુંકિ માંમ, અરથી જેસંગ ચાલ્યો તામ. ૭૧
આવ્યો સોમેશ્વર જીહાં ઇસ, પૂજી રાય નમાવઇ સીસ,
આપો પુત્ર ભલો તજી રીસ, મમ જૂઉ લિખ્યું જગદીસ. ૭૨
ષટ્ મહીના પૂજઇં જગદીસ, પછેં અંતિ બોલ્યા ઇસ,
રાજાસું પડિઓ ભત્રિં સહી, પુત્ર નહીં તુઝ કર્મઇં. ૭૩
વલી શબ્દ કહું તુઝ આજ, લેસે કુંમરનિરંદહ રાજ,
એણે વચને રાજા રૂઠો, તું ઇસ થઇ સું બઇઠો. ૭૪

## કવિત્વ.

વિગતઇં ભૂલ્યો વિશ્વંભર, લંક ન દીધું નારી,
લંક આપ્યો સીહનઇં. વસઇં વગડઇં મંસ આહારી,
ન ફલી નાગરવેલી, ફલ તાડને દીધાં,
નયન તુછસુ નારી, લોચન મૃગનઈં દીધાં,
સ્વર ન દિધો શુક વચન, કંઠ કોકિલા કીધું તુઝ;
નૃપ જેસંગ એણીપરિ ઉચરઇં, ઠામિં ઠામિં ભૂલ્યો ચતુર્ભુજ. ૭૫
ચતૂર્ભુજ (તું) અતિ ચૂકીઓ, રંગ અતિ ગુંજા દીધું;
અમલ ચિહર ઇજલા, કેવડઈ કાંટો કીધો.
આપુ (તે) અંધ પાંગલા, ભૂપતિ અમરાં થોડો;
જાસ રંજીઇ અસવાર, તાસ લેઇ કીધો ઘોડો.
સુપ દીધઈ ઈદ્રિ વારણાં, તો ઉદરઈ કડૂઉ કાંકરિઉં;
કહઈ જેસંગ વિસંભરાં, (તે) ગુણવંતાંઇ ગુણ હર્યો. ૭૬

વિસંભરા વેયાં નહીં, તો અંતર એવડું કીધું;
પ્રેમલ બહુલાં પુષ્પ, તાસ તો ફલહ ન દીધું.
ફલઈ અંબઇકિદા, સદા ફલે નાલીઅરી;
કોહલામાં કલીયો નહિ, ગોટલઈ ગુંથીજ ફેરી.
કનક દીધું કૃપણાં, દાતા દુબલ સરજીય.
નૃપ જેસંગ એણીપરિ ઉચરઇ, તાહરી લીલા કુંણ લહઈ. ૭૭
સોવન ન કીધું સુગંધ, વાસના એકજફૂલ આપી;
અવર વૃક્ષ જીવઇ ઘણું, કેલિ તો નાંખે કાપી.
હરિ વલ્લભ જે ભક્ત, રસના એક તસ આલી;
શેષનાગ જે સાપ, તાસ મુખિ સહસ લેઈ ઘાલી.
મૂરખ દીધી સુંદરી, ચતુર ઘરિ સંખની સારઇ સહી;
નિરધનકું બહુ બાલ, જેસંગ ઘરિ એકઇ નહી. ૭૮

## ઢાલ પાછલી.

એણે વચને ઇશ્વર લાજ્યો, દૂખ નૃપનો અંશ ન ભાંજ્યો;
લિખ્યું મઇ નવિ લોપાય, વિણુ અક્ષર દીધું ન જાય. ૭૯
હુઈ જેહનઇ જેહવું કર્મ, આપઇ તેહને તેટલો ભ્રમ;
જગમાં એક સાચો ધર્મ, મૂર્ખ જન લાગો ભ્રમ. ૮૦
તુહ્મો ધર્મ વિના કિમ પાંમો, જૂઓ નિરધન વિપ્ર સુદામો;
તેણે વિપ્રે દાંનજ દીધું, તેહનું ફલ પરતગિ લીધું. ૮૧
હરિ વિક્રમ સરિખા જેહ, કરમિં દૂખ પામ્યાં તેહ;
દેવ, દાનવ નઇ યક્ષરાય, પુણ્ય ખૂટતઇં દૂખીઆ થાય. ૮૨
જે સગર સરીખો રાય, સુત સાઠિ હજાર કહઈવાય;
એક વેલા મરણુજ થાય, કીધાં પાપ કર્મ નવિ જાય. ૮૩

## કવિત્વ.

કરમિં રાવણ રાય, રાહ ધડ સબ ગમાયો,
ઈશ્વર સરિખો દેવ, સોય ભિલડી નચાયો,
કરમિં નલ હરિચંદ, ચંદ કલંકહ પાયો,
પાંડુ સુત વનિ પેખિ, રાંમ ઘરણિ હુઓ વિયોગ.
મુંજ મગાયો ભીખ, ભોજ ભોગવઇં ભોગ,
ઇંદ્ર અહિલ્યાઈ સુ રાચિયો, બ્રહ્મા ધ્યાંનઇં [1]ચુકયો,
ઋષભ કહઈ રાય રંક, કર્મિં કો નવિ મુંકીયો, ૮૪

## ઢાલ પાછલી.

તુઝ જેસંગ કર્મ અસાર, તાહરઇં પુત્ર નહી નિરધાર;
ઘણુ [2]ખેદાણો નૃપ આપ, સહી પૂર્વ ભવનું પાપ. ૮૫
અસ્યું રાય વિચારી આવ્યો, સહું પુરજન લોક વધાયો.
નૃપ મંદિરમાંહિ સિધાવ્યો, ઘરનારી નાહ બોલાવ્યો. ૮૬
નૃપ રૂદન કરંતો ભાખઇં, રાજ પૂત્ર વિના કુંણ રાખઇં;
સુતતો [3]નવિ જેસંગ કર્મિં, અસી વાત કહી ઇસિ ભ્રમિં. ૮૭
નૃપ વચને ઝૂરઇં રાંણી, સુત પાખઈ ઋધ્ધિ મલાણી;
એક પુત્રી હુઈ જો કાંણી, તેહજ તુહ્મ કૂલ સૂપરાણી. ૮૮
કિસ્યું અંધલા કેરૂં ધાયું, કિસ્યું બહિરા પુરૂષનું ગાયું;
કિસ્યુ ઢીંકુઆ કેરૂં પાયું, કિસ્યું વૃધ્ધ પુરૂષનું જાયું. ૮૯
કિસ્યું કુડી બદામનું નાંણું, કિસ્યૂં કૂકસા કેરૂ ખાણું;
કિસ્યું ગાડરનું દુઝાણું, કિસ્યું ભુંડણી કેરૂં [4]વિહાણું, ૯૦
તિમ પુત્રી જાઈ માહું, તુહ્મઇ વાંઝી કલંક નાહું;
તજી સંયમ મંદિર રહઇણું, તિસું વાંઝીઅડાનું મહઇણું. ૯૧

---

૧ ચુકાવીઓ, ૨ ખેદ પામ્યો. ૩ નહિં. ૪ વ્યાણું.

### દૂહા.

વાંઝિ પુકારઇ થલિ ચઢી, હું કાં જનમી માય;
પુત્ર ન હીંડોલ્યો પાલણુંઈં, વહુઅ ન લાગી પાય. ૯૨
મંદિર મોટાં ધન ઘણાં, હાથી લક્ષ પ્રમાણ,
જસ ઘરિ બાલક નવિ રમઈ, તે ઘરિ સદા મસાંણ. ૯૩
મંદિર સુનાં બાલ વિણ, સુતથી વંસ ફલંતિ;
સુત હીણું ઘર જેહનું, તે કુલ સહીજ ગલંતિ. ૯૪

### કવિત.

દાંન વિલંબઇ ગલઇ, ગલઈ સહઇ કાજ પ્રમાદિં;
મતિ વિના પંડિત ગલઇ, ગલઇ મુખ લજજ વિવાદઈં;
લોભિંઈં ગુણહ ગલઈ, ગલઇ પુણ્ય અસતિઇ દાતા;
પંડિત મૂરખમાં ગલઈ, ગલઇ તપ માયા ચિંતઇ,
સ્ત્રી સંગિં શિઅલજ ગલઇ, દૂરિ ગયા નેહજ ગલઇ;
કવિ ઋષભ કહઇરે ગુણીઅણો, પુત્ર વિના તિમ કુલ ગલઇ. ૯૫

### દૂહા.

દીપક જીમ વલી તેલ વિણ, સેન વિના જીમ રાય;
પુત્ર વિના ઘરિ તે તસ્યો, ખીર વિના જીમ ગાય. ૯૬

### ઢાલ.

મુનિવર મારગિ ચલંતાં—એ દેશી.

સ્નેહ વિહુણું સું રૂસણું, ગઢ વિહુણી પોલી;
પ્રેમ વિના જેમ પ્રીતડી, મન મલઈ અંઘોલી. ૯૭

પુત્ર વિના ઘર તે તસ્યો, જીસ્યો લૂખો ગ્રાસ;
સુત વિણુ તેહવો જાંણુયો, જેહવો સંસારનો વાસ. ૯૮
બાલિક વિણુ જીમ પારણું, કાલ વિહુણો મેહ;
સંપતિ વિણુ જીમ પાહુણો, ગય યોવન નેહ. ૯૯
યોગ વિના યોગી જીસ્યો, મન વિહુણું ધ્યાન;
ગુરૂ વિણુ ગચ્છન શોભીઇ, વર વિહુણી જાન. ૧૦૦
દાતા વિણુ જીમ યાચકા, પ્રાંણુ વિહુણી દેહ;
પૂત્ર વિના ઘર તે તસ્યો, ભાખઈ જેસંગ એહ. ૧
ફુલ વિહૂણો તરૂઅર જીસ્યો, ચંદ્ર વિહુણી રાતિ;
ગુણુ વિણુ નામ ન શોભીઈ, પોત વિહુણી ભાતિ. ૨
લુંણુ વિહુણી રસવંતી, ધન વિહુણું હાટ;
ગયવર દંત વિના જસ્યો, સૂત્ર વિહુણો પાટ. ૩
કાજલ વિણુ આંખો જસી, પરિમલ વિહુણા ફુલ;
ગતિ વિણુ હયવર નહીં ભલો, તે નવિ પાંમઇ મૂલ. ૪
પુરૂષાતન વિણુ નર કિસ્યો, વેદ હીણો બંભ;
દેવલ દેવ વિના કિસ્યો, વિણુ શીલઇ રંભ. ૫
પંખ વિના પંખી જીસ્યો, સરોવર વિણુ હંસ;
પુત્ર વિના તે કુલ તસ્યો, નવિ શોભઇ વંસ. ૬

દુહા.

વંસ ન શોભઈ સુત વિના, સુત વિણુ સ્યો પરિવાર;
નૃપ જેસંગ ધરિ નારિસું, કરતો કોડી વિચાર. ૭
યોગી જંગમ જે ગુણી, પંડિત [1]જે પ્રધાન;
એક પુત્ર જો મુઝ દિઈ, આપું સકલ નિધાન. ૮

---

૧ તે.

શૈવ સંન્યાસી બાંભણા, મંત્ર તંત્ર ના જાણુ;
એક પુત્ર જો મુઝ દિઈ, આપું રાજસહાંણ. ૮

કોડિ ઉપાય નૃપ કરઇ, પણિ નો હુઇ એક બાલ;
તાંમ વિચાર વાંકો કરઇ, કુંમતિ ભજઈ ભૂપાલ. ૧૦

અઠોતરસો બુદ્ધિ વસઈ, રાવણ તણઈ કપાલ;
એકઈ બુદ્ધિ ન ઉકલી, [1]તેહનઇ ઢીટણ કાલ. ૧૧

ભણ્યો ગુણ્યો જેસંગદે, ઉંધો કરઇ વિચાર;
મારૂં કુંમરનિરંદનઈ, જીમ સૂત દિઇ મહારાજ. ૧૨

## ચઉપઇ

સ્વારથ ભૂત પાપી સંસાર, લોભીઇ પાતિગ કરઈ અપાર;
લોભઈ ભરત બાહુબલિ ભિડઈ, લોભિં કંસ પિતાનઇ નડઈ. ૧૨

કનકકેતુ મારઈ નિજ પુત્ર, જાણ્યું લેસ્યે મુઝ ઘરસૂત્ર;
લોભ લગઈ સુરપુરી કુમાર, [2]હણ્યો પિતા તેણે નિરધાર. ૧૪

કોણી રાજા લોભી થયો, પિતા હણી નઇ [3]નરગિ ગયો;
સૂભૂમરાય ચક્રી નર જેહ, અતિ લોભઈ દૂખ પાંમ્યો તેહ; ૧૫

સ્વારથ ભૂત દીસઇ જગસૂત્ર, કાંમેં ચુલણી મારઇ પુત્ર;
કાંમિંઇ લોક હુઈ વલી અંધ, ભૂપતિ મરાવઈ કુંમરનિંરદ. ૧૬

કિમ પોયણિ ઉગઈ પાષાણિ, કિમ સુપુરૂષ વંછઇ પરહાંણિ;
કિમ સોનઇવલી લાગઇ સાંમિં, કિમ રહઇ મુનિવર એકઈ ઠાંમિં. ૧૭

કિમ અમૃત થાય વિષ રૂપ, કિમ દેખતો ઝંપાવઈ કૂપ;
કિમ અવધૂત વંછઇ મનિ લીલ, થૂલિભદ્ર કિમ છંડઈ શીલ. ૧૮

---

૧ આવ્યો, ૨ તેણે પિતા માર્યો. ૩ દુર્ગતિ.

મણિધરનઈ માથઈ મણી જેહ, શારંગ નાભિ કસ્તુરી જેહ;
નાગદત્ત વાધણી વનિ થાય, જીવંતાં દોહી કિમ જાય. ૧૯
કિમ પૃથ્વી હાલઈ જગિ મેર, કિમ [1]દિનકરથી હુઇ અંધેર;
ઘણો ઉપાય જેસંગદે કરઈ, કુમારપાલ [2]કિમ માર્યો મરઈ. ૨૦
જેસંગ કોપ કરઇ અદ્દભુત, બહુ તેડયા પોતાના દૂત;
જાઓ વેગઈ વીટો દઇથલી, કુમારપાલકુલ નાંખો દલી. ૨૧
ધાયા સૂર સુભટ મહાબલિ, વેગઇં જઇ વીંટી દઇથિલી;
માર્યો રાજા તિહુયણપાલ, કુંમારપાલ નાઠો સમકાલિ. ૨૨
ન્હાઠો આવ્યો પાટણમાંહિં, ખબર ખોજ લહી નૃપ તિહાં;
બહુ કોપ્યો જેસંગ નરનાથ, કારણ વિના નૃપ કરતો ઘાત. ૨૩

ગાહા.

તંનત્થી ઘરં, તંનત્થી દેવલં; રાવલં પિતં નત્થી;
જેણે અકારણિ કુવિયા, ખલા દોતિન્નિન હુંતિ. ૨૪

દૂહા.

કારણ વિના કોપઈ અસંખ્ય, કારણ કોપ સંખ્યાય;
કારણિ પડીઇ કોપ નહિ, તે [3]વિરલા ઋષિરાય ૨૫
કારણ વિના કોપે સહિ, હુઓ અસંખ્યા પાંતિ;
તો દુઃખ મનમાં સું કરૂં, કાઢું મનની ભ્રાંતિ. ૨૬

ચઉપઇ.

મનની ભ્રાંતિ કાઢીઈ સુખ લહુ, હવડાં હું સહી છાનું રહું;
શાસ્ત્રિં બોલ કહ્યા છઇ જેહ, સહી સંભારઈ રાજા તેહ. ૨૭

---

૧ દીપકથી. ૨ નવિ. ૩ જગમાં થોડા જાણીએ.

ચતુર હુઇ તે ધરૂં વિવેક, કૂલ અરથઈ નર છંડે દેસ;
ગાંમ કાજી કૂલ તજી અભિરાંમ, દેસ કાજી તજીઇ સહી ગાંમ. ૨૮
આતમ કાજી છાંડી જઈ દેસ, ઉભા નવિ રહીઈ લવલેસ;
અસ્યું વિમાસી કૂંમરનિરંદ, ચાલ્યો હઇડઇ ધરી આણુંદ. ૨૯
કૃષ્ણ [1]દેવ બનેવી જીહાં, આવી કૂંમરનિરદહ તિહાં;
ભેટી શીસ નમાવી રહ્યો, વલી વૃતાંત માંડી નઈ કહ્યો. ૩૦
કૃષ્ણ કહઇ સુંણિ કૂંમરનિરંદ, સરીખાં દિન નહિ તારા, ચંદ્ર;
સરીખા વેલા સરીખું કાલ, સરીખા વાસર નહિ ભૂપાલ. ૩૧
સુર, નર, નારી, અરિહા, ઇસ, તેહનઈ સરીખિ નહિઅ જગીસ;
વાસુદેવ, બલદેવા જોડિ, કાલીઇ ચક્રી પાંમ્યા ખોડિ. ૩૨
એક દિન રાજ કરઈ નૃપરાંમ, એક દિન છંડઇ તે પુર ગામ;
એક દિન રાવણ સબલ જગીસ, એકદિન ભૂમિ લુઠઇ તસ સીસ. ૩૩
એક દિન પાંડવ રંગી રમઈ, એક દિન તે નર વનમાં ભમઈ;
એક દિન રંગિ રમઇ ભરથરી, એક દિન ચાલ્યો સહુ પરિહરી. ૩૪
જે નૃપમુંજ દિઇ બહુ સીખ, એક દિન તેણઇ માગી ભીખ;
હરિચંદ સરિખો સાહસ ધીર, એક દિન વહઇ કુંબધરિ નીર. ૩૫
જે શ્રેણિક જગિ બલીઓ હુંઓ, એક દિન તે કઠ પંજરિ મૂઓ;
જે વિક્રમ જગમાં વિખ્યાત, એક દિન છેદ્યા તસ પગ હાથ. ૩૬
એણઇ દ્રષ્ટાંતઇ [2]સમજ્યો રાય, સરિખા દિન ન કોઈના જાય;
આજ લંપી બઇસો એકઠાઇ, એક દિન તુઝ સરિ છત્ર ધરાય. ૩૭
કાલિં પુણ્ય પ્રગટ જમ થસ્યઇં, સકલ આપદા [3]તહારી જસ્યઈ;
મ કરિસ ચિંતા ઇંહાં રાય, નગર ભલું જે તાહરા પાય. ૩૮

---

૧ કૃષ્ણ દેવ કહે કુમરનરંદ. ૨ સુણીહો. ૩ નાસી.

શુભ થાંનક જાંણી નૃપ રહ્યો, રાય જેસંગદે તે પણિ લહિઓ;
છાનું હેર આવ્યું જસઈ, અવધૂત થઈ નૃપ નાઠો તસઈ. ૩૯
આવ્યો નૃપ પુરપાટણ માંહિં, કુણમેર પ્રાસાદહ જીહાં,
તિહાં ભરડાના ભેલો નૃપ થાય, કાલ કેટલો [1]વચિમાં જાય. ૪૦
જાંણ હવું જેસંગદે જસઇ, ભરડા જીમવા તેડયા તસઇ;
આવ્યા રાવલ ગરઢા બાલ, રાય કરઇં તિહાં પાય પખાલ. ૪૧
ધુઇં ચરણ જૂઇં આકાર, ભરડા પગિ લખ્યણ નહિં સાર;
કુમારપાલ પગિ આવ્યો હાથિ, મયગલ મછ લિખ્યા બહુભાતિ. ૪૨
સાયર સીહ તણો આકાર, ધજ તોરણ નઇં ધનુષ અપાર;
સંખ ચક્ર નઇં ચરમહપાય, ચિતિ ચમકયો જેસંગરાય. ૪૩
આવ્યો રાવત અતિ સાંકડે, વિષધર વાંકો ધાલ્યો ધડે;
મંયગલ પડયો અજાડીમાંહિં, બલ પ્રાક્રમ ન [2]દીસઇં કિહાં. ૪૪
નૃપ જેસંગદે કરઇ વિજ્ઞાંન, તેડયા મંત્રી નઇં પ્રધાંન;
આરે સુભટ સુરા થયો; આ ભરડાનઇં ઇહાં રૂંધયો. ૪૫
અસું કહી નૃપ કાંમીંઇ જાય, ભોજન ભરડા કરઈ તસઠાય;
કુમારપાલ ચિત્તિ ચમકયો તિહાં, બુદ્ધિં વિમાસઇ હઇડા માંહિં. ૪૬
સહી મુઝ ઉપરિ માંડયુ કૂડ, જાણંતો હુઓ [3]અતિ મૂઢ;
આવી પડીઉ સંકટ માંહિં, દ્વાર ન દીસઇ જાવા [4]કિહાં. ૪૭
જીમ મયંગલ ફરસેદ્રીકાય, પડઇ અજાડી આવઇ ઠાય;
પરિમલ વાહ્યો ભમર જેહ, કમલમાંહિં બંધાણો તેહ. ૪૮
આંખિઇં વાહ્યો પસુ પતંગ, અગનિમાંહિં પરજાલઇ અંગ;
કર્ણ વસિઇં મૃગ હુઓ અજાણ, સંકટ પડીઓ ખોઇ પરાંણ. ૪૯

---

૧ તેહમાં ૨ નવિ ચાલે તિહાં. ૩ મતિ. ૪ કયાંહિ.

તિમ હું રસના રસ લોલપી, આવી બઇઠો જીહાં ઘરરપી;
તો હું હુઓ પસુની જોડી. મન થકી બુદ્ધિ નાહિ કોડિ. ૫૦

મૂઢ પુરૂષ હું નર નહીં ભૂપ, દેખંતો જંપાવ્યો કૂપ;
હવઇં નીકલવા કરૂં ઉપાય, તો હું સાચો રાવતરાય. ૫૧

અસું વિમાસઇ રાજા જમઇં, જમતાં ભોજન પાછું વમઇં;
ઉભો થઇ નઇં અતિ ઉબકઇં, ભરડા સહુ હડસેલઇં ધકઇં. ૫૨

ભરડા સભા છાંટીઇ જવ ભરી, હાકયો રાવત ફિટિ ફિટકરી;
ખરડી ડીલઇં તે નાઠો જાય, વલતોં સોય પ્રગટ નવિ થાય. ૫૩

સિદ્ધરાય આવ્યો તિહાં તસઇં, કુંમારપાલ ન દીસઇં કિસઇં;
મંત્રીને તવ પૂછઇં ભૂપ, [૧]કુમરનિરંદ કિહાં ભરડા રૂપ. ૫૪

તવ મંત્રી કહઈ સુંણિ હો રાય, એક ભરડો ઇહાં મુંગુ જાય;
તે ઉબકીઓ સભા મઝારિ, ભરડઇં હાંકી કાઢયો બારિ. ૫૫

સિદ્ધરાય ખિજ્યો બહુ તાંમ, મંત્રી મૂઢ બિગાડયું કામ;
સહી સંકટ છૂટો વનિ ગયો, તે મૃગપતિ કિમ જાઇં ગ્રહ્યો. ૫૬

ખીજ્યો રાય સેનાપતિ ભણી, મંત્રીનઇં નાખ્યાં અવગુણી;
રે મૂઢો વિણસાડયું કાંમ, હું જેસંગ તુહ્મ [૨]ટાલીસ ઠાંમ. ૫૭

જો જઇ ઝાલો કુંમરનિરંદ, તો તુહ્મ સિરથી જાસઇં ડંડ;
જો જઇ વિણઝાલિ પાછાવલ્યો, તો ઘરઘરણીનઇં નવિ મલો. ૫૮

ખીજ્યોનૃપજવ બોલ્યો અસ્યો, સેન લઈ સેનાપતિ ધસ્યો;
કુમારપાલના જોતો પાય, અલી કુંભાર તણઇં ઘરિ જાય. ૫૯

વિઠિઉં ઘર પ્રજાપતિ તણું, અલી કુંભાર મ બોલેસ ઘણું;
તુઝ મંદિરમાં કુંમરનિરંદ, આપિ [૩]મુઝનઈ કરિ આનંદ. ૬૦

---

૧ પાલ. ૨ ટાલું. ૩ તો ઘરણીને તમે ન વિમલો. ૪ અમને.

અલી ભણઇ ધીરજ આદરી, સહી તુહ્મરાય તણી મતિ ફિરી;
જો ડંડઈ તો ડંડિ નિસંક, ફોકટ કુંમર મદેસ કલંક. ૬૧

કાયા કીજઇ ખડો ખંડ, ચોર તણી વલી દીજઇ ડંડ;
કહુ પતીજ કરૂં વલી સોય, કૂંમારપાલ જો ધરમાં હોય. ૬૨

ચોખાં વચન કહઇ કુંભાર, સેનાપતિ મનિ કરઈ વિચાર;
તેડયા સુભટ સહુ સજ કરી, કુંભારતણું ધર જોયું ફિરી. ૬૩

જોતાં નૃપ નવિ લાધો તિહાં, ખિણખેદ હુઓ મન માંહિં;
નીંચું [1]મુખ કરી તે વલ્યો, પાટણ [2]માંહિં પાછો તે વલ્યો. ૬૪

ખબરિ કરીનરજેસંગ તણુઈ, સુંણી વાત નૃપ બહુ અવગુણઈ:
મુખ લેઇ સ્યું પાછો વલ્યો, કુંમારપાલ જો તુહ્મ નવિ મલ્યો. ૬૫

ખીજ્યો નૃપતિ જાંણ્યો જસઇ, સેનાની વલીઓ તિહાં તસઈ;
ખબરિ કરેવા કુંમરહ તણી, ચાલ્યો ધરિ પ્રજાપતિ ભણી. ૬૬

એણુઇઅવસરિતિહાંઅલીકુંભાર, ભંડ થકી કાઢિઓ કુંમાર;
સ્વામિ તુઝ રાખ્યો નવિ જાય, જો રાખું તો (મુજ) રૂસઇરાય. ૬૭

હવડાં તુઝ રૂડો પરદેસ, ઉભો ઇહાં મ રહઇ લવલેસ;
કટુક વચન કહું છું આજ, તું અપરાધ ખમે મહારાજ. ૬૮

કુંમર કહઇ સુણિ પરજાપતિ, તુઝ સમ લોકો જગમાં નથી;
અભયદાનનો તું દાતાર, મુઝ પ્રાંણ ઉગારણ હાર. ૬૯

અવસરિ કાજ કરઈ તે મિત્ર, અવસર ચૂકયો સુંત કહું શત્રુ;
જીમ કો મૂર્છાગતહ શરીર, તિહારઈ ભલું એક ટીંપુ નીર. ૭૦

તિમ અવસરનોતું જગિજાણ, તઈ ઉગાર્યા માહરા પ્રાંણ;
જવ ઉસંકલ થાઇસિ તુઝ, તવ સુખિ નિદ્રા(ભરી) હોસઇમુઝ. ૭૧

---

૧ વદન. ૨ નર પાછો વલ્યો.

અસ્યું કહી નઈં ચાલ્યો જાય, વયરી ભાગો ન્હાઠો જાય;
વેગઈં જાંણુ સેનાની થાય, ચઢી કટક તવ કેડિઈં થાય. ૭૨

કુંમારપાલ તવ જૂઈં ફિરી, આવતાં દીઠા ગજ તુરી;
તવ વેગઈં નૃપ સબલ પલાય, સેનાની પુંઠિઈં જાય. ૭૩

કુમારપાલ ભયંકર થયો, ભીમસિંઘ હાલી સરણિ ગયો;
રાખિ રાખિ નર તુંહિ કૃપાલ, આવ્યું સેન જેસંગ ભૂપાલ. ૭૪

ભીમસિંઘ મનિ કરઈં વિચાર, જીવ ઉગારૂ એ [1]ધર્મ સાર;
આંણી કરૂણા રાખ્યો રાય, ઝાંખર ખાડ ઘાલ્યો તસઠાય. ૭૫

વેગઇ સેનાની આવ્યો તિહાં, કુંમારપાલ નવિ દીસઈ કિહાં;
પૂછઇં હાલીનઇં કરિ ગ્રહ્યો, ઇહાં આવ્યો નૃપકહઇં કિહાંગયો. ૭૬

હાલી ભીમ બોલ્યો મહામતી, ઇહાં નર કોઇ આવ્યો નથી;
નવિ માંનો તો જુવો જાંણુ. જો હુઇ તો જેસંગ આંણુ. ૭૭

તવ સેનાપતિ ખીજી કરી, ખેત્ર આખું તેણઇં જોયું ફિરી;
બોર ઝાંખરાં બહુ છઇં જીહાં, ભાલે અણી પરોયાં તિહાં. ૭૮

કટકઇં ચાપી કરી અતિઘણી, કલા કેલવી બહુ આપણી;
એક ન [2]વાગુ આયુધ અણી, રાખણ હારો ત્રિભુવન ધણી. ૭૯ /

## દૂહા.

જીસકું રખઇ સાંઇઆં, માર ન સકઇં કોય;
બાલ ન વંકો [3]તાં નરાં, જો જગ વયરી હોય. ૮૦

જીસકું મારઈં સાંઇંઆં, રાખ ન સકઇ કોય;
જમરા ચોટી ન ચૂકસેં, જો જગ ઉડણુ હોય. ૮૧

---

૧ એહજ. ૨ લાગુ. ૩ રીસકે.

સુર સુભટ રણિ બહુ મલ્યા, વીંટયો કુંમરનિરંદ;
નૃપ માર્યો તિહાં કિમ મરઇં, રાખણ હાર જીણંદ. ૮૨

સેનાની ઝાંખો થયો, સુભટ હુઆ ખીન ખેદ;
મુખ લેઈ પાંછા વલ્યા, પાંણી ગયા કુ મેદ. ૮૩

કટક ગયું જવ જાંણીઉં, તવ હાલી સજ થાય;
ઝાંખર પાછાં તિહાં કરી, કાઢિઉ ગૂજર રાય. ૮૪

સ્વામી તું સુપુરૂષ સહી, મઇ કીધી તુઝ બાધ;
[1]ઝાંખરમાંહિં ઘાલીઓ, ખમજો તે અપરાધ. ૮૫

કુંમારપાલ એણીપરિ કહઇં, સાભલિ સુપુરૂષ વાત;
તઇં મુઝ રાખ્યો જીવતો, તું મઝા બંધવ તાત. ૮૬

નિત ઉઠી દાનહ દીઇ, સોના ખંડી લાખ;
એક જીવ ઉગારિઇ, તેહનું પુણ્ય અસંખ. ૮૭

દાંન દિઇં નઇં તપ તપેં, જલઇં નાહઇં સો વાર;
કુમર કહઇં એ નર જાંણયો, દયા વિના સહુ છાર. ૮૮

કર્ણ ન શોભઇ કુંડલઇં, શોભઇં સુણતાં ગ્નાન;
કર નવિ શોભઇ કંકણે, શોભઇં દેતાં દાન. ૮૯

કાયા ન શોભઇ ચંદનિં, શોભઇ કરૂણા સાર;
તાસ સરીરે લેખઈ સહી, કરતા પરઉપકાર. ૮૯

તઈં રાખ્યો મુઝ [2]ભીમડા, ઉઠી આપ પરાંણ;
તું ઉપગારી જગિ થયો વડો, તું જગિ સબલો જાણ. ૯૦

દેહ ચર્મનિ વાણહી, કરી પહઈરાવું પાય;
[3]ગુણ ઉસંકલ વલી, તુહઇ થયુ ન જાય. ૯૧

---

૧ કંટક. ૨ જીવતો. ૩ ઋુઝ.

ભીમસેન સંતોષીઓ નૃપ ચાલ્યો પરદેશ,
જવ હું રાજ લહઇસ વલી, તવ તુઝ ભક્તિ કરેસ. ૯૨

## ઢાલ.

પર્વતમાંહિં વડો મેરૂ હોઈ—એ દેસી—રાગ દેશાખ, રાગ કેદારો.

અસું કહીનઈ ચાલ્યો રાય, ગામ નગર પુર જોતો જાય.
કૌતગ એક અનોપમ થાય, ઉંદિર એક દીઠો તસ ઠાય. ૯૩

તે દરમાંહિં પઇસીનઈ લાવઈ, લેઇ સોનઇઆ બાહરિ આવઇ;
હેમ ટંકા માંડયા એકવીસ, નાચિઇ ઉંદિર કરઈ જગીસ. ૯૪

કૌતગ જોઇ નર ભૂપાલ, લેઇ સોનઇઆ કરતો આલ;
તવ ઉંદિર ઉદીરઈ હુંઇ ફાલ, વેગઈ મરણુ [1]કરઈ તતકાલ ૯૫

હઇહઇ નૃપ કરતો મુખિ ત્યાંહિ ખિન ખેદ હુઓ મનમાંહિં;
હું જગિ પાપિ મોટો મૂઢ, ભણ્યો ગણ્યો [2]હુઓ મતિમૂઢ. ૯૬

મઈ મનિ કીધો અસ્થોઅ વિચાર, ઉંદિર નહીં વણજ વ્યપાર;
નવી કરવી કાંઇ જમણવાર, દાંન દેવું તસ નહિ નિરધાર. ૯૭

તીર્થ નવિ કરવી એહનઈ યાત્ર, નવિ પોખેહવા પૃણ્યહ પાત્ર;
એહનઇ નવિ કરવી ભોગનિ વાત, તો સ્યું કરસ્યેં કનકની ઘાત. ૯૮

પણિ પાપી જગિ મોહની જાલ, મોહેં લખમણુ કીધો કાલ;
ભ્રગુ પુરોહિત વારઈ નિજબાલ, મોહઈ મુનિસર દેતો આલ. ૯૯

રોતો રાંમ રડાવઇ રાંન, મનમાં ચિંતઇ સીતા ધ્યાન;
બલિભદ્ર મોહઈ વહઈ સરિકાંન્હ, સુરપતિ બોધ દેઇ નિદાન ૧૦૦

ઉંમયા મોહ્યો ઇશ્વર નાચ્યો. નંદિખેણુ કોશા ઘરિ [3]રાચ્યો;
લાડુ મોહઈ અખાડો જાચ્યો; અરણક ઋષિ પરરમણી રાચ્યો. ૧

---

[1] લહે. [2] થયો. [3] માચ્યો.

ફૂટું બાઈ રાચ્યો જે શશીરાય, મરણ લહી તે દૂરગતિ જાય;
આર્દ્રકુંમાર તાંતણુંઇ બંધાય, કંત મોહી સ્ત્રી કાઠ ખાય. ૨
એક હસાવઇ એક રડાવઇ, એક બોલાવઈ મનમાં જે ભાવઈ;
એક ધન મોહ્યા પાપ કરવઇ, એક દેહ મોહ્યા મંસજ ખાવઇ. ૩
મોહઈ મુંઝી માતા આપ. સુતનઇં કહી બોલાવઇ બાપ;
પુત્રીનઇ કહઈ [1]આવો માય, મોહઇં મુખિ અવલું બોલાય. ૪
મોહઈ મુંઝયા ગરઢા બાલ, મોહઈ ઉંદિર કીધો કાલ;
પશ્ચાતાપ કરઇં ભૂપાલ, તિહાંથી ચાલ્યો કુંમારપાલ; ૫
આવ્યો ઉંદિરા ગામ મઝારિ, જઈ રહ્યો દેવશ્રીઆ ઘરિબારિ;
પ્રાંહિં તે પુણ્યવતી નારી, તેણુઇં કીધી નૃપની મનોહારી. ૬
પંથિ જાંણી ભક્તિ કરી સાર, ભોજન ભૂપતિ સખરો આહાર;
પ્રીસ્યો કરંબો ગંધ અપાર, હરખ્યો નૃપ બોલ્યો તેણીવાર. ૭
જે નર મુગતિતણા ભજનાર, તેહનઇ અંગિ પડઈં ગુણસાર;
તે નર કરતા પર ઉપકાર, તે ન ગણઇ નર આપ પરાય. ૮
શારદધન લખમી દાતાર, તે ન જૂઇ કુલ ના આચાર;
દેતાં ન કરઈ સોય વિચાર, જીમ જગમાં તરૂઅર સહકાર. ૯
તરૂઅર કલ્પ સરિખી સારી, દાતા દેવશ્રીઆ જે નારી;
ભૂખ્યા નવિ જાય ભીખારી, માનવ પરિખ્યાની કરનારી. ૧૦
દીઠો કુંમર નરેશ્વર જીંહારઇં, ભોજનભકિત કરીઅતિ તિહારઇં;
ખુશી અસે [2]નૃપ હઇડામાંહિં, મધુર વચનિ મુખિ બોલ્યો તાંહિ. ૧૧
જો મુઝ રાજ દીઉં જગનાથિ; તિલક કરાવઇ તિહારઈં હાથિ;
અસ્યું કહીનેં ચાલ્યો ત્યાંહિ, આવ્યો ગામ તે દઇથલીમાંહિ. ૧૨

---

[1] બોલાવે. [2] અતિ.

## ચઉપઈ.

રાઇ દઇથિલી આવ્યો જસઇ, જાંણ્યુ હવું જેસંગનઇં તસઇં;
સુભટ મોકલ્યા જે [1]મહાબલિ, તેણઇં વીંટી આવી દઇથિલી. ૧૩
આકૂલ વ્યાકુલ નૃપતિ થાય, સજન તણૂંઇ સરણઈ તવ જાય;
રાખિ રાખિ પ્રજાના ધણી, હણવા સુભટ નર આવ્યા ભણી. ૧૪
તવ [2]સજનઇં આવી દયા, કૂમારપાલ પરિ કીધી મયા;
ઇંટ માંહિ નરૂ ઘાલ્યો સોય, તે થાનકિં નવિ જાણઇ કોય. ૧૫
સુભટ બહુ આવ્યા પુરમાંહિ, કુંમારપાલ નહી દીસેં કયાંહિ;
ગઢ મઢ મંદિર જોતાં ફિરઇં, કૂંમારપાલ સાહવા પરિ કરઈ. ૧૬
જોતાં કિહાં ન દિસઈ [3]જસઇ, સજન તણે ઘરિ આવ્યાં તસઇં;
વેગઇં જઇ ઝાલ્યો કૂંભાર, કહઇં કુમારપાલની [4]સાર. ૧૭
સજન કહઈ સેનાપતિ કરો, ધોબીનો ઉખાણો ખરો;
સ્ત્રી સાથિં નવિ ચાલઈ જસેં, ગાધઇડીને કૂટઇ તસેં. ૧૮
તિમ તુહ્મો રાય ન ઝાલ્યો જાય, ઘર લૂટેવા કરૂં ઉપાય;
પણ સરિ ગાજે જેસંગરાય, તિહાં પ્રજા લૂંટી નવી જાય. ૧૯
સુર થઇ બોલ્યો કૂંભાર, સેનાપતિ મનિ કરઈ વિચાર;
કુંમારપાલ સહી નાસી ગયો, ઘરિ કુંભાર તણઈ નવિ રહ્યો. ૨૦
સેનાપતિ સેન લેઇ વલ્યો, નૃપ જેસંગને આવી મલ્યો;
કરજોડી વિનવીઓ રાય, કૂંમારપાલ [5]કિમ ઝાલ્યો જાય. ૨૧
એણઇ અવસરિ સજન કૂંભાર, કૂંમારપાલની કરતો સાર;
ઈંટ થકી તવ કાઢયો રાય, વિપ્ર વોસિર મિલ્યો તસ ઠાય. ૨૨
ત્રિણિ મિલી તવ કરઇં વિચાર, ખીજ્યો સજન પિતા તેણીવાર;
કિસી વાત કરો મનિ ઃકોડિ, લાડ દેસ દીસ(જ)ઇ ચિત્રોડ. ૨૩

૧ ત્યાહાં. ૨ મનિ. ૩ કસઈ. ૪ ઠાર. ૫ નવિ.

સજ્જન પિતા તવ બોલ્યો અસુ, કુંમારપાલ કહઇં કહોછો કિસું;
એ ઉપગાર તણી છે વાત, ઉપગાર વિના નર પશુ અનાથ ૨૪
ધિગ્ મુખ જીહાં નહિ તત્વજ્ઞાન, ધિગ્ કર જે નવિ દેતો દાન;
ધિગ્ કૂલ જીહાં નહીં પુત્ર સુસાર ધિગ્ નર જીહાં નહીં [1]પરઉપકાર ૨૫

## દુહા.

પરકાજીં તરૂઅર ફલઇં, પરકાજીં જલધાર;
પરકાજીં સુપુરૂષ નરા, કરતા પરઉપગાર. ૨૬
નર નારી પંખી પશુ, ભાવિં સુરપતિ દેવ;
પર ગુણ કાજીં જે હુવા, ઋષભ કરઇં તસ સેવ. ૨૭

## કવિત્વ.

માનવના મન હરણ કંઠ, કોકિલા ટહુકઇં;
મોર કલા મંડતો, હંસ ગતિ ચાલતો લટકઇં. ૨૮
મૃગ લોચન સીંહ લંક, અંબ ફળ અમૃત ભરીઓ;
કલ્પદ્રુમ જગિ અવતરિ, તેણઇ ઉપગારજ કરીઓ.
નીલ ચાસ દરિસણ ભલો, મયગલ કુંભ મુક્તા વસ્યો;
નૃપતિ કહઈ નર ગુણીયણોં, નિગુણ પુરૂષ જીવ્યો કિસ્યો. ૨૯
દાંન, શીલ, તપ ભાવના, કીઓ ન પરઉપગાર;
જીવ જતન તેણઈ નહુ કીઓ, વચન સોય નહીં સાર.
જીન ભુવન, જીન બિંબ, પૂજા કો પ્રેમ ન કીધી;
ઉપશમ ધર્યો ન જીવ, તીર્થ કો યાત્ર પ્રસિદ્ધિ.
જીન વચન ગુણવંત ગુણ, વિવહાર ચિત્ત ન થિર રહ્યો;
ગુણ હીણો નરહરણ [2]તણો, અવતાર તાસ અચલઇં ગયો. ૩૦

---

૧ રાયામાન. ૨ પરિ.

મૃગલો ભખઈ નઈ મંસ, મંસ જન મૃગનું ખાવઇ;
નાંહિ ધરંજ ચિત્ત, નેત્ર સ્ત્રી ઉપમ કહાવઇ.
તાપસ વાહલો ચર્મ, શ્રૃગ ગલિ યોગિ બંધઇ;
જીમણો જાઇ મૃગ, સુકન તવ નિધિ સંધઈ.
કસ્તૂરી નાભિ રહઇ, પ્રેમલ જગિમાં વિસ્તરઈ;
[1]સુણો ભૂપ મૃગ ઈમ કહઈ, નિગુણ જનમ મુઝ કાં કરઈ. ૩૧

## દૂહા.

મૃગ વચન શ્રવણે સુંણિ, કરતો રાય વિચાર;
ગુણ હીણા નર પસું પરિં, ગાઇ ભઇસ અવતાર. ૩૨

## કવિત્વ.

તરણ ભખું દેઉં ખીર, નિરવહઇ તરણી ઉતારં;
ધૃતજ મારૂં સાર, જીવ જગત્રનાં ઠારૂં.
છાંણ કરંજ પવિત્ર, રોગ મુતરઈંજ ટાલું;
દિવસઈ દેખું અહઇં, આંખી સદા અજુઆલુ.
તેત્રીસ કોડિ સુર પૂંછડઇ, પંડિત પૂજી ગુણ સ્તવઇ;
સુંણી ભૂપતિ ગ્યવરી [2]ભણઇ, નિગુણ જનમિ કાં મોઢિવઇ. ૩૩

## દૂહા.

ગ્યવરી વચન શ્રવણેં સુંણી, નૃપ બોલ્યો મુખિ વાંણિ;
ગુણ હીણો નર જે વલી, ગર્દભ સમ કરી જાંણી. ૩૪

## કવિત્વ.

ગર્દભ કહઇં હું સાર, છઈ રતિ મહારઇ સરખી;
ચંદન કે છંટ છાંહાર, ભાર સિરિ લીઉં હરખી.

---

૧ રાય સુણો. ૨ વદે.

તરણુ ભખું નિશદિસ, રીસ નહીં મન માહરઇં;
મુખ ઉજલું નઇં સાંમ, અસી કુલિં ચાલિં અહ્મારઇં.
ગર્દભ કો ગળીઓ નહી, બોલ્યો આપું રિદ્ધિ બહુ;
નિગુણ જનમ મમ કો કરો, ભૂપતિ આદિ સુણયો સહુ. ૩૫

દૂહા.

ગર્દભ વચન શ્રવણેં સુંણી, નૃપ [1]કહઇં સોય અભાગ;
ગુણ હીણા નર જાણુયો, જેહવો પંખિ કાગ. ૩૬

કવિત્વ.

અરતઈ ન કરૂ છોતિ, સરોવર નદી ન ડોહલુ;
મુઝથી બીહીઇ ન કોઈ, ચરમ તો પશમ પટોલું.
જગનિ કાજ મુઝ દેહ, માંસ મુખ વિપ્રાં કેરઇં;
લીંડી ઓખધ કાજી, એનઇં વલી કાંમ અનેરઇ.
વિષધર વિષ મુંઝ નવિ ચઢઈ, પવિત્ર ન રહુ બાપરો;
અધમ નરનઇં તોલિ, [2]રાજા મુઝનઇં કાં કરૂં. ૩૭

કવિત્ત.

પૂરવિ તાપસકણ પાત્ર અમ જાણી પૂજે;
ભોજન પહેલો આહાર, દીઇતો ભખલું સુઝે.
માલો જલને કંઠિ ભોગ પ્રગટ નહી છાનો;
કરૂં કટંબનો પોષ ગગનિ ફલ ચરૂં લોભાણો.
છેતર્યો છપ્પો જાઉં નહી કૃસ્ન વર્ણ કાગા સહી,
નિગુણ જનમિ કાં મીઢવો વાયસ વાત વવરીગઈ; ૩૮

દૂહા.

વાયસ વચન શ્રવણે સુણી, નૃપ કેહે સોય અભાગ;
ગુણ હીણા નર જાણજો, જેહવો મુરખ છાગ; ૩૯

---

૧ બોલ્યો કરી રાગ. ૨ પડિત નૃપ.

## દૂહા.

છાગ વચન શ્રવણેં સુંણી, નૃપ કહઇ મ કરો વાદ;
નિર્ગુણ જલમા તુહ્મ કીઆ, તે મુઝ બહુ અપરાધ. ૪૧
જગમાં કોઈ અસ્યો નહી, તોલું નિર્ગુણ જોડી;
તેણઈ કારણિં અવગુણ તજી, આણ્યો ગુણની કોડિ. ૪૨
અવતાર ધન્ય સજ્જન તણો, કરતો પરઉપગાર;
તુઝ પુત્રઈ મુઝ રાખીઓ, ભલો તું જાતિ કુંભાર. ૪૩
સજન પિતા સંતોખીઓ, ભાખઇ ગૂજર રાય;
તું કુંભાર મુઝ કૂટુંબ નઈ, લેઈ ઉજેણી જાય. ૪૪
સજન ભલાવી સચર્યો, ચાલ્યો કુંમરનિરદ;
વિપ્ર મિત્ર સાથિં લીઓ, કરતા બહુ આણંદ. ૪૫

## ઢાલ.

### એક વજ્ર ઉછાલતો—એ દેશી.

અતિ આણંદિઈં સંચર્યો એ, વિપ્રવોશિરનઈઆગલિ [૧]ધર્યોએ;
ઇછા રંગિઈં તે રમઈ એ, થયો મધ્યાન તિહારઈસુંજમેએ. ૪૬
ભૂપતિ વિપ્રનઇ કહઇ હસીએ, પરિ ભોજની કરસું કિસીએ;
તું વિપ્રનઇ હું નરનાયકો એ, આજ ગાઠિઇનહી એક પાયકોએ. ૪૭

## દૂહા.

પાયકો (એક) ગાંઠિઈં નહી, લાગી ભૂખ અપાર;
ધન વિના સું (જઈ) વુહરીઈ, દોકડા તે જગિ સાર. ૪૮

---

૧ કર્યો.

## કવિત્વ.

દોકડઈ દીયે તેહ, દોકડઇ દૂખ પણિ જાય;
દોકડઇ દુરિજન દાસ, દોકડઇ દેવ વસિ થાઇ. ૪૯
દોકડઇ મહિપતિ મિત્ર, દોકડઈ દંદ પણિ ભાંગઈ;
દોકડા દેસ વિદેસ, જગત્ર જન પાએ [1]નમઈ.
આવો આવો સહુકો કહઇ, ઉભા થઇ આદર કરઈં;
દોકઢા વિહુંણી હુંસિ જેમ, કુપ છાંય મનમાંહિં રહઈ. ૫૦

## દૂહા.

કુઆ તણી જીંમ છાંહડી, ફિરી કૂપિંજ સમાય;
ધન વિન [2]હુંસી કસી કરૂ, બોલ્યો ગૂજરરાય. ૫૧

## ઢાલ–પાછલી.

તવ વિપ્ર કહઇ સુંણો વાત એ, મુઝ વિદ્યા જગિ વિખ્યાત એ.
ભીખ ભીખારીનેં માત એ, તું ચિંતા મ કરસિ નાથ એ; ૫૨
ભીખ સાધ તણી કલ્પવેલિ એ, કાઢી દૂરગતિ નારી ઠેલીએ;
રાય નમાવઈ સીસ એ, ભીખ આપઈ પરમ જગીસએ. ૫૩
સુર નર વિદ્યાવૃંદ એ, ચક્રી હલધર નઈ ઇંદ્ર એ;
ગજ કેસરી લાગઇ પાય એ, તે તો ભીખ તણો મહિમાએ. ૫૪
વાત કહી વિપ્રઈં ઘણી એ, પછઈ ચાલ્યો તે ભીક્ષા ભણી એ;
જઇ પઇઠો નગરિમાંહિં એ, ભલ કરંબો [3]લાવ્યો તિહાંઇ એ. ૫૫
અન્ન ઉદક સહુ લાવીઓ એ, નૃપ આગલિતેપણિ આંણીઓ એ;
વિપ્ર ભીખારી જીવ એ, તેણઇ ઓલવ્યો કરંબો દિવ્ય એ. ૫૬

---

૧ લાગઇ. ૨ વહુણી હોંસ કરૂ કસી. ૩ પામ્યો.

રોટી ભાત લેઇ કરી એ, ભરી થાલનઈ નૃપ આગલિધરિએ;
કાલ નઈ ભાવ જોઇ કરીએ, રાય આહાર લીઈ પેટજ ભરીએ. ૫૭

રયણી [1]થઇ રવિ ગયો એ, તવ કપટ નિદ્રાઈ નૃપ થયો એ;
ભોજન લાલચી બંભણો એ, તેણેં ખાધું કરંબો અતિ ઘણો એ. ૫૮

પેટ ભરી પૂરણ થયો એ, તવ રાય તણઈ પાસેં ગયો એ;
સ્વામી કરંબો આંણીઉ એ, તુહ્મો ખાઇ સંતોખો પ્રાંણીઉ એ. ૫૯

રાય કહઈ સુણો મિત્ર એ, ન ઘટઈ તુઝ કરંબો અત્રએ;
ખાધો કરંબો મુઝ તજી એ, હવઇ સ્યું ખાઉં થઇ લાલચી એ. ૬૦

જેણઈ દીધું તેણઇ દેવરાય એ, કિરપી દાતાર ન થાય એ;
પર આગલિ ઉડિઉ હાથ એ, સું જાંણઇ દીધાની વાત એ, ૬૧

[2]વિપ્ર કહઇ સુંણો [3]વાત એ, કહું કરંબા તણો અવદાત એ;
મુઝ ઉઘાડો એ દીઉ એ, તેણઇ કારણિ આહાર પહઇલોલીએ. ૬૨

મુઝનઇં પચીઓ આહાર એ, તવ જાંણ્યો કરંબો સાર એ;
હવઇલિાવ્યો કરંબો તુહ્મ કહ્યરે, મમ ઠલકો નૃપ મુઝનઈ દીઓએ. ૬૩

## દૂહા.

ઠબકો મુઝનઇ મમ દીઓ, મઇ કીધી તુહ્મ સાર;
વિખ કરંબો જાંણી કરી, કીધો [4]પ્રથમ આહાર. ૬૪

ભૂપઇં અવસર ઓલખ્યો, નવિ બોલ્યો મહારાજ;
વચન વાદ કરંતડાં, પ્રીતિ ઘટઇં સહી આજ. ૬૫

વચન વાદ સ્ત્રી એકાંતિઇં, વણજહ દૂરિ ગયાંઇ;
અવસર ચુકો લોભિં પડિઉ, મિત્રી એમ પલાય. ૬૬

---

૧ હવિજવ. ૨ બ્રાહ્મણ. ૩ નાથ. ૪ પહિલો.

ભોજન કરી કરાવીઇ, સુખ દૂખ સુંણી કહંતિ;
દીજઇં [૧]લીજઇં પ્રેમસ્યું, મિત્રી એમ વધંત. ૬૭
તિણુઇં કારણિં તિહાં વિપ્રને, સંતોખ્યા બહુ ભાતિ;
ખડગ લેઇ નૃપ ચાલીઓ, આવ્યો જીહાં ખંભાતિ. ૬૮

## ઢાલ.

## નંદનકું ત્રિસલા હુલરાવઇં—એ દેશી—રાગ—આશાઉરી.

ખંભ નયર નૃપ આવ્યો વેગઇં, બઇઠો પુણ્ય પ્રસાદિઇરે;
દીઠો અહિમસ્તગિ ગંગેટો, નાચંતો બહુ નાદિઇરે—ખં. ૬૯
એણુઇંઅવસરિમુનિહેમાચારજ, અરણુ ભોમિ તિહાં આવઇરે;
અહિમસ્તગિ દીઠો ગંગુટો, સબલ સુકન મનિ ભાવઇરે—ખં. ૭૦
ડાબું જીમણું જોતાં દીઠો, કુમરનિરંદ સોભાગિરે;
તેણુઇં પણિ હેમાચાર્ય દીઠા, વિનય કરી પગિ લાગીરે—ખં. ૭૧
સ્વામી હું પૃથ્વી રડવડીઓ, રાજ કરિં નવિ ચઢીઉરે;
પુણ્ય હીન દૂખ પાંમ્યો બહુલું, કર્મિં હું પણિ નડીઉરે—ખં. ૭૨
હેમ સૂરિ તવ હરખી બોલ્યા, નૃપ મનિ ચિંતા ટાલોરે;
અહિ મસ્તગિ દીઠો ગંગેટો, એણે સુકુને ભૂપાલોરે—ખં. ૭૩
સંવત એકાદસ નવાંણું, મહાવદિઇં તુઝ કાજીરે,
ચઉથિઆદિત્યનઇપુષ્પનક્ષત્રઇં, મધ્યાંન માહિં રાજેરે—ખં. ૭૪
એણેવચનેં હરખ્યો નૃપ હઇઇં, લાગો મુનિવર પાયોરે;
વચનપ્રમાણ હ-સઇં સહીતાહરૂ, તું સાચો ઋષિ રાયોરે—ખં. ૭૫
એણે અવસરિ તિહાંઉદયમંત્રી, આવ્યો વંદન કામિઇરે;
કુંમારપાલ તવ પૂછઇંગુરૂનઇં, એ રહઇ છેં કુંણ ઠામિંરે—ખે. ૭૬

---

૧ વાધંત.

હેમ કહઈ સુણિ કુંમરનિરંદા, એ જીનશાસન ચંદોરે;
મરૂદેશઇં શ્રીમાલી વંસિં, ઉદ્દુ નામ વણિદોરે—ખં. ૭૭
ધૃત લેવા ચાલ્યો ચઉમાસઇં, ખેત્ર આગલિ આવ્યોરે;
તિહાંએક્કણબી સુકુનજ ભેદી, તેણે ઉદ્દુ બોલાવ્યોરે—ખં. ૭૮
વણિગ વાત કહું એક સાચી, ઇહાં તુઝ ઋદ્ધિ ન મલસ્યેરે;
કરણાવતીએ ગૂજર દેસે, તિહાં તુઝ ભાગ્ય ફલસ્યેરે—ખં. ૭૯
ચ્યાર પુત્રસું તે પણિ આવ્યો, બાહડ, અંબડ, સોહલોરે,
ચઉથઉ પુત્ર ચાહડ કહઇં, કપટ રહીત તે ભોલોરે—ખં. ૮૦
ચ્યાર પુત્ર નઇં સાથિં લેઈ, આવ્યો ગૂર્જરમાંહિરે;
મણિધરનઇં માથઇં એકદેવી, દીઠી બયઠી ત્યાંહિરે—ખં. ૮૧
વણિગ વિચાર કરે જવ હઇઇં, તવ એક સુકની બોલઇરે;
કઈ રાજા કઇ મુદ્રા થાસઇં, નર નહી તુઝકો તોલેરે—ખં. ૮૨
સુકુનનમી નઇં તે પણિઆવ્યો, નૃપ જેસંગને મિલીઓરે;
મંત્રી મુદ્રા આપી તેહને, પુણ્યતરૂ તસ ફલીઓરે—ખં. ૮૩
ઉદયન મંત્રી નામ ધરાવઇં, તે વંદન ઇહાં આવ્યોરે;
નૃપ સમઝાવી કુંમરનિરંદને, ઉદયન હાથિ ભલાવ્યોરે—ખં. ૮૪

દૂહા.

[1]ઉદયન હાથિ ભલાવીઓ, કુંમરનિરંદહ રાય; ૮૫
ભોજન ભક્તિ ભલી કરઇ, [2]ભગતિ કરઈ તસ ઠાય.

ઢાલ.

પ્રણમું તુહ્મ સીમંધરૂજી—એ દેશી.

એણઈ અવસરિ જેસંગનેંજી, કીધું દૂતે રે જાણ;
કુંમરનિરંદ ખંભાયતિમાંજી, મંત્રી ધરિ રહઈ ઠાણ.

૧ કુમરનિરંદ ભલાવેયો, સોંપ્યો ઉદય હાથિ. ૨ સેવ કરઇ દિનરાતિ

નરેસર માનો સાચેરી વાત, તિહાં જઇ ઝાલો જીવતોજી;
આલસ તજી નરનાથ—એ અંચલી. ૮૬

કટક ચઢયાં જેસંગનાંજી, ચાલઈ તે દિનરાતિ;
કુંમારપાલને ઝાલવાજી, વીંટી નયર ખંભાતિ–ન. ૮૭

જાણુ હવું મંત્રી તણુઇજી, તેડયો કુંમરનિરંદ;
જા તું નાસી જીવતોજી, તુઝ ઝાલેવા ફંદ–ન. ૮૮

પડિઈ પાંનિ ચુંનો દીઓજી, નાવ્યો તાહરઈરે કાંમિ,
[1]કારણિ પડિઇનવિ રાખીઓજી, તો હું પસુઆ ઠાંમ–ન. ૮૯

કુંમર કહઈ મંત્રી સરૂજી, મ કરો ખોટીરે વાત;
મુખિ કિરિયાતું તે દીઇજી, જે [2]પોતાનો તાત–ન. ૯૦

તાત સરીખો તું સહીજી, તિહુયણપાલ નઇ ઠાંમિ;
મુઝ નવિ રાખઇ મંદિરઇજી, તે મુઝ હિત નઈ કાંમિ–ન. ૯૧

તાહરા ગુણ જગમાં ઘણાંજી, મુઝ હઇડઈ ન સમાય;
ધરતી કાગલ જો કરૂંજી, તુહ્મ લખ્યા ન જાય–ન. ૯૨

તઈ મુઝ રાખ્યો જીવતોજી, કીધો પરઉપગાર;
કાજ કરઈ ફૂલઇ નહીજી, નર ઉત્તમ આચાર–ન. ૯૩

**કવિત્ત.**

સોય પુરૂષ જગિ સાર, જાંણુજ વિરલા લધઈ;
દાંન શીલ તપ સૂર, વિવેક વિષ ઇંદ્રી વધઇં.
આપ અવગુણ આખિ, વિવિધ ગુણ વિદ્યા કેરા;
ઋદ્ધય ન ધરતો ગેસ, બુદ્ધિકાંજ અનેરાં.
ન ન માંન, ન ન લોભ, અવગુણ, ગુણપરદૂખભ જણુહાર;
કરી નામ ન ફૂલણા, તે [3]વિરલા સંસાર. ૯૪

---

૧ વેલા પડઇ. ૨ પોતાની માત. ૩ નર જગમાં તું સાર.

### દૂહા

સાર પુરૂષ જગિ તું સહી, તઇં કીધું શુભ કાંમ;
નિજ મુખિ તું કિમ ઉચરઇં, પોતાના ગુણ ગ્રામ. ૯૫

તું ગુણવંત ગુણે ભર્યો, તાહરૂં વચન પ્રમાણ;
તુઝ વચને નાસું સહી, નિજ રાખવા પ્રાંણ. ૯૬

### ઢાલ-પાછલી.

મરણતણો ભય મનિ ધરીજી, નાઠો કૂંમર નિરંદ;
ગયો પોસાલઇં પાધરોજી, [1]રાખો હેમસૂરીંદ-ન. ૯૭

નર પૂણ્યાઢ્ય જાણી કરીજી, રાખઈ મૂનિવર ત્યાંહિં;
કુંમારપાલને ઘાલીઓજી, [2]ભોમી ભુંહરામાંહિ-ન. ૯૮

પુસ્તગ ખડક્યાં બારણેંજી, બઇઠા હેમસુરિંદ;
સેનાનિ તિહાં આવીઓજી, પૂછિઉં કુંમરનિરંદ-ન. ૯૯

હેમસૂરિ તવ ઈંમિ કહઇજી, દીસેં નહી નર કિહાંઇ;
જો તુહ્મ સોધ્યો નવિ જડયોજી, તે ઘાલ્યો આ માંહિ-ન. ૧૦૦

સોધ્યો કુંમર નરેશ્વરજી, નવિ લાધો નર કિહાંઈ;
સુર સુભટ ઝાંખા થીઆજી, ખિણ ખેદ મનમાંહિ-ન. ૧

સુર સુભટ પાછા વલ્યાજી, કાઢિઓ કુંમર નરેસ;
તું ઉભો ઈહાં મમ રહઇજી, નાસીજા પરદેસ-ન. ૨

### દૂહા.

પરદેસઈ પંથી ફરૂ, તુંમનિ નહિ સહદેસ;
સાત બોલ તજવા સહી, તું સૂણી નૃપ ઉપદેશ. ૩

---

૧ બેઠો. ૨ ભિંત.

### ચઉપઈ

તજે નગર જીહાં વયરી ઘણાં, તજે વાદ જીહાં નહિ આપણાં;
તજે મુહુલ તે અતિજાજરાં, તજીઈ નેહ વિના દીકરા. ૧
તજે વૃક્ષ થયો જે ખીણુ, તજે ધર્મ દયા જો હિણુ;
રાય તજે પરનારી ભોગ, એ સાતિ તજવો સયોગ. ૨
ચ્યાર બોલ નવા સાંભલો, સહસ હાથ ગજથી વેગલો;
શત હાથિં હય તજવો નાથ, શકટથી રહીઇ [1]પંચ હાથ. ૩
વયરી વિરૂઉં વિખધર નાગ, તેહથી કીજઈ દેસહ ત્યાગ;
ઉભા રહી નવિ પિજઈ નીર, તું સુખ લહીઇં આપ શરીર. ૬

### ઢાલ-પાછિલી.

એણે વચનેં નૃપ હરખીઓજી, નમિઓ મુનિવર પાય;
તંઇ મુઝ રાખ્યો જીવતોજી, જૈનયતિ ઋષિરાય.
મુનિવર માનો સાચીરે વાત. ૭
રાખઇ કીડીં કંથુઓજી, છોડઇ કોડિરે પાસ;
તો કિમ દૂહવઇ નર તણુંઇજી, એ મુઝ નઈ વિશ્વાસ-મુ. ૮
આગઈ તુઝનઈ ધુરિ લગઇજી, પૂરવિં મુઝપરિ [2]પ્રેમ;
ગુણુ ઓસંકલ કિમ થસુંજી, એ દુખ સાલેં દેહ-મુ. ૯
હું રાવત તું મુનિવરૂજી, ફિરીઇ જૂજૂઇ દેસ;
કેહીપરી મલસ્યું એકઠાજી, કિમ તુઝ ભક્તિ કરેસ-મુ. ૧૦
અસ્યું કહી નૃપ સંચર્યોજી, આવ્યો વટપદ્ર ગાંમિ;
તેણુંઈ થાંનકિ એક વાણિઓજી, કુટક સાથરીઓ નાંમ.
સુણો નૃપ કરપી કઠીન અપાર-અંચલી. ૧૧

---

૧ હસ. ૨ નેહ.

કુમારપાલ નૃપ તિહાં ગયોજી, પૂછિઉ ખાજીમ પાડ;
ઈમજ ઈમજ મૂખિ તે કહઈજી ધૂણાવઈ નિલાડ–સુ. ૧૨

ટોલિ વચન શ્રવણે સુણીજી, ખીજ્યો નૃપ મનમાંહિ;
ચિણા તોલાવી તિહાં લીઈજી. બઈઠો ડુંગઇ ત્યાંહિ–સુ. ૧૩

ચિણા ભખી પાંણી પીઉંજી, ઉઠિ ચાલ્યોરે રાય;
ફિરપી કુટકજ વાંણીઉજી, નૃપની કેડિ ધાય–સુ. ૧૪

પાલવ ગ્રહીનઈ રાખીઓજી, મુખથી બોલઈરે ગાલિ,
ધનવિણ આવ્યો વુહુરવાજી, ધિગ્ જીવ્યું તુઝ બાલિ–સુ. ૧૫

કુમારપાલ નૃપ ઇમ કહઇજી. મ કરીશ શેઠ પુકાર;
હવડાં નાણું નવિ મલઈજી, દેસું તૂઝ નિરધાર. ૧૬

સમઝાવ્યો સમજીઈ નહિંજી, મેલ્યું માણુસ તાંમ;
ચિણા [1]તોલાવીનઇ ભખ્યાજી, હવઇં ન દિઇ મુઝ દાંમ–સુ. ૧૭

ભૂપતિ કહઈ નર સાંભલોજી, મુઝ હુઓ સૂખડી પ્રેમ;
મઇં પૂછી જોયું એહનઇંજી, એ કહઇં ઇંમજ ઇમિ–સુ. ૧૮

મઇ જાણ્યું ફાસુ દીઇજી, લીધા તામ ચિણાય;
એ વલતો ખાધા પછીજી, કીજઈ કીસો ઉપાય–સુ. ૧૯

લોકઇં વાર્યો વાંણીઓજી, પણિ નવિ માંનઇરે બોલ;
ખીજ્યો કુંમર નરેશ્વરૂજી, પાપી પાહણ નિટોલ–સુ. ૧૯

વાર્યો ન રહઇ વાંણીઓજી, તવ હુઉ નૃપ દૂખ;
વજ્ર પડોસરિ વાંણીઓજી, જેહમાં એહવા પુરૂષ–સુ. ૨૦

---

૧ એણે.

બાઈ કહઇતાં ન સાડલોજી, નવિ મુંકઇ નિરધાર;
ધોદા લાગઇં વાંણીઓજી, એહનેં એ ઉપચાર—સુ. ૨૧
ગલઇં ગ્રહી તવ નાંખીઓજી, પછઇં રહ્યો મતિમંદ;
પુરજન લોકનાં દેખતાંજી, ચાલો કુંમરનિરંદ—સુ. ૨૨

## દુહા.

ચાલ્યો કુંમર નરેસરૂજી, કીધુ આપ વિચાર;
દેણુ સમું ભૂંડું નહિંજી, દેણઇ દૂખ અપાર. ૨૩

## કવિત્વ.

દેણુ તણો જગ દાસ, વાસ પણિ દેણઈ મુકઈ;
દેણેં દેહજ ખોઈ, દેણથી ભોજન ચૂકઇ.
દેણેં દીન મુખ હોઈ, દેણથી દીસઇ દુખીઓ;
દેણઇં ઉવટ વાટ, દેણથી સુઇ ન સુખીઓ;
દેણથી કીર્ત્તિં પાંગલી, નરગ ગતિ નરપી કહી;
નીચ યોની અવતાર, છુટઇ પસુ પીઠઇં વહી; ૨૪

## દુહા.

પીઠ વહીનઇં છુટસ્યે, પરવસિ તેહની દેહ;
તે ભોગવતાં દોહેલું, જીહાં દુખનો નહિ છેહ. ૨૫
પરધન લેઇ એકનરા, કરતા અમૃત આહાર;
પરભવ ભઇંસા ખર થઇ, સિરિ વહઇસઇ બહુ ભાર. ૨૬
શાલિ દાલિ ઘૃત ઘોલથી, વિખ [૧]ખાધું તે ખાસ;
પરધન પણિ નવિ રાખીઈ, દેણિ તણો જગિ દાસ. ૨૭

---

૧ પીધુ.

ઇંમ ચિંતી નૃપ ચાલીઓ, કીધો યોગી રૂપ;
ખડગ હાથિ લેઈ કરી, ભરૂઅચિ આવ્યો ભૂપ. ૨૮

## ઢાલ.

રાંમ ભણઇ હરિ ઉઠીઇએ. એ દેસી—રાગ રામગિરી.

ભરૂઅચિમાંહીરે આવીઓ, મલીઉ સુકુનનો જાંણુરે;
વિનય કરી તસ પૂછીઉં, કહીઈ રાજ મંડાણુરે. ભ. ૨૯
શ્રી મુનિસુવ્રત દેહરઇં, બઇઠી તે કાલી દેવિરે;
દોઇ સબદ દેવી કરઇ, માલી સારઇ તતખેવરે. ભ. ૩૦
ત્રિણિ સબદ કલસિં કર્યા, દંડ સબદ તે ચ્યારરે;
વચન સુંણિ કહઈ સુંણુ હેવી, કહું તુઝ સુકન વિચારરે. ભ. ૩૧
દોઈ સબદરે દીવઇં કીઆ, તેહનો એહ વિચારરે;
હીંદુઅ સિરિ વહઇ આગન્યા, આંણુ ન ખંડઇં [૧]કુંમારરે. ભ. ૩૨
ત્રિણિ સબદરે કલસીં કીઆ, તે ત્રિહુ ભુવનમાં નાંમરે;
સ્વર્ગ નઈ મૃત્યુ પાતાલમાં, ગાય તાહરા ગુણુ ગ્રામરે. ભ. ૩૩
ચ્યાર સબદરે દંડઇં કીઓ, કહું તુઝ અર્થ તે આજરે;
લાખ એહાદસ વાજી ભલા, હોસઇં ચિહુ ખંડિ રાજરે. ભ. ૩૪
સબદ સુણી નૃપ સંચર્યો, ચાલ્યો કુંમરનિરંદરે;
કુલાગ નગરમાં આવીઓ, સર્વાર્થ તિહાં યોગેંદ્રરે. ભ. ૩૫
બિઈ કરજોડીરે નૃપ નમ્યો, યોગી કેરઈ તે પાયરે;
હું તુઝ પૂછુંરે પંડિતા, કહીઇં રાજ તે થાયરે. ભ. ૩૬
યોગી [૨]ભણઇં સુંણિ રાજીઆ, માહરઇં મંત્ર છઇ આજરે;
એકદિઇં [૩]બહુ માલનઇ, એક દિઇં દિવ્ય રાજરે. ભ. ૩૭

૧ કોપ. ૨ કહઈ. ૩ ધન.

કુંમરનિરંદ એણીપરિ કહઈં, નહી મુઝ દાંમનું કામરે;
મુજ દિઈ ગુજર દેસડો, પાટણ કેરૂં તે રાજરે. ભ. ૩૮
તવ યોગી તસ સીખવઈં, મંત્ર આરાધન ત્યાંહીરે;
કુંમરનિરંદ સીખી કરી, આવ્યો સમસાંન માંહિરે. ભ. ૩૯
કાલી ચઉદસી રાતડી, દીધું મૃતક એકરે;
અગણિ કુંડ તેહનઈં દિઈ, આયુધ દિઈ અનેક. ભ. ૪૦
વીર વકાર્યોરે આવીઓ, કોટા ખેતરપાલરે;
તે છલી નૃપનઈં પાડવા, કરતો રૂપ વિકરાલરે. ભ. ૪૧
તિહારઈ લખમી લીલાવતી, દેવી પરતગિ થાયરે;
આજ થકી વર્ષ પાચમઈં, સહી તું ગૂજર રાયરે. ભ. ૪૨
સોઇ શબદરે વીરઈ સુંણ્યા' લાગો ભૂપતિ પાયરે;
વિદ્યા સકલ તે સાધી કરી, ખેતલ થાંનક જાઇરે. ભ, ૪૩

## દૂહા.

વીર વસંતઈ ઈમ કહિઉં, સાંભલિ કુંમર નિરંદ;
રાજ કરે સપરિવારસું, જીમ તારામાંહિ ચંદ. ૪૪
શબદ સુંણિ નૃપ નાચીઓ, ઉલટ અંગિ ન માય;
અસ્યો હર્ખ હુઇ અસિપરિં, તો જીવ દુખીઓ ન થાય. ૪૫
નારી નામિં હરખતો, ધાય ધનનઈં કાંમિ;
આલસ ઘણું અંગિ વલી, જીન પૂજા નઈં ઠાંમિ. ૪૬
હાસ વિનોદ કરતાં સુંણી, જીવ ધરઇ તિહાં કાંન;
સૂત્ર સિદ્ધાન્ત સુંણતાં વલી, ન રહઈ ચોથું ધ્યાન. ૪૭
રંભારૂપ દેખી કરી, ફાટી આંખિઈ જોય;
શ્રી નવકાર ગણુંતડાં, નયણેં નીદ્રા જોય. ૪૮

ભારીકરમી જીવડા, જીમ નારીનું ધ્યાન;
તિમ કરઇ પરમેશ્વર તણું, પામઇ અમર વિમાન. ૪૯
પર નિંદા કરતાં વલી, જીભઈ વાધઇ જોર;
શ્રી જીનવર ગુણ ગાવતાં, આલસ અંગ અઘોર. ૫૦

## ઢાલ.

રાગ વસંત—નાહલો નીરગુણરે.

જીન તુઝ નાંમ નિધાંનરે, એ ધન કોઇ ન ખાય;
દેહડી જલતાં સાથિં આવઇ, વિણસી કિમઈ ન જાય. જી. ૫૧
ચોરન ચોરઇં અગનિન જાલઇ ધૂરત કોઇ ન ધૂતારઈં;
વાટિઈ વહઇતાં વિઘન નથાય, ધૂતઇં કહી ન હારઇં. જી. ૫૨
એ ધન ખાતાં કહીઇં નખુટઇ. વણુજ કરિ નવિ [1]હારઇ;
કૂવસન પડતાં એનવિ વિણસઇ રૂસી ન લીઈ રાય. જી. ૫૩
ચાડતણું ઇહાં કહિઈ ન ચાલઇં, ગોગી ઘાત ન ઘાલઇં;
સુરનર કિંનર અસુર વિદ્યાધર, એ ધનસું નવિ ચાલઇં. જી. ૫૪
એ ધનનું હેરૂ નવિ થાય, લુંટા સોય ન લૂંટાઈ;
સાયરજલ પ્રલવઇં નઇ એહનેં,, અનર્થ કોઈ ન ઉઠઇં. જી. ૫૫
એ ધનથી પેલું ધન આવઇં, રાજ ઋદ્ધિ સૂખ ભોગ;
કુમારપાલ નૃપ મનિ એણીપરિ ચિંતાઈ, પૂણ્ય સકલ સંયોગ. જી. ૫૬

## દૂહા.

મોહ કર્મ મૂઝને ઘણું, જીવ રહઇં નહી ઠામિ;
તૃષ્ણા વાહ્યો નરપતિ, [2]રહીડું ગાંમો ગાંમિ. ૫૭
અસું કહી નૃપ સંચર્યો, લીધું ગોગી વેસ;
કાંતીપુરમાં આવ્યો, કલ્યાંણકારક વલી દેસ. ૫૮

---

૧ જાઈ, ૨ હીડઇ.

### ઢાલ.

રાંમ ભણઈ હરિ ઉઠીઇએ—એ દેશી.

ગુરૂ વિના ગચ્છ નવિ જિન કહ્યો, એ દેશી—રાગ આસાઉરી.

કલ્યાણકારક વલી દેસમાં, આવ્યો કુમર નિરદોરે;
કૌતગ જૂઈ નૃપ રાણીઓ, ધરતો અતિહી આણંદોરે. કૌ. ૫૯
સરિ વિણ પુરૂષ પડયો તિહાં, કામિની કરઇ (કાનેં) વિચારોરે;
એ સિરિ વેંણી અતિવડી, કાંને કુંડલ સારોરે. કૌ. ૬૦
ડાઢી મોટી અતિઘણી, એ છઈ પાંનનો ભોગીરે;
દંત અછઇં નર સોખલા, સુણીયો કૌતુગ યોગીરે. કૌ. ૬૧
યોગીઇં પૂછિઉં નારનેં, જાણ્યો કિમ વિચારોરે,
તે પણિ મર્મ પ્રકાસીઇં, તે તુહ્મ બુદ્ધિ અપારરે. કૌ, ૬૨
પહઇલી કહઇં સુણો પંથીઆ, વેણી વાંસગ આકારરે;
ખધિઇ ધાસ જ કુંડલા, તવ મંઈ જાણ્યો વિચારોરે. કૌ. ૬૩
ત્રીજી કહઇં ઋદય ઉજલુ, ડાઢીનો આકારોરે;
ચુંનઇં ભર્યોજ અંગુઠડો, જાંણ્યો પાનનો ૧ભોગીરે. કૌ. ૬૪
પાંચમી કહઇં સુણો યોગીઆ, કહુ તુઝ વાત એકાંતોરે;
આંગલી ટચી નખ લોહી ભર્યા, તેણેં નર સોખલા દતોરે. કૌ. ૬૫

### દૂહા.

કૌતગ દેખી હરખીઓ. આવ્યો સરોવર પાલી;
તિહાં એક દેવ ભુવન અછે, મસ્તગ પૂજ નિહાલી. ૬૬

---

૧ ખાનારરે.

## ચઉપઇ.

મસ્તગ પૂજા દેખી રાય, હઇડામાંહિં [1]વિમાસણ થાય;
પૂજારાનઇં પૂછઇ [2]જસઇં, સિર પૂજા તે કારણ કિસઇં. ૬૭
પૂજારૂ બોલ્યા તસ ઠાય, આગઈ એક મકરધ્વજ રાય;
તેણુઇ ખણાવ્યું સરોવર સાર, અમૃત સાગર નામ અપાર. ૬૮
સરોવર પાંણીઈ ભરીયું જસઇં, કમલ અનોપમ પ્રગટીઉં તસઈં;
તેહમાં મસ્તગ બોલઇં સોય, એકઇં બૂડઇ છઇં સહુ કોઈ. ૬૯
વાત હવી મકરધ્વજ જીહાં, બહુ પંડિત પણ બઇઠા તિહાં;
ભૂપંઈ પૂછીઉ મન સંદેહ, કહુ મસ્તગ સું કહઇછઈ એહ. ૭૦
તવ પંડિત હુઆ અતિ બાલ, ઉત્તર તવિ દીધો ભૂપાલ;
હુંતા પંડિત અતિ વાચાલ, તવ મતિમૂઢ હુઆ સમકાલ. ૭૧

## દૂહા.

સમકાલિં નવિ બોલ્યા, ઉત્તર ન થયો ત્યાંહિ.
અવસર આવ્યો જાલવે, તે થોડા જગમાંહિં. ૭૨
અવસર વાહન વાહીઓ, રોસ ન દીધો ધાઓ;
રોસ ગયો રસ વિસમ્યો, પછઈ ધાઉ ન થાઉ. ૭૩
કવિતા પંડિત જગિ ઘણાં, બુઝવે નારિ બાલ;
પ્રાંહિ પંડિત તે નહિં, સમઝાવઇ ભૂપાલ. ૭૪
ધરિ સુરા રણિ પંડિતા, ગામ ગેમા ગોઠિ.
રાજ સભામાં બોલતાં, થરથર ધૂજે હોઠિ. ૭૫
મુંહડઈ માંગ્યું જે દીઇં, નાપઇ રાખ્યો સરણ;
પૂછ્યા ઉત્તર જે દીઇં, તે જગિ વિરલા ત્રણ. ૭૬
પૂછિગો ઉત્તર નવિ થયો, પંડિત પંચ સહાઇ;
સાત બોલ પ્રાંહિ વલી, ખટકઈ હઇડામાંહિં. ૭૭

---

૧ અસંભમ. ૨ તસઇ.

## ચઉપઈ.

પુછયાનો ઉત્તર [1]ન થાય. ભોજન વેલા મૂખ્યો જાઇ;
વાદ સમય ગાથા વિસરઇં, વ્યાખ્યાનની વ્યાઘાતજ કરઇં. ૭૮

ગાંન કરંતા ગલુ બંધાય, શુદ્ધ અર્થ મરડિઇ દૂખ થાય;
સભામાંહિ હુંકારો કરેં, એ સાતે બોલ હઇંઇ ખટકઇં. ૭૯

ભૂપઇં પુછિઉં જેહ વિચાર, પંડિતનઇં કહઇંતાં હુઇં વાર;
સોય બોલ હઇંઈ ખરખરઇં, પછઇં અવધિ ખટ મહિના કરઇ. ૮૦

અવધિ આજ્ઞા લેઈ રાય, પંડિત ચ્યાર પરદેસઇં જાય;
આવ્યા નવકોટિ મરૂથલી, તિહાં એક પંડિત દીઠો વલી. ૮૧

સુંદર ડાઢી સુંદર વાંન, જાંણેં નાગરવેલી પાંન;
ચંદ્ર દોહન કરઈ વિજ્ઞાન, નિજ ડાઢીનું રાખઇ માંન ૮૨

મુહુત ન રાખઇ ડાઢી તણું, તે મૂરિખ જગમાંહે ઘણું;
અસત વચન બોલેં અજ્ઞાંન. ડાઢી નહિ તે કહું ઉપાન. ૮૩

હાસ વિનોદ કૂતુહલ કરેં, ભાંડ વચન મુખથી ઉચરેં;
સ્ત્રીની કથા કરઇ અતિઘણી, ડાઢી નહિ તે કહું પુંજની. ૮૪

સંવર નહી જસ ખાદ્યાતણો, ક્રોધ, લોભ, કામ રસ ઘણો;
લંચા ભોજન આસ પરઘરાં, ડાઢી નહી તે કહું ઝાંખરાં. ૮૫

પુણ્ય પાપની ન લહઈ વાત, ન લહઇ શાસ્ત્રતણા અવદાત;
વ્રત પાલઇ જો થાઇ મડું, તે ડાઢી કહીઈ સુપડું. ૮૬

જીવ જતન નધા પરિહરી, જગમાં ડાઢી તેહની ખરી;
કપટ નહી નર પરઉપગાર, તે ડાઢી જગમાંહિ સાર. ૮૭

સાર પુરૂષ ડાઢી [2]પણિ સાર, દીઠા પંડિત રૂપ અપાર;
[3]ચાંદ વદન દેહ કંચનવાંન, વિદ્યાતણું તે દેતો દાંન. ૮૮

---

૧ નવિ. ૨ જગિ. ૩ ચન્દ્ર.

અસ્યો પુરૂષ તે જાણી [1]સાર, પંડિત ગયા સોય [2]ચિત્તિધાર;
બાંભણ ચ્યાર તિહાં કરૈં જૂહાર, એકે બુદ્ધઈ કહિઓ વિચાર. ૮૯
તવ તે પંડિત બોલ્યો આપ, હું નવિ જાણું જાણુંઈ બાપ;
બાપ કનઈ જવ પંડિત જાય, પિતા દેખાડયો તેણેં ઠાય. ૯૦
તિહાં પિણ પંડિત આવ્યા ધસી, તેણેં પિતા દેખાડયો હસી;
તેહને આવી પૂછઇ વાત, તેણેઇ દેખાડયો ગરઢો તાત. ૯૧
તે પૂછિઓ તવ બોલ્યો આપ, ઉ સાંહમો વડવો નઈ બાપ;
તે કહનઇ નર ચ્યારે ગયા, પ્રશ્ન કરીનઇ ઉભા રહ્યા. ૯૨
તે પંડિત તવ બોલ્યો અસું, થોડી વાતનઈ [3]પુછો કિસું;
હું પણિ ઉત્તર આપું સહી, થોડા દિવસ તુહ્મો રહો ગહઇગહી. ૯૩
તુહ્મો આવ્યા પરદેસજ થકી, ધન વિહુણાં થાઓ છો દૂખી;
દિઉં બુદ્ધિ તે કરયો સહી, સ્વાન ચ્યાર લિઓ હાથિં ગ્રહી. ૯૪
તે વેચો તુહ્મ નગરી માંહેં, બહુ ધન તેહનું આવઇ ત્યાંહિં;
દયા કાજીં મતિ આપું અસી, લોભી બાંભણ ઉઠિઆ ધસી. ૯૫
તેણે જઇ પાલ્યાં ચારઇ સ્વાન, વેચી કરસું બહુજ નિધાંન;
કહ્નઈ કુતિરા બાંભણ ચ્યાર, આવ્યા પુછવા અર્થ વિચાર. ૯૬
તે પંડિત તવ બોલ્યો હસી, તુહ્મ ચ્યારે બાંભણ મતિ ખસી;
અર્થ ભેદ નવિ સમઝો અસું, સહી મૂરિખ [4]તુહ્મ ભણીઆ કિસું ૯૭
સાચો અર્થ [5]સમઝો સુકુમાલ, સ્ત્રી રૂતિવંતી નઇ ચંડાલ;
ગર્દભ દેવાઅર્ચક સ્વાંન, આભડતાં જ ઉપજઇ સ્નાંન. ૯૮
તે કુતિરા [6]વલી બાંધ્યા પેટિ, એકઈ લોભઇ બુડા નેઠિ;
માથું અર્થ કહઇછઇ જેહ, મઈ તુહ્મ મર્મ પ્રકાસ્યો એહ. ૯૯

---

૧ કરિ. ૨. પરવરી. ૩ કહો છો. ૪ બાંભણ નહીં. ૫ સુણજો.
૬ તમ્હો.

ગુણુઇ વચને નર સમઝ્યા તિહાં, લોભિ આય ઘટયાં નર સહી;
તૃષ્ણા રહીત હુઆ નર જેહ, આઉલંબી દીસઇ સહી તેહ. ૧૦૦
અર્થ ખરો લીધો (જમ) ત્યાંહિ, હરખ્યા પંડિત હઇડામાંહિં;
આવી રાયને કર્યો જૂહાર, ભાખ્યો સબદ તણોજ વિચાર. ૧
તેણે વચને નૃપ હુઓ ખુશી, ભુવન કરાવ્યું મન ઉલ્લસી;
મસ્તગ પાહાણુતણું તિહાંધરી, પૂજા તેહની ચાલુ કરી. ૨

## દૂહા.

કુંમર નિરંદ કથા સુંણી, હુઓ તે હઇઇ પ્રસન્ન;
સહી લોભઇ જગ બુડીઓ, લોભ તજઇ તે ધન્ય. ૩

## ચઉપઇ.

શાસ્ત્રઈં કહ્યાછઈં અંધા આઠ, પહઇલો રયણી ન લહઈં વાટ;
તેહથી ભારે દિનઆંધલો, ત્રીજો રાત્રી દિવસ પાંગલો. ૪
ચઉથઉ જનમ [1]જણ્યો જે અંધ, માની પાંચમો કહું નિરંધ;
છઠો ક્રોધી આંધો કહીઓ, જીણઈં પંથ કુપંથ નવિ લહ્યો. ૫
કામાંધ કહ્યો સાતમો, લોભી લોયણ વિના આઠમો;
જેણુઇ વંચ્યો સકલ સંસાર, ધિગ્ ધિગ્ લોભીનો અવતાર. ૬
લોભિં જાય પુર્વ પ્રીતિ, લોભઈં નાસઈં ગુણુની રીતિ;
લોભઈં ન રહઇ નાય નઇ નીતિ, લોભઇ જાય કૂલની રીતિ. ૭
લોભઈં નર સઘલઈ હેલાય, લોભી વંચઇ પુત્ર પિતાય;
ધર્મ દેવ ગુરૂ કરઈં નિષેધ, ન લહઇ તત્ત્વસું ભેદાભેદ. ૮

## દૂહા.

તત્ત્વ [2]વાત જાણુઇ નહીં, લોભી મયલું મંન;
કુંમારપાલ એણીપરિં કહઈ, લોભ તજે તે ધંન. ૯

---

૧ તણ્યો. ૨ ભેદ.

અસું વિચારી ચાલીઓ, આવ્યો જીહાં મલબાર;
કોલબ પાટણનો રાજીઓ, ભક્તિ કરેજ અપાર. ૧૦
જે સુપુરૂષ ઉત્તમ નરા, ચૂકઈ નહીજ લગાર;
મૂરખિ રયણી નવિ ઉલખઈ, જીમ કોયલ સહકાર. ૧૧
માંન સરોવર હંસનઈ, જાંણી [1]મન ગુણવંત;
એ બઇઠાં ગુણ વાધસ્યઇ, આદર કરે અત્યંત. ૧૨
પુરૂષ કુપુરૂષ ન ઉલખઇં, મૂરખિ જેહ ગમાર;
ભમરઇં જો ચંપો તજ્યો, ગુણ નવિ [2]લહ્યા લગાર. ૧૩
શશિ નવિ દીઠો અંધલે, ગુણ નવિ ગલીઆ ચંદ;
લૂલઇ ધનુષ ન ખંચીઉ, જો પોતઇં બલમંદ. ૧૪
મૂઢે નાદ ન જાંણીઓ, બહઉંરઇં ન દીધો ચિંત્ત;
ભીલી મુતાહલ તજઇં, ગુણવંત ન ગયો વિત્ત. ૧૫
ગુણવંત કુંમારનિરંદ છે, દીઠઈ હર્ખં ન માય;
પેખી ભક્તિ કરે ઘણી, કોલંબ નગરનો રાય. ૧૬
કુંમરનિરંદ એણીપરિ કહઇં, સુંણિ પૃથવિના નાથ;
તઇ મુઝ ભક્તિ કરિ [3]ઘણી, જીમ પોતાનો તાત. ૧૭
બાપ તણો ગુણ દીકરો, કિમ ઉસંકલ થાય;
ખૂંધિ કરી તીર્થં કરઇ, તો હું રણીઉ રાય. ૧૮
તું મુઝ તાત થકી વડો, દુખમાં દીધું સુંખ;
ગુણ ઓસંકલ કિમ થસું, તુઝ ગુણ સોય અલખ. ૧૯
અસું કહી નૃપ ચાલીઓ, આવ્યો જીહાં ઉજેણિ;
તિહાં મહાકાલ પ્રસાદઅછંઇ, જોવા લાગો તેણિ. ૨૦

---

૧ મતિ. ૨ ગયા. ૩ અસી.

## ઢાલ

## ડુંગરીઆની-રાગ રામગિરી.

શય પ્રાશાદમાં જોયતાં, દીઠી સાપની ફિંણરે;
અક્ષર લેખ પણિ તિહાં લખ્યો, કહિઉં અસ્યું તિહાં કહણરે-રા. ૨૧

સંવત અગ્યાર નવાંણુ રે, હોસ્યે કુંમરનિરંદરે;
વિક્રમ નૃપ પરેં તે સહી, સકલ લોક આણંદરે-રા. ૨૨

વાંચી [1]નિરખીઉ ચાલીઓ, આવ્યો ઉજેણિ માંહિરે;
વોશિર વિપ્ર પણિ તિહાં મલ્યો, મલ્યોરાજાસજનનઇત્યાંહિરે-રા. ૨૩

કુટુંબ પરિવાર ત્યાંહા મલી, ચાલ્યો ગુજ્જર ભૂપરે;
ગામ દેરાસરમાં આવિયો, દીઠું જોગિઅ રૂપરે-રા. ૨૪

કુંમરનિરંદ જઇ તસ નમ્યો, પૂછ્યા ચ્યાર અવદાતરે;
સ્નાન નઇં દાન જ્ઞાની, કહઇ ધ્યાનની વાતરે-રા. ૨૫

સ્નાનનો અર્થ ઘટ નિર્મલો, દાની જીવઉગારીરે;
જ્ઞાન તે જીવ નિર્લોભતા, ધ્યાન વિષય નિવારરે-રા. ૨૬

વચન સુંણી નૃપ હરખીઓ, ભલા બોલ કહઇ ચ્યારરે;
સોય પુરૂષ જગિ આદરઇં, જેહનઇં અલ્પ સંસારરે-રા. ૨૭

બહુલ કરમી જગિ જીવડા, હણઇ પરતણા જંતરે;
લોભ વિષય નર [2]વિહુલા, હઇઇ કપટ અત્યંતરે-રા. ૨૮

ચ્યાર લોભઇ ગતિ ચઉ ભમઈ, નહી મુક્તિનો પંથરે;
નાથ યોગીઅ સહી કહઇ ખરૂં, હરખ્યો રાય અત્યંતરે-રા. ૨૯

અતિહિં પ્રસંસી સંચર્યો, આવ્યો ચિત્રોડ માંહિરે;
શાંતિ પ્રશાદમાં જઇ નમ્યો, રામચંદ્ર મુનિ ત્યાંહિરે-રા. ૩૦

---

૧ હરખિય હાલીયો. ૨ નેવલી.

બિ કરજોડી પુછીઉં, કહું નગરીની આદિરે;
પુર્વ કથા તે મુનિ કહે, બોલે મધુરડઈ સાદિરે—રા. ૩૧

દૂહા.

મધૂર વચન મુનિવર કહઈ, સુંણિ [1]પૃથ્વીના નાથ;
આગઇ રઘુવંસઇ હવો, ચિત્રાંગદ નરનાથ; ૩૨
તિહાંરઈ એક યોગી આવીયો, વાઘ વડુઓ તસ હાથિ;
અમૃત ફલ એક લેઇ કરી, દીધું નૃપ નઇ હાથિ. ૩૩

ઢાલ.

મુનિવર મારગિ ચાલતાં—એ દેશી.

નૃપ રંજ્યો તવ ઈંમ કહઇ, સુંણિ યોગી નાથ;
કવણ વસ્તુ તુહ્મ ચાહીઇં, કહો તે મુખવાત—નૃ. ૩૪
તવ યોગી મુખે ઇંમ કહઇં, સુંણિ પૃથવિરાય;
વિદ્યા એક અધૂરડી, (તે) તુઝથી [2]સધાય—નૃ. ૩૫
સૂરો રૂપિં રૂઅડો, ગુણ અતિ અભિરાંમ;
બત્રીસ લક્ષણ નર વલી, થાય તેહથી કાંમ—નૃ. ૩૬

ચઉપઇ.

બત્રીસ લક્ષણ કહીઇ જેહ, સુંણયો સહુ સભાપતિ તેહ;
હીઉં કપોલ નઇં ત્રીજું મુખ, એ ત્રિણિ પુહુલા પાંમઇ સુખ. ૩૭
નાભિ સત્વનઇં ત્રીજો સાદ, ત્રિણિ ગંભીર લહઇ જસવાદ;
કંઠ, પુઠિ, [3]જંઘાનઇ લિંગ, લઘુથી નર પુજાઇ અંગ. ૩૮

---

૧ સાંભલિ સુપુરૂપ વાત. ૨ થાય. ૩ છીંડ઼ા.

અંગુલ, દંત, નખ, કેસ તજાય, પંચ પાતલઇ સુખ બહુ [1]આય;
તન લોચન કર હીઉં નાક, પાંચે લાંબે લહઇ ધન લાખ. ૩૯

નાસિક ખંધનઇ નરના નખ, કક્ષા [2]હીઉં છઠું મુખ;
એ ષટ ઉંચઇં અતિ સોભાય, દિન દિન ઉન્નતિ [3]અતિ થાય. ૪૦

અધર આંખિ જીભા તાલવું, નર ગુંજાની ઉપમ હવું;
હાથ, પાય તલિ રાતઇ વર્ણિ, તે સિરિ છત્ર ધરાવઇ ત્રિણિ. ૪૧

હાથ હથેલી રગત અત્યંત, તે નર હુઇ અતિ ધનવંત;
નીલી મધ્ય પીલી અસાર, [4]હુઇ લંપટ કઇ મંસ આહાર. ૪૨

હાથ હથેલી કાલી હોય, વહઇસો પોહુચઇં દુર્ગતિ સોય;
અંગૂઠા તલિ વાયસ પાય, મૂલ રોગઇં તસ મરણુજ થાય. ૪૩

સંલગન અંગુલી મિલી તે જોય. તે નર પ્રાંહિં કિરપી હોય;
છિદ્ર સહિત નર જો આંગુલી, તે નર દાતા હુઇં વલી. ૪૪

છત્ર દંડ સહિત આકાર, ચામર રેખા સોભઇ સાર;
તે નર ચક્રિ થાઇ સહી, એ વાત સામુદ્રિક કહી. ૪૫

હય, ગય, રથ, વૃષભ, પાલખી, એણી રેખાઇં નર હુઇ સુખી;
આયુધ એક તણો આકાર, તે તર નવિ હારઇ નિરધાર. ૪૬

ત્રાપો સાગર પ્રવહણુ હોય, રૂપ, સોવનનો ભોગી સોય;
હલ, ઉખલ, મુષલ આકાર, તે નર કરસણુનો વ્યાપાર. ૪૭

મંદિર [5]પુષ્પ તણી માલાય, એણેં આકારિં રાજા થાય;
હવે નર દંત તણો અધિકાર, સુંણુયો સામુદ્રિક વિચાર. ૪૮

દંત સહિત બાલક જનમીઓ, કઇ સત મહીનામાં ઉગીઓ,
તે બાલિક કુલનો ખય કરેં, બિઇ વરસઇં આવ્યા દૂખ હરઇં. ૪૯

---

૧ થાઇ. ૨ હ્રદઉં. ૩ અધિકી. ૪ સોલંપટ કરઇ મંસ. ૫ પુષ્પ.

સાત વરસ દશ વરસ મઝારિ, પડી ઉગતઇં ભલું વિચાર;
બત્રીસ પૂરા ઉગઇ જોય, તો તે નર સહી રાજા હોય. ૫૦

જે નરનઇં હુઇ ત્રીસહ દંત, તે નરથાઇ લખમી વંત;
અઠાવીસ દાંતિં હુઇ સુખી, એકવીસ દાંતિ નર હુઇ દૂખી. ૫૧

એકવીસથી ઉગઈ ઓછાય, તે તો નર અધમાધમ થાય;
તિક્ષણુ દાઢા હુઈ જેહની, નખર પ્રગતિ હુઇ તેહની. ૫૨

નાના કાલા વિરલા વલી, વિસમા દાંત રૂલા નીકલી;
અધમ જીવ સાંહામું નવિ જોઈ, તે નર ધર્મ વિહુણો હોય. ૫૩

જેહના દંત અછઈ અતિહિં, અતુલ, ઉપમ તસ મુચકંદહ ફૂલ;
સ્નિગ્ધ સુગધ ડાઢિ હુઇ જેહની, કીર્તિ ઘણી હુઈ તેહની. ૫૪

ખર, હાથીના સરિખાં દંત, તે નર ઉત્તમ નઇ ધનવંત;
હરિ કૂર્મના સરીખી પુંઠિ, લખમિ પાય પડઇ તસ ઉઠિ. ૫૫

કુંભ કોટિ અનેં વાટલી, તે રાજા હુઇ મહાબલી;
સૂક વાયસ બગલો નઇ મોર, અસી કોટિ નર [1]દરિદ્ર અઘોર. ૫૬

જસ મુખ ચંદ [2]સરીખું હોય, તે નર પ્રાંહિં ધરમી [3]હોય;
ઉંદિર, મૃગ સરીખું મુખ, તે પાપી નવી પામઇં સુખ. ૫૭

જીભા કાલી નઈ સાંમલી, તે પાપીથી લખમી ટલી;
જાડી જીભ અનઈ પાતલી, અસતી [4]ભાખી નઈ અતિમિલી. ૫૮

રાતી રસના જેહનઈ હોઈ, ભોજન ભોગ લહઈ નર સોય;
રાતઇ તાલૂઇ રાંણી વરઈ, [5]કાલઈ તાલૂઇં કુલ ક્ષય કરઈ. ૫૯

પીલી તાલવિ રાય અત્યંત, ધોલઇ તાલુઇ નર બલવંત;
કાછબ પીઠ સરિખા હોઇ નખ, તે નર પામઇ બહુલું સુખ. ૬૦

---

૧ દંદ્રૂ-દરિદ્ર. ૨ સરિસું. ૩ જોય. ૪ વાદી. ૫ કાલુ હોઇ તો કુલ ખપ કરઈ.

સુપા સરિખા જો નખ હોઈ, વાંકા લૂખા ધોલા સોય;
ચપટા નખ તે નહી નર ભલા, દૂખીઆ દીન ભમઈ એકલા. ૬૧
એક ધારિં નર રાજા થાઈ, બિઇ ધારિં ભોગી કહેવાય;
લઘુસંકાઈ જસ બહુ ધાર, તે દારીદ્રિ મ કરિ વિચાર. ૬૨
વીર્ય મીનગંધ તો સુખી, લાખ સરિખઈ ગંધઈ દૂખી;
દુધ તથા મધુ સરીખો ગંધ, તેહનેં સ્ત્રીસું અતિ પ્રતિબંધ. ૬૩
કંદર્પ કમલ [1]મદ સરીખોહોઈ, પૃથ્વી રાજા થાઇ સોય;
કંદર્પ હવન સરિખો હવઈ, ચતુરપાદપણું ભોગવઈ. ૬૪
માંસ ગંધ તો હોઇ ચોર, લોહી ગંધ તો [3]વ્યસન અઘોર,
હસ્તીમદ [2] સરીખો ગંધાઈ, ખારઈ વીર્યઈ દુખીઉ થાય. ૬૫
દુધ સરીખઈ વર્ણિ રાય, કાલઈ વીર્યઈ યોગી થાય;
અધમ વીર્ય (તે) કડવું કહિઉં, સામુદ્રિક શાસ્ત્રઈ એ લહિઉં. ૬૬
વાઘ સિંઘ હસ્તીનુ અંગ, તેહનઈ આકારિં જેહનું લિંગ;
તે ભોગી યોગી નહિ [?]કદા, પાંચઇ ઇંદ્રીનાં સુખ સદા. ૬૭
ટુંકે લિંગઈ રાજા હોઇ, થૂલ લંબ દારિદ્રી જોય;
લિંગ પાતલે અતિ સોભાગ, તે નર ઉપરિ નારી રાગ. ૬૮
અલતા પરવાલ ને રંગિં, રૂધિર હુઇં નર જેહનેં અંગિ;
[3]ભોગી હુઇ નર તેહ ધનાઢ્ય, સોય પુરૂષનું વડું નિલાડ. ૬૯
લોહી કમલ સરીખું હોઈ, બહુ કન્યા નર પરણિં સોય;
સ્વાન, ઉંટ, પાંડરૂ શીઆલ, એણેં રૂધિર નર દૂખ ચિરકાલ. ૭૦
વાંનર(વાઘ) સીંહસરીખીકઇડિ, તેહથી લખમી ચાલી [4]વહઇડી;
નીલ કંઠ, મૃગ, દાદુર પેટ, તે નર રાજા થાઇ [5]નેટિ. ૭૧

---

૧ મધ. ૨ વાસના. ૩ તે નર ભોગિને ધનાઢ્ય. ૪ વઢ.
૫ નેટી.

## દુહા.

સામુદ્રિક શાસ્ત્રઈ કહ્યાં, એ લખણ બત્રીસ;
વલી લક્ષણ નીતિ શાસ્ત્રમાં, ભાખ્યા દોહસ વીસ. ૭૨

એકેકું સીહ, બગ તણું, ચરણાયુદ્ધનાં ચ્યાર;
પંચ લખણ વાયસ તણાં, સ્વાંન તણાં ખટ સાર. ૭૩

ત્રિણિ ગુણ ગર્દભ તણા, પ્રધાન પુરૂષના ચ્યાર;
એકેક ગુણ આઠે તણા, લીજઈ નર નિરધાર. ૭૪

હંસ, મોર, મૃગ, મીન, [1]માલી, કોલ કોકિલ લોહકાર;
એકેક ગુણહ એહનો ગ્રહઇ, વાધઇ બુદ્ધિ અપાર. ૭૫

## ચઉપઈ

સાહસીક ગુણલિઇસીહડા તણો, એક ગુણહવઈ બગલાનો સુંણો;
સંવરઈ ઇંદ્રી રહઇં એક ધ્યાંન, એણી બુદ્ધિઇં નર મિલેં નિધાંન. ૭૬

ચર્ણાયુદ્ધના લિઈ ગુણ ચાર, યુદ્ધ કરેં નર થઈ હુશિઆર;
જાગેં વહઇલો પોખઇ સજન, ભોગ કરઈ બલ જેનું તન. ૭૭

છાંનો ભોગ ધીઠાઇપણું, કાલે ધર કરતો આપણું;
અપરમાદી નવિ છેતરાય, પાંચે ગુણ વાયસ લેવાય. ૭૮

ઘણું જમઈ થોડઈ પણિસરઇ, સ્વાંમી ભક્તિ સદા [2]તે કરઇં;
સુનિદ્રા સજ્જનેં સૂર, સ્વાંન તણાં લખણ ખટપૂર. ૭૯

ત્રિણિ ગુણ ગર્દભના સાર, થાકો વહઇં વાંસઈ ભાર;
નાઠિ તાપ મનમાં નવિ ધરઈં, સદા લગેં સંતોષઇં ચરઈં. ૮૦

---

૧ મલી. ૨ પણ.

## દૂહા.

ચ્યાર બુદ્ધિ પ્રધાનની, પરપંચી વાચાલ;
સર્વ તણે સંતોષતો, પરમન લહઇ તતકાલ. ૮૧

હંસ દૂધ જલથી પીઈ, જલ નઇ તજઇ અપાર;
તિમ અવગુણથી ગુણ લીઇં, તે નર ઉત્તમ સાર. ૮૨

મોર માન પગ જોઇ તજઈં, નર દેખી કરઈં ગ્યાન;
ગુણ ઢંકઇ અવગુણ [1]લવઇં, મુંકી મનિ અભિમાંન, ૮૩

વનમાં ચરતો નાસતો, ફિરી જૂઇ જીમ હર્ણું;
તિમ નર પાપ કરંતડાં, ફિરી વિચારઇં મર્ણું. ૮૪

મીન પરિં ચંચલ નરા, પોતા તણુઇં વલી ઠાંમિ;
આલસુ મંદ તણી પરિં, બઇસી ન રહઈ ઠાંમિ. ૮૫

માલી મધ્ય રોપઇં સહી, ચંપાનું વનખંડ;
ફરતાં બાઉલ પુરૂષા, થોહર નઇ એરંડ. ૮૬

એણુઇં દૃષ્ટાંતઇ નર વલી, હઇઇં ધરઈ વિવેક;
હીંદુ [2]તરક ભુંડા ભલા, સહુનઈ ન કરઇં એક. ૮૭

કાલ તણી પરિં સગુણીએ, સંકટ પડઇ પલાય;
ખિણમાં ઉભો ઇહાં વલી, ખિણ સો જોયણ જાય. ૮૮

કોયલ પરિં મધુરો લવઇં, સકલ સભા મનિ સુહાય;
વણ દીધો જસ તેહનો, દીપતો કીર્તિ ન માય. ૮૯

કોયલ કિસ્યો ધન સંચજ, કાજ કસ્યો ધન તેહ;
જીહ્વારસ વચને કરી, જગ આપણો કરેઅ. ૯૧

એક દિન જીહ્વા દંતમાં, બિહુમાં હુંઓ કિલેસ;
દંત કહઈ કરસું કિસું, જવ જસું પરદેશ. ૯૨

---

૧ લરઇ. ૨ અસુર.

તુઝ વિણુ સહી માહરઇ સરઇ, તૂઝ વિણુ હું ન મરંત;
બઇડી ચાતું લાપસી, તાના લોલ કરંત. ૯૩

દો દસ વીસે અગ્ગલા, વયરી વયર ધરંત;
જો વસિ [1]પડયો માહરે, કાપી આધ કરંત. ૯૪

અમ્મો ચાતું ચુગલું અમ્મો, અમ્મો ન કરૂં પ્રમાદ;
તું કવણુ બિચારી જીભડી, બઇઠી કરઈ સવાદ. ૯૫

ફું ફું કરતી ફરસતી, ખાજાં લાડુ વાલ;
દંત વિના તાહરા થસ્યે, ગબ્ચી [2]સરીખા ગાલ. ૯૬

જીહ્વા કહઇરે દંત તું, સીદ ચઢાવઈ રીસ;
વચન [3]અસું અહ્નો બોલસું, [4]જેણુઇ પડસો બત્રીસ. ૯૭

આજ ઘડી દીન દોયમાં, માહરૂં કીધું જોય;
વચન વિરોધ બોલી કરી, પૂજ કરાવું તોય. ૯૮

બોલ્યા બત્રીસે બાપડા, રહ્યા તે [5]દો કરજોડિ;
માતા એહવૂં બોલજો, દંત ન [6]આવે ખોડિ. ૯૯

બંધ થકિ મુંકાવીઈ, અનઇ વલી પાડું પાસ;
જો તઇ મીનતિ મુઝ કરી, તો તુઝ પુરૂ આસ. ૧૦૦

આંબા, રાયણુ, શેલડી, દ્રાખ અનઈ, જંબીર;
જીભઈ પસાંઇ બીડલાં, બેઠાં ચાવો વીર. ૧૦૧

જીભ પસાઇં જગ સુખી, જીભઈ જયજયકાર;
મધૂર વચન કોકિલ લવેં, તેણે વાહલો સહકાર. ૧૦૨

તેણેં કારણિ [7]નર એક તું, કોયલના ગુણુ આંણિ;
જગમાં [8]તું થાએસ વલી, ગુણ સઘલાની ખાંણિ. ૧૦૩

---

૧ પડસ્યો અમ તણે. ૨ જેવા. ૩ એક. ૪ પડસ્યો દંત. ૫ બે. ૬ લાગે. ૭ મુખિ. ૮ તો જગમાં.

ભાગા કટકા લોહના, જીમ સાંધઇ લોહકાર;
ભાગ્યા મન જે મેલવઈ; લખ્યણ એહ અપાર. ૧૦૪
બત્રીસ લક્ષણ નરતણાં, વિવરી ભાષા જોય;
હવઈ લક્ષણ કહું [૧]નારીનાં, સુપુરૂષ સુણયો તેહ. ૧૦૫

## ચઉપઇ.

લાંબુ પોહોલું જેહનું નાક, તેહનું પોહચઇ સહુ અભિલાષ;
નાક અગ્ર જસ ટુંકું હોઇ, દાસપણું પામઇ સ્ત્રી સોઇ. ૧
પીલી આંખિ નારી સદા દાસ, વહઇલી રાંડઈં પ્રીઉ નહી પાસિ;
લંબ નિલાડી સસરો [૨]ખાય, દેવર લાંબઈ પેટિ સમાય. ૨
લાંબી કહઇડીં ખાઈ ધણી, ટુંકે લટીએ સ્ત્રી અવગૂણી;
સ્વેત તાલૂઇં દાસી થાય, રાતઇં તાલૂઈં પરણે રાય. ૩
વદન વિરૂપ ન દીસઇ સોમ, જસ જંઘાઈ ઝાઝા રોમ;
કાય કેસ જો વાંકા હોય, નારી નર નઇં ખાય સોય. ૪
હરણાંખી હરણાંની જાનું, ઉદર કોટિ મૃગકેરૂં માન;
તે રાજાની પત્ની થાય, તેહનો કાલ બહું સુખભરી જાય. ૫
ગરૂડ હંસ ચકવી કોકિલી, એહવે સાદિં નારી ભલી;
લંબ કર્ણ નઇ ભમર સુવંક, તે સ્ત્રી પાંમઇ સુખ અસંખ. ૬
ગાલે ખાડા ઉચા કેસ, રોમ વિના તન નહી લવલેસ;
ગીધ પંખીયા સરીખી આંખિ, નર સરખઇ સાદિં મમ રાખિ. ૭
નિલવટ કાલું તિલક અપાર, પાંચ પુત્ર જણે તે સાર;
જીભા રાતી પુણ્યઇ ઘણઇં, તે ધનવંતિ પુત્રહ જણે. ૮

---

૧ સ્રીતણો. ૨ ધાય.

જેહની રસના અતિ ઉજલી, સોય સગાનઇં નાખઇં દલી;
કાલી જીભઇં કનક નિષેધ, તે નારી કરઇ વંસહ છેદ. ૯

ઉધત પિંડ ખર સરિખો નાદ, અથવા ધોઘર જેહનો સાદ;
રોમ કઠિણ હુઈ જસ કાય, રાજ સુતા તો દાસી થાય. ૧૦

કાગ સરીખી જેહની જાનું, ડાભેં થણી છે તિલકજ માંનુ,
સુચ્ચઅર રોમી સ્ત્રી નહી સુખી, તે રંડા નારી હુઇ દૂખી. ૧૧

જસ હસ્તીના સરીખી જંઘ, તે સ્ત્રી પામઈ ભોગ સુરંગ,
કનક રોમ નાભિં ત્રિણિ રેખ, તે રાંણી સુખ લહઇ અનેક. ૧૨

થૂલ [1]પયોધર કંઠ સુકુમાલ, રોંમ રહીત અને રૂપાલ;
તે સુખણી હુઈ સંસારિ, નાંનઈ વિરલઇ દૂખણી નાર. ૧૩

હૃદય તિલક હુંઇ પુંણ્યઇં [2]તણેં, ત્રિણિ પુત્ર ચઉ પુત્રી જણેં;
મેખલા નાભિ હૂઇ વાટલી, તે સ્ત્રી નૃપનઇં પરણેં વલી. ૧૪

લાંબુ પેટ નઇ જાડી જંઘ, ટુંકે લટીએ ટાલુ સંગ;
પદ પયોધર જો ઝાઝા કેસ, તે સ્ત્રી વિધવા બાલિ વેસ. ૧૫

અતિ ઉંચી અતિ નીચી નારિ, અતિ ગોરી અતિ કાલી વારિ;
અતિ જાડી નેં અતિ પાતલી, તે સ્ત્રી સુખ નવિ પાંમે વલિ. ૧૬

ગંધ મીન છછુંદર જસ્યો, ઉગ્ર ગંધ ભૂંડો હુઇં જીસો;
વેસણ લીંબ સરીખા ગંધ, તે નારી સ્યું કિસ્યો પ્રતિબંધ. ૧૭

ચંપક ફુલ તણો ગંધ ધરઇં, તે નારી નરનઇં વસિ કરઇ;
ઉદર પાતલું દુટીંટી દૂર, [3]તસ લખમી રહઇ ભરપુર. ૧૮

પ્રસેવ રહીત તન થોડા વાલ, નેત્ર, ગાત્ર જસ દોર્ઘ વિશાલ;
નિદ્રા ભોજન અલ્પ કષાય, રાતી જીભઈ રાંણી થાય. ૧૯

---

૧ પયોહર. ૨ ઘણ. ૩ તે ઘરિ.

માંકણુ જૂ જસ અંગિ રમઇં, કાલી જીભા ત્રપ ત્રપ કરઇં;
પીલી [1]આંખિં નારી કસી, પીલી આંખિઇ સ્ત્રી રાખસી. ૨૦

કાછબ પીઠ સરીખો ભગ હોય, પુત્ર સુકોમલ પ્રસવેં સોય;
પીપલ પાંન સરીખું ભગ હોય, સહુ સુખીઓ જીહાં તેહનો પગ. ૨૧

જેહનેં પગિ ધજ અંકુસ સાર, મુસલ છત્ર ગદા આકાર;
તે કંન્યા રાજાનેં વરઇં, જીહાં જાવઇ તિહાં લીલા કરઇં. ૨૨

જસ પગ ઉંચો જાડો હોઇં, પુત્ર પવિત્ર જણઇં સ્ત્રી સોઇ;
ચક્ર કલસને પદ્મ આકાર, તે સ્ત્રી પામે નૃપ ભરતાર. ૨૩

ભૂમી ન લાગઇં ટચી આંગુલી, તે વિભચારણિ હોઈ વલી;
લાંબી પુહુલી વિરલી હોઇ, નારિ કુંઆરિ ચૂકઇ સોય. ૨૪

પગની પાંની ઉંચી લહી, સોય નારી કુસીલણુ કહી;
મોટી હુઇ તો માલન ખેદ, લાંબી હુઇ તો પાંમઈ ખેદ. ૨૫

## દૂહા.

એ ઇસ્ત્રી લખણ કહ્યાં, પહઇલાં નરનાં જાંણિ;
તે લક્ષણ નૃપ તુઝ કહઉં. [2]કામ કરો ચિત્તિ આંણિ. ૨૬
દયા કાજીં નૃપ હા કરઈ, ઉઠી ચાલ્યા દોય;
યોગી રાય તણી કથા, સુપુરૂષ સુણયો સોય. ૨૭

## ઢાલ.

મુનિવર મારગ ચાલતા—એ—દેસી.

નૃપ યોગી ડુંગર ચઢયા, કીધું અગનિનો કુંડ;
યોગી કહઈ નૃપ ઇહાં ફરૂં, હુઇ વિદ્યા અખંડ—નૃ. ૨૮

---

૧ લાંબઇ હોઠ કન્યા કસી. ૨ કાજ

ભૂપતિ આપ વિચારીઉં, ધન અરથી એહ;
પુરસા કારણ અગણિમાં, સહી મુ બલઈ દેહ—નૃ. ૨૯
હું બાલું જો એહનઇં, તો એ પુરસો [1]હોઇ;
હું અરથી છઉં તુહ્મ તણો, નો હોઇ છલ વિણ સોય—નૃ. ૩૦
[2]નૃપઈ આંખ્યો ઓલખી, બોલઇ કપટઇ રાય;
કુંડ [3]પાછલિ હું તો ફરૂં, જો તું આગલિ થાય—નૃ. ૩૧
યોગી ફરઇ તવ આગલિ, પાછલિ નર (વર) ભૂપ;
મહિપતિ યોગી લેઈ કરી, નાંખ્યો અગનિ કૂપ—નૃ. ૩૨
યોગી ટલી પુરસો થયો, આવ્યો રાયનઇં હાથિ;
લખમી કારણિ નર કરઇ, પાતિગ ધન ઘાત—નૃ. ૩૩

## ચઉપઇ.

લખમી લખણ હીણી [4]જોય, ઉંચ નીચ ધરિ પઇઠી સોય;
અસતી નારી બહું ભરતાર, તેણઈ કીધા નર બહુ [5]ઓઆર. ૩૪
તુઝથી નર પાંમઇ ગલઇપાસ, તઇં કીધા નર [6]પરઘર દાસ;
તેં ફેરવીઆ જન પરદેસ, પુત્ર પિતામાં કરઇં કિલેસ. ૩૫
મોટા નાંના તઇં પણિ કર્યા, સુપુરૂષ કુપુરૂષ એહુ આદર્યા;
લૂલા ટુંટા કોઢી [7]વર્યા, ઘણા પુરૂષના પ્રાંણુજ હર્યા. ૩૬
તુઝ દર્શન થયું ચોરી મન્ન, તઇ રોલવીઆ પુરૂષ રતન;
જેણઇં તાહરૂ બહુ કરીઉં જતન, તે નર જાતા ન લહઇં અન્ન. ૩૭
સાસ્ત્રે તું અનરથનું મૂલ, તઇં નર કેતા મેલ્યા ધૂલિ;
તુંહઇં વંછઈ લછિ અપાર, નગટી દેવી સરડો પૂજાર. ૩૮

---

૧ થાઇ ૨ ભૂપઇ ૩ પાખલિ. ૪ હોઇ. ૫ ખોહાર, ૬ ઘરિઘ. ૭ કર્યા.

દેખઇછઇ અનરથની કોડિ, ધન કારણિ [1]નૃપ પામ્યા ખોડિ;
તુહઇ નરનઈ લાલચ ઘણી, લછિ ન જૂઇ નર ધર્મિભણી. ૩૯
કવિ રાગિ પંડિત દાતાર, પ્રાંહિંએ [2]ચિહું ઉપરિ ખાર;
ફિરચી કાયર પાપી મૂર્ખ, તે ઘરિ પઇસેવા તુઝ હર્ખ. ૪૦

ઢાલ.

લખમી તુઝ પુછું વલી, ફિરચી ઘરિ કાં જાઈ;
ચતુરાં દાતા સૂર જે, તિહાં તુઝ કાં ન સુહાય. ૪૧
ચતુરાં ઘરિ મૂઝ [3]સોકિણી, દાતા દીઇ પર [4]હાત્થિ;
સૂરા ઘરિ રંડાપણું, તેણઇં હું કરપી [5]હત્થિ. ૪૨
અવલી ગતિ માહરી સહી, હું અનરથનું મૂલ;
છંડી તે છુટી ગયા, લોભી મલીયા ધૂલિ. ૪૩
લોભીઇં યોગી કિમ મુઓ, નહી મુઝમાં કાંઈ સાર;
પ્રાંહિં લચ્છિ આવ્યા પછી, સાતેં ઉપરિ ખાર. ૪૪
સ્ત્રી ઘરિ મંત્રી સેજડી, વસ્ત્ર પાત્રને આહાર;
કવિ કહઈ ધન આવ્યા પછી, સાતે ઉપરિ ખાર. ૪૫
એહ સરૂપ લછિ તણું, મુનિ કહઇં સંત વિચાર;
કુંમારપાલ નૃપ સાંભલો, આગલિ સ્યો અધિકાર. ૪૬

ઢાલ-પાછિલી.

એ અધિકાર આગલિ થયો, લિઇં પુરિસો રાય;
દુગ કરેં દુર્ગ [6]ઉપરિં, જોઇ સુંદર ઠાય. ૪૬

---

૧ બહુ. ૨ ચોહો. ૩ સોકડી. ૪ હાથિ. ૫ સાથિ. ૬ ઉપર ૯

પ્રગટ થયો કૂટ દેવલા, એહનઈ કોટનો ઠાંમ;
ગઢ કરવા તુહ્ય દિઉં, જો રહઈ માહરૂં નાંમ. ૪૭

રાય કરે ગઢ રૂઅડો, ઉંચો અભિરામ;
ભૂપ ધરઈ તિહાં તેહનુ, ચિત્રકોટજ નામ. ૪૮

ચઉદ સહસ ગઢમાં વસઈ, કોટીધજ સાર;
લાખેણા રહે તલહટીઈ વસે, તસ અંત ન પાર. ૪૯

ઉંચો ગઢ રલીઆમણો, [1]સુંદર સોભઈ ઠાંમ,
અવર નગર તિહાં નેસડો, નદી વાટા નઈ નાંમ. ૫૦

અવર ડુંગર [2]ગઈ ઉપમાં, જાંણે એ ઢેખાલ;
ચિત્રોડ ગઢ રલીઆંમણો, ચિત્રાંગદ ભૂપાલ. ૫૧

દૂહા.

પૂરવ કથા શ્રવણે સુંણી, હરખ્યો કુંમરનિરંદ;
ગઢ ઉપરિ આવી ચઢીઓ, જોતાં અતિ આણુંદ. ૫૨

સુકોસલ વાઘણીતણું, જીણું [3]ઠાંમિ નિર્વાણુ;
જીન મંદિર જૂહારી કરી, ચાલ્યો ચતુર સુજાણુ. ૫૩

આવ્યો નૃપ ઉતાવલો, કનિકુબજ જ્યાહાં દેસ;
તિહાં તરૂ આંબા તણાં, નગરતણુઈજિ નિવેસ. ૫૪

ઢાલ.

વંછિત પૂરણુ મનોહરૂં—એ દેશી. રાગ સામેરી.

કૌતુગ જોઈ તિહાંથી ગયો, કાશી દેસમાં આવીઓ;
બોલાવીઓ નૃપનઈ તિહાં એક વાંણીઈએ. ૫૫

---

૧ શૌભઈ સુંદરવાન. ૨ સી. ૩ થાનકી.

એક દીઠઇ મન ઉલસઈ, હઇઉ વદન હરખઇ હસઈ;
વલી વિકસઈં લોચન દો પ્રેમઇ કરીએ. ૫૬

દેખી નર ઉપજઇ નેહો, હુઇ શીતલ ટાઢી દેહો;
સહી સનેહી જાંણો પૂર્વભવ તણોંએ. ૫૭

પૂર્વ સનેહ જાણ્યો તસઈ, [1]કુંમારપાલ દીઠો જસઈં;
સનેહ રસિં મદનશેઠ [2]લેઇ ધરિ ગયોએ. ૫૯

ભોજન ભગતિ ભલી કરી, કનક થાલ કરિ ભિઇ ભરી;
આગલિ ધરી વલી વસ્તુ વિવિધ ભાતિનીએ. ૬૦

કુંમર નિરંદહ ચિત્ત ઠર્યો, ગૂહા લેઈ નૃપ સંચર્યો;
બહુ ફ્રયોં નગરીમાં નૃપ એકલોએ. ૬૦

કર્મયોગે કૌતગ થયો, મદનશેઠ મરણઈ ગયો;
દ્રવ્ય એહો નગરી ભૂપઈ તેહનોએ, ૬૧

રમત ગમત કંથા પહઇસિ, કુંમારપાલ આવ્યો ધરિ;
બહુપરિ તાલાં દીસેં બારણુંઇએ. ૬૨

પુછઈ કુંમર તિહાં રહ્યો. મદન પુરૂષ આ કિહાં ગયો;
જન કહે મરણુ થયો [3]તસ શેઠનોએ. ૬૩

શેઠ તણે સુત નહી જસે, ભૂપઈ ધન લીધું તસેં;
કરૂણા રસિઇ રોય [4]કુંમરનરેશ્વરૂએ. ૬૪

ધિગ્ ધિગ્ પાપી નૃપ અસ્યા, ક્રરઈ ભુજગ ભોગી જસ્યા;
નર કસ્યા પરદૂખણુ કારણિ સરજીઆએ. ૬૫

વાઘ સિંધ વિષધર સહુ, તેહના મન મઇલા બહું;
ભખઈ સહુ તંદુલ મચ્છ જીમ મનિકરીએ. ૬૬

---

૧ નરદ. ૨ ધરિ લઇ. ૩ એ. ૪ કુંમરનરંદ ત્યાહાં રોઇઉએ.

વઈદ મન મયલો યોગ, વંછઈ ધનવંતાં રોગ;
મૃતસોગ [1]વાંછે મૂઢ મસાણીઆએ. ૬૭

નારદ વેઢિ વંછે ઘણી, દુર્ભિક્ષ વંછઇ કંણુઘણી;
છલભણી જોતી ચાલઈ શાકિનીએ. ૬૮

દોખિ વંછઈ છિદ્રનેં, અસતી વધ ભરતારનેં;
તિમ મનિ નૃપ વંછઈ મૃત્ય નિરવંસી એ. ૬૯

## દૂહા.

વંસ નહી જસ પાછલિ, નૃપ વંછઇ તસ મરણ;
ધિગ્ ધિગ્ પાપી તે નરા, કરતા પરધન હરણ. ૭૦

પુણ્ય યોગ પામું વલી, ગૂજર દેસનું રાજ;
જેહનઈ સુત નહી પાછલિં, તે ધન નહી મુઝ કાજ. ૭૧

## ઢાલ.

કંસારી મનમોહઇ એ દેસી—ઉલાલાની.

અસ્યું કહીઅ ચાલ્યો રાય, પાટલપુરમાંહિં જાય;
નૃપ ન રહઇ થિર ત્યાંહિં, આવ્યો રાજગૃહિમાંહિં ૭૨

[2]જોયાં નગરી આરામો, જોયા શાલિભદ્ર ઠાંમો;
જઈ વઈભાર ગિરિ ચઢીઓ, જિન (વર) પાએ એ પડીઓ. ૭૩

તિહાં થકી નૃપ ચાલ્યો, કામરૂ દેસમાં માલ્યો;
રમતો ભમતો એ રાય, નાગપાટણમાંહિ જાઈ. ૭૪

નગર ભમઈ નૃપ આપો, રાજ્ય કરઇ તિહાં સાપો;
કૌતુગ કુંમર નિરદો, આવ્યો જીહાં બાલચંદો. ૭૫

---

૧ વંછઇ.–૨ જોઇ.

જાતિં તે ચર્મકારો, બોલ્યો વચન તે સારો;
નહી ધન લીઉં એ રાય, વાણુહી પહઇરો એ [1]પાય. ૭૬

## દૂહા.

એણે વચને નૃપ હરખીઓ, મુધા દિઇ મુઝ દાંન;
મધુર વચન મુખથી [2]કહઈ, અનઈ આદર બહુ માન. ૭૭
દુલહી ગીતવતી સતી, કાંણો અનઇ સુકુમાલ;
દુલ્લહો નાગ સમતા રસિ, માંન રહિત ભૂપાલ. ૭૮
દુલહો નિરધન વિવહાર, સુધતપીઆ થોડા આહાર;
દુલહા તે જગિં જાંણુજો, મધુર વચન દાતાર. ૭૯
દાતા ને મધુરો વલી, મઇ દીઠઓ ચર્મકાર;
ગુણુ લેઇ [3]નૃપ ચાલીઓ, આગલિ સુંણિ અધિકાર. ૮૦

## ચઉપઇ

કુંમારપાલ નૃપ ચાલ્યો જસઈ, અતિ અંબાવન દીઠું તસઈ;
લેઈ લુંબ બઇઠો તેણુઇ ઠાય, કુંમારપાલ તિહાં અંબા ખાય. ૮૧
અઢાર ભાર વનસ્પતિ માંહિં, અસ્યો સવાદ ન દીસઇ કિંહા;
પંચવરણુ રસ અમૃત જસ્યો, જમતાં રોગ ન થાઇ કિસ્યો. ૮૨
ઘોલી અંબાઢાબરીઓ ભરીઓ, અમૃત ઘૃત માંહિં ભેલ્યો કર્યો;
મેલ્યાં દહઇથરાં અર્થ હવઈ સર્યો, રસ જમતાં સહી કોઠો ઠર્યો. ૮૩
કરઇ સરડ ચાટઇ આંગુલી, દેખી દાઢ દેવોની ગલી;
અંબ તણો રસ ઇચ્છિઇ સોઇ, જમતાં ટીપ ન આપઇ કોઇ. ૮૪
પુણ્યઈ લહી આંબા કાતલી, પુણ્યઇ પોલી તે પાતલી;
પુણ્યઈ ધાર તે [4]ઘૃતની મિલી, ભવનો રોગ ગયો નીકલી. ૮૫

---

૧ રાય. ૨ વદે. ૩ નઇ સંચર્યો. ૪ ઘીની.

અંબતણા ગુણ કેતાં કહું, ફૂરસ કરંતાં બહુ સુખ લહું;
સકલ વસ્તમાં આંબો સાર, દેખીતો સુંદર આકાર. ૮૬

પ્રેમલ જેહને પુહુવિ ન માય, તેણઈં ગંધિઈં સુખ સાતા થાય;
મુક્ર તણો કોયલ મનિ ધરઇ, ખાતી બઇઠી ટહુકા કરઇ. ૮૭

પત્ર સકોમલ સહી કહઇવાય, ઘરિ ઘરિ તોરણિ તે બંધાય;
છાયા શીતલ સોય નિહારિ, ફલઇ અંબ તે ઉષ્ણા કાલિ. ૮૮

પવન લૂ અનઇ તડકો તાપ, તેણઈં દિવસ મુખ કાઢઇ આપ;
નદી નિવાણ સૂકઇ જેણિવાર, અમૃત રસ [1]તબ અંબો પાય. ૮૯

જીણ દિન થાકઈં મહીષી ગાય, તેણઇ દિન રસ એ અંબો પાય;
દૂસમ કાલિ મોટો દાતાર, વૃક્ષ માંહિં આંબો [2]સહઇકાર. ૯૦

અંબ તણા ગુણ દીસઈ જસા, નર ઉત્તમ અંગિ આંણે તિસ્યા;
તેહની કીરતિ જગિ વિસ્તરઇ, સોય પુરૂષ સઘલામાં સરઈ. ૯૧

અંબ જસ્યો શ્રેયાંસ કુમાર, જેણી વેલા કો નહીં દાતાર;
તેણીવેલા દિઇઇક્ષૂરસ આહાર, પ્રતિ લાભ્યો તીર્થંકર સાર. ૯૨

હવડાં એક જગડૂ દાતાર, પડિઇ કાલિ થયો સહઇકાર;
ત્રિણ વરસ કર્યો (અન્ન) સગાલ, મારી ઠેલ્યો દૂત દૂકાલ. ૯૩

જેણી વેલા હડબડીઆ રાય, અન્ન વરાંસઈં અંગુલ ખાય;
છત્રપતિ નર હુંતા જેહ, જગડૂનઈં ઘરિ આવ્યા તેહ. ૯૪

લીજઇ ધન નઇ દીજઇ અંન, વણીગ્ ફીજઇ જીવ જતન;
જગડૂ કહે હિવ અંન અંબાર, ઉ સાહમા કંણના [3]ભંડાર. ૯૫

કણ કોઠાર ઉઘાડયા જસઈં, લીખીત પત્ર તિહાં પગટયાતસઈં;
એ કણ સઘલો પુંણ્યનેં કાજી, એહનો ધન મુઝ લેવા તાજી. ૯૬

---

૧ તવ દીઇ સહકાર. ૨ તે સાર. ૩ કોઠાર.

નરપતિ નર તવ કર્યો વિચાર, આવ્યા જગડુ કહઇ તેણીવાર;
આપો [1]કણ મમ કરો વિચાર, ગાઢા રંક બલ નહીજ લગાર. ૯૭
આઠ સહસ મૂઢા તેણીવાર, લેઇ ગયો વિસલદે રાય;
સિંધ દેસનો રાય હમીર, બાર સહસ મૂઢા દિઇ વીર. ૯૮
ગંજણવઈ મોટો સુલતાન, એકવીસ સહસા મૂઢા દિઇધાંન;
માલવપતિ નઇ સહસ અઢાર, સાહ પરતાપ બત્રીસ હજાર. ૯૯
અવર અનેક પૃથવીના નાથ, જગડુઈ ઉડાવ્યા હાથ;
સંવત અગ્યાર નઇ બારોતરૂ, દિઈ દાંન જીહાં પનરોતરો. ૧૦૦
અન્ન દુકાલ તે અતિ આકલો, ધૃત અજીરણ માંહિં ભલ્યો;
દૂધ દહીંમાંહિં ડબકાં ખાય, પાણી પૂર તણાયો જાય; ૧
નાઠો દુર્ભિક્ષ જાણ્યો જસઈ, સોલ્હા સુત નર ધાયો તસઇ;
લેઇ લાકુઆ આડો ફિરઇ, રોટી મારિ [2]અવહઇલ્યો કરે. ૨
કિહાં જાય છો નાસી કરી, કરિ પ્રાક્રમ તું પાછો ફિરી;
જાવા ન દિઉં તુઝનઈ કિહાં, હું બાંધી તુઝ રાખું ઇહાં. ૩
દાંતે તરણું લેઇ દુકાલ, છોડિ છોડિ જગડૂ કૃપાલ;
તેં [3]મુઝને લજાવ્યો ખરૂં, હવે નાવું જીહાં પનરતરો. ૪
અસ્યો કાલ કરી નઈ ગયો, જગડૂનો જસ મહિમા રહ્યો;
શ્રીમાલી વંસે સિંણગાર, જનમ લગે કીધો પરઉપકાર. ૫
અસ્યા પુરૂષ [4]નર હુઇ જેહ, અંબ સરીખાં કહીઇ તેહ;
અંબ તણો ગુણ બહુ લેવાય, ગુણ લેઇ નૃપ આંબા ખાય. ૬
એતલઈ તિહાં આવ્યો રખવાલ, ભટક દેઇ મુખિ [5]દીધી ગાલ;
અરે ! મૂઢ કિમ આંબા ખાય ! બાંધી મસ્તગિ મુકું ધાય. ૭

---

૧ અન્ન. ૨ અવેર્યો કરઈ. ૩ તે મુજ લજવ્યો હાંકયો ખરો.
૪ જગમાંહિ. ૫ બોલ્યો.

અણુજાંણિઈ જલ ઝીલેંજેહ, અણુજાંણિઇ ફલ ખાય તેહ;
અણુમિલતઇ સંઘાતિ જાય, મુર્ખ દૂહવઇ પૃથવીરાય. ૮
કૂપ કંઠિ ઉંઘઇનેં સૂઈ, દોંડતાં સાહમું નવિ જૂઈ;
અણુસમઝયો બોલઇમુખ્યથકી, એ સાતઇ નર થાઈ દૂખી. ૯
અણુસમજ્યો બોલ્યો રખવાલ, કુમારપાલ સિરિ ઉઠી ઝાલ;
લેઇ પૂરૂષ હાથિં ઝાલીઓ, અંબા થડિ બાંધી ચાલીઓ. ૧૦
જસ્યો અપરાધ તસ્યો નર દંડ, અલ્પ દોષ દુખ દિઇ તે લંડ;
બહુ અપરાધ દેખી નર સાર, થોડી રીસ ન ધરઇ બહુંખાર. ૧૧
સાર પુરૂષ [1]ગૂજરાત ભૂપાલ, માર્યો કુટિઓ નહીં રખવાલ;
અંબાનઇ થડિ બાંધી કરી, કુંમારપાલ ચાલ્યો પરવારિ. ૧૨
આગલિ પુરૂષ મિલ્યો ગહઇગહી, ત્રિયા વિયોગઈ યોગી થયો;
વિનય કરી બોલ્યો તેણુઈ ઠાય, સુંણિ સ્વાંમી તું [2]પૃથ્વીરાય. ૧૩
મુઝ ઘરનારી પદમની જેહ, નગર ધણીઇ લીધી તેહ;
તવ મનમાંહિ હુઓ ખિણુખેદ, રાતિ દિવસ હું ન લહું ભેદ. ૧૪
સ્ત્રી સ્ત્રી સરીખી હુંતિ ધ્રઇરિ, ભગતિ કરતી તેં બહુ પરિ;
મુઝ વીસારી નવિ વીસરઈ, નીર કુંભ નિત લોયણુ ભરઈ. ૧૫

દૂહા.

નિત ઝૂરૂં દૂખીઓ ફરૂં, જોઉં તે ગાંમો ગાંમિ;
[3]સીતાતણુઇ વિયોગડેં, કિમ રોયો જગિ રાંમ. ૧૬
રામ રડતે વનિ રડું, રડયા તેહ મૃગલાય;
રોયા તે વનનાં પંખિયાં, રોતા રયણિ વિયાય; ૧૭

---

૧ ગુજ્જર. ૨ પૂરવ કથાય. ૩ સીતા વિછોહયો રાઘવ, કેમ રોયો વનિરાનિ.

રામ રડઇ લખમણ બુઝવે, ગેહેલા રામ મ રોય;
ગઇ સીતા અમે લાવસું, લે લોટો મુખ ધોય ૧૮

રાઘવ રૂદન તમે મમ કરો, વનિ ગેહેલા થાસ્યો રામ;
એ જેહવી લખિ આણસ્યું, તેહનું સીતા ધરસ્યું નામ. ૧૯

જલ જલ કમલ ન નીપજે, વનિ વનિ અગર ન હોય;
ઘરિ ઘરિ સીત ન સંપજે, વીર વિચારી જોય. ૨૦

આભા મંડણ વીજલી, પર્વત મંડણ મોર;
ઘર મંડણ સુભારજા, મુખ મંડણ તંબોલ. ૨૧

જસ ઘરિ ઘોડી હાંસલી; આંખડીઆલી નારી;
તે ઘરિ સદા અજૂ આલકું, સુરખિ તેલ જ નિવારી. ૨૨

એક નર સુખીઓ તે દુખી, જેહનઇ નહિ ઘરિ નારી;
ફરિ દીવો કલસજ કરી, કુંણ ઉભી રહઇ બારી. ૨૩

તેણું કારણિ [1]કરઇ રડું, અંન પાન કીઆ વાજી;
આગઇ કિમ ઢોલો રહિઓ, નારી મારૂ કાજી. ૨૪

ઉમયા વાલી ઇશને, સીતા વાલી રામ;
ઢોલા વલ્લહી મારૂણી, રાધવા વાલી સ્યામ. ૨૫

તિમ મુઝ વાહલી પદમની, અઢી પીહારઇ હાથિ;
દિવસ દૂખઇ કરી નીગમું, પણિ નવિ જાય રાતિ. ૨૬

કનક તણી કચોલડી ભાગી પત્થર લગ્ગ;
સગુણ નિરગુણ સુંમરઇ, અમી વટાલુ કગ્ગ. ૨૭

એણું દુખીઇ ચોગી થયો, જીતું તેણું આધાર;
[2]કુંમરનિરંદ આગલિથસઇ, તે ગઇ વાલઈ નારી. ૨૮

---

૧ કુંનિત. ૨ પાલ.

## ચઉપઈ.

કુંમારપાલ થોડે દિન હસઇ, તિહારઇ બલ માહારૂં ચાલસ્યે;
હવડાં હું યોગી થઇ રહું, સુપુરૂષ વિણુ હું કહનઈ કહું. ૨૨
સુંણી વાત ભૂપતિ ઉચરઈ, જેહની વાંછા તુંપણિ કરૂઈ;
તે મુઝ કુંમરનિરંદહ નાંમ, પણિ કો પુહતુ રાજ ન ગાંમ. ૨૩
નાગો નાગાનઈ સું કરઈ, દૂખીઇ દૂખીઆ ઝૂરી મરઈ;
તું યોગી નઈ હું ભીખાર, કેહીપરિ કરૂં તાહરી સાર. ૨૪
સુપુરૂષ જાંણી તેં મુઝ કહિઉં, મુઝથી કાંમ [1]કિસું નવિ થયું;
તું હું જગમાં પુરૂષ અસાર, યાચના ભંગ તણો કરનાર. ૨૫
આસ કરી નર આવ્યા જેહ, વલઇ નરાસ નર પાછો તેહ;
સોય લાજ તેહનઈ નવિ કરી, લજ્જા સોય સાંહમાનઇ સહી. ૨૬
સરોવર જાંણી નર બહુ ધસ્યા, નીર ન પામ્યા પાછા ખસ્યા;
એણી વાતઇ સર સોય ધિઃકાર, પુરૂષ તણુઇ નહી લાજ લગાર. ૨૭
જે તરૂઅર સુભ ફૂલ્યાં ફૂલ્યાં, અરથી લોક તિહાં ઘણા મિલ્યા;
ડાઢિ ગલાવઇ ન દીઈ સોય, લઘુતાપણું તે તરૂવર હોય. ૨૮
જે ધનવંત આ લઇ લે માલ, [2]યાચક મિલઇ તિહાં ગરઢાબાલ;
કર ખંચીઇ નઇ કિરપી થાય, તો જસ મહિમા તેહનો જાય. ૨૯
વિકટ કામ સૂરાનઈ કહિઉં, આલસપણિ જો તે નવિ થયું;
સો પુરૂષ કાયરમાં સરઈ, સૂરપણું ચાલ્યું તસ વહી. ૩૦
એણુઇ દ્રષ્ટાંતઇ સુંણિ નર ગુણી, તું દૂખ રોયો મુઝ નૃપ ભણી;
મઇ તુઝ કષ્ટ ન ભાંગઇ જોઈ, તો હું સુપુરૂષ સાનો હોઇ. ૩૧
શાસ્ત્રીઇં વાત મનઈ છઇ સહી, સોય કથા તઈ મુઝનઇ કહી;
તે વિવરી ભાખું ભ્રાત, સુપુરૂષેં બોલ તજેવા સાત. ૩૨

---

૧ એકે. ૨ યાચક.

ઘર ઘરણીની મ કરિસ વાત, ધન ખોયાની મ કરિસ [1]વાત;
ઘાત કર્યાની મ કરેસ ગૂજ, કહઇતાં દૂખ ઉપજસેં તુઝ. ૩૩
માંન ભ્રષ્ટ કુંણ ઠાંમિં થયો, વાત કરંતાં મહિમા ગયો;
માંન મુહુત ન દીધું ક્યાંહિં, સુપુરૂષ જાંણી રહે મનમાંહિં. ૩૪
દરિદ્રપણાની મ કરીસ કથા, સોય વાત તું કરજે ગતા;
જેણી વાતઈ અનરથ બહુ થાય, મ કરિસ કવિ તુઝ લાગે પાય. ૩૫

[2]કદીયક સુપુરૂષ આગલિ કહેં, નિશ્ચેં કાંમ જો થાતું લહેં;
ઠાંમિ ઠાંમિ જો લવલવ કરેં, તો તે નર મૂરખમાં સરેં. ૩૬
તું પંડિત નહી મૂર્ખમાંહિં, મનની વાત ન ભાખઇ કિહાં;
જોતાં જોતાં ભમતાં નેટ, સુપુરૂષ જાંણી પામ્યો પેટ. ૩૭

જો ભગવંતનું કીધું હસ્યઈ, ગૂજર દેસનું રાજ મુઝ થસ્યઈ;
તો તુઝ દૂખનો આણું છેહ, જીમ સુખ પમિં તાહરી દેહ. ૩૮

શુભ વચને સંતોખી તિહાં, જા સુપુરૂષ તુઝ મંદિર જીહાં;
તાહરી વાત મુઝ નવિ વીસરઈ, જીહાં લગઈ જીવ કાયામાં ધરઈ. ૩૯
અસ્યું કહીને ચાલ્યો જસેં, શેઠ [3]સરીહો મિલીઓ તસઈ;
કુંઆરપાલ દીઠો તેણઈ ઠાય, પદ્મ ઝલકઈ જીમણેં પાય. ૪૦
તાંમ સરહીઓ બોલ્યો ત્યાંહિ, આગઈ સ્વામી દઇથલીમાંહિ;
કુંઆરપાલ પગિ પદ્મજ હતું, ઘણુઈ કાલે થયું તવ છતું. ૪૧

સહી તું કુંઆરપાલ મહારાજ, થોડાઈ દિવસ તુઝ થાસ્યઇ રાજ;
પંડિત જોતિષીએ મુખિ વાત, અઢાર દેસનો થાઇસ નાથ. ૪૨
સ્વાંમી તવ કરજે મુજ સાર, ફેરી કરતાં ગયો અવતાર;
યોગીનીપરિં ઘરિ ઘરિ ભમું, ભૂખ્યો તરસ્યો રાતિ જીમું. ૪૩

---

૧ તાત. ૨ કબહીક. ૩ સરહાયો. ૪ હોસ્યે.

વલી વાહણુઈ ઉહી સંચરૂં, ખાંધઇ મોટો કોથલ ધરૂં;
મયલાઈ વસ્ત્રઇં પૃથવી ભમું, ઉદર પુરણુ એણીપરિ કરૂં. ૪૪

મધુર વચન મુખથી બોલતો, આતમ અયબ તિહાં ખોલતો;
કુમારપાલ તવ કરઈ વિચાર, વિનયવંત એ પુરૂષ સુસાર. ૪૫

વિનયે દેવ દેવી વસિ થાય, વિનયે નાગતણું વિખ જાય;
વિનયે વાઘ ગજ બલીઆજેહ, નીચા નમણા થાઈ તેહ. ૪૬

વિનયે કરી ગુરૂ વિદ્યા દિઇ, વિવિધ વસ્ત વિનયે પાંમીઈ;
વિનયે વેઢિ રણિ ન કરઈ સૂર, વિનયે ન મરઇં વીંછી અંકૂર. ૪૭

વિનયવંત સરહીઓ જેહ, વચને ટાઢીક કરતો [1]દેહ;
સબદ સુંણતાં અતિ આણુંદ, હરખી બોલ્યો કુંમરનિરંદ. ૪૮

અરે ! પુરૂષ ! ચિંતા પરહરિ, રાખે તું મન નિશ્ચલ કરી;
વિનય કર્યો તુઝ ફલસઈ નેટ, હું રાજા તું નગરી શેઠ. ૪૯

અસું કહી નઇ ચાલ્યો રાય, જાતાં પંથઈ ભૂખ્યો થાય;
ધૂજે કાયા કરતો દૂખ, ત્રિણિ દિવસ નર વેઠઈ ભૂખ. ૫૦

પેટે પાટો બાંધી કરી, નગરમાંહિ ચાલ્યો પરવરી;
તિહાં એક કલબણી સાંહમી મલી, કુમારપાલ દેખીનઈ ટલી. ૫૧

પંડિત ભૂખનઇ સરિ નાંમ, લજાવી [2]મુંકયા તેહઇ ઠાંમ;
કુંમારપાલ બોલ્યો ઉલસી, દિઇ રોટી એક થઇ મનિખુસી. ૫૨

તવ તે કલબંણુ બોલી ચંગ, દીસઇ હાલી કોઇ જડંગ;
ઉભો અંન માગઇ એણઇઠાંમિ, હું જાઉં સુત ભોજન કાંમિ. ૫૩

અવગુણ પુંઠિઇ જે ગુણ કરઇ, પર અરથઇં નર પોતઇં મરઇં;
અધમજાતિ નર અભખ ન ખાય, પાપી કુલનઇ નહિ હિંસાય. ૫૪

---

૧ તેહ. ૨ મુંકાવી.

બીઈ પ્રાર્થ્યો જે નવિ ચલે, નિરધન પરભોજનથી ટલે;
ભૂખ્યો રહીનઇં આપઇ આહાર સાતઇં મુકિતતણુ ભજનાર. ૫૫

અધમપુરૂષ મૂરખમાંહિ તે સરે, હું તે હાથ તે નવિ વાવરઈ;
અછતઇં શું આપઈ આહાર, લીધું દરિદ્ર કુલઇ સંચકાર. ૫૬

દીધા વિણુ દારિદ્રી હોય, ભૂખઇ પાતિગ કરતો સોય;
પાપ પસાઇં નરગઇ જાય, મરી જીવ દારિદ્રી અવતરે. ૫૭

કરી પાપ વલી નરગઇ ફિરઇ, પુનરપિ દારિદ્રી અવતરે;
દીધાવિણુ નવિ પાંમઇં ખરે, જનમ મરણુ નિંચઇં કુલિકરે. ૫૮

દાંન વિના નીચઈ કુલિંગઇ, કર્મં સંયોગઇં કલઅંણિ થઈ;
આગલિ પણિ દીસઇં નિરધન, તે કિમ માગ્યું આપે અન્ન. ૫૯

હઈડિં વિચારઇં ગુજરરાય, ન દીઇ સારી કરતા માય;
કાલ, ભાવ તિહાં મન વિશ્વાસ, લીધી રોટી ઝુંટી છાસ. ૬૦

દુહા.

છાસ લેઇનઇં ચાલીઓ, કીધો આપ વિચાર;
મુખ લેખણુ નઈ માંગવું, ત્રિણિસરિ ધિઃકાર. ૬૧

ચઉપઇ.

માગ્યાં સમું નહિ માઠું કોઇ, આતમ હ્રદય વિચારી જોઇ;
માન ભ્રષ્ટ નર માગીઇ થાય, સકલ લોકમાં મહિમા જાય. ૬૨

જીહાંલગઇં તપીઓ તિહાંલગઇં ગુણી, માગણુ નવિ જાય પરભણી,
રૂપવંત રાગાંગી જેહ, માગી મુહુત ગુમાવઈ તેહ. ૬૩

ધરમી કરમી લજાવંત, શીલવંત સત્યવાદી સંત;
ઉત્તમ કુલ આચારિ તિહાં, પરઘરિ હાથ ન નીચો જીહાં. ૬૪

ભણ્યો ગણ્યો વિચક્ષણપણો, માગિઈ મુહુત ગયો કવિતણો;
વિનય વચન સું કિજે વડઇ, જે ન રહઈ પોતાનેં ઘડઇ. ૬૫
માંન મુહુત તસ નાસી ગયું, વીસ વિસામાં કાંઇ નવિ રહિઉં;
નીચા નમણો નેં વાચાલ, વિજ્ઞાંની સૂરા નઇ ગાલિ. ૬૬
વેયાવચ્ચ નઈ પરઉપગાર, માંગ્યઇં ગુણ તે કીધા છાહાર;
થોડા બોલો તિહાં પણિ ગમઈ, જો ભીખે ભોજન નવિ જમઇ. ૬૭
મંત્ર યંત્ર તંત્ર નઇ મૂલ, માગતાં ગુણ મલીઆ ધૂલિ;
નાંના મોટા ને સુરપતી, માગીઇ લઘુતા જે નરપતિ. ૬૮
સુપુરૂષ હુઈ તે સુણયો વાત, દીજઇં પણિ નવિ ધરીઇ હાથ;
કુંમારપાલ કહેં સાચું કવું, ગૃહસ્થતણેં ભુડું માગવું. ૬૯
સુકવિ કહઇ સુણિ માહારા ભ્રાત, મંગ્યાની તું મ કરીસ વાત;
માગિઇં માંન રહીત તે હોઇં, સજન સગાં નવિ માંનઇ કોઇ. ૭૦
નગર નહીં તું વગડઈ રહીઈ, સજ્જન કનઇ માગણ નવિ જાઈઈ;
મંદિર થી રૂડો ઝુંપડો, માગણ મમ જાઇસિ ઢૂંકડો. ૭૧
થાલિ દાલિ સરહાં પકવાંન, તેહથી રૂડું કોહિઉં ધાંન;
તજે પટોલા ખાસર ખાસ, પણિ મમ કરયો પરની આસ. ૭૨
પલંગ, પછેડી પોઢણ પાટ, તેહથી રૂડી ત્રુટી ખાટ;
અશ્વ તજી પાલા ચાલવું, પણિ જગમાં ભૂડું માંગવું. ૭૩
સુખીઆથી દૂખીઓ તે સાર, ચંદનથી અંગિ સખરો છાર;
જીવ્યાથી તે મરણ સનાથ, પણિ [૧]ક દીજઇ નવિ તે હાથ. ૭૪
રંગિ રાતો તંબોલહવાંન, તેહથી રૂડાં ગુંદી પાંન;
વિષથી વિરૂઉં અમૃત જાંણિ, માગી ન કરીસ ગુણની હાણિ. ૭૫

૧ નહિ જોડિ જે જન હાથ.

ગાઇ, ભઇંસ, બહુ માગી જડી, તેહથી ભલી નવિ બાંડી ઓકડી;
પણિ પોતાની લજ્જા રાખિ, દીન વચન મુખથી નવિ ભાખિ. ૭

કારણુઈ પડઇ જે રાખઈ લાજ, તે નર પાંમે પોઢું રાજ;
કવિયણ કહઇ વિમાસિ જોઇ, માગ્યા સમુ ન માઠું કોય, ૭

અસ્યું વિમાસી ચાલ્યો વલી, આગલિ જાતાં જાંનજ મિલી;
કુંમારપાલ વિમાસઇ ત્યાંહિં, ચાલી આવ્યો જાંનજ માંહિં. ૭

કીધુ જાંનવટી શેઠ જૂહાર, ઉભો તિહાં રહ્યો તેણીવાર;
જમવા ઉનરી જીહાંરે જાંન, કુંમારપાલ તિહાં માંડયા કાંન. ૭

કાછડ ભીડી નઇ સજ થયો, વાંસો ચોલેં મનિં ગહગહ્યો;
સકલ પુરૂષ અંઘોલેં નાય, કુંમારપાલ તિહાં ધૂઇ પાય. ૮

## દૂહા.

કબહી માણુસ લાખ લહઈ, કબીક લાખ સવાય;
કબીક માણુસ કોડિ લહઇ, જબ વાઓ વાઇ ક વાય. ૮

દૈવ નચાવે જેણીપરિં, તિમ નાચેં રંક રાય;
કુંમારપાલ નર સારીખા, પરના ધૂઈ પાય. ૮

## કુંડળીઆં.

કિસદિન અલુણા અન્ન કે ભો પરિ સુઅણા,
કિસદિન દુર્જન સેતિ ગોઠ કે સજ્જન અગ્રણા;
પુની હાંહાં ભાઈ દૈવ નચાવે નાચી,
સોઈ પરી નચણા. ૮

## ચઉપઈ.

પાય પખાલઈ મનમાં આસ, મુઝનેં નહી મુકઈ નિરાસ;
જાંન વિહી તિહાં ભોજન કરઈ, કુંમારપાલ તિહાં પાંણી ભરઇં. ૮

સકલ પુરૂષ જમીઆ તેણીવાર, ન કરી કુંમારપાલની સાર;
મૂઢ મતિ નર નારી બાલ, ભૂખ્યો રાખ્યો નર ભૂપાલ. ૮૫
આગઇ હવો એક[1] કિરપી શેઠ, જીહાં જીવ્યો તિહાં કીધી વેઠ;
કિરપી સઘલામાંહિં સરઇં, સરોવર પાલ રસોઇ કરઇં. ૮૬

## ઢાલ.

રાગ—ગોડી—રાગ વસંત.

એક પંથી રે, આવી સરોવર પાલિ જમતો;
તેણું અવસરિ રે, લુંડી તિહાં આવ્યો સરોવર ભમતો. ૮૭
નર સાહમુ રે, પછઇલું કરી વિનય વિવેકઇં જૂઇ;
નર કિરપી રે, તિહાં અંસ ન નીપાઇ નિગુણાં સોઇ. ૮૮
તવ બઇઠો રે, લુંડી પગ ઉંધા ઘાલી;
નર ભૂંડો રે, તુહઈ તસ રાબ (ન) રોટી નાપી. ૮૯
પછઇં જોતો રે, રોતો તે માગેં પુંછ હલાવી;
પણિ પાપી રે, પુરૂષા તસ તુહઈ મહઇર ન આવી. ૯૦
તવ લુંડી રે, સૂતો તે પડતો પેટ દેખાડી;
પણિ શંકડો રે, રોટી નવિ નાંખઇં કડકો ફાડી. ૯૧
તવ ઉઠીઓં રે, આઘો નર સાંહમો ચાલી આવેં;
પણિ તોહે રે, દુષ્ટ નવિ આપઇ બઇઠો ખાવઇં. ૯૨
પછઇં કૂતો રે, ભૂખ્યો પગ કણું હલાવઇ;
તે બઇઠો રે, ઝાડઇ તસ કરૂણા નહીં મનમાંહિં. ૯૩
તવ લુંડી રે, લાજ્યો મુંકી આસનઇ તિહાં સૂતો;
તવ વિરૂઓ રે, બીજી દેખાલ મારઇ વૂતો. ૯૪

૧ વરૂવો.

તવ હુંડી રે, ચાલ્યો તે તિહાં પંથી નઇ રોઇ;
તિમ જાંનવી રે, જગમાં તે સરીખા દુષ્ટ [1]જોઇ. ૯૫

## દૂહા.

દુષ્ટી તે જગિ જાંણીઈં, મતિ હીણા નર મંદ;
વિવેક હીન જાંણી કરી, ખીજે કુંમરનિરંદ. ૯૬

ચીર પીતાંબર પામરી, સાર પટોલા પટ;
સકલ વસ્ત દ્રવિં લહીઇં, વિવેક ન લહીઇ હટ. ૯૭

વિવેક કિસ્યો નરનઇં હોઇ, જે પંડિત દાતાર;
વિવેક [2]શિખ્યો નર જાં નહી, કિરપી અને ગમાર. ૯૮

ભક્તિ કરી મઇં એહની, એણઇં મુજ ખબરિ ન લીદ્ધ;
વિવેક હીણુ જાંણી કરી, કુંમરઇં ક્રોધજ કીધ. ૯૯

## ચઉપઇ.

કુંઆરપાલ ખીજ્યો મનમાહિં, પૂછી જાતિ વણિગની ત્યાંહિં;
જાંણ્યા પુરૂષ મિલ્યા એ ઘાટ, જાંન વાંણીઆ જાતિ લાડ. ૧૦૦

કુમારપાલ તિહાં કરઇ વિચાર, કઠિણુ કઠોર અદાતા અપાર;
સું સીખામણુ દીજઇ આજ, કરૂં ભક્તિ જવ લહઇસિં રાજ. ૧

અસ્યું વિચારી કુંમરનિરંદ, ભૂખઈ કાયા હુઇ મંદ;
એણેંઅવસરિનૃપ[3]આવ્યોજીહાં, એક કૂડલીઓ દીઠો [4]તિહાં. ૨

તેણઇ પુરૂષે માંડયું રાંધણું, કુંમર વિવેક કરે અતિઘણું;
ઇંધણુ પાંણી આંણી દીઇં, નૃપ નઇ ભૂખ્યો જાંણ્યો[5]ધીઇ. ૩

---

૧ હોઇ. ૨ વિવેક ન કર્યો નર જાનવી. ૩ ઉભો. ૪ આવ્યો.
૫ હોઇ.

રાંધ્યાં અંન ધીસું વિવેક, વણિગૂ વિવેક ન ચૂકઈ રેખ;
અંન પાંન ઘૃત નઈ શાલનું, ભૂપ તણુઇ દીધું અતિ ઘણું. ૪
જેણું દીધું તેણુઇ દેવાય, નદી ખણિ જલ પ્રગટ થાય;
મોટા કુંઅર મધ્ય મઝારિ, ખણુતાં ટીપ ન લહીઇં વારિ. ૫
કૂડલીઓ જાતિં દાતાર, નદી સરિખો નર મહા સાર;
શાસ્ત્રસુણ્યાવિણુશુભમતિ જેહ, કર્મ યોગે પહઈ છેં તેહ. ૬

## ઢાલ.

વિચરત વિચરત આવીઓ, પ્રણમું શ્રી મંધરજી—એ દેશી.

કર્મ યોગઇ સહઇજીં પડઇ એ, આતમ નઇ ગુણ એહ;
દાન શીલ તપ ભાવનારે, પરઉપગારી તેહ આતમજી—
શુભ મતિ આણોરે. ૭

કાંઇ કરજે તત્ત્વ વિચાર, મમ હારીસ નર અવતાર;
કાંઇ કરજે પર ઉપકાર, નર ભવનું એ ફલ સાર—આ૦ ૮

વિનીતપણું સહઇજઈ અછેરે, જીન પૂજાની ટેવ;
પર અવગુણ નવિ ઉચ્ચરઈ, સુપુરૂષની કરો સેવ—આ. ૯

દયા ઘણી જસ જીવમાંરે, દાખિણનું ગુણ સાર;
અલ્પ કસાઇ ઉપશમઇ રે, સંહઈજી થોડો આહાર—આં. ૧૦

શાસ્ત્ર સબ્દ સહઈજી રૂચઇ રે, ઉપજઇ આપ વિવેક;
સહઇજીં અંમૃત બોલતો રે, કઠિણ વચન નહીં એક—આ. ૧૧

અલ્પ રાગ નર જેહનઇં રે, સહઇજી થોડો દ્વેષ;
પ્રેમ ધરઇ મનમાં ઘણો રે, દેખી મુનિવર વેષ—આ. ૧૨

હાસ, વિનોદ, કુડા નહી રે, સહઇજઇ થોડો ભોગ;
અલ્પ ગાંન માયા તસી રે, પ્રાંહિં થોડો સોગ—આ. ૧૩

સહઇજી જૂઠું નવિ ગમઇ રે, પ્રાહિં થોડો લોભ;
ભવ્ય જીવ જગમાં અસ્યાજી, સહઇ જઇ તેહની સોભ—આ. ૧૪
ગુરૂ ઉપદેસ વિના વલી રે, કર્મ ચોગઇ ગુણ હોઇ;
વિવિધ જાતિના પંખીઆ રે, પંચ વર્ણું તન જોય—આ. ૧૫
નીલકંઠ કુણઇં ચીતર્યો રે, કાગ કીઆ કુણઇ શાંમ;
સુપુરૂષને શુક પંખીઆ રે, સહજે જપતાં રાંમ—આ. ૧૬
હસ્તી દંતુસલ કુણઇં ધર્યા રે, અઘડ હુઆ કિમ ઉંટ;
દિવ્ય રૂપ નર એકનું રે, જનમ તણાં એક ટુંટ—આ. ૧૭
સીહણી જણિયું બાચડું રે, જણતાં દીઠો [1]સાપ;
તિહાં થકી અતિ ઉછાલ્યો રે, લીધું મસ્તગિ ભાગ—આ. ૧૮
તેહનઇ કહો કુંણ શીખવે રે, સહઇજતણા ગુણ દેહ;
અમૃત અંબ કડૂ આ કર્યા રે, સહઇજી હુઆ એહ—આ. ૧૯
સહઇજીં સુપુરૂષ રૂઅડો રે, સહઇજીં નહીં વિજ્ઞાન;
સહઇજીં મુખ મધુર લવેં રે, સહઇજી દેતાં દાન—આ. ૨૦
સહઇજીં દાન સુપુરૂષ દીઇ રે, કૂડલીઓ સીરાજ;
રાય પ્રશંસી અતિ ઘણું રે, વણિગ્ વિવેકી આજ—આ. ૨૧

## ચઉપઇ.

આજ કૂડલીઓ વડ દાતાર, કીધી કુમારપાલની સાર;
રાય કહઇં તઈં દીધું મુદા, કહઇ ઓસંકલ થાસ્યું કદા. ૨૨
જીહારઇં થાઉં હું ગૂજરધણી, તિહારઇ તું આવે મુઝ ભણી;
તઇંતુ ભક્તિ કરી છો ઘણી, જાતિ જણાવે સહુ આપણી. ૨૩

---

૧ નાગ.

દુહા

અસ્યું કહી નૃપ સંચર્યો, ઘોડા દૂસમ કાલ;
એણુઇ અવસરિ જેસંગદે, મરણુ કરઇ ભૂપાલ. ૨૪

ચઉપઇ

જેસંગ મરણુ કરઇ જેણીવાર, વેગઇં તેડ્યા મંત્રી ચ્યાર;
કૃષ્ણુ દેવ કાન્હડદે જેહ. સાંતુ સાજણુ તેડ્યા તેહ. ૨૫
રાય કહઇ સુંણિ [1]મંત્રી વાત, મુઝ કંઠિઇં તુહ્મો વાહો હાથ;
કુંમારપાલ ન દેવું રાજ, અસ્યું વચન ભાખઇ મહારાજ. ૨૬
રાય વચન રાખેવા કાંમિ, કંઠિઇં કર વાહઇ તેણેં ઠામિ;
તવ હરખ્યો જેસંગદેરાય, મરણુ લહી નિજ થાંનકિ જાય. ૨૭
સગાં સજન મંત્રીજન મલી, મસાંણુ ભોમિ લેઇ ગયા વલી;
અગર [2]કપૂર સુગંધી સહઇં, આણી વેગ લગાવી ચહઇ. ૨૮

ઢાલ.

રાંમ ભણુઇં હરિ ઉઠીઇ—એ દેસી–રાગ રામગિરિ.

સોના વરણીરે ચહઇં બલઇ, રૂપાવરણી તે ધુહ રે;
કુંકુમ વરણી રે દેહડી, અગનિ પરજાલીઅ તેહરે. ૨૯
માંન મ કરસ્યોરે માનવી, કિસ્યો કાયાનો તે ગર્વરે;
સુરનર કિંનર રાજીઆ, અંતિ મૃતિકા સર્વરે–માં. ૩૦
જે સિરિ રચી રચી બાંધતા, સાલૂ સખરા તે પાગરે;
તે નર પોઢયારે પાધરઈં, ચાંચ દિઇ સરિ કાગરે–માં. ૩૧

૧ મોરી. ૨ ધુપ.

જે નર ગંજીરે બોલતા, ચાવરતા મુખમાં પાનરે;
તે નર આગનિરે પોઢીઆ, કાયા કાજલ વાનરે–માં. ૩૨
ચીર પીતાંબર પહીરણું, કંઠિં કનકના તે હારરે;
તે નર અંતિં માટી થયા, જોતાં કાંઈ નવિ સારરે–માં. ૩૩
જે સિરિ છત્ર ધરાવતા, ચઢતા ગજવર ખંધિરે;
તે [1]નર અંતિરે લેઇ ગયા, [2]દેહઇ દોરડાં બંધરે–માં. ૩૪
ચઉસઠિ સહસ અંતે ઉરી, પાયક છનું તે કોડિરે;
તે નર અંતિરે એકલા, સૂતા ચીવર ઓઢિરે–માં. ૩૫
જે જીહાં તે તિહાં રહ્યું, પાતિગ પુણ્ય બે સાથિરે;
એહ સરૂપજ દેહનું, પુણ્ય કરો નિજ હાથિરે–માં. ૩૬
જેહસુ હસી હસી બોલતા, કરતા ભોજનસારરે;
તે નર કાલિ માટી થયા, ઘડતા પાત્ર કુંભારે–માં. ૩૭
ચંપકવરણીરે દેહડી, કદલી કોમલ જાંઘરે;
તે નર સૂતારે કાષ્ટમાં, પડઇ ભડોભડી ડાંગરે–માં. ૩૮
દેહ વિડંબણ નર સુંણી, મ કરિસ તૃષ્ણા તું લાખરે;
જેસંગ સરિખોરે રાજીઓ, બાલી કર્યો તિહાં રાખરે–માં. ૩૯

ઢાલ.

તે ગિરૂઆ ભાઇ ગિરૂઆ–એ દેસી. નંદનકું ત્રિસલા હુલસવતી એ દેસી

રાગ આશાઉરી.

માહરૂં માહરૂં મ કરીસ કંતા! કંતા તું ગુણવંતારે;
નાભિરાય કુલ ઋષભ જીણંદા, ચાલ્યા તે ભગવંતારે–મા. ૪૦
એ અંચલી.

---

૧ તેહને. ૨ દેહડી.

ભરત નવાણુંભાઇ સાથિં, વાસુદેવ બલદેવારે;
કાલિ સોય સમેટી ચાલ્યા, સુર કરતા જસ સેવારે–મા. ૪૧
ભરત બિભીષણ હરિ હણુ મતા, કરણુ સરિખા કેતારે;
પાંડવ પંચ કૌરવ સો સુતા, ૧બિરૂદ વહંતા જેતારે–મા. ૪૨
નલ કૂબેર નઇ રાય હરિચંદ્ર, હડીઆ સો પણિ હાલ્યારે;
રાવણુ રામ સરિખા સૂરા, કાલિં તે પણિ ચાલ્યારે–મા. ૪૩
દિશાનભદ્ર રાય વિક્રમ સરિખા, સકલ લોક સિરિ રાણ્યારે;
સગરતણા સુત સાઠિ હજારઇ, સો પણિ ભુમિ સમાણારે–મા. ૪૪
ગૂજર દેસ ધણી નરનાયક, સિદ્ધ નાંમ ધરાવઇરે;
પુણ્ય સ્યું ખૂટઇ આયસું ત્રુટઇ, તે નર માટી થાવઇ રે–મા. ૪૫

દૂહા.

મરણ હવું જેસંગદે, દેસે વાગી વાત;
એક દિવસ શ્રવણે સુંણી, કુંમારપાલ નરનાથ. ૪૬

ઢાલ.

રાગ–ધન્યાસી–ઉલાલાની.

રાય જીહારઇં રંગમાં બેઠો, કર્ણું તે શબ્દ પઇઠો;
પાટણિ નહિ કો રાય, પૂજા પાદુકા થાય. ૪૭
ઉઠીઓ કુંમરનિરંદો, આવ્યો ઉજેણી છંદો;
મિલીઓ વોશિર વિપ્રો, સજન કુંભાર મિત્રો. ૪૮
સજન કુટુંબ લેઇ સાથિં, ચાલઇ દિવસ નઇ રાતિ;
પુહુતો સિદ્ધપુરી માંહિં. કુટુંબ નઇ મુંકીઉ તાહિં. ૪૯

૧ ગરવ.

## દૂહા.

સિદ્ધપુરીથી સંચર્યો, [1]પાટણપુરમાં જાય;
કુમારપાલ નિરંદ નઈ, સુકન અનોપમ થાય. ૫૦
વેશ્યા વહુઇલી ને વારિ ઘટ, મદિરા માટી અંન;
એ પંચ્ચ જો સાંહમાં મિલઇ, તો પામઇ બહુ ધંન. ૫૧
અગન પુષ્પ દીપક દહી, ઘૃત શ્રીફલ આરીસ;
એ સાતઇ સાંહમાં મિલઇ, તો ત્રિણ્ણિ છત્રહ શીષ. ૫૨
જીવ કરેવો ચીવરી, વાંનર હરણાં [2]તેહ;
કવિ અણુ કહઇ નૃપનઇ વલી, જીમણાં જાઇ તેહ. ૫૩
સાંઢ સારસ નઇ ખર તુરી, લાલી ડાવાં હુંતિ;
સુકવિ કવિમુખ ઇંમ કહઇ, અફલા વૃક્ષ ફલંતિ. ૫૪
શુકન વિચાર શાસ્ત્રિં ઘણા, સુહણુઇ સુપન અનેક,
પરઉપકાર કારણુઇં, વિવરી કહું અશેષ. ૫૫

## ચઉપઇ.

સુકવિ વિચાર સુપન તે કહઇં, પહઇલઇપોહોરિ સુપનંતર લહઈ;
તેહનું ફલ એક વરસઈ હોય, બીજે પુહુર અઠમાસિં જોય. ૫૬
ત્રીજઇપોહોર સુપન નર લહિઉં, તેહનું ફલ ત્રિહું માસે કહિઉં;
ચોથઇ પોહોરિ સુપન જે થયું, એક માસિં તેહનું ફલ કહિઉં. ૫૭
સૂર ઉગમતિ વેલા લહ્યું, દસ દિવસેં તેહનું ફલ કહિઉં;
વાત પિત શ્લેષમજ સહી, સુપન હુઇ તે લેખઇ નહીં. ૫૮
વૃષભ, ગાય, પરવત નઇ કરી, તરૂ પ્રાસાદ ચઢઇ પરવરી;
રૂધ, મરઇ, વિષ્ટા ચોપડે, અગમ્ય નિધાન પ્રગટ થઇ જડે ૫૯

---

૧ આવ્યો પાટણમાંહિ. ૨ જેહ.

રાજા, હસ્તી, ઘોડો, ગાય, વૃષભ કંચન જો દેખાય;
તેહનેં કુંટંબ તણી વૃદ્ધિ થાય, [1]સુખ ભર કાલ સદા તસ જાય. ૬૦

દધિ, તંબોલને વસ્ત્ર અમુલ, બકૂલ, જાઇ, કંદુકનાં ફૂલ;
મોતી, કમલ, ચંદ નઇ સંખ, દીઠઇં લક્ષ્મી લહઇ અસંખ્ય ૬૧

ક્ષીર વૃક્ષ ફૂલીઓ અતિ ભલો, તે ઉપરિ ચઢીઓ એકલો;
પછેં વલી જાગે નિદ્રા થકી, ધન પામઇ તે થાઇ સુખી. ૬૨

આંબો, બીલી, કોઠ નિધાંન, ફૂલ ફૂલીઆ દેખઇ શુભવાંન;
સોય પુરૂષનેં વિદ્યા ફૂલેં, ફૂલ્યાં દેખિ સકલ સુખ મિલેં. ૬૩

પ્રાશાદ વિષય ખાવાનું કરઈ, પછઇ સમુદ્ર ભુજાઇ તરઈ;
નિદ્રા મધ્ય અસ્યું દેખાય, દાસ ટલી તે રાજા થાય. ૬૪

કંન્યા, દીપ, ફૂલ, છત્ર. ફૂલ, દીઠઇં પાંમઇ મંત્ર અમુલ;
માનવ પગની માટી ખાય, સોવન પંચસઈં લાભજ થાય. ૬૫

બાહુ મંસ ભખે નરકોય, સોવન સહસ લહઇ નર સોય;
મસ્તગ તણી જે માટી ખાય, સોવન લાખ તસ પ્રગટ થાય. ૬૬

છત્ર, ખડગ નઈં વાણુહી જોય, સુપને લાધાં દેખઈ સોય;
પંથ કરેવો તેહને થાય, દેસ વિદેસ તે જોતો જાય. ૬૭

પ્રવહણ બઇસી સાયર તરઈ, દેખી સુપન ઉચાલો ભરઈ;
પાછો વલઇ તવ લાવઈ ધંન, તેહથી સુખ પામઈ નિજ [2]તન. ૬૮

પડ્યા સડ્યા દેખઇ નિજ દંત, તેહની લખમી સહી નાસંત;
પીડા ઉપજઇ તેહનેં સહી, શાસ્ત્રિ વાત અસી સાંભલી. ૬૯

ભઈંસા ઉટડી ઉપરિ ચઢી, દખણ દસઈં નર કરતો હડી;
થોડા કાલમાં વ્યાધી તસ થાય, મારઈ કરડઇ રૂસઇ રાય. ૭૦

---

૧ સુખ ભરી કાલ તેહનો જાય. ૨ મન.

ખર ઉંટઈ અસવારજ થાય, ચઢી સોય દખણ દસ જાય;
અસ્યું સુપન નર દેખાઇ સોય, થોડઇ કાલિ તસ મરણજ હોય. ૭૧

સરસ વસ્ત નેં ઘૃત તેલ, અંગ વિલેપન કરાવઇ છેલ;
તો તેહનઇ વલી વાંકું જોય, મરણ લહઈ નર નિશ્ચઇ સોય. ૭૨

રાતાં ચીવર પહઇરી નારી, રક્ત વિલેપન હાથિ વિચારી;
કાલાં ચીવર કાલાં વિલેપ, સાંહમું મિલઇ કરઇ જમધરિ ખેપ; ૭૩

ધોલાં વસ્ત્ર સ્ત્રી પહઈરી કરી, શ્વેત વિલેપ હાથિઈં કરી;
સુપનેં સુતાં દેખઇ અસ્યું, સઘલઇથી ધન આવઇ ધસ્યું. ૭૪

નિદ્રાવસિ નર આપ્યો મિલિ, કોઇક પુરૂષનઇ બાંધી વલી;
તેહનઈ પુત્રતણું ફલ જડઈ, પણિ તેહનઈ ઉંચલવુ પડઈ. ૭૫

## ઢાલ.

તે ગિરૂઆ ભાઈ તે ગિરૂઆ—એ દેસી—રાગ આશાઉરી.

નંદનકું ત્રિશલા હુલરાવતી—એ દેસી.

ધોલો સર્પ નઈ જીમણઇ હાથિ, સૂપનઇ ડસતો દેખઇરે;
દસમઈ દિવસ તે સહસ સોનૈંયા, ગણિ લિઇ [1]તસ લેખઇરે. ૭૬
સુપન વિચાર સુંણો નર સહુઈ—આંકણી.

ક્રૌંચ પંખી નઇ કુરકુટી, સુપનઈ બાંધી જાગઇરે;
સોય સુકુલની પાંમઈ કંન્યા, કર્મ ભોગલી ભાંગઇરે—સુ. ૭૭

સૂર શશીનું મંડલ દેખઈ, હઇડઈ હર્ખ ન માયરે;
વ્યાધિ રોગ તસ દૂરિ પલાઇ, દેહ કનકમય થાયરે—સુ. ૭૮

---

૧ નર.

વૃષભ, તુરંગ, ગજ, રથ સુપનઈં, તે ઉપરિ ચઢી રોઇરે;
દેસ દેસની લખમી આવી, સોય પુરૂષ ઘરિ જૂઇરે—સુ. ૭૯
સુંપનઈં દધિકો દિઇ આપનઈં, તો ઘરિ ઋદ્ધિ ભરાઇરે;
ઘરિ આવી કો ધૃતઈ નાહઇ, તસ ઘરિ કંદલ થાઇરે—સુ. ૮૦
સુપનઇ દધિ ખાતાં જસવાધઈં, જલો તણો ડંક વારૂરે;
વીંછી નાગ ડસ્યા તે રૂડા, ધન પામે પુણ્ય સારૂરે—સુ. ૮૧
સરોવરમાંહિ નર નિદ્રામાંહિ, [1]કમલપતિ ખીર ખાઇરે;
સોય સુપન જગમાંહિં મોટું, પૃથવીરાય થાયરે—સુ. ૮૨
સુપનવિચાર કહિઓમઈં માંડી, તેહમાં સુપન જે [2]વારૂરે;
સોયસુપન શ્રીકુંમરનિંરદ(ન)ઈં નિદ્રામાંહિ [3]સાર રે—સુ. ૮૩

## દુહા.

શુભ સુંકનઇ નૃપ આવીઓ, પઇઠો પાટણમાંહિં;
કૃષ્ણદેવનઇં જઇ મિલ્યો, ભગની પ્રેમલ ત્યાંહિં. ૮૪

## ઢાલ.

ભમરાની–રાગ ગોડી.

પ્રેમલદેવી પ્રેમસું મન ભમરારે, મુંકઇ જલ અંઘોલ લાલ મન ભમરારે.
દુર્ગા દેવી તેહમાં મ. ઝીલઈ કરઇ કલોલ લા. ૮૫
કુંમારપાલ જોઇ કરી મ. બોલ્યો મધૂરી [4]વાણી લા.
જો મુઝ રાજ ગુજરતણું મ. એ તું મુઝ મસ્તિગિનાચ લા. ૮૬
દુર્ગા ઉડી પ્રેમસું મ. બઇઠી ઉત્તમ અંગિ લા.
નાચઇ કૂદઇનઇ રમઇ મ. શબ્દ કરઈ મનિ રંગિ લા. ૮૭

---

૧ પત્ર. ૨ મીઠારે. ૩ દીઠારે. ૩ વાચ.

તિહાં એક સુકુનજ પાઠકી મ. બોલ્યા મધુરી વાંણી લા.
રાજ થાસઈ દિન સાતમઈ મ. નૃપ વહસ્યઇ તુઝ આંણુ લા. ૮૮
એણઇઅવસરિપાટણવિષય મ. સુભટ મલી કરઇ રાજ લા.
મંત્રી આપ વિચારતો મ. કોહોનઇ દેસું રાજ લા. ૮૯
એક રાવંત તિહાં અતિબલો મ. જેસગનઈ કુલિ જેહ લા.
મંત્રી સહુજ મિલી કરી મ. થાપ્યો રાજા તેહ લા. ૯૦
સિંઘાસણ બિઇસી કરી મ. બોલ્યો મૂરખ તાંમ લા.
રાજ તુહ્મો મુઝ આપીઉ મ. કહો સું કીજઇ કાંમ લા. ૯૧
તવ મંત્રી મુખી બોલિઆ મ. કુટો તુંહ્મો કપાલ લા.
સીંહ થાનિક બઇઠો સહી મ. ન ટલી જાતિ શિઆલ લા. ૯૨
તવ તેહનઇ ઉઠાડીઓ મ. બીજો રાવત સાર લા.
તેહનઇ રાજી બઇસારીઓ મ. ભીતિ વિના સ્યો ભાર લા. ૯૩
ગાત્ર ભંગ તે નર થયો મ. ત્રૂટિ તેહનઇ કહઇડિ લા.
નીચું જૂઇ મનિ બીહૈં મ. રાજ થકી ભલી હઇડી લા. ૯૪
નિસત્વ નર જવ જાંણીઓ મ. તવ ઉઠાડઇ વીર લા.
ગંગામાંહિં પખાલીઇ મ. કેશ ન થાય હીર લા. ૯૫
અન્ય સુભટ તેડી કરી મ. થાપ્યો ભલ ભૂપાલ લા.
તિણ વેલા તે બોલીઓ મ. રહો, લૂઈ આવું કપાલ લા. ૯૬
ઉઠી નિસત અલગો રહઇ મ. નહી તુઝ રાજ સોભાગ લા.
માંન સરોવર ઝીલીઓ મ. કાગ ન થાઈ હંસ લા. ૯૭

દૂહા.

કાગ સરીખો નરપતિ, ઉઠાડયો તેણીવાર;
મંત્રી પુરૂષ મિલી તિહાં, કરતા બુદ્ધિ વિચાર. ૯૮

## ચઉપઇ.

મંત્રી ચ્યાર તવ કરઇ વિચાર, દીધા બોલનો કિસ્યો વિચાર;
કૃષ્ણદેવ કહઇ ઉપાય, જીમ આપણુપો બોલ ન જાઈ. ૯૯

એક સિંણગારી તિહાં હાથણી, મહાત શિખામણ દીધી ઘણી;
કલસ હાથણી સૂંઢિઇ કરી, પાટણ વન જાજો પરવરી. ૧૦૦

જીમણુઈ પાસેં કુંમરનિરંદ, ઢોલ્યો કલશ ધરી આણંદ;
એણીપરિં શિખવીઓ કુંતાર, પઢો વજાવ્યો તેણીવાર. ૧

ક્ષત્રી સુભટ સહુ સજ થયો, રાજાનઇ અરથિં આવિયો;
કલસ હાથણી જસ ઢોલ સઇ, તે પૃથવીપતિ રાજા થસઇ. ૨

અસી વાત હવી પુરમાંહિં, સુભટ લક્ષ્ય મિલ્યા [1]તવ ત્યાંહિં;
રાજ થકી ચાલી હાથણી, મુખ મરડી ન જૂઇ કઇ ભણી. ૩

કેતા નર આધું મુખ કરે. કેતા નર આડાં ઉતરઇ;
કેતા ભૂમિથી ઉંચા રહઇ, કેતા કીર્તિ વચન મુખિ કહઈ. ૪

કેતા નર મુખિ બોલઇ ભાંડ, કેતા કહઇ કિહાં જાસ્યઇ રાંડ;
કેતા કહઈ એ કહઇ નઇ જૂઇ, [2]કેતા કહઇ જઈ પડસ્યે કૂપ. ૫

લોક તણાં મુખ જેહવાં લોક, કરવા કૌતુગ મિલીઆ થોક;
એક દોડઇં નર એક આરડઇ, એક હાથણી નઇ પાયે પડઈ. ૬

અનેક વચન નર મુખથી કહઇ, પણિ હાથણી નવિ ઉભિ રહઇ;
શેઠ, સેનાપતિ, સાર્થવાહ, મુંકી હાથણી વનમાં જાઇ. ૭

આવી કુંમરનિરંદહ જીહાં, કનક કલસ સરિ ઢોલઈ તિહાં;
જય જયકાર શબ્દ તિહા હોઇ, પુણ્ય કરઈ તે ન કરઇ કોઈ. ૮

---

૧ નર. ૨ આવી જઇ નઇ કૂરઇ પડઇ.

ઢાલ.

પ્રણમું તુહ્મ સીમંધરૂજી—એ—દેસી.

પુણ્યઇં ગજરથ ઘોડલાંજી, પુણ્યઇં પુત્ર વિનીત;
પુણ્યઇં દીર્ઘ આઉખુંજી, પુણ્યઇં મહીપતિ મિત. ૯
સોભાગી પુંણ્ય સમો નહીં કોઈ.
[1]શત્રુસાહમું નવિ જૂઇ (સકે)જી, પ્રીતિ પુણ્યસું હોય;
સોભાગી૦ આચલી. ૧૦

પુણ્યઇં ભોજન દેવનાંજી, પુણ્યઇં સુશીલી રે નારિ;
પુણ્યઇં સુંખભરી જીવીઇજી, ગજ ગાજઇ ઘરબારિ-સો. ૧૧

પુણ્યઇં મંદિર માલીઆજી, પુણ્યઇં રૂપ ઉદાર;
પુણ્યઇં કમલા ઘરિ રમઇજી, પુણ્યઇં ભોગ સુસાર—સો. ૧૨

પુણ્યઇં ચીવર અતિ ભલા, સુખ બહુ સિય્યારે સોય;
પુણ્યઇં જી જી સહુ કરઇજી, વચન ન ખંડઇ કોય—સો. ૧૩

પુણ્યઇં બંધવ બહઇનડીજી, પુણ્યઇં માત પિતાય;
પુણ્યઇં સુર સેવા કરઇજી, પુણ્યઇં જસ બોલાય—સો. ૧૪

પુણ્યઇં દેસ અઢારનુંજી, કુંમર નરેશ્વર રાજ;
પુણ્યઇં પાટણ બઇસિણુંજી, પુણ્યઇં પામ્યું રાજ—સો. ૧૫

ચઉપઈ

પુણ્ય તે કુંમર નરેશ્વર ઘણું, સાહય્ય તે કૃષ્ણુદેવહ તણું;
નીરભર્યું નવિ જાઇ વિણુ ઘડઇં, વાડિ વિના વેલો નવિ ચઢઇ. ૧૬
ઘનુષ વિના નવિ ચાલઇં તીર, તરૂવર નવિ વાધઈ વિણુ નીર;
પવન વિના નવિ ચાલઇ વાંહણુ, કાયા તો જો માંહિં પરાંણુ. ૧૭

---

૩ સત્ત કોડિ.

વિણુ નિસરણી કિમ ચઢાય, સુભટ સાહાય્ય વિના સ્યો રાય;
બાલ પુરૂષ જન ગરઢો થાય, લાઠી સાહાય્યઇં ચાલ્યો જાય. ૧૮

સાહાય્ય તણી છઈ મોટી વાત, કેસી ગ્રહઈ પરદેસી હાથ;
વાંમ સાહાય્ય સંગ્રામહ રાંમ, તો તેણુઇ કીધું પુણ્યનું કામ. ૧૯

ચંડ કોસીઓ સુભગતિ વર્યો, જો વીરઇ સરિ હાથજ ધર્યો;
ગયો દેસ સઘલો તો વલ્યો, જો પાંડવનઇં કાહ્નડ મલ્યો. ૨૦

હનુ આવ્યો રામ નઈ કાજી, કુંમરનિરંદ બનેવી સાચ્ય;
કરઇ દેસ અઢારનું રાજી, બઇઠો વયરીના મુખ ભાંજી. ૨૧

## દૂહા.

વયરી મુખ ભંજી કરી, બઇઠો નૃપતિ રાજી;
મંત્રી શેઠ [1]મિલી તિહાં, આવ્યાં ઉચ્છવ કાજી. ૨૨

## ઢાલ.

ભમરાની રાગ ગોડી.

મંત્રી સહુ મિલી કરી મ. પ્રણુમઈ કુંમરનિરંદ—લા.
રાજ તિલક [2]કાઢઈ સહી મ. દીપઈ જીમ દિણુંદ—લા. ૨૩

સેઠ સેનાપતિ તિહાં મલી મ. વિનવીઓ મહારાજ—લા.
કહો કેહીપરિ પાલસ્યો મ. અઢાર દેસનું રાજ—લા. ૨૪

ઉંચો સાસ લેઇ કરી મ. ઉઠિઓ નૃપ તતકાલ—લા,
ખડગ બલિ [3]નૃપહુ સહી મ. નવિ માનઇ તતકાલ—લા ૨૫

લખમી [4]કહઇ નવિ લખી મ. સૂર હુઈ તે ખાય—લા.
વસુધા વસિ છઇ સુભટ નઇ મ. ભૂજા બલિ હુઓ રાવ—લા. ૨૬

---

૧ મલિ કરિ. ૨ કરઇ. ૩ હું મહિપતિ. ૪ સાધારણ એ છે.

સંવત અગ્યાર નવાંણુંઇ મ. માગશિરઇ મંડાણુ—લા.
કાતીચઉથઇ થાયના મ. રાય અખંડજ આંણુ—લા. ૨૭

## દૂહા.

અંખડ આગન્યા રાયની, માંનઇ તે સહુ કોય;
ગજ રથ ઘોડાં લેઇ કરી, ભૂપ તણું મુખ જોય. ૨૮

મણી [1]મુક્તાફલ થાલ ભરી, વધાવઇ નર—નારિ;
પાંચ શબ્દ વાજઇ વલી, તોરણ બાંધ્યા બારિ. ૨૯

ઘરિ ઘરિ ગૂડી ઉછલી, ઉચ્છવ અધિકા થાય;
કુંમરનિરંદ કેસરી, લીલ કરઈ મહારાય. ૩૦

રાજ કરતો ચિંતઇ, હું ભમીઓ બહુ ઠાંમિ;
ગુણ તેહના નવિ વિસરઈ, જે આવ્યા મૂઝ કાંમિ. ૩૧

અવગુણ પુંઠિઇ ગુણ કરઇ, તે વિરલા સંસાર;
ગુણ કેડિઇ ગુણ કીજીઇ, અવસરિ સોય સંભાર. ૩૨

ગુણ કેડિઈ ગુણ નવિ કરઇ, કૃતઘન તેહનું નામ;
જે નર હુઇ ગુણ મચ્છરી, તે ન લહઇ શુભ ઠાંમ. ૩૩

દાન દિઇ નાઈ તપ તપઈ, પૂજઇ જીનવર પાય;
કવિયણ કહઇ ગુણ મચ્છરી, મુકિતં કિમઇ ન જાય. ૩૪

કુંમારપાલ નૃપ ગુણ ગ્રહી, જેહનો વંસ પવિત્ર;
ગુણ ઓસંકલ કારણઈ, તેડયા પૂરવ મિત્ર. ૩૫

## કવિત્ત.

સ્વાન મસ્તગ કાગ મંસા, ચહે પાપકો જેહ;
ચાંડાલ આલ્યો ચોહટઇ, ભૂજી ઝીલ્યો તેહ.

---

[1] મુકતાફલ ભરિ થાલમાં.

ભૂજી ઝીલ્યો તેહી કરઇ મુદ્રા ઉછાલઇ;
રાણ જમણું જાઇ ઋતધન જસ્યો ટાલે.
રણે નિહાલે નગુણ પુરૂષ, અપવિત જેહનો મંસ;
કાજ ન હોઇ સ્વાન મસ્તક કાગ મંસ. ૩૬

## ઢાલ.

### સાહેલડીની—રાગ રામગિરિ.

પૂરવમિત્રતિહાં તેડીઆ સાહેલડીઆં. પ્રથમ અલી કુંભાર–ગુણવેલડીયા.
સાત સયાં ગાંમજ ભલાં સા. આપઈ ભૂપ ઉદ્દાર–ગુ. ૩૭
ભીમ હાલી બોલાવીઓ સા. રાખ્યો પોતઇ પાસ–ગુ.
રક્ષા કરો મુઝ દેહની સા. ભોગવો ભોગ ઉલાસ–ગુ. ૩૮
જેણી[1] ઓઈ કરંબો દીઓ સા. તાસ પસાય કીધ–ગુ.
તે પાસે તિલક કરાવ્યો સા. [2]ગાંમ ધોલકું દીધ–ગુ. ૩૯
ચપ્પાકાજિ નર વલગીયો સા. વણિગ સોય પ્રસિદ્ધ–ગુ.
કૂટક [3]વણિગ વડોદરૂં સા. રાજ થાપના કીધ–ગુ. ૪૦
ઉદયનનઈ તેડી કરી સા. થાપ્યો નિજ પ્રધાંન–ગુ.
રાજ ઋદ્ધિ સહુ તાહરૂં સા. મુજ અરથઇ સેર ધાંન–ગુ. ૪૧
સજન તણુઈ સંતોખીઓ સા. આલ્યો ગઢ ચિત્રોડ–ગુ.
લાડ દેસ ભટ વોશિરિ સા. [4]કીધો મસ્તગિ મોડ–ગુ. ૪૨
હેમ સુરિ ચરણે નમ્યો સા. લિઓ મુનિ પૃથવિરાજ–ગુ.
કેહીપરિં તુઝનઈ [5]થસું સા. ગુણ ઓસંકલ આજ–ગુ. ૪૩
સર્વાર્થ યોગી ભલો સા. તેડયો પાટણમાંહિ–ગુ.
સોવન મઢી તેહની કરી સા. રાખ્યો [6]આયસ ત્યાંહિ–ગુ. ૪૪

---

૧ નારિ. ૨ નગર. ૩ શેઠ. ૪ બાંધ્યો. ૫ થાઉસું. ૬ વેષ.

ખેત્રપાલ લખમી તણી સા. મૂરતિ કરાવી દોય–ગુ.
કોલંબપાટણનો જે ધણી સા. બહુ સંતોષીઓ સોય–ગુ. ૪૫

જેણઇ યોગીમુખિભાખિયા સા. ચતુર બોલ વિચાર–ગુ.
ડંડ ખપર દિઇ કનકના સા. કંઠિ રયણનો હાર–ગુ. ૪૬

રામચંદ્ર મુનિ તેડીઆ સા. નૃપ લાગો જઇ પાય–ગુ.
સોવન પુષ્પ વધાવીઆ સા. બહુ પ્રસંસો [1]તાય–ગુ. ૪૭

કાસી દેસનો વાંણીઓ સા. જેણઈ રાખ્યો ધરિ રાય–ગુ.
સોલગાંમ તસ [2]સોંપીઆ સા. ગુણ ઓસંકલ થાય–ગુ. ૪૮

બાલચંદ્ર તિહાં તેડીઓ સા. જોતિઇ તે ચમંકાર–ગુ.
સામંતરાય તસ થાપીઓ સા. આપ્યા ગાંમ તસ બાર–ગુ. ૪૯

સોય પુરૂષ સંભારીઓ સા. આંબાનો રખવાલ–ગુ.
નિજ વન તાંમ ભલાવતો સા. સુખિં [2]ગમાડઈ કાલ–ગુ. ૫૦

ત્રિયા વિયોગી જે હતો સા. તે આવ્યો તેણેઈ ઠારિ–ગુ.
સાસરવાસો બહુ કરી સા. સુંપી પદમની નારી–ગુ ૫૧

શેઠ સરહીઓ થાપીઓ સા. આપ્યા ગામ તસ બાર–ગુ.
વલી ત્યાંહાં સંભારયું સા. થાપી કણબણ માય–ગુ. ૫૨

વીસગાંમ વેગલું કરી સા. કીધુ તામ પસાય–ગુ.
ધૃત કુડલીઓ હડીઓ સા. સીરાંજ તેહનું નાંમ–ગુ. ૫૩

મુગટ બંધ તેહનઇ કર્યો સા. સુંપ્યા સોરઠ ગાંમ–ગુ.
કૃષ્ણદેવ નઇ પાએ નમ્યો સા. સુંપ્યો રાજનો ભાર–ગુ. ૫૪

સકલ દેસ તુહ્મે ભોગવો સા. મમ પૂછો મૂઝ વિચાર–ગુ.
પંચ સયાં ભરડા મિલ્યા સા. જેહમાં પૂરિઓ વાસ–ગુ. ૫૫

---

૧ ત્યાંહાં. ૨ નારિનેં.

તેહની વૃત્તિ વધારતો સા. રહઈવા મંદિર ખાસ—ગુ.
ગુ. ૫૬
ઉંદિર મરણુ જીહાં થયુ સા. એક ભુવન તિહાં સાર—ગુ.
તેહનું નામ તિહાં થાપીઉં સા. ઉંદરીઆ વિહાર—ગુ. ૫૭
સુપન પાઠકી તિહાં તેડીઆ સા. જેણુઇ કરી રાજની વાત—ગુ.
સોવન સ્નાન કરાવીઉં સા. ગરાસ ગાંમ તસ વાત—ગુ. ૫૮
સિરવિણુ પુરૂષ તણિ કથા સા. જેણુઇ કહી પંચાઈ નારી—ગુ.
ગામ અકેક તેહનઇ દીઉં સા. વાત વિનોદ સંભારિ—ગુ. ૫૯
સોય પૂજારૂ તેડીઓ સા. જેણુઈ કહી મસ્તગ વાત—ગુ.
સોવન સહસ તેહનઈ દિઈ સા. કંચન ભુંજીહવા સાત—ગુ. ૬૦
જેણુઈ કરિઓ ગુણુ જેટલો સા. તસ સંભાર્યા ત્યાંહિં—ગુ.
નૃપ સંતોષી [1]બહુપરિ સા. જસ વાધ્યો જગમાંહિં—ગુ. ૬૧
ભૂપલ દેવી પટરાંણી સા. પરણી પદમની નારિ—ગુ.
પદ્માવતિ સોલ કંન્યાસું સા. સા આણિ ધરિબારિ—ગુ. ૬૨
અઢાર દેસ પોતઇ ભલા સા. હસ્તિ સહસ ઈગ્યાર—ગુ.
અગ્યાર લાખ વાજી ભલા સા. રંથ પંચાસ હજાર—ગુ. ૬૩
બહુતરિ નર બુદ્ધિ ભલી સા. સુરા સામંતરાય—ગુ.
અઢાર લાખ પાલા ભલા સા. આગલિથીઉ જાય—ગુ. ૬૪

ચઉપઇ.

એટલું રાજા કુંમરનિરંદ, પ્રગટ ઉદય જીમ ગગનિ દિણુંદ;
સબલ પ્રતાપી મોટો રાય, ચઢી તુરંગમ બાહિર જાય. ૬૫
રંગઈ ભંગ હુઓ તિહાં રાય, કૃષ્ણુદેવ હસ્યો તેણું ઠાય;
મર્મ વચન મુખિ બોલ્યો આલ, કુંમારપાલ સરિ ઉઠી ઝાલ. ૬૬

---

૧ ચલાવે કામ.

રાખી તાંમ બનેવી લાજ, કિહાં કોયું દિન પહઇલું આજ;
આલગો તેડી કરસ્યું કાજ, અસ્યો વિચાર કરઇ મહારાજ. ૬૭

રાજભુવન નૃપ આવ્યો જસઈ, વેગ બનેવી તેડયો તસઈ;
વિનય કરી નઈ બોલ્યો રાય, વડો બનેવી બાપજ ઠાય. ૬૮

જોયુઈ ઠાંમિ અડબોથઇ મારિ, પણિ મમ હસસો સભા મઝારિ;
દુખ હસતાં મુઝ વિણસ્યઇ કાજ, સુભટ કોય ન માનઇ લાજ. ૬૯

કર્મ મર્મ નઇ જન્મજ વાત, નવિ કહીઇ પૂર્વ અવદાત;
જીવતણી ગતિ નવિ લહઇવાય, સરીખા દિન નહીં રંક રાય. ૭૦

દુહા.

સરિખા દિન સરિખા વલી, નોહઇ સુર, નર, ઇંદ્રિ;
જીહાં સંપદ તિહાં આપદા, ચઢત પઢત રવિચંદ. ૭૧

તરૂઅર સદા નહીં સરીખડાં, જો નહિ દોલતિ સાર;
જેહ ચઢઈ નર તે પડઇ, ન પડઇ પીસણહાર. ૭૨

જેણઇ પથર સહ્યાં ટાંકણાં, હેમ સયાં લોહ ઘાય;
મુકુટ થઈ મસ્તગિ ચઢયા, જીન પ્રતિમા પૂજાય. ૭૩

જેણઇ વચ્યિં વેદન [1]સહી, તે પાંમ્યો નૃપ અંગ;
મુકતાફલ વીંધાવીઉં, તે પાંમ્યા સ્ત્રી સંગ. ૭૪

છિદ્ર લહી ચઢિઉં તાવડઇ, વડું ધરિઉં તસ નાંમ;
જસ તેહનો જગમાં ઘણો, સમરઈ આખું ગાંમ. ૭૫

જેણઇ ખાંધઇ ધુંસર ખમ્યાં, તો ધોરી ગુણ ગ્રામ;
નહીંતર પોઠી સાંઢીઆ, જસ હીણા નર નામ. ૭૬

---

૧ લહી.

એણુઇ દ્રષ્ટાંતઇ સમઝજે, મમ જો નૃપની આદિ;
એક સાહ નઈ બીજો સેવડો, સું જોઇશ એની આદિ. ૭૭

નદી નિરંદહ ઋષિ કૂલ, મુક્તાહલ કમલાણ;
એતાં આદિ ન જોઇઇ, ગુણ લીજઇ ગુરૂઆઈ. ૭૮

ગૂણ લીજઈએ પંચના, સૂણુયો શાસ્ત્રજ ભાવ;
જીમ દીવો તિમ નરપતિ, એહુનો એક સ્વભાવ. ૭૯

જેણુઇ ઉપાયો દીવડો, ન કરઇ તેહની સાર;
તઈ થાપ્યો નૃપ મુઝ તણુઇ, મ કરીસ મૂઝ પતીઆર. ૮૦

ડાકણિ પાસા જીમ કહ્યો, લખમી યોવન [1]કાલ;
શાસ્ત્ર શસ્ત્ર પતીઆર સ્યો, ખિણમાં વયરી થાય. ૮૧

નદી નખલો નરપતિ, નારી વચન વિલાસ;
નિર્ગુણ નીલજ નીચનો, સો કીજઇ વિશ્વાસ. ૮૨

નૃપ વારઈ બહુ પ્રેમસું, તું મમ લોપીસ લાજ;
ભગની કંત વડ નાતરઇ, મઈ સુંપ્યું તુહ રાજ. ૮૩

દૂધે સિંચ્યો લીંમડો, તોહે ન મીઠો થાય;
અહિનઈ અમૃત પાઇઇ, તો સહી વિષ નવી જાય. ૮૪

વાર્યા ન રહઈ કૃષ્ણદેવ, સુચઇ પૂરવ ભાવ;
મુંકઈ નહીં સુર નર પશુ, આપ આપણો સભાવ. ૮૫

મધુરઇ વચને વારતાં, કરતો [2]કૌટિલ વાત;
સુકવિ કહઈ નર સાંભલો, રાખ્યાં ન રહઈ સાત. ૮૬

કમલા, યોવન, લબાડ, કાલ, અતીસાર, ગજકર્ણ;
પ્રાંણી રાખ્યો નવિ રહઈ, [3]જવ આવઇ જન મરણ. ૮૭

---

૧ રાય. ૨ કુટલ. ૩ નર હે આવ્યું મર્ણું.

રાખ્યો ન રહઈ કૃષ્ણ દેવ, તાંમ વિચારઇ રાય;
ભાંડ ભીંસિ દૂઝઈ તદા, [1]જવ તે પાડુ ખાય. ૮૮

## ચઉપઈ.

અસું વિચારી નર ભૂપાલ, તેડયા નર નાવી તતકાલ;
અરે સેવકો કહું છું અહો, કૃષ્ણુદેવ કહઇ જાયો તુહો. ૮૯
તેલ અગ્નિ ચોલો જઈ સુર, હાડ સવે કરયો ચકચૂર;
લેઇ આજ્ઞા આવ્યા તિહાં, કૃષ્ણુદેવ બનેવી જીહાં. ૯૦
વિનય કરીનઈ વલગા વાડ, [2]મરડી ભાંજ્યાં [3]હાડઇહાડ;
તેહની કાયા કોથલ કરઇ, જીમ જીવઇ નર નવિ મરઇ. ૯૧
કૃષ્ણુદેવ કરઇ મનિ શોક, જોયો જીહ્વાકેરો દોષ;
જેહની રસનાં લાંબી હસઇ, તે નર નારિ દૂખીઆ થસઇ. ૯૨
કમલપ્રભ આચાર્ય જેહ, તીર્થંકર દલ મેલઇ તેહ;
મરણુ લહી મુનિ [4]કુગતિ જાઇ, તેતો રસનાતણો પસાય. ૯૩
પૂરવભવિં શ્રીઋષભ જીણુંદ, વૃષભ મુખિ [5]ચિંતવતાં બંધ;
લાગૂં પાપ જો ચોખું મન, વરસ દિવસ નવિ પાંમ્યા અન્ન. ૯૪
મરિચિ ભરતતણો સુતજેહ, અસત્ય વચન મુખિ બોલ્યો તેહ;
બહુ સંસાર વધાર્યો તિહાંઈ, જીવ ભમ્યો તસ ચઉગતિ માંહિ. ૯૫
વિક્રમ રાજા સાહામું જોય, જીભઇ બહું દૂખ પાંમ્યો સોય;
શનીસર સાથિં સાહનઈ લાગ્યો, થઇ ચઉરંગ [6]દૂખકાં ભોગવ્યો. ૯૬

## દૂહા.

[7]વનમાં દાધાં રૂખડાં, ફલ્યા દીસઇ કાંહઇ;
કુવચન દાધાં ન [8]ફાલઇ, સાલઇ હઇડાંમાંહિ. ૯૭

---

૧ જ્યાહારે. ૨ ભરડી. ૩ હાડેહાડિ ૪ દુર્ગતિ. ૫ ચિંતવિઉં. ૬ સ્યાંનો. ૭ દવના. ૮ પાલવઇ.

જન્મતણી જે પ્રીતડી, એક કુવચનઈ જાઇ;
સુવચન સોય ન વિસરઇ, જીમ સુપુરૂષ નિજ માય. ૯૮

સરગ નરગ મુખ જીભથી, જીભઈ નર સુખ હોય;
જીભા વસિ નહીં જેહની, તે દૂખીઆ ભવ હોય. ૯૯

કૃષ્નદેવ દૂખીઉ થયો, ધૂજ્ય વેરી સોય;
કુંમારપાલને સહુ નમઇ, આંણ ન ખંડઇ કોય. ૧૦૦

લખમી લીલા બહુ ધરી, નૃપ ન કરઇ અન્યાય;
અકર નહી જસ [1]ગાંમમાં, ડંડ ન લીઇ (બા) રાય. ૧

ઢાલ.

પ્રણમું તુહ્મ સીમંધરજી—એ દેસી.

ડંડ નહીં જસ રાજમાંજી, ડંડ તે દેવલિ હોય;
બંધ નહીં જસ ગાંમમાંજી, બંધણુ ભૂષણુ સોય;

સુંણો નર ? સાચો કુંમરનિરંદ, સુ.
અધિક પ્રતાપી શોભતોજી, જીમ ગગનિઅ દિણંદ—સુ. ૨

બંધન બાલી કુંચુઇજી, બંધન મસ્તગિ વેણિ;
બંધન ક્ષોટિક પેટનઈજી, પણિ નવિ બંધન કેણિ—સુ. ૩

વંકાઇ લોકમાં નહીંજી, વંકા વહકલી કંમાણિ;
નાના નહિં મુખ લોકમાંજી, ના પર કરવા હાણિ—સુ. ૪

હરઇ નહીં કો [2]કલઇનુંજી, હરઇ ત્રિયાપર ચિત્ત;
મારિ શબદ નહીં ગાંમમાંજી, તે લોહકાર વદંતિ—સુ. ૫

---

૧ રાજમાં. ૨ તેહનું.

મારિ શબ્દ ભૂઆ ધરીંજી, કઇ દીસઇ રણમાંહિં;
કુંમારપાલનાં [1]ગાંમમાંજી, મારિ શબ્દ નહીં કીહાંઈ–સુ. ૬

નગર લોક નપુંસકાજી, પરસ્ત્રી ગમનહ તાજી;
બહુ બોલા નર બહું વસઇજી, [2]પરગૂણ બોલણ કાજી–સુ. ૭

મુંગા વસઇ બહુ ગાંમમાંજી, પર અવગુણ નઇરે ઠામિ;
તસકર બહુ તસ ગાંમમાંજી, ગુણ ચોરેવા [3]ઠામિ–સુ. ૮

દૂહા.

ગુણ બોલીઈ સહુ પરતણા, અવગુણ નહી સંસારિ;
વસઇ લોક પુણ્યવંત તિહાં, છિદ્ર રહિત નર નારિ. ૯

ચઉપઇ.

છિદ્ર રહીત વસઇ નર ત્યાંહિં, છિદ્ર એ છઇ માંણ મોતીમાંહિં;
દમન નહીં જસ નગર મઝારિ, ગજ અરિ દમન લહઈ તસ ઠારિ. ૧૦

ગ્રહ્યો ન દીસઇ કો નર કિહાંઇ, રાહુ ગલઇ છઇ રવીને [4]તિહાંઇ;
અથવા ચંદ્ર ગ્રહણ પણિ હોઇ, કઇ વર વહુકર ગ્રહણઈ સોય. ૧૧

અસ્યું નગર તે પાટણ કહું, ઈંદ્રપુરીથી અધિકું લહું;
રાજા કુંમરનિરંદહ જીહાં, બાંવન હહાજસ [5]નગરસું તિહાં, ૧૨

હેમાચારજ સરિખા જતિ, હેમ વ્યાકર્ણું ધણા હરી મતિ;
હેમબિંબ હરિ મૂરતિ ઘણી, હા મુખિ દાનહ દેવા ભણી. ૧૩

હીઇઇ બુદ્ધિ બહુજન વસઇ, અનઈ હસાવઇ આપણ હસઇ;
હરીઆલીના બહુ કહઇ નાર, હઠીઆ લોહ [6]તણા વહઇનાર. ૧૪

હાક્યા વઢઈ એહવા નર ઘણા, હાથી હયવરની નહીં મણા;
હથી યુધી હથીઆરહ ઘણી, હીરા જાતિ હુઈ અતિઘણી. ૧૫

---

૧ રાજમાંજી. ૨ બોલઇ પરગૂણ. ૩ કાજિ. ૪ સહિ. ૫ સમાહિ.
૬ રણિ.

હેમ અંસુ નઇ હંસ નહિ મણા, હીરા જાતિ પટોલા તણા;
હાથિ મોકલા પુર જન લોક, હરિ સરિખા નર વસઈ અશોક. ૧૬

હેમાચલની વસ્ત અનેક, હાસ નરનઇ જીહાં વિશેષ;
હેમંતિ રિતુના ભોગી સહુ, હૂંસિ લોક વસઇ તિહા બહુ. ૧૭

હરી વંસી હરિઅડ બહુ વસઈ, હાલિ હીંદુ અતિ ઉલ્લસઇ;
હડુકતણું જીહાં બહુવહઇનાર, હાટ હેરમી હરિ વૃપ સાર. ૧૮

હાલી હલ નવિ લાધઇ પાર, હડીમાર હડીઆ વરકાર;
હંસા હોલી હોલા હર્ણું, કો નવિ ઉપાય તસ મરણુ ૧૯

હરિ હંસ હોલાઇઆ જીવ, તે સુખીઆ [1]વનિ ચરઇ સદૈવ;
હરખી હરિલંકી નારિ, હંસા ગમની પુરહ મઝારિ. ૨૦

હસ્ત વદન હય ગતિ હસ્તની, હંસહંઇ હાલઈ ગતિ મનિ;
એ બાવન હહા પુરમાંહિ, બાવન વવા તે દૂરિં ત્યાંહિં. ૨૧

વિકલ વિટલ વાંકા નર જીહાં, વિસન સાત નિવાર્યા તિહાં;
વક્ર વિરોધી નહીં પુરમાંહિ, વિપ્રીત ભાખી કાઢયા તિહાંઇ. ૨૨

વયરી વિઘન નહી વરૂઇ વાત, વંચક નર નહીં વિશ્વાસઘાત;
વહિ પાડા વધના કરનાર, તે પુરમાંહિં નહિં નિરધાર. ૨૩

વાસી ભોજન કો નવિ કરઇ, વયર વાંણી પુરજન પરિહરઈ;
વઢા વઢીઆ નરજે પણિ હતા, ભૂપઇ તે વાર્યા બોલતા. ૨૪

વિઘા વિરૂઇના જે ધણી, ભૂપઈ તે નાંખ્યા અવગુણી;
વચન મુખા નવિ બોલઇ કોય, વાદ કુવાદ [2]નવિ બોલઇ કોય. ૨૫

વાસના ભુંડી જે નર નારી, તે નવિ લાભઇ પુરહ મઝારિ;
વાત નહીં જીહાં નંધા તણી. કાઢીઆ વંકી મતિના ધણી. ૨૬

---

૧ વનચર. ૨ ત્યાંહાં નવિ હોય.

વિનીતા જે શીલઈથી ખસઈ, અસી નારી કો તિહાં નવિ વસઈ;
વલી વિભચારી નર નવિ મિલે, વરણી વરગ થકો નવિ ટલઈ. ૨૭
પ્રભવઇ નહીં વ્યંતર વ્યંતરી, જેણઇ નગરઇં ન વસઇ વાઘ્રરી;
વિષધર વીંછી સરિખા નરા, નગર થકી તે રહી બાહરા. ૨૮
વારૂણી પાંન તણાં કરણહાર, વારૂ વાતના ભાંજનહાર;
વૃષ હરી નઇ વાઢિ જેહ, પાટણમાંહીંથી કાઢયા તેહ. ૨૯
વણજ કુવણજ તિહાં નવિ હોય વિષ રીસઇ નવિ ખાઇ કોય;
વલી પુરૂષ જીહાં નહીં વિક્લગણા વિકલ નર પ્રાંહિં નહી ઘણા. ૩૦
વચન વડાનું ખંડઇ જેહ, પુરથી [1]દૂરી કીઆ નર તેહ;
વાઘ્યું બોલઈ વાર્યા નવિ રહઈ, અસ્યા પુરૂષ કાઢયા તિહાં સહઇ. ૩૧
વેર વરાડ નહી ઘરિ બારિ, પ્રાંહિ થોડી વિધવા નારિ;
મુલિં મુંહી જીહાં વાણહી, સાત રોગ તે પૂરમાં નહી. ૩૨
વાલો વેદ ન નહીં વલવાય, વર્ણવરાધ્ય(નહી)વસિ રૂપન થાય;
વિષ્ટ કુંહાડઇ વાય કુવાય, દોય વસ્ત નહીં તેણઇ ઠાય. ૩૩
એહ બાવન વરયા વવા, સુંણયો બોલ કહું [2]જે નવા;
કુંમારપાલઇ વલી પરહર્યા, બાવન લલા પૂર બાહિર કર્યા. ૩૪
લંઠ લબાડી લજા રહીત, [3]લંચક લંપટ લખણ સહીત;
લોલુય લુંટિ તણા ખાનાર, પુર બાહિર કાઢયા તેણીવાર. ૩૫
લક્ષણહીણો લોભી લતખોર, લહેણું નાપઇ કહિણ કઠોર;
લોપઇ વચન રાયનું જેહ, પાટણમાં ન વસઇ તેહ; ૩૬
લુંણ હરામ તણાં કરનાર, લસણ કંદ તણા ખાનાર;
લઘુતાપણું નર પાંમ્યાં જેહ, લજાવ્યા નવિ લાજઇ તેહ. ૩૭

---

૧ કાઢયા. ૨ તે. ૩ લપટ લંચક લંછન સહિત.

લપોડસંખ લાસરીઆ હતા, લહઇણુઈ જૂઠું જે બોલતા,
લાંબી જીભ અનઇ લાંપડા, સભા થકી કાઢયા બાપડા. ૩૮

લોચન લુગડાં મયલું દોઇ, રાય સભામાં નહી નર સોય;
લત લપડાક અનઇ લાકડો, એ ત્રિણ્યે નઈ વેલા પડી. ૩૯

લસ્કરપસ્ની જીહાં નહીં બીહીક, લાલી લાવાં ન હણઇ લીખ;
લેસ્યા [1]ભુંડીના નર નહી, લોભી લેણીઆ નાઠા તહી. ૪૦

લિંગ [2]ન ઢાંકઇ લહણઇ જીમઇ, તે પાટણપુરમાંહિં નવિ ભમઈ;
લોઢાનાં નાંણું [3]નહીં તિહા, લૂખા પુરૂષ ન દીસઈ [4]કિહાં. ૪૧

લેહનારા થોડા [5]પુરૂષ જીહાં, લૂખસ લિંબાતા તુછ તિહાં;
લાંઘઇ લોટઇ નઇ નર કોઇ. લૂખું ન જમઈ પુર જન સોઇ. ૪૨

લીધો બોલ ન મુંકઇ જેહ, ભૂપઇ હાકી કાઢયા તેહ;
લાલો શબ્દ નવિ જાંણઇ કોય, લુંડી સરીખા નર નહીં કોય. ૪૩

લડત ખોર લખ લખતા જેહ, પ્રાંહિં પાટણમાંહિં ન રહ્યા તેહ;
લાંફા, લેપડુ લકડફાડ, બાવનમાં તે કહયા તિહાં લાડ. ૪૪

દૂહા.

લાડ નહીં જસ દેસમાં, કાઢયાં કઠીણ કઠોર;
પાલિ મધ્ય જઇ તે વસ્યાં, જીહાં ઝાઝાં રહઈ ચોર. ૪૫

ઢાલ.

ગિરિજા દેવી નઇં વીનવું—એ દેસી—રાગ—ગોડી.

સાંસો કીધો સામલીયા—એ દેસી.

તસ્કરમાંહિં નર તે રહ્યા રઇ, પછઇ ન [6]કોપ્યો રાય;
સુપુરૂષ તે તાકઇ જસ્યો રઈ, તસ્યોન મુંકઇ ધાય. ૪૬
ભાંખઈ કુંમર નરેશ્વરૂરે—એ આંકણી.

---

૧ નર નારિ. ૨ દેખાડઇ ૩ નવિસહિ. ૪ કહી. ૫ નર સાહાં ૬ કીધ્યો.

બાહુબલિ તે તાકયો ઘણુંરઇ, પણિ નવિ હણીઉ ભ્રાત;
નિજ કુલ સાંહમું જોઇ કરીરઇ, દિઇ સિરિ પોતઇ હાથ—ભાં. ૪૭
ઉદ્દાઇ રાય આગઈ હવેરે, સબલો સોય સુજાણ;
ચંડપ્રદ્યોતન ડાંભીઉરઇ, પણિ હણીઆ નવિ પ્રાણ—ભાં. ૪૮
અષ્ટાપદ ગિરિ ઉપરિરે, વાલિ ચાંપ્યો પાય;
રાવણ રાય અકલાવીઉરે, પણિ નવિ રાખ્યો [1]તાહ—ભાં. ૪૯
તિમ ઉત્તમ નર નરપતિરે. ઋદય વિચારઈ આપ.
ઉંદિર કુલનું સું મારવુંરે, કોપ્યો ફણિધર સાપ—ભાં. ૫૦
[2]કદલીદલ વનનું બલ કિસુંરે, કોપ્યો જીહાં કોઠાર;
ન ખમઇ નાલ તે કમલનુંરઇ; હસ્તી સુંઢિ પ્રહાર—ભાં. ૫૧
ફોફલ ઉપરિ સું કરૂંરે, ગાઢા ઘણ નો ઘાય;
સરોવર પાંણીઅ રેલતાંરે, કીટક કુલ રોલાય—ભા. ૫૨
છાગ, શશા કુલ નવિ ખમઇરે, પંચાયણની ફાલ;
પરાલ પૂલ તે નવિ સહઇરે, દાવાનલની ઝાલ—ભા. ૫૩
કણની જાતિમાં આકરોરે, કઠિણ કઠોર ગુઆર;
પણિ ઘંટા મનિ તે કિસ્યોરે, દલત ન લાગઇ વાર—ભા. ૫૪
નર મૂરિખ નબલા સરિરે, મુંકઇ સબલો ઘાય;
કુંભ પ્રહાર તે વજ્રનોરે, કરતાં ન રહે લાય—ભા. ૫૫

દૂહા.

સુબુદ્ધિ વિચારઇ નરપતિ, તેડયા નર નઈ નારિ;
મારિ ડંડ નઇ લાડનઈ, કાઢયા દેસજ બાહરિ. ૫૬
દૂરિજન તે [3]દૂખીઆ કીઆ, સજન [4]કીધું સંતોષ;
રાજ નિઃકંટક પાલતો, આણ ન ખંડઇ કોઇ. ૫૭

---

૧ થાય. ૨ કદલી વનનું કોહોબલ. ૩ દૂરિ. ૪ કીયા.

## ઢાલ.

લાલની–રાગ મલ્હાર–ઉલાલાનો.

આણુ ન ખંડઇ નૃપની કોઈ, પાલઈ નિર્મલ રાજ લાલરે;
એણુઇઅવસરિએકગાંધર્વઆવ્યો, જીહાં બઇઠો મહારાજ–લા. ૫૮
તેણુઇગધર્વએકરાગ આલાપ્યો. સાચો મેઘ મલ્હાર–લા.
ચિહુંદસિથીતવ વીજ ચમકઇં, વૂઠો મેઘ અપાર–લા. ૫૯
વાત સુંણી તવ હેમાચારજ, આવ્યા નૃપ નઈ સંગિ–લા.
સત્તમ સુરહ આલાપ્યો અંગિ, કાષ્ટ ફલઈ મનિ રંગિ–લા. ૬૦
સ્વરનાભેદ કહઇ નૃપ [1]આગલિ, ઉપજાવાના ઠાંમ–લા.
ષડગ રાગ ષટ્ થાનકિં થાય, નામ કહઇં અભિરાંમ–લા. ૬૧
કંઠ ઉદર રસના નઇ તાલું, મસ્તગ છઠું નાક–લા.
[2]ષડજનાદ ખટ થાંનકિ ઉપજેં, હેમ સૂરિ મુખિ વાક–લા. ૬૨
ઋષભ રાગ રિદયથી ઉપજઇં, નાક થકી ગંધાર–લા.
મધ્યમનાંભિંપંચમ ત્રિહું ઠામિ, કંઠ હ્રદય સરિ સાર–લા. ૬૩
સિંધું સોય નિલાડઇં નિરખો, સઘલઇથીઅ નિષાદ–લા.
ષડજ સ્વરઇં બોલઇમુખિ મોરો, ઋષભ તે કુટ કુટ નાદ–લા. ૬૪
રાજહંસ લવઇ ગંધાર, [3]ગવાલકા મધ્યમ સાદ–લા.
પંચમ કોકિલ સારસ [4]ધૈવત, કીર નિષાદહ નાદ–લા. ૬૫
ષડગ સ્વરઇંબોલઇમુખિ માદલ, ગોમહીષ ઋષભજ નાદ–લા.
સંખ થકી ગંધાર ભલે રો, મધ્યમ ઝલ્લરી [5]સાદ–લા. ૬૬
પંચમ ગોહીઅસિં ડંબર, મહાભેરીય નિષાદ–લા.
વાજીત્ર જાતિ કહીઇએ સાતઈ, ઉપજઈ સુંદર નાદ–લા. ૬૭

---

૧ આગઇ. ૨ ખટજ રાગ એણિ થાનકી. ૩ ચાનુક. ૪ સિંધવ. ૫ નાદ.

નાદિં મોહી રહ્યા નર નારી, પસુઆ પંખી જેહ;
જાતો કાલ ન જાંણઇ દેવા, નાદિં લીણા તેહ—લા. ૬૮
સુખીઆનઈં હુઇ નાદ વિનોદી, દૂખીઆનું દૂખ જાય—લા.
સકલ પ્રાંણીનઈં તે મનોહારી, કંદર્પ દૂત કહાય—લા. ૬૯
નવ નવ રસ ઉપાયો નાદ, રાજવલ્લભ જસ નામ—લા.
પંચમ વેદ કહું પણિ એહનઈં, પંથીનો વિસરામ—લા. ૭૦

## દૂહા.

હઇ હઇ નાદ અપરમપાર, સુંણતાં રીઝઇ લાલ;
સરોવર મોહ્યા હંસલા, મૃગહ ચરંતા ભાલિ. ૭૧
નાદ પીઅંતો જે મરઇ, તેહની કાં રૂઇ માય;
વિસહર વેઠઇ કરંડનઇ, મૃગહ મેરવા જાય. ૭૨
અસ્યો નાદ શ્રવણે સુંણી, હરખ્યો કુંમરનિરંદ;
એહુ કરજોડી નૃપ વિંનવે, ધન્ય તું હેમસુરિંદ. ૭૩
હેમ સુરિ નૃપ આગલિં, વાંચઇ શાસ્ત્ર અનેક;
એણઇ અવસરિ પ્રદેશથી, આવ્યો નર તિહાં એક. ૭૪

## ઢાલ.

સિંહતણી પરિ એકલો—એ દેશી, રાગ ગોડી તથા ધોરણી.

એક પુરૂષ તિહાં આવીઓએ, નામ્યું નૃપનઈં સીસ.
દેહર પાટણ દેવકઇરે, તિહાં સોમેશ્વર ઇસોરે, ૭૫
નૃપ અવધારિઇ, કીજઈ દેવલ સારોરે, આતમ તારીઈ—આંચલી.

ઇસ ભુવન અતિ ખલભલ્યુંરે, કહું તુંઝ ગૂજર રાય;
જો ચિત્તિઆવઇ તુહ્ય તણઇરે, તે ખિણમાંહિં તે થાયોરે—નૃ. ૭૬
રાય લીઈ તવ આખડીરે, વારી રાખ્યોરે હંસ;
જવ એ દેહરું નીપજઇરે, તવ મુઝ ખાવું મંસોરે—નૃ. ૭૭

નૃપ વચને દેહરૂં થયું રે, ખાવા લાગોરે મંસ;
હેમ સુરિ તવ [1]બોલીઆરે, સાંભલિ રાય સુવસોરે—નૃ. ૭૮
જઇ જોઇઇ તે ભૂવન નઇરે, જીહાં સોમેશ્વર ઇસ;
તિહાં લગઇ મંસ ન ખાઇઇરે, નૃપ મમ કરયો કાંઇ રીસોરે—નૃ. ૭૯
એણે વચને નૃપ હરખીઓરે, ચઢીઉ કુંમરનિરંદ;
ભિનય કરી તવ નેડીઆરે, સાથિં હેમ સુરિંદ—નૃ. ૮૦
લિઉ સુખાસણુ પાલખીરે, બઇસો મુનિવરરાય;
હેમ કહઈ નૃપ જે જતીરે, તે ચાલિ નિજ પાયરે—નૃ. ૮૧
તુહ્મો આગલિથી સંચરૂરે, અહ્મો જાસું ગિરિનાર;
શ્રી સેત્રુંજય આવસ્યુ રે; ઇસ તણઇ દરબારોરે—નૃ. ૮૨
નૃપ ચાલ્યો પાટણુ ભણીરે, મુનિ સેત્રુંજય જાયરે;
જીહાં સોમેશ્વર દેહરૂંરે, તિહાં બિઇ એકઠા થાયોરે—નૃ. ૮૩
એણઇ અવસરિ દ્વૈંખી ઘણારઇ, બોલ્યા બ્રાહ્મણુ એમ;
તુહ્મ નમી નૃપ ઇશ્વર તણઇરે, નવિ નમઈ મુનિ હેમોરે—નૃ. ૮૪
ભૂપ [2]ભણઇ સુણો મુનિવરરઈ, તુહ્મ નવિ માનોરે ઇસ;
એ જગિ મોટા દેવતારે, સઈ નવિ નાંમો (તહ્મો) સીસોરે—નૃ. ૮૫
હેમ સુરિ મુખિ ઇંમ કહઇરે, હરિ, બ્રહ્મા, જીન, ઇસ;
જે સેવ્યો શિવપદ દિઇરે, તાસ નમાવું હું સીસોરે—નૃ. ૮૬

## ઢાલ.

પાંડવ પાંચ પ્રગટ થયા—એ દેશી—રાગ વિરાટ.

મુનિ વચને નૃપ હરખીઉ, બોલ્યો મુખિ તતખેવરે;
હેમ સુરિંદ સરીખો ગુરૂ, ઇસ સરીખો મુઝ દેવરઈ—મુ. ૮૭

---

૧ વારિઉરે. ૨ કહે.

એક ધૂઈ તસ નીરમાં, એક રાખઇ અગ્નિ મયલરઇ;
એક ઢાંકઇ તન વસ્ત્ર સું, એક ઉઘાડા બઇલરે—મુ. ૮૮

એક ચરચઇ તન કેશ નઈ, એક અંગિઇ બહુ છારરે;
નૃપ પૂછઈ હેમ સૂરિંદનઈ, કહુ કહુ ધર્મ સારોરે—મુ. ૮૯

હેમ કહઈ સુણો નરપતી, જે તુહ્મ કેહે મુખિ ઇસરે;
સોય ધર્મ તુહ્મો આદરૂં, જીમ તુહ્મ હોઈ જગીસોરે—મુ. ૯૦

### ઢાલ.

બાવી પટોધર વીરનો—એ દેશી—રાગ ગોડી.

નૃપ પુછઇ સોમેશ્વર તણુઇ, કુંણુ સાચો જગિ ધર્મ;
ફાટું લિંગ શંકર તણું, પ્રગટયો ઇશ પરમ—નૃ. ૯૧

શ્રી શંકર તિહાં બોલીઉં, સાંભલી કુંમરનિરંદ;
ધર્મ ભલો નૃપ આદરૂં, જે કહઈ હેમસુરિંદ—નૃ. ૯૨

એ યોગી જગમાં ખરૂ, જેહનું સાચું શીલ;
[1]શુદ્ધ ગુરૂ ચરણુ પસાઉલઇ, લહી લખમી લીલ—નૃ. ૯૩

એણે વચને નૃપ હરખીઓ, લાગો ગૂરૂનઇ પાય;
જઇન ધર્મ નૃપ ઓલખઇ, સમકિત સાહમો થાય—નૃ. ૯૪

લીધી ગુરૂ કન્હઇ આખડી, પરદારા નહીં નેહ;
મંસ ભખું નહીં હુ વલી, જીહાં લગઇ ધરીઇ દેહ—નૃ. ૯૫

### દૂહા.

દેહ ધરૂં હું જીહાં લગઇ, મંસ ન ખાવું ત્યાંહ;
હેમસૂરિ સું નરપતી, આવ્યો પાટણુ માંહિં. ૯૬

---

૧ સદગુરૂ.

ઢાલ.

એમ વિપરીતિં પરૂપતાં—એ દેસી.

નરપતિ નર તેડાવીઆ, ખટ દર્શણ ના નાથોરે;
વાતોરે પૂછઇ નૃપ તસ દેવનીએ. ૯૭

એક કહે દેવ નારાયણ, ઇસિ બ્રહ્મા નઇં નમીઇરે;
ભમીઇરે જીમ ચ્યારઇ નવિ ખાંણિમાંએ. ૯૮

એક કહઇ સસિ સૂર નઇં, નિત ઉઠી નઇ પૂજોરે;
દુજોરે દેવ ન નમીઇ કો વલી એ. ૯૯

હેમસૂરિ નઇં પૂછીઓ, કહુ મુનિવર તુહ્મ સાચું રઈ;
રાચુરે કુંણ મૂરતિ દેખી કરીએ. ૧૦૦

હેમ કહઇ સુંણો નરપતી, સોય દેવ નઇં પૂજોરે;
મુઓ રે દોષ અઢાર જસ વેગલાએ. ૧

ક્રોધ, માન, માયા, નહી, મૂરખપણું નહી જેહમાં રઈ;
તેહમાં રે મદ આઠઇ જો વેગલાંએ. ૨

લોભ નહી જસ દેવમાં, નહીં શોક નહી પ્રેમ રઇ;
તેમ રે રતિ અરતિ નિદ્રા નહીએ. ૩

મિથ્યા મુખિ નવિ બોલવું, નવિ પ્રાંણીનો ઘાતો રઈ;
વાતોરે ન કરઇ જે ચોરી તણી એ. ૪

હાસ વિનોદ ક્રીડા નહી, ભય મચ્છર નેં ટાલે રઈ;
ગાલેરે દોષ અઢાર જે દેવના એ. ૫

દેવ અસ્યો આરાધીઇ, ગુરૂ નિગ્રંથ સાચોરે;
રાચો રે ધર્મ કહીઓ જે કેવલી એ. ૬

જીવ દયા જસ ધર્મમાં, નહીં પ્રાંણીનો ઘાતોરે;
નાથો રે સોય ધર્મ તુહ્મો આદરો એ. ૭

## દુહા.

વિપ્રઇં પ્રેર્યો નરપતી, નવિ માંનઇ મુનિ આંણુ;
ડાકમડોલા બહુ કરઇ, જીમ જલ થોડઇ વાહાંણુ. ૮

## ઢાલ.

પાટ કુસુમની પૂજ પરૂપઇ—એ—દેસી—રાગ—આસાઉરી.

નૃપવચન નવિ માને જીહારઇં, તવ કહઇ મુનિ દ્રષ્ટાંતો;
ચ્યાર મિત્ર વસઈ કોશલાઇં, સુંણિ તેહનો અવદાત. ૯

હો રાજ કુમતિ કદાગ્રહ છાંડો, દીધ દ્રષ્ટ કરી નૃપ જોઉ;
પુરવ રાગ મનિ ખંડો હો રાજ—એ આંચલી.

ચ્યાર મિત્ર ચાલ્યા ધન કારિણુ, દીઠી લોહની ખાંણિ;
પ્રબલ પોટલા તિહાંપણિબાંધ્યા, [1]જાંણી વસ્ત સફારહો—હો રા. ૧૦

અનુક્રમિ ચાલ્યા તે આઘા, દીઠી રૂપા (ની) ખાંણી;
લોહ નાખી તેણુઈ રૂપુ લીધું, એક કરઇ તિહાં કાણિ—હો રા. ૧૧

અનુક્રમિ ચાલ્યા નર તિહાંથી, દીઠું કચન સારો;
રૂપુ તજી તેણેઈસોવન લીધું; લોહન તજઇ લોહકારોરે—હો રા. ૧૨

તિહાં થકી નર ચાલ્યા ચ્યારઇ, દીઠી [2]રયણની રાસો;
કનક તજી તિણિઈ રત્નજ લીધાં, લોહ કારઇ લોહ પાસહો—હો રા. ૧૩

ત્રિણુ મિત્ર નમ્યા તસ [3]પાએ, નાખી લોહ લે રત્ન;
કુમતિ કદાગ્રહ રત્ન ન લીધાં, લોહતણું કરઈ જતનહો—હો રા ૧૪

અનુક્રમિ ઘરિ આવ્યા ચ્યારઈ, રત્ન ધણી હુઆ સુખીઆ;
લોહકાર હુઓ દારિદ્રી, કુમતિ કદાગ્રહ દુખીઆહો—હો રા. ૧૫

---

૧ તૃષા કાલેરી તુ જાણિ. ૨ જ. ૩ ચરણે.

દુહા.

કુંમતિ કદાગ્રહ જેહનઇ, તે સુખીઆ કિમ થાય;
[1]મદ મચ્છર મુંકી કરી, [2]સુમતી ભજો મહારાય. ૧૬

ઢાલ.

રાગ ધન્યાશ્રી. આવે આવે રિષભનો પુત્ર—એ દેશી.

એણે વચને નૃપ હરખીઓ એ, લાગો મુનિવર પાય;
કુંમર નૃપ ગાઇઇ.
બિંબ ભરાવે કનકમઇ એ, શાન્તિનાથ જીનરાય—કું. ૧૭
નિજ દેહરાસરિ તેહ ઠવઇ એ, નૃપ પુંજઇ ત્રિણુ કાલ—કું.
વાત સુંણિ તવ બાંભણઇં એ, ઉંઠી મસ્તગ ઝાલ—કું. ૧૮
દેવબોધ તેણઇ તેડીઉ એ, આવ્યો પાટણમાંહિં—કું.
બહુ બોલઇ બિરૂદાઉલી એ, છાત્ર મિલ્યા [3]બહુ ત્યાંહ—કું. ૧૯
બહુ આડંબર આવીઉ એ, કમલ નાલનો ડંડ—કું.
કેલી [4]પાંનની પાલખીઇ એ, તાંતણઇ બંધ અખંડ—કું. ૨૦
આઠ વરસના છોકરા એ, ખાંધિ લિઇ ચકડોલ—કું.
આવ્યો રાજ સભા વચિં એ, બોલઇ વચન કલ્લોલ—કું. ૨૧
એક ભણઇ એ સુરપતિ એ, એક ભણઇં ગોવિંદ—કું.
એક ભણઇ વિદ્યાધરૂ એ, એક ભણઇં રવિ ચંદ—કું. ૨૨
પવન સાધના તે લહઇરે, ગારૂડિક મંત્ર અનેક—કું.
પિંગલ ચોતિક તે ભણ્યો એ, વ્યાકર્ણું વલી વિશેષ—કું. ૨૩
સોવન સિદ્ધ વિદ્યા કનઇ એ, સિદ્ધ સાર જસ મંત્ર—કું.
સેવ કરઇ જસ નરપતી એ, પાય નમઇ સુ પવિત—કું. ૨૪

---

૧ મચ્છર માન. ૨ સમતા. ૩ ધન. ૪ પત્ર.

## ચઉપઇ

સુર નર નાયક પાય પડઇ, દેવબોધિ અભિમાંનિઈ ચડઇ;
પંચસહઈ પુસ્તક પોઠી ભરી, નગર સૈહલ [1]જોણુઇ જોયું ફિરી. ૨૫
ઉદરિ પાટા બાંધી કરી, એક કરિં કુદાલો ધરી;
નિસરણી લીધી એક હાથિ, બિરૂદાઉલી બોલઇ બહુ ભાતિ. ૨૬
પેટ પાટાનું કારણુ કહઇ, મુઝ વિદ્યા ઉદરિં નવિ રહઇ;
રખે પેટ એ ફાટી જાઇ, ઈમ મુખિ બોલઈ પંડિત રાય. ૨૭
કુદાલો [2]ઝાલ્યો તે માટિ. છાંનો પંડિત પર્વત ઘાટિ;
સ્વર્ગ મૃત્યુ જાઇ પાતાલિ, કુદાલઇ કાઢું તતકાલ. ૨૮
નિસરણીનો મહિમા અસ્યો, કો પડિત આકાસઇ વસ્યો;
તેહને ઝાલી આંણી ઈહાં. ભૂચર લોક વસઈ છઇજીહાં. ૨૯
તે આવ્યો પંડિત ડોલતો, મુખિ વાંણી એહવી બોલતો;
[3]પઇઠો પંડિત નગર મઝારિ, પંડિત ઘરિ મુંકઇ જલ ચારિ. ૩૦
ખડ ખાઉ ને પાંણી પીઉ, નહીં કરિ આવી ઉત્તર દીઉ;
એમ કરતો આવ્યો દરબારિ, રાજાઇ કીધી મનોહારિ. ૩૧
પંડિત કહઇ રે રાજા સુંણો, તુઝ નગરીમાં વાદી ઘણો;
મુઝ સાથિં બોલઇ છઇ કોય, તું પંડિત [4]સોધી નઇ જોય. ૩૨
હું [5]હારૂ તો પોઠી જાય, તે હારિ તો લાગઇ પાય;
એણે વચને બહુ હરખ્યો રાય, હેમસૂરિ તેડયા [6]તસ ઠાય. ૩૩
આવ્યો મુનિવર નૃપ દરબારિ, આવિ બેઠો સભાહ મઝારિ;
કહું ? રાજા વાદી કુણ નાંમ, તે સાથિં બોલુ ગુણગ્રામ. ૩૪

---

૧ તેણુઇ. ૨ કરિ. ૩ ફરતો. ૪ સાંઝીને લેય. ૫ હાર્યો. ૬ તેણુઇ.

રાય કહઇ ઝાઝા તે ભલા, તુહ્મો મુનિવર દીસો એકલા;
એકલોસાયર હાર્યો સહી, સોય કથા તિહાં વીવરી કહી. ૩૫
એક ટીંટૂડી સાયર સંગિ, ઈડાં પ્રસવઇ મન નઇ રંગિ;
સમુદ્ર વેલી આવી તિહાં જસઈ, પંખી ઇંડાં તાંણ્યા તસઈ. ૩૬
૧અભિચિ નક્ષત્ર ટીંટૂડી જણી, તેણઇ બલ પ્રાક્રમ બહુ પંખિણી;
ધરઇ રેણુંકા સાયર મઝારિ, સમુદ્ર જલ લેઇ નાખે બાહરિ. ૩૭
ચંચ દિઇ સાગર જલમાંહિં, પગના પ્રહાર કરઈ બહુ તિહાં;
કરી પોકાર મેલ્યા પંખીઆ, સારસ હંસ ટાલઇ તિહાં કીઆ, ૩૮
બગલા વાયસનઇ કોકિલ મોર, ચડી ચાસ નઇ જીવ ચકોર;
લાવાં તીતરનઇં ચીબરી, ગીધ પંખિણી રોસઈ ભરી. ૩૯
આવ્યો ગુરૂડ તિહાં ધરી વિવેક, છયાસી જોયણ પાંખ અનેક;
તિણેં પંખીઇ બહુ પર્વત ધરી, સાયર જલ નાંખ્યા તે ફિરી. ૪૦
અકલાંણો ઉદધી તિહાં જસઇ, વિપ્રરૂપ ધરિઉં તિહાં તસઇ;
આવી નમીઉ પંખી પાય, કૂણ કારિણ દિઓ સાયર ઘાય. ૪૧
ગુરૂડ પંખીઉ બોલ્યો તિહાં, અહ્મ પંખીના ઈંડાં કિહાં.
આપો કઇ કરસું સંગ્રામ, તુહ્મ સાયરનો ટાલું ઠામ. ૪૨
ધ્રુજ્યો સાયર જે ધનવંત, લાવ્યો ઈંડા પુરાં તંત;
આપી પાછો વલ્યો જસેં, પુરૂષઇ સોય પચાર્યો તસેં. ૪૩

**દૂહા.**

પુરૂષઇ સોય પચારીઓ, સાયર તું ધનવંત;
પંખી આગલિ હારતાં, લજ્જા હુઈ અત્યંત. ૪૪
ન પંખીઉ સાયર ભણુઈ, ડુંગર તો ગરૂએણ;
ધનહીણા પંખી આગલા, કૂંણઇ ન ગંજ્યા કેણી. ૪૫

---

૧ તવ આવી તેહની માજણી.

ગણુહીણા એ ૧૫ ખીચ્યા, પણિ બહુલો પરિવાર;
તું સમુદ્ર એકલો વડી, નવિ જીત્યો નિરધાર. ૪૬

એહ વચન સાયરતણું, ભાખઇ કૂંમરનિરંદહ;
એ સંન્યાસી બહુ મિલ્યા તુઝ એક હેમસૂરિંદ. ૪૭

હેમ કહઈ સાચૂં કહું; [2]બહુસું હારઈ એક;
પણિ હું નહીં નૃપએકલો મુઝ પરિવાર અનેક. ૪૮

અરિહંતસિદ્ધમુનિકેવલી ગણધર, સંઘ સુજાણ;
[3]તે પરિવાર સહુ મુઝતણો, જેહની જગિ વડઈઆંણ. ૪૯

તું પણિ ધર્મ રાજાઅછઈ, તત્વતણો [4]તું જાંણ;
સાચ પખઇ તું નરપતી, તુઝથી વચન પ્રમાણ. ૫૦

## ચઉપઇ.

વચન પ્રમાણ નૃપ તુઝથી થાય, દે [5]આદેશ પૃથવીના રાય;
તવ રાજા મુખિ બોલ્યો નાદ, બિંહું પંડિતમાં લાગો વાદ. ૫૧

કવિત્ત કાવ્ય મુખિ બોલઈ છંદ, ગાહા ગીત નઇ ગુણપદ બંધ;
સિલોક સુભાષિત સમસ્યા વાદ, બિહુંમાં કહઈનો ન ઘટઇ સાદ. ૫૨

પિંગલ વિદ્યા નઇ વ્યાકર્ણ, ગ્રોતિષ કેરા બોલઇ ચર્ણ;
હરિઆલી મુખિ કહઇ ગાજતા, બિહુ નવિ દીસઇ કો ભાજતા. ૫૩

વેદ તણી કાંડી તે ભણઇ, રાજસભા તે સઘલી સુંણઈ;
તર્ક શાસ્ત્રની કરતા વાત, પણિ નવિકો ભાગી નઇ જાત. ૫૪

બોલઇ પંડિત જીમ સરસ્વતી, એક સંન્યાસી નઇ એક યતી;
વચનવાદ બેહુ નવિ હારીઆ, કુંમરનિરંદઇં તવ વારીઆ. ૫૫

---

૧ જે. ૨ બહુ આગલિ. ૩ તે પરિવાર સર્વ માહરો. ૪ જગિ
૫ આગન્યા.

નવાદ ન કરસ્યો સહી, સમસ્યા અર્થ પૂછો ગહગહી;
ક્યાનો પડ ઉત્તર હોય, સહી પંડિત નરે સાચો હોય. ૫૬

દુહા

સંન્યાસી ઉવાચઃ—

ીઆં તેજ નઇ નદીઅ જલ, પુરૂષ હી વાચા સાર;
નું મંડણુ આભરણુ, ગલઇ સંકલયોજ હાર. ૫૭

હેમ [1]કવિત્ત.

કિસો ગલ સંકલહાર, નારી જો હોય નીલજી;
કિસ્યો તુરિકો તેજ, રહે ચામઠી વજી;
કિસ્યો નદીકો નીર વલી ઉન્હાલે સુકે,
કિસ્યો પુરૂષ કો બોલ બોલ્યા નહી ચૂકઇ;
તુરીઅ તેજ નિત્રી અસજ, સલિલ વાહો સૂકણો;
મ ન માનઇ તેહ નર, જે પુરૂષહી વાચા ચૂકણો. ૫૮

દુહા.

[2]યોગી ઉવાચઃ—

નેઆ મંડણુ કઠુડો, પૃથવી મંડણુ પુરૂષ;
રષા મંડણુ લક્ષમી, વચન સોય સહ હર્ષ. ૫૯

કવિત્ત.

હેમવાણીઃ—

સ્યો હર્ષ નર ઉર, જો હું આતમ નહુ રંજ્યો;
સ્યો કાયાકો કષ્ટ, ક્રોધ તન ચિતધિ મંજ્યો.

---

૧ ઉવાચ. ૨ સન્યાસી.

કિસ્યો પૃથવીઇં પુરુષ, કુંમતિઅ નઇં વિજ્ઞાની;
કિસ્યો નર મંડણુ દ્રવ્ય, કૃપણુ ગુણુ નહીઅ નર દાંની.
ન ન કાયા કષ્ટ ન ન નર મંડણુ, કરપી ઘરિ ઇસો ધન;
હેમ કહઇ સ્યો વચન સાર, જોહું ન રંજ્યો મન. ૬૦

## દૂહા.

સંન્યાસી ઉવાચઃ—

ઘર પુત્રે રણુ બંધવે, કરતું મંડણુ દાંન;
દેવબોધિ પંડિત ભણઇ, સુકૃત સાર સ્નાન. ૬૧

## કવિત્ત.

હેમવાચઃ—

કિસું સાર સનાંન, હીઉં જો મયલ ન છંડઇ;
કિસ્યો તે પુત્ર કપુત્ર, કીર્ત્તિ જે કુલની [૧]ખંડઇ.
કિસ્યો રણુમાંહિ ભ્રાત, જોહું ઢીલો બલગાત્ર;
કિસ્યો કર મંડાણુ દાંન, પોખઇ જોહું કુપાત્ર.
ન ન સ્નાન ન ન બંધવ, પુત્ર કપુત્ર નહિ ઘરિ ભલો;
કરિ કુપાત્રહ દાંનથી, દૂરગતિ [૨]ખેલઇ એકલો. ૬૨

## ચઉપઇ.

પંડિતઉવાચઃ—

ગિરધુ પુત્ર કહીજઇ જેહ, તા વાહન ભક્ષ કહીઇ તેહ;
તાસ ભક્ષણુ નામ જે કહઇ, તેહનું વાહન જે જગિ લહઈ. ૬૩
તેહનું વાહલું સું વલી હોય, ઉત્પત્તિ તાસ વિચારી જોય;
તા વાહન ભક્ષ કેરો તાત, તાસ બંધન રિપુ જગિ વિખ્યાત. ૬૪

---

૧ છડઇ. ૨ જાઇ.

તેહના બાંધ્યા જે જગિ લહઇ, તાસ તણો સ્વાંમી કૂંણુ કહઈ;
તેહનું વાહન અતિ બલવત, તેણઇ આણ્યો જગિ જેહનો અંત ૬૫
તેહનઇ બાંધ્યા જે વસિ કરઇ, તે વહઇલો મુગતિ સંચરઇ;
જન્મ મરણુ જરા નહી જીહાં, કવિ કહઇ તે સુખ પાંમઇ કિહાં. ૬૬
એહનો અર્થ—કંદર્પ.

### ચઉપઇ.

હેમવાણીઃ—

શલીમુખ વાહન વાહન જેહ, તેહનું વાહન કહીઇ તેહ;
તેહનો [૧]બેટા તેહનું પુત્ર, કંવણુ સોય દીઉ મૂઝ ઉત્ર. ૬૭
તેહનું ભખણુ તાસ સુતાય, [૨]તેહનો પુત્ર બલીઉ કહઇવાય;
કહુ કવિ તે સાથિ ઉપજઇ, સો વસિ કીધઇ શુભ ગતિ ભજઇ. ૬૮
અર્થ—[૩]મન વસિ કરવું.

### ચઉપઈ

[૪]યોગી ઉવાચઃ—

સુરપતિ વાહન કેરો સૂત, તાસ [૫]સામિની કેરો પુત્ર;
તાસ પિતા મસ્તગિ જે રહઇ, કૂંણુથી સોય કંલકજ લહઇ. ૬૯
તાસ રિપુનો ઠામજ [૬]લહઈ, તાસ ધરીનઇ કૂંણુ જગિ રહઇ;
તેહનો કુંણુ ઝાલઇ જગિ ભાર, તાસ રિપુ ઠાકુર કિરતાર; ૭૦
તેહની નારી સાથિં નેહ, ઝાઝુ દૂખ પામે નર તેહ.
જે નર તેહથી અલગો રહઇ, કોણુથી સોય કલંકિજ કેહ; ૭૧
દેવ બોધિ કહઇ તે સુખ લહઇ, લખમીછંડે તે સુખીયો હોઇ.
એહનો અર્થ—દ્રવ્ય છાંડવું.

---

૧ વાહાન. ૨ તાસ. ૩ મનિ વસિ કરઈ તે સુખી થાઇ.
૪ પંડિતોવાચ. ૫ સામાનિક. ૬ કેહે.

## અડિયલ.

હેમવાણી:—

વારિ પુત્ર તેહનું સુત જેહ, તાસ પુત્ર અતિ બલીઉ તેહ;
તેહનું ભખર્ણ તાસ બાલિકા, તરીઇં તેહના કંતજ થકા. ૭૨
તેહનો પુત્ર તે રૂપ સુસાર, તેહના અંત તણો કરનાર;
તેહના આભરણતણું ૪મુખિ જોઇ, તેહનો પુત્ર અતિ બલિયો હોઇ. ૭૩
તેહનો સ્વાંમી તસ રિપુ કહ્યો, કવણ બોલ કલંકજ લહ્યો;
સોય વસ્ત નર જો આદરઇ, ધન છાંડઇ બુડઇ નવિ તરઇ. ૭૪
અર્થ—પરસ્ત્રીગમન કરતો ન તરઇ.

## દુહા.

૧ચોગી:—

રૂપ, શાસ્ત્ર, સાહસીક પણું, એ ત્રિણ્યિ રત્ન અપાર;
દેવબોધિ ૨એણીપરિં ભણઇ, ચઉથઉ મંત્રી સાર. ૭૫

## કવિત્ત.

હેમવાણી:—

કિસો નર મંત્રી સાર, કારણિ જે કાંમિ નાવ્યો;
કિસ્યો રૂપ ગુણ હીણ, વદઇ કુવચન બોલાવ્યો. ૭૬
કિસ્યું તે શાસ્ત્ર વખાણ, ચઢિઉં તે મુરખિ હાથઈં;
કિસ્યો સાહસીક નર, ચોર દિઇ ખાતર જઇ રાતિ.
ન ન રૂપ ન ન શાસ્ત્ર, ન ન સાહસિક મંઇ નમન જો;
હેમ કહેં સ્યો મિત્ર, પડિઇ કામ ૩અલગો રહ્યો. ૭૭

---

૧ ભસએલ. ૨ સંન્યાસી ઉવાચ. ૩ પંડિત. ૪ આલોચો.

દૂહા

પંડિત ઉવાચઃ—

પાલી, ખયડું, પરોણો, ચઉથઉ વનનો મોર;
અર્થ કરઈ તે પંડિઆ, નહીં તરિ ભાખ્યો ઢોર. ૭૮

પાલી કાં ચાલઇ પદમની, ખેડું બહઇન્નિ સુપુરિ;
[1]પ્રાંણી પ્રીતિ ન કીજીઇ, મોરો ચિત્ત વિલુધ્ધો ધરિ. ૭૯

દૂહા.

પંડિત ઉવાચઃ—

સરોવર સાંહમિ સંચરી, નીર ભર્યું જેણીવાર;
ત્રેણી દંડ આગલિ કીઉ, પુઠિઇં નાખ્યો હાર. ૮૦

દૂહા.

હેમવાણીઃ—

સરોવર બઇઠા હંસલા, મુત્તાહલ તસ આહાર;
મોતી માલ ચિંણા ભણી, પુંઠઇં નાંખ્યો હાર. ૮૧
ભુજંગ વરાંસઈ પંખિણી, રખિઈ લિઇ મુખિ વેણી;
પડવા [2]નાગી પદમની, આગલિ આંણી તેણિ. ૮૨

દૂહા.

પંડિત ઉવાચઃ—

[3]એ તાંઇં ગર્ભ છિન્ન.

હેમવાણીઃ—

બાલપણઈ જે બાપડા, ગ્રોવનનઇ ધનહીણ;
પીઆરઈ સાસરઈ જે સસઈ, એ તાંઇ ગર્ભ છિન્ન. ૮૩

---

૧ પરાઇ. ૨ લાગિ પ્રમદા. ૩ ગર્ભકાં ન ગલઇ.

પંડિત ઉવાચઃ—

તે મેં કહિ ન દીઠ;

દુહા.

હેમવાણીઃ—

ચારે દસ્યે જોઇ સહી, જોયું જંબુ પીઠ;
પર નંઘા જે પરહરે, તે મેં કહી ન દીઠ. ૮૪

દુહા.

સંન્યાસી ઉવાચઃ—

તેણઇં તું કાહુ કરેસ,

દુહા.

હેમવાણીઃ—

સાઠે વરસે [૧]બાલિકો, [૨]બાલી કિમ પરણેસ;
તે તરણી [૩]ઉંબાહઢઉ, તેણઇં તું કાહુ કરેસ. ૮૫

દુહા.

સંન્યાસી ઉવાચઃ—

વાયસરાહવા ભુજંગમ હરી, નિશિદિન લખઇ એક બાલ;
લિખી લિખ મિટઇ વિરહિણી, કારણ કહઇ સુકુમાલ. ૮૬

દુહા.

હેમવાણીઃ—

કાગલ લિખ્યો એણઈ કારણઈ, પીઉની શુદ્ધ કહંત;
કોયલ કંઠ ઝડપ્યા ભણી, લિખી લિખી સોચ મિટંત. ૮૭

---

૧ બાલકો. ૨ બાલિકા. ૩ તુ બાહુઢ.

ચંદ ગલે વા રાહ લખ્યો, કાંમ વધંતો જાંણી,
નિજમુખ ગલતો [1]ચિંતકરી, રાય ભુંસો નિજ પાંણિ. ૮૮
પવન ભખેવા અહિ લખ્યો, વાઈ તે કામ વિકાર;
વેણી ભુજંગમ ભર્યા ભણી, અહી ફેર્યો તેણીવાર. ૮૯
સીંહ લખ્યો એણુઇ કારણુઇં, નિજ વસ કરેવા કાંમ;
કટિ સીંહઈ સાથિં ભર્યા ભણી, લિખી મિટયો હરિ ઠામ. ૮૯

## પઠિત કવિત્ત.

### ઢાલ.

મનોહર હીરજીનો, રાગ પરજીઓ; હરિયાલી.

એક નર નારી નતી નીપાઇ, રંગે રાઇ ધરિ જાઇ;
તે નારીનો સંગ કરવાને, ભોગીને સુહાય;
નર સહુ સાંભલોરે, જસમતિ હોય અતિ સારિ;
જલ થલી ઉપની જાણી, જગ વિખ્યાતા નારી—નર. ૯૦
સગા સગામાં જે નર વઢતા, જસ એગઠા નવિ આઝે;
તે નારી તસ મંદિર આવે, તેહનો ઝગડો ભાંજે—નર. ૯૧
ઈંદ્રી એક અછે તસ પોતે, પીડ કરઇ પર જંતો;
સકલ સભાનર સુણજો સહૂ૭, પાપી તેહતો કંતો—નર. ૯૨
દેવબોધ કહે તે સુણયો, નાણા વણી નવિ ચાલે;
મુનિવરે તે મારી કાઢી, ગેહી મંદિર જઇ મહાલે—નર. ૯૩

### ચઉપઈ.

આદિઅખ્યર વણિ કંચન પરિખ, મધ્ય વિના ભૂઆ ધરિ નિરખ્ય;
અંત અખ્યર વણિ રાખે ભૂર, તે અમલા મુનિવરથી દૂરિ;
અરથ—કાકસી (કાંસકી).

---

[1] જાણિ.

પંતિ ઉવાચ.

## હરિયાલી કવિત્ત.

[1]૫.—કવિત્તઃ—

આઠ ચરણ ચાલંત, ચિહું ખટ લો (સ્વા)ન ખટકણું;
ત્રિણ્ણિ નાક નિર્ધાર, ત્રિમુખ જૂજૂઇ વર્ણ્યું;
ચ્યાર ભૂજાં એક પૂંછ, નખ દશ, વીસઇ બાર;
યુગમ ઉપરિ જાંણિ, અધિક નહીં નિરધાર;
દંત [2]ચિહું ઉપરિ ચિંતવ્યો, અર્થ અસ્યો તે કુંણ [3]કહઇ;
દેવબોધ કહઇ બોલયો, પંડિત અર્થ બિરૂદ પોઢું વહઈ. ૯૪

## ચઉપઈ.

હેમવાણીઃ—

કંન્યા કારણ જોઇઇ જેહ, એક રથઇ જોતરીઈ તેહ.
બિહું નામ હરીઆલી હોઇ, અવર અર્થ ન(હિ) દૂજો કોઈ. ૯૫

વરધોડો.

## હરિઆલી કવિત્ત.

[4]ગીઃ—

એક અચેતન પુરૂષ, નામ દો અક્ષર કહીઇ;
કાયા તુ તસ એક, સીસ કઇ કોડે લહીઇ;
પાયો ગયો પાતાલ, ઉંચ ગગનિં જઈ અડયઉ;
પર ઉપગારાં કાજી, સૂર ગજ સાથિં ભડીઉ;
હારઈ નહી જો સરિ ધણી, વદન જીહાં વિકસઇ નહીં,
કવિ દેવબોધ કહઇ ગુણીઅણો, એહનો અર્થ લાભઇ કહી. ૯૬

---

૧ સન્યાસી ઉવાચ. ૨ દંત ચોરાસી ચાવતુ. ૩ કરઇ. ૪ પંડ્તિોવાચ.

### અડિપદ.

હેમવાણીઃ—

હાર સંકલ્રાં પલઇરઇ જેહ, સુપુરૂષનઈ નાંમિ જાઇ તેહ;
સકલ કાયાનું બંધાણુ, તેણઇ નામિં એ અર્થ સુજાણુ. ૯૭
અર્થ—કોટ.

### [1]પંડિત કવિત્ત.

ચ્યાર પુરૂષ બિઇ નારિ, યુગ્મ વહંદલાં જાણો;
આઠ મિલઇ એક પુરૂષ, માંનઇ રંક તસ રાંણો;
વિણુ પરણઇ તસ નારી; નારિ સુ નેહ ન મંડઇ;
પુત્રી નહીં તસ પુત્ર, વિષય તો વેગથી છાંડઇ;
સીસ ચ્યાર સોહાંમણાં, ઉતપતિ થલ નઈ નીરથી;
દેવબોધ ઈમિ ઉચરઇ, પંડિત અર્થ કહુ કથી. ૯૮

### અડિપદ.

હેમવાણીઃ—

આદિઅ્યરવિણુ ચંડીમુખિ [2]હોઇ, મધ્ય અ્યરવિણુ ઘોડારિં [3]જોય;
અંત વિના મંડપ તલિ સહી, એણેં અરથિં હરીઆલી કહી, ૯૯
અરથ—મંચક. (ચકલી)

### અડિપદ.

સંન્યાસી ઉવાચઃ—

ચૈત્ર આસિ હીંડઈ ચમકતી, નવિ અડકઇ તસ યોગી જતી,
ગાજઈ અંબર વરસઇ મેહ, તેહ નારીસું ઉપજઇ સનેહ. ૧૦૦

---

૧ સન્યાસી ઉવાચ. ૨ જોય. ૩ હોય.

## ચઉપઇ.

હેમવાણીઃ—

આદિખ્યર વિણ સહુકો જમઈ, મંધ્ય ખ્યર વિણ ઝાઝી ગમઈ;
અંત અખ્યરવિણ કો મમ કરો, તે અબલા ધર્મિં પરિહરો. ૧

અર્થ—પાવડી.

## ચઉપઇ.

સન્યાસી ઉવાચ;—

સિરિ ઉપનિ કરી જઈ વસી, કૃષ્ણ જલઇં ઝીલઇ ઉલસી;
મૂખવિણ જીભા દીસઇ દોય, તેહનું કરિઉં ન લોપઇ કોય. ૨
પંડિતજન નઇ આવિઇ કાંમી, તેહના માર્યાં નાવઈ ઠાંમિ;
નપુંસકની નારી થઇ, ઉતપતિ તેહની લોકઇ સહી. ૩

## ચઉપઈ.

હેમવાણીઃ—

આદિખ્યર વિણ હરિની કથા, મધ્ય ખ્યર વિણ લેવું મિથ્યા;
અંતખ્યર વિણ મસ્તિગ જોઇ, તુઝ હરીઆલી [1]એહજ જોય ૪

અર્થ—લેખણ.

## ચઉપઈ.

સન્યાસી ઉવાચઃ—

કુણ સુખીઉ કુણ દૂખીઉ દીણ. કુણ ઉત્તમ કુંણ જાતિ હીણ;
દેવબોધ કહઇ જો તુહ્મ લહુ, પૂછીઆનું પડુતર કહો. ૫

---

૧ અર્થજ હોય.

## ચઉપાઇ.

હેમવાણીઃ—

સુખીઉ તે જે સમતાવંત, દૂખીઉ તે જે દીણુ કરંત;
ઉત્તમ તે જે સાચું ગમઈ, હીણુ જાતિ તે જે પરનઇ દમઇ. ૬

પૂછયાનો પડુતર કરઇ, હેમ વચન [1]સહુકો સદ્દહઈ;
દેવબોધ તિહાં ઝાંખો થાય, એણઇ અવસરિ તિહાં બોલ્યો રાય ૭

કાંઇક વિદ્યા બીજી રમું, દેવબોધ ઉઠિઉ અભિનવો;
સ્વાંમી ગારૂડ વિદ્યા રમો, જો હારૂં તો પોઠી ગમું; ૮

તિણુઈ તિહાં વિદ્યા કીધી અસી, ઉંદિર મોટા આવ્યા ધસી;
હેમઈ ઉઠાડયા તિહાં સાપ, મંત્ર તણો તિહાં કીધું જાપ. ૯

તવ પંડિત તેડયા વિનોલ, રાજ સભામાં થયો કલ્લોલ,
હેમઈ તેડાવ્યા માંજાર, નાઠા નોલ નવિ કરિઓ પ્રહાર. ૧૦

પંડિતનું મુખ ઝાંખું થયું, ફોકટ માન સભામાં લહ્યું;
હવઈ મુનિવરનઈ કિમ જીપસું, દેવબોધ વિમાસઇ અસું. ૧૧

વિગર ચિંત નર હુઓ જીંમ, કુંમારપાલ નૃપ બોલ્યો તાંમ;
સ્વાંમી તું વાહણે આવયો, રાજ સભામાં પ્રગટ થયો. ૧૨

## દૂહા.

એણે વચને પંડિત વલ્યો, આવ્યો જવ પરભાતિ;
ધર્મ કથા કહઇ નૃપતણુઇ, રંજયો પૃથ્વીનાથ. ૧૩

સૈવ ધર્મ વખાણીઓ, દેવ વખાણ્યો ઇસ;
ગુરૂ સંસારી બંભણા, તીર્થ ગંગા નીર. ૧૪

---

૧ સાચું.

ગંગા ઝીલું હરિ નમું, જપું તો બ્રહ્મા નાંમ;
અસ્યા વચન પંડિત કહઈ, સભા વિસરજી તાંમ. ૧૫

## ઢાલ.

વાસુ પૂજ્ય જીન પુણ્ય પ્રકાસ્યો—એ—દેસી—રાગ—આશાઉરી.

સભાવિસરજી સહુ કો વલીઆ, નૃપ તેડઇ દેવબોધો;
વાત વિનોદ કરતાં આવ્યા, દેહરાસરિ બહુ ચોધો. ૧૬

કુંમારપાલ શુભ સ્નાન કરી નઇ, પૂજઇ હરિ પ્રતિમાંઇ;
શાંતીનાથની પ્રતિમા પાસઈ, પ્રણુમી લાગો પાય. ૧૭

દેવ બોધ સંન્યાસી તિહારઈ, ખીજી બોલ્યો તાંમ;
ચંપાવન વચ્ચે સ્યો ધતુરો, જીન પ્રતિમા કુંણુ કાંમિ. ૧૮

આદિ ધરમ સૈવ એ તાહરું, ઇશ્વર તાહરો દેવ;
શાલિ દાલિ ધૃત છાંડી રાજા, ઘઈંસિ તણી સી ટેવ. ૧૯

માતાનું થન પાંન તજી નઈ, વિરહી નઈ કુણુ ધાવઇ;
મણિ મુક્તાફલ હાર તજીકો, કાંકરડા [1]કો ઘાલઇ. ૨૦

ગંગા નીર તજી કો રાજા, વંકું નીર કાં પીજઈ;
ઉંચ પુરૂષની સંગતિ મુંકી, નીચ તણી કાં કીજઇ. ૨૧

તરૂઅર અંબ તણાં ફલ મુંકી, આક તણાં કુંણુ લાવઇ;
શીલવતીનું સંગ તજીકો, ગણિકા નઈ ઘરિ જાવઇ. ૨૨

અસ્વ અનોપમ આધો ઠેલી, રાસભ કોઇ પલ્હાંણુઇ;
સૈવ [2]ધર્મ તજી કો રાજા, જૈન [3]ધર્મ કો આણુંઈ. ૨૩

---

૧ ઘરિ લાવઇ. ૨ દેવ. ૩ બિંબ ઘરિ.

દૂહા.

જૈન ધર્મ જીન બિંબ નઈ, બિહુંપરિ આધા ઠેલિ;
હરિહર વિપ્રા ગંગાજલ, શૈવ ધર્મ મ મેહુલિ. ૨૪

ઢાલ.

રાગ—ધન્યાસી—દેખો પુણ્ય પ્રધાન—એ—દેસી.

કહિઉં ન માનઇ રાય, તવ દેવા પ્રરતગિ થાય;
હરિ, હર, બ્રહ્મા જેહ, ત્રાહે મુખિ તે બોલીઆએ. ૨૫

સાંભલિ કુંમરનિરંદ, પૂરવ ધર્મ ન છંડીએ;
જગમાં તત્વ વિચાર, હરિ હર બ્રહ્મા જાહવીએ. ૨૬

પ્રીત બાંધઇ જવ દેવ, પિતરીઆ સાતઇ આવીઆએ;
મુખિ કહઈ કુંમરનિરંદ, અવર ધર્મ તું મમ કરઈ એ. ૨૭

દુર્ગતિથી ઉધાર, એણઇ ધર્મ અહ્મનઇ થયોએ;
મ કરિસ બીજો એય, જો હુઇ અહ્મ કુળ તણો એ. ૨૮

અસું કહી કુલ સાત, દેવ સંઘાતિ ઉત્પત્યા એ;
ભૂપ તણુઈ ચિંતાય, તેડયો ઉદયન વાંણીઓ એ. ૨૯

દૂહા.

તેડયો ઉદયન વાંણીઓ, કહી તસ પૂર્વ કથાય;
મંત્રી કહઇ ચિંતા કસી, જો સિરિ મુનિવર રાય. ૩૦

જઇ જણાવ્યું સુરિનઈ, ભાખ્યો સહુ અવદાત
મુનિવર કહઇ ઈહાં આણયો, જવ હુઇ પ્રભાત. ૩૧

## ઢાલ.

રાગ મલ્હાર. ચતુર ચંદ્રાનની એ દેસી.

ઉગીઓ સુર સોહામણો, હુઉં [1]તવ પ્રભાતરે;
ઉદયન કુંમરનિરંદસું, નિજ ગુરૂ કન્હઇ જાતરે. ૩૨
કુંમરનિરંદહ કેસરી, જેહવો ગગનિ દિણુંદરે;
બહુ પરિવારસું પરિવર્યો, [2]જાંણે પુનિમ ચંદરે-કું. ૩૩
ગુરૂ વંદન કરી નૃપ ઠવઇ, સુંણઇ ધર્મ કથાયરે;
મુનિ કરઇ પવનની સાધના, રિઝવવા નિજ રાયરે-કું. ૩૪
ગાદી સાત આસણુ તણઇ, બઇઠો તિહાં ઋષિરાયરે;
ગુરૂ થયા અંતરીક આસણુઇ, નૃપનઇં કૌતુગ થાયરે-કું. ૩૫
મધૂર વચન દીઈ દેસના, કરજો જીવ દયાયરે;
જંતુ હરે નૃપ પરતણા, સુખી તે નવિ થાયરે-કું, ૩૬
દેવ અસ્યો આરાધીઇ, નહીં કાંમ કષાયરે;
ગુરૂ નિગ્રંથ નઈ સેવીએ, જીમ ભવનાં દૂખ જાયરે-કૂં. ૩૭
કુગુરૂ, કુદેવ, કુધમનો, નવિ કીજીઈ સંગરે;
મુરખિ માંનીએ કિમ તરઇ, જેહનઇ એહસું રંગરે-કું. ૩૮

## કવિત્ત.

દેખ્યા દેવ અનેક, સોય પણિ લંપટ લોભી;
હાથિ કરઇ હથિઆર, સુભટનઈ હણઇ સુખોભી;
રગત મંસનો આહાર, ભોગ બઇસાનો માગઇ;
દેખીપેખી કૂપિ પડઇ, પુરૂષ જે પાએ લાગઈ;

---

[1] જવ. [2] જેહવો.

તત્વ વાત બુઝઇ નહીં, દેવ સહુકો કહઈ;
હેમ કહઇરે મુરખિ ઘણા, દેવ ન કો સાચો [1]લહઇ. ૩૯

આક, ધતૂરીઓ, અગથીઓ, પૂજ પાતરી ચઢાવઈ;
રૂંડમાલા ગલમાંહિં, ઇસ તવ ખુસીઉ થાવઇ;
ઋદ્ધિ પોટલા રાખ, બઇલ એક ખાંડો બાંડઉ;
ઘરિ ઘરિ માંગે ભીખ, કહું દેવ કઇ ગાંડો ?;
બોલો બોલો સહુકો કહઈ, બોલો તે સાચેં સહી;
હેમ કહઇ નઈ દેવ, દેવપણું ચાલ્યું વહી. ૪૦

વ્યાઘ્રચર્મ પાથરઈ, હાથિં ડમરૂ વજાવઇ;
આગઈ રૂપ અપાર, ઉર ભભૂત લગાવઈ;
પૂરઇ સીંગી નાદ, સીસ બહુ જટા વધારઈ;
મસ્તકિ રાખે ગંગ, ધ્યાન ચિત્ત ઉનસું લાવે;
નામ ધરાવે દેવતા, કરણિતા એહવિ કરઈ;
હેમ કહઈ એ દેવ નઈ, પૂજત હી કહો કિમ તરઈ. ૪૧

ઇસ ન પૂજ્યો દેવ, ભીખ [2]જેણેઇ ઘરિ ઘરિ માગી;
જોરૂ આગઈ નાચિ, હુઆ સો બડા અભાગી;
અફીમ ઓર વછનાગ, ભંગ બહુ ખાવઇ ભંગી;
જોગી કહાવઇ આપ, પૂજાવઇ લોક કુલિંગી;
કાંમ જલાયા જોગી કહઇ, ત્રિયા વિના નહી એકલો;
હેમ કહઇ [3]રે નૃપતિ, ઇશ્વર દેવ તે નહીં ભલો. ૪૨

## દૂહા.

ભલો નહીં એ દેવતા, તારઈ નહીં નૃપ તોય;
અગનિ હરિ જઇ અંબિકા, જગમાં જાુઠું જોય. ૪૩

---

૧ કહિ. ૨ જેણે ઉમિયા પગિ લાગિ. ૩ સુણ.

વિવિધ પ્રકારનાં પૂતલાં, નાંમ ધરાવઇ દેવ;
ગુણવિણુ ગહેલા માનવી, સું કરતા તસ સેવ. ૪૪

### કવિત્ત.

દેવ અગનને ઇસ હરિ ઉચ્છગે નારી,
ઉમયા ઇચ્છે મંસ હાથિ ખડગ મુખિ મારી;
પાણી તીરથ જાસ અજામાર તેજ ધર્મ;
ગુરૂ સંયોગી જાસ નામ કહાવે બ્રહ્મ;
પાત્ર કાગા પુંછ પૂજે સિસ નમાવે સાપને;
મુનિ હેમ કહેરે નરપતિ કેહિપરિ તારે આપને.

### દૂહા.

તારઈ નહીં નર તિહાં લગઈ, ન કરઇ તત્ત્વ વિચાર;
સુદ્ધ દેવ ગૂરૂ ધર્મ વિણુ, કો નવિ પામઇ પાર. ૪૫
રાગ રહિત તે દેવતા, [1]અપરિગ્રહી ગુરૂ સાર;
બહુ દયા જસ ધર્મમાં, એ ત્રિણઇ તત્ત્વ અપાર. ૪૬
એણે વચને નૃપ હરખીઉ, રંજી રાજ સભાઇ;
ગુરૂ વ્યાખ્યાન કરી તિહાં, વેગઈં તેડયો રાય. ૪૭

### ઢાલ.

બટાઉની—રાગ ગોડી.

રાઇ તણઈં તેડી કરીરે, ગુરૂ બઇસઇ નિજ ધ્યાંન;
ચઉવીસ તીર્થંકર રે, નૃપ દેખઈ સોવન વાંનરે;
તેતો ઉંચા મેર સમાન રે, હેમમુનિ નમોરે. ૪૮
સુંણઈ ઘંટાનાદ સુંકાનિ રે, મુનિ બઇઠો જીહાં ધ્યાનરે;
શ્રી જીન પૂજા કારણઈ રે, નૃપનાં ફુલ એકવીસ;
ચંદન ચરચઇ પાઉલઇ રે.—હે૦ ૪૯

---

૧ પરિગ્રહ રહિત.

જીન નહી નામઈ સીસરે, મુખિ દેતા(અતિ) આસીસ રે;
નૃપ! જીવયો કોડિ વરીસરે, કરૂ શુદ્ધ ધર્મની આસ રે;
જીન નાંમિં હુઈ જગીસરે.—હે૦ ૫૦

નરગ થકી અહીંા નીકલ્યારે, શ્રી જીન ધર્મ પસાય;
વારૂણુ મોટા રાયરે, તાહરા પુરવજ સુખીયા થાયરે.
તેતો જૈન ધરમ મહેમાયરે હે૦ ૫૧

ચઉવિસે જિન પ્રતિમારે, બોલે મધુરી વાણી;
જૈન ધર્મ નઈ જે તજીરે, બીજઇ ધર્મિં જાઇરે,
તે લહઇસ્યઈ ચોગતિ ખાંણિરે હે૦ ૫૨

તેહનઈઆભવિપરભવિ હાંણીરે, ભજી જૈન ધર્મ ચિંતિ આંણી.
રાજા મનિ હરખ્યો ઘણું રે, લાગો ગુરૂ નઇ પાય,
શુભમતિ સાચી આંણીરે,—હે૦ ૫૩

બારવ્રત મુઝ થાપીઈ રે, ઇમ બુઝયો નરવર રાયરે,
સહુ કુમતિ કદાગ્રહ જાયરે, હવઈ મતિ મયલી નવિ થાયરે,
વ્રત ધર્મ દિઈ મુનિરાયરે, હે૦ ૫૪

## દુહા.

દાંન શીલ તપ ભાવના, નૃપ આદરતો જોય;
શ્રી ગુરૂ વચન સુંણી કરી, ધરમ વાસીત હોય. ૫૫

એક દિવસ બ્યાખ્યાનમાં, ચાલ્યો વ્રત વિચાર;
શુધ્ધો શ્રાવક તે કહું, જે પાલઇ વ્રત બાર. ૫૬

કુંમારપાલ નઈ ગુરૂ કહિ, લિઉ અંગિં વ્રત બાર;
સમકિત સુધું આરાધીઈ, શ્રાવકનાં વ્રત બાર. ૫૭

ઢાલ.

પ્રણમું તુહ્મ સીમંધરૂજી એ દેશી.

પહઇલું વ્રત ઇમ પાલીઇજી, ત્રસનો ન કીજઇરે ઘાત;
આરંભઇ જયણા કહીજી, ઇમ બોલ્યા જગનાથ. ૫૮
સુંણો નૃપ ધર્મ દયાઇરે હોય, આંકણી;
દયા વિના ન વલીજી, મુગતિ પહોતા ન કોય—સું. ૫૯
કૃમીવાલાદિક કીડલાંજી, કાયા જીવ અનેક;
અનુકંપાઇ કાઢતાંજી, દોષ ન લાગઇ રેખ—સું. ૬૦
જીવ દયા [1]જગિ પાલતાંજી, છુટો ગજ અવતાર;
પર ભવિ નર ભવ રાજીઓજી, થયો તે મેઘકુંમાર. ૬૧
પરદેહી નઈ પીડતાંજી, આપ સુખી કિમ થાય;
જીવ કાલકસૂર મારતોજી, સત્તમ નરગિ જાય—સું. ૬૨
બિજું વ્રત ઇમ પાલીઇજી, મૃષા મ બોલેરે વાચ;
નારદ સરગિ સંચર્યોજી, જો મુખિ બોલ્યો સાચ—સું. ૬૩
કુંઅરનિરંદહ સાંભલોજી, મૃષા સમું નહી પાપ;
કપેખો પર્વતસય વસુજી, પાંમ્યો સોય સંતાપ—સું. ૬૪
શેઠ પુત્ર નઈ કારણિંજી, ભાખી કૂડીરે સાખ;
પતિ ખોઈ પાણી ગયુંરે, જે ઉપરાજ્યું લાંખ—સું. ૬૫
ત્રિજું વ્રત ઈમ પાલઇજી, જીમ શ્રાવક જીનદાસ;
સોવન કઢા સહઇજિ લહીજી, તસ્કર ભયા નિરાસ—સુ. ૬૬
અથવા વંચક શેઠનઈજી, સુંણયો સોય કથાય;
જસ અપજસ તે પાંમીઉજી, સુંણિ પૃથ્વીના રાય—સુ. ૬૭

---

1 નર.

ઇહ લોકઈં દુખ પાંમસઇજી, જે [1]હરસ્યઇ પર ધન;
લોહખરૂ જગિ ચોરટોજી, કિમ દૂખ પાંમ્યો તન—સુ. ૬૮

ચઉથું વ્રત ઈમ પાલીઇજી, જીમ કયવાડીરે પુરૂષ;
ચંદ જોઇ ચિત્ત વાલીઉંજી, પાંમ્યો સુખ અતિ સરસ—સુ. ૬૯

હેમ કહઈ સૂખ તે લહઇજી, જે જગિ પાલઇરે શીલ;
વંકચૂલ તણીપરિંજી; તે નર પાનઇ લીલ—સુ. ૭૦

વિષય વિડંબ્યો રાવણોજી; ખોયા વસા નરવીસ;
ખોયું રાજ લંકાતણુંજી, ખોયાં સઘલાં સીસ—સુ. ૭૧

પંચમ વ્રત ઇમ પાલતાંજી, જીમ પેથડદેરે શાહ;
માલવ દેસ મંત્રી થયોજી, લોભિં ન પડયો ત્યાંહ—સુ. ૭૨

હેમ કહઈ નૃપ સાંભલોજી, ધન સંચિઇ દૂખ હોઇ;
મમ્મણ નંદિ નઇ સાગરાંજી, કિમ દુખ પાંમ્યા સોય—સુ. ૭૩

છઠું વ્રત ઈમ પાલીઇજી, દસિનું કીજઇરે માંન;
કાકજંઘ રાજા મિલ્યોજી, રાખ્યું ચોખું ધ્યાન—સું. ૭૪

માંન વડે દૂખ પાંમીઓજી, દેખો કોણીરે રાય;
ગુફા બારણુંઈ તે બલ્યોજી, છઠી નરગિ જાય—સુ. ૭૫

સત્તમ વ્રત ઈમ પાલીઇજી, જીમ જાગિ રાજારે ધર્મ;
પુરવભવિં રોગી હતોજી. અગડ લેઈ દહઇ કર્મ—સુ. ૭૬

યુગલ હુઆં જો નારકીજી, કરતા ભખ્ય અભખ્ય;
મુંજ પડયો ઝુરઇ બહુજી, વારઇ પોતઇ રોખ્ય—સુ. ૭૭

અનરથડંડ તે ટાલીઇજી, રાખો રસનારે [2]ઠાહ;
સૂરસેન મહાસેનજી, સૂણયો પુર્વ કથાય—સુ. ૭૮

---

૧ લેસ્યે. ૨ થાય. ૩ કરિ.

કઠિણવચન મુખિં બોલતાંજી, મહસેન જીભઈરે રોગ;
મધુરવચન મુખિ ભાખતાંજી, સૂરસેન શુભ ભોગ–સુ. ૭૯

ત્રુંમું વ્રત ઈમ પાલતાંજી, સામાયક વ્રત સાર;
પરભવિ દૂખણી ડોકરીજી, નૃપ કુંમર નિરધાર–સુ. ૮૦

સામાયક વ્રત બીજથીજી, પસર્યું પુણ્ય અપાર;
સંયમ લેઈ મુગતિં ગઈજી, છુટી સ્ત્રી અવતાર–સુ. ૮૧

સામાયક વ્રત નંદતાંજી, પાંમ્યો ગજ અવતાર;
સુધનશેઠ વિવહારીઓજી, મિથ્યા ધર્મ અસાર–સુ. ૮૨

દેસાવગાસિં વ્રત ભલુંજી, પાલઇ તે જગિ સાર;
સુમિત્ર રહ્યો જગિ જીવતોજી, ફલીઉં વ્રત અપાર–સુ. ૮૩

પ્રતિહારઈ દૂખ પાંમીઉંજી, જો નહી વ્રત પચખાણ;
સુમિત્ર ઠામિ તે મુઓજી, ખિણમાં ખોયા પ્રાંણ–સુ. ૮૪

પોષધવ્રત અગ્યારમુંજી, પાલઇ સાગરચંદ;
નભસેન સરિ બાંલતાંજી, હઇડઇ અતિ આણંદ–સુ. ૮૫

શ્રાવકચૂલણી પિતા કહિઓજી, પોષધ વત નો ધાર;
અલ્પ દોષ જાંણી કહીજી, લિઈ આલોયણ સાર–સુ. ૮૬

વ્રત વિના દુખ પાંમીઉંજી, શ્રેણિક નહીં પચખાણ;
પોષધ એક અંગિં નહીંજી, તેણઇ સુખ ન લહઇ પ્રાંણ–સુ. ૮૭

બારમું વ્રત ઈમ પાલીઇજી, કીજઇ અતિથિ સંવિભાગ;
ધનશેઠ સુખીઓ થયોજી, મુગતિં પાંમ્યો માગ–સુ. ૮૮

નર સંગમ ગોવાલીઓજી, દીધું મુનિવર દાંન;
શાલિભદ્ર નર તે થયોજી, પામ્યો બહુજ નિધાંન–સુ. ૮૯

દાંન તણે ગુણે [૩]વલીજી, સુખ પાંમ્યો નયસાર;
પરભવિ અરિહાં તે થયોજી, પાંમ્યો ભવ જલ પાર–સુ ૯૦
પ્રેમઇ ધૃત વિહરાવીઉંજી, ધન ધન તે દાતાર;
ઋષભતણો જીવ તે હવોજી, મિથ્યાત્વી ધનસાર–સુ. ૯૧
દિધા વિના નવિ પાંમીઉજી, જીમ દ્રુમક અવતાર;
વાસી રાજગૃહી તણોજી, ભમતાં ન લહ્યો આહાર–સુ. ૯૨

દૂહા

એણઇ દ્રષ્ટાંતઈ જાણુયો, ધન સંચીઇ દુખ હોય;
દીધા વિન નવિ પાંમીઇ, હૃદય વિચારી જોય. ૯૩

ચઉપઇ.

પુણ્ય વિના નવિ પાંમઇ કોઇ, નર ! દીધાનું ફલ તું જોય;
એક નર બઇસઇ પાલખી, એક ઉપાડી થાઇ દૂખી. ૯૪
એકનઇ હાથી હયવર હારિ; એકનઇ એક એક છાલું બારિ;
એક નરનઈ મંદિર માલીઆ, એક ઝુંપડીઇ સો જાલીઆં. ૯૫
એકનઇ નારી દીસઇ ઘણી, એક નર નારી વિના રેવણી;
એક નર ભોજન અમૃત આહાર, એકનઇ ધઇંસિ તણો વિચાર. ૯૬
એકનઇ પલંગ પછેડી પાટ, એકનઇ ન મલઇ ત્રુટી ખાટ;
એકનઇ પહઇરણિ [૧]પટોલાં, એક નરનઇ ન મલઇ કાંમલા. ૯૭
એક નારી ગલિ મોતી હાર. એકનઈ ચીડીયા નહીં નિરધાર;
દીધાના ફલ જોયો વલી, મૂલદેવ ઘરિ સંપદ મિલી. ૯૮
એક રાજા એક મૂલી વહઇ, દત્ત વિહુણાં ઈમ(સુખ)દુખ સહઈ;
પગિ દાઝઈ નઈ માંથઈ બલઇ, રાતિ દિવસ પર મંદિર રલઇં. ૯૯

૧ પટો લિવલી.

## દુહા.

પુણ્ય વિના પર ઘરિ રલે, દત્ત વિના દુખ હોય;
તેણઇ કારણિ નર સાંભલો, કૃપી મ થાસ્યો કોય. ૧૦૦
કૃપી તો ધન મેલીઇ, જો કલિ મરણુ ન હોય;
લખમી બાંધી પોટલઇ, સરગે ન પુહુતો કોય. ૧
કાયર ખાંડું કૃપણુ ધન, કડુઆંઇં લીંબ ફલાઇં;
વાંઝિ અસ્ત્રી નઇં રાંન કૂઓ, એ પંચ ઝૂરી મૂઆંઇ. ૨
કૃપી ઘરિ માંગણુ ગયો, જાંણું આવી ધાડિ;
બીહકઇ નિર્ગુણુ નાસંતા, મુકિં તે માંથું ફાડી. ૩
યાચક જન કીર્તિ કરઇં, કિરપી વાગઇં બાંણુ;
હાકઇ તિહાં હેમતિ હુઇ, આસણુ ગયા પરાંણુ. ૪
વાંઝિણી પુત્ર પ્રસવઈ નહીં, સાંઢ સરઈ નહીં નાથ;
તિમ કિરપી અવતારમાં, ઊંચો ન કરઈ હાથ. ૫
કરપી કાં તું જનમીઓ, જણ્યો તો જીવ્યો કાંય;
કુલ કીરતિ કડકા કરી, મુઓ સો જીવંતાય. ૬
તુરી પલાણુતાં પરખીઇ, અસ્ત્રી પરખીઇ અનાથી;
[1]જાતિ જીભ પરખીઇ, કૃપી બોલ સુ સાત. ૭

## ચઉપઇ.

ઘરિ આવઇકો [2]ભખ્યત ભાટ, તવ તેહનઇં દેખાડઈ હાટ;
હાટિઇં આવઇ [3]ભખ્યત ભાટ, તવ તસ ઘરિ દેખાડઇ સોય. ૮
પર ઘરિ પ્રીસણુ ધ્રૂજેં હાથ, પુણ્યતણી તે ભાંજઇ વાત;
ભોગલ બીડી દિઇ બારણું, ઘરિ લાવઇ ભુડું સાલણું. ૯

---

૧ જાતિજ બાઇ. ૪ જાચક. ૩ જાચક હોય.

બઇઠો વાત કરઇ દુબલી, સઘલામાં ગુલધાંણી ગુલી;
સાત બોલઇં કૃપણુ ઉલખાય, કવિઅણુ કહઇ મમ દરિસણુ થાય. ૧૦

દૂહા.

દરિસણુ ભુંડું કૃપણાં, ભુંડુ તે કિરપી ધાંમ;
ભુંડું તે કિરપી આંગણું, જીહાં પુણ્યનું નહીં નાંમ. ૧૧

ચઉપઈ.

પુણ્યનું નામ ન દીસઇ કિહાં, કરપી નરના પગલાં જીહાં;
પેટ ભરી નવિ ખાઇ પ્રાંહિં, દુબલ માણુસ તસ ઘરિમાંહિં. ૧૨
કિરપીઘરિ નિજ નારી ખડી, જાણે બલ વિહુણી બોકડી;
અજા તે[1] લુંડણિ સરીખીહોઇ, લુંડણિ રૂપ બિલાડી જોય. ૧૩
માંજારી મૂષક પ્રમાંણ, ઉંદિર કાય ગરોલી જાંણી;
કિરપી ઘરિ ગરોલી અસી, ભૂખી ભમરી હુઇ જસી. ૧૪
ભમરી માખી નઈ અનુસારિ, માંખી માંકણુ જસી વિચાર;
માંકણુ જુંઅ સરીખો હોઇ, છપગી લીખ સરીખી [2]જોઇ. ૧૫
એ કિરપી ઘરિ ચરિત્ર વિચાર, [3]કૃપણુપણું મુકો નરનારિ;
દાતા ગુણુ આંણો બલ સહુ, દાંનિઈં પદવી પાંમ્યાં બહુ. ૧૬

ઢાલ.

આવઈ આવઇ ઋષભનો પુત્ર–એ દેસી.

દાંનિંઇ નવ નિધિ પાંમઇએ, રાજ ઋધિ સુખભોગ તો;
દાંન વખાણીઇએ–
દાંનિં રૂપ સોહાંમણો એ, દાનિં સકલ સંયોગતો–દાં. ૧૭

---

૧ લોડણિ. ૨ હોઇ. ૩ ગુણુ.

દાંનિ રંજઇ દેવતા એ, દાંનિં સુરતરૂ બાર તો—દાં.
દાંનિંઇ પૂજા પાંમીઇ એ, દાંન વડું સંસારિ તો—દાં. ૧૮
દાનઇં હયવર હાથીઆ એ, [1]મુખિજોઇ મુનિવર કોડિતો—દાં.
ઉઠી ઉલગ કેઇ કરઇ એ, ઉભા બિઇં કરજોડિ તો—દાં. ૧૯
અભયદાંન સુપાત્રથી એ, નિશ્ચઇં મોક્ષ વહંત તો—દાં.
ઉચિત અનુકંપા કીર્ત્તિ થકીએ, જીન કહઇં ભોગ લહંત તો—દાં. ૨૦
અનંત તીર્થંકર જે હુવા એ, તેણુઇ મુખિ ભાખ્યું દાંન તો—દાં.
જેણુઇં ધરમિ દાંન વારીઉએ, ત્યાહાં નહી તેજને વાન તો—દા. ૨૧

દૂહા.

દાંન દેઇ અનૂઆલીઇં, એ વ્રત છેહલું સાર;
કુંમારપાલ નૃપ સાંભલોએ, શ્રાવકનાં વ્રત બાર. ૨૨

ઢાલ.

છોડી સીમંધરસામીયા—એ દેસી રાગ પ્રભાત.

શ્રેણિક પરિં જીન પુજઇ, ભગતિ ગુરૂતણીરે નૃપ કૃષ્ણની પરિતો
ધર્મં વિષમ જીમ કામદેવ, શ્રેયાંસની પરિં દાંન દીજીઇ ધરિતો. ૨૩
ખુઝિ તું કૂંમર નરેશ્વરૂ, તુઝ સમો નૃપ છઇ કુંણ આજતો
લીલા લક્ષ્મી લહી કરી, કરો ધર્મનુ રે વલી અદ્ભુત કાજતો—બુ. ૨૪
શેઠ સુદર્શણ તણી પરિં, પાલો નિર્મલુ રે તુહ્મો સાચલું શીલતો;
તપ આરાધો ધનાપરિંઇં, જીમ આ ભવિરે પરભવલહો બહુ લીલતો—બુ.૨૫
ભરતતણી પરિં ભાવના; લૂખાઇરે જીમ પુંડરીક રાયતો,
કૂરગડૂ પરિં આણીંઇ; સમતારસરે અતિ અંગિ ઉછાહ તો—બુ.૨૬

---

1 દાનિ સકલ સધ્ય હોઇતુ.

ધર્મ એ યુગલ જે જીન કહ્યા. મુનિવર તણોરે વલી દસ પ્રકાર તો;
શ્રાવક ધર્મ પ્રકાશીઉ, અંગિ ધરોરે નૃપ વ્રત જે બારતો-યુ. ૨૭

## દુહા.

ગૂરૂ વચને નૃપ હરખીઉ, અંગિઇ ધરઇ વ્રત બાર;
સમકિત સ્યું આરાધતું ચૂકઈ નહીં નીરધાર. ૨૮

શ્રી મુનિ હેમસુરિંદ મુખિ, નૃપ કીધૂં પચ્ચખાણ;
ટીપ પરમાણિઈ જે લિખ્યાં, તે સઘલું પરમાણ. ૨૯

ત્રિણિ તત્વ આરાહીઇ. શ્રીદેવ ગુરૂ નઇ ધર્મ;
સમકિત સુંધુ રાખીઇ, જીમ લહીઇ શિવ[1]સર્મ. ૩૦

દેવ શ્રી અરિહંત છઇ, દોષ અઢારઇ દૂરિ;
ચિહું પ્રકારઇ સદહઇતાં, અષ્ટ કર્મ કરઈ ચૂર. ૩૧

નાંમિઇ જિન પહઇલું નમું, ભાવ જિના ભગવંત;
દ્રવ્ય જિન ચઉથી થાપના, સહુ સેવું એક ચિત. ૩૨

લબધિ અઠયાવિસનો ધણી, વાંણી ગુણ પાંત્રિસ;
સમોસરણિ બઇઠા પ્રભુ, જગત નમાવઇ સીસ. ૩૩

અતિશય ચઉતીસ જીન તણાં, રંગિ દિઈ ઉપદેશ;
વયર વિરોધ સમાવતા, ટાલઇ [2]સયલ કિલેશ. ૩૪

દેવ અરિહંત અસ્યો નમું, ગુરૂ વંદુ નિગ્રંથ;
ગુણ છત્રીસઈ શોભતા, મુનિવર [3]છે માહંત. ૩૫

પાંચ ઇંદ્રી વસિ કરઇ, નવ વિધ બંભ સાર;
ચ્યાર કષાય પરિહરઇ, મહાવ્રત પંચ ધાર. ૩૬

---

૧ મર્મ. ૨ સકલ. ૩ તે.

રાય કહઇ ગુરૂ માહરૂ, શ્રી મુનિ હેમસૂરિંદ;
કુમત તિમિર નઇ ટાલવા, ઉદયો પુનિમ ચંદ્ર ૩૭

શૈવ સંન્યાસી બંભણા, ભટ પંડિતની જોડિ;
હેમ સૂરિ મુનિ આગલિ, રહ્યા સુ બિકરજોડિ. ૩૮

મયગલનો મદ તિહાં ગલઇ, જીહાં નવિ જાગ્યો સીંહ;
અંધકાર બલ તિહાં લગઇ, જીહાં નવિ ઉગ્યો દીહ. ૩૯

ભટ બંભણા મદ તિહાં લગઇ, ન મલ્યો જૈન સુલતાન;
હેમ તણું મુખ દેખતાં, વાદી મેહલ્યું માંણ. ૪૦

રાય કહઇ ગુરૂ માહરો, સકલ લોક સિણગાર;
હેમ સૂરિ મુઝ મસ્તગિં, અવર નહીં નિરધાર. ૪૧

ધર્મ કહિઓ જે કેવલી, તે મોરઈ મનિ સતિ;
દયા મૂલ આજ્ઞા ભલી, હું સેવું એક ચિંતિ. ૪૨

તત્વ ત્રિણિ આરાહીઇ, શ્રી દેવ ગુરૂ નઇ ધર્મ;
[1]અતત્વ ત્રિણિ પરિહરૂં, સમઝો શ્રાવક મર્મ. ૪૩

## ચઉપઇ

કુગુરૂ કુદેવ કુધર્મ વિચાર, એ ત્રિણિ જગમાંહિ અસાર;
હરિ હર વિપ્રા મિથ્યા ધર્મ, એ મઇં છાંડયા સમઝી મર્મ. ૪૪

ધર્મ કર્મ હેતિં પરિહરૂં, મુગતિ કાજી તસ નવિ આદરૂ;
મિથ્યાત મનથી દુરિં કરૂં, ચિહું ભેદે કરી તે પરિહરૂં. ૪૫

લોકીક ગુરૂ નઇ લોકિક દેવ, માંનીનઇ નવિ કીજઈ સેવ;
શ્રી દેવ ગુરૂ લોકીક તે કહીઈ, માંન ઇચ્છી તિહાં નવિ જઇઇ. ૪૬

---

૧ એ તત્વ ત્રણ્યે આદરૂં.

એ આરઇ મિથ્યાતજ હોઇ, મિથ્યા ધર્મ મ કરયો કોઇ;
મિથ્યા ધર્મ કરંતાં વલી, મુગિત નારી ન લહઇ નિર્મલી. ૪૭
એણે ભેદે સમકિત ઉચરી, બાર વ્રતની ટીપજ કરી;
વ્રત બાર કહું તુહ્મ ફિરી, સુંણુયો સહુ ચિત્ત ચોખું કરી. ૪૮
પહઇલું વ્રત તે પ્રાણાતિપાત, ત્રસ જીવની ન કરૂં ધાત;
આરંભઈ તો જયણા કહી, પ્રથમ વ્રત ઇંમિ પાલું સહી. ૪૯
કૃમીવાલાદિક કીડા જેહ, શરીરમાથી કાઢઇ તેહ;
[1]આપઇ અર્થ અનુંકંપા જેહ, કરૂં ઉપગાર મનિ [2]જાંણીતેહ. ૫૦
પાંચ અતિ ચાર દૂરિ [3]કરીઉં, [4]જે ચાલઇતો સહી પરિહરૂ;
વાટ વસઇં રીસઈ ઘા કર્યો, ગાઢઈ બંધનઈ પસુ આદર્યો. ૫૧
અતિઘણો જે ભારજ ભર્યો, કર્ણ કંબલ જે છેદન કર્યો;
ભાત પાંણીનો કહીઉં વિછેદ, [5]તેહનઈ ઉપજઇ અધિકો છેદ. ૫૨

દૂહા.

ખેદ ન ઉપાઇ વલી, જીમ [6]કહઇ શ્રી જીનરાજ;
જીવ દયાનઈ કારણિં, ગુરૂ કહઇ એક કથાય. ૫૩

ચઉપઇ.

ગુરૂ માંડી કહઇ એક કથાય, અમરપુરિ સુગ્રીવહ રાય;
વિમલા તસ પટરાંણી સાર, અમરસિંધ કુંખિ અવતાર. ૫૪
શુભ લગનિ તે જાયો પુત્ર, વાધ્યું પિતાતણું ઘરસૂત્ર;
અનુક્રમિં યોવન વય હુઓ, રમતાં રાય રેવાડી ગયો. ૫૫

---

૧ આપ અર્થે અનુકંપા કાજે. ૨ દાઝે. ૩ પરિહરૂ. ૪ એ નિશ્ચે મનમાંહિ કરૂ. ૫ તેહને ઉપાયો બહુ ખેદ. ૬ ભાખે.

દીઠો છાગ એક બાંભણ હાથિ, તે ત્રાડી બોલ્યો બહુભાતિ;
[1]અમરસિંઘઈં તેડયો તેહ. કુંણ અરથઇં લેઇ જાઇ એહ. ૫૬

તવ બોલ્યો બાંભણ ડોકરો, મઇંતા યગન આરંભ્યો ખરો,
તેણુઈં કારણિં મારી બોકડો, અમરપુરી સુર થાસ્યઇ વડો. ૫૭

મુઝનઇ પુણ્યથાસ્યઇ અતિઘણું, કહિઉં ન જાઇ [2]પુણ્ય તસતણું;
તેણુઇ કારણિ મઇં માંડયો યાગ, એ પણિ સુખીઓ થાસઇ છાગ. ૫૮

અમરસિંહ કહી મ કરિ કુકર્મ, જીવ હણુંતાં નો હોઇ ધર્મ;
અગનિમાંહિં કો નાંખઇ ત્રિણ, વિશ્વાનર વાધઇ બહુ વર્ણ. ૫૯

લોહીઇં ખરડયા જીમ કર પાય, તે રગતી ઉજલ કિમ થાય;
સમુદ્ર મધ્ય કો નાંખઈ ખાર, સહી નવિ મીઠો હુઈ લગાર. ૬૦

પાપિં જીવ સંસારઇં ફિરઇ, પાપ કરઇ જીવ કેહીપરિ તરઇ;
જીવ હણુતાં જો હુઇ ધર્મ, તો પાતકનું કેહું કર્મ. ૬૧

જૂઠું બોલઈ જો જયકાર, તો કુંણ પાપિં હુઇ અસાર;
ચોરી કરતો સુખીઓ થાય, તો કુંણ પાપિંઇ દુખ સહઇ કાય. ૬૨

પરસ્ત્રી ગમનિંઇં કીર્ત્તિ ફિરઇ, કુંણ પાંપિં અપજસ વિસ્તરઇ;
જીવ હણુતાં જો સુખ હોઈ, તો દુખીઉ નવિ દીસઈ કોઇ ૬૩

ઈમ ઉપદેશ દિઇ નૃપ જસઈ, એક મુનિવર તિહાંઆવ્યો તસઇં;
નૃપ પૂછઇ કહો તુહ્મ ઋષિરાય, જીવ હણિઇ કો સુખીઓ થાય. ૬૪

તવ ઉપદેશ દિઇ ઋષિરાય, જહઇરિ ભખતો ન માતો થાય;
કાદવઇ પંઇઠો જો નવિ કલઇ, અગનિકૂંડમાંહિં નવિ બલઇ. ૬૫

નીલ કુંડમાં કીજઇ વાસ, જો નવિ લાગઈ કાલો પાસ;
બાલઇ આંખિ ખણી અતિઘણું, તે જન ત્રુટઇ લોચનતણું. ૬૬

---

૧ અરિસિંઘે. ૨ ફલ.

સીંહ સાથિં મુઝઇ [1]મૃગલો, સાપણિ સરિ નાચઇ મોરલો;
કંટક સેજેં જો ઉંઘાય, તો જીવ હણુતો સુખીઓ થાય. ૬૭

મ હંણીસ પ્રાંણી મ કરીસ પાપ, આગઇ એ તુઝ બોકડ બાપ;
પૂર્વિં ધર્મન કર્યા એણે બહુ, તે અવદાત કહું તુઝ સહુ. ૬૮

આહમું લલિત સરોવર જેહ, તુઝ તાતેં ખણાવ્યું તેહ;
કુંડ ખણી વૃક્ષ રોપ્યો તાય, છાગતણાં તિહાં બાંધ્યા પાય. ૬૯

તેણઇ પાપિં થયો એ છાગ, તઇં મહી આણ્યો કરવા યાગ;
પુર્વ કથા મુનિ ભાખઇ જસઇં, જાતિ સ્મરણ લહઇ અજ તસઇં. ૭૦

વાત ન માંનઇ બંભણ અજાંણ, તવ મુનિવર ભાખઇ ઇંધાણ;
તુઝ ઘરમાં ધન ડાટિઉં જેહ, જા દેખાડઈ બોકડ એહ. ૭૧

લોભી બંભ રલીઆત થયો, છાગ તણઇ ઘરિ લઇ ગયો;
જ્ઞાનિ બોકડો બુદ્ધિ અપાર, સોવન કઢા દેખાડી સાર. ૭૨

બાંભણ સાચી માંની વત, એહહી માહરો પુરવ તાત;
આવી મુનિનઈ લાગો પાય, સંયમ લેઇનઇ મુગતિં જાય. ૭૩

અણસણ તાંમ કરે બોકડો, દેવલોકિ હુઓ સુર વડો;
અમરસિંહ પુણ્ય પોતઇ મહી, ચાલ્યો તે પ્રદેશે વહી. ૭૪

જોગી એક મિલ્યો સિદ્ધનાથ, કૂમરતણો તેણેઇ ઝાલ્યો હાથ;
કાઢી ખડગ મારેવા રહ્યો, છાગદેવ તવ પ્રગટ થયો. ૭૫

તેણેં યોગીનું કીધું કામ, કુંમરતણઈ રાખ્યો અભિરાંમ;
અનુક્રમિ તે પામ્યો રાજ, જીવદયા [2]કરયો મહારાજ. ૭૬

મેરૂપ્રભ હાથી અવતાર, શશો એક રાખ્યો નિરધાર;
પુણ્ય રૂપ ફલ્યો સહકાર, શ્રેણિક ઘરિ થયો મેઘ કુંમાર. ૭૭

---

૧ મૃગ ભલો. ૨ ફલજયો.

આગઇ હુઓ એક મેઘરથ રાય, તેણઇ રાખી પારેવા કાય;
દેવતાઈ તસ સાચો કહિઓ, થઇ તીર્થંકર મુગતિં ગયો. ૭૮

મુનિવર મેતારય મોટો કહ્યો, પરકાજી તેણઇ પરિસો સહ્યો;
દયાવંત [1]જીન નેમકુંમાર, પ્રાંણિ કાજી તજ્યો સંસાર. ૭૯

તેણઇ કારણિ નૃપ કીજઇ મયા, જૈન ધર્મમાં સાચી દયા;
એણે વચને નૃપ હરખ્યો બહું, પાપી જન વાર્યા તિહાં સહું. ૮૦

આહેડી, માછી, ખાટકી, પાપ થતાં જેહના ઘર થકી;
તેડી તે રાખ્યા ચાકરી, જીવદયા તેણઈ આદરી. ૮૧

નદી કૂપ સરોવર વાવ, તિહાં મેહલ્યાં ગલણાં બંધાય;
અણગલ પાંણીનાં બહુ પાપ, સાંખિ શાસ્ત્રઇ કહિઓ [2]વિચાર. ૮૨

સાત ગાંમ બાલિઇ સંતાપ, વરસ દિવસ માછીનું પાપ;
અણગલ પાંણી એક દિન પીઇ, એટલુ પાતિગ અંગિં લીઇ. ૮૩

તેણેં કારણ નૃપ વારે બહુ, પુરજન લોક તિહાં તેડ્યા સહુ;
નૃપ કહે જન વંછઈ સુખ સોય, જીવ ઘાત મમ કરજો કોય. ૮૪

જીવદયા તે સાચો ધર્મ, કોય ન કરસ્યો પાતિગ કર્મ;
રાખો જીવ પાલોજ અમારિ, પડો ફિરઈ નીત દેશ મઝારિ. ૮૫

વાજી સુંદર લાખ અગ્યાર, ગાય ભેંસ અસીહઅ હજાર;
એક સહઇનઇ એકસો કરી, ગલ્યાં વારિ પીઇ તે ફિરી. ૮૬

અસી દયા વરતઇ જગમાંહિં, જીવ ન મારઈ કો નર કિહાંઇ;
રાય તણા નર નિતિ ફિરઇ, જીવ તણી તે રખ્યા કરઇ. ૮૭

એણઈ અવસરિ મેવાડહ દેશ, તિહાં એક નગરતણઈજ નિવેસ;
વસઇ વિવહારી ગાંમ મઝારિ, સાથું જાઇ ઘરની નારિ. ૮૮

---

૧ સિ. ૨ જબાપ

નારિં ક્રીધી કૂડી વાત, કાઢી જૂ મારી તિહાં ઘાત;
ઢાંક્યું ન રહઇ પાતિગ કર્મ, ઢાંક્યું ન રહઇ વલી અધર્મ. ૮૯
ઢાંક્યો ન રહઇ ક્રોધ કષાય, લસણ ભખ્યું તે સહી ગંધાય;
ઢાંક્યું ન રહઇ મદિરાપાન, ઢાંક્યુ ન રહઇ વલી વિજ્ઞાન. ૯૦
અતીસાર વ્યસનની નઈ ચાડ, ઢાંક્યો ન રહઇ વલી લબાડ;
ઢાંક્યું ખય રહઇ ન વિસરઇ, ખુણઇ બેઠો ખુંખું કરઇ. ૯૧
અંગિ અજીરણ નાહનું બાલ, છાંનો નહીં બોલઇ તતકાલ;
ઢાંક્યું ન રહઇ પાતિક મંદ, વાત ગઇ જીહાં કુંમરનિરંદ. ૯૨
કુંમારપાલ કોપિં ધડધડયો, જાંણે અગનિ [1]બહુ ધૃત પડયો;
કુંણ પાપી જૂ મારઇ જેહ, બાંધી વેગઈ આંણો તેહ. ૯૩
બીજી રાય દોડાવ્યા દાસ, બાંધી શાહ આણ્યો નૃપ પાસ;
કુંમારપાલઈ દીઠો [2]જસઇ, ધિગધિગ રાય કરઇ તિહાં તસઇ. ૯૪
રે ! પાપી ! કિમ માર્યો જંત, વણિગ તવ બોલ્યો દુર દાંત.
ફોકટ ક્રોધ કરંસું રાય ! હણઇ સોય મુઝ કરડઇ ખાય. ૯૫
રાય કહઈ તું કરડેં હણઈ, હું મારૂં અન્યા અવગુણઉ;
તો તુઝ મુઝ કેરો નહીં દોષ, પ્રાંણી [3]તજી તુંમ કરિસ રોષ. ૯૬
તેડયા વેગઈ તિહાં તલાર, ઉતાવળા મ લાગો વાર;
આ વણિગ ના હણુયો પ્રાંણ, જીમ કો અવર ન ખંડઇ આંણ. ૯૭
બાંધી શેઠ નઈ ચાલ્યા જસઈ, મંત્રી મહઇતા બોલ્યા તસઇ;
સ્વાંમી તું કીડી નવિ હણઇ, નર મારેવું કિંસુખિ ભણઇ. ૯૮
ભોમિ પડિઉં ધન કરનવિ કરઇ, તે નર ચોરી કેહીપરિ કરઇ;
નવ યોવન પરણી પરિહરઇ; તે નર પર મંદિર કિમ ફરઇ. ૯૯

૧ માંહિ. ૨ તસઇ. ૩ જતઈ.

લવણુ સાકથી અલગો [1]રહઈ, કંદ મૂલ તે કેહીપરિ [2]કરઈ;
જે નવિ દૂહવઈ કીડી જંત, તે કિમ માનવનઈં મારંત. ૧૦૦

કૃપાવંત આજે દીપતો, શેઠ તણુઇ તે રાખ્યો જીવતો;
બહુવિવહારી કહઈ મુખિજસઈં, કુંઆરપાલ નૃપ બોલ્યો તસઈં. ૧

મારતો તો આછે દ્રિસઇ, જો જીન મંદિર મોહુ કરઇ;
વિવહારી નઈ જાઇ તિહાં કહ્યું, રાય વચન તેણુઇ સહ્યું. ૨

મુકયો વિવહારી ગયો ઘાંમિ, ભુવન કરાવ્યું તેણુઇ ઠાંમિ;
જીન મૂરતિ માંડી અભિરાંમ, જૂક વિહાર ધરાવ્યું નામ. ૩

દૂહા.

શ્રીજીનભુવન કરાવીઉં, છૂટો હત્યા આપ;
કુંઆરપાલનાં રાજમાં, કો ન કરઇ વલી પાપ. ૪

ઢાલ.

અરણિ મુનિવર રાજીઓ—એ દેસી—રાગ—ઇવરાડી.

પાપ ન કરઇ કો નગરમાં, ન કરઇ જીવની ઘાતરે;
અનુક્રમિ તિહાં આવીઆ, પાપ દિવસ ન રાતરે.

ત્રુટક.

નવરાતિ પર્વહ પ્રબલ જાણી, પૂજારા આવ્યા સહી;
નર હાથ જોડી, માંન મોડી, અર્ચક બોલઇ ગહગહી;
સ્વાંમી દેવ્યા ભોગ માંગઇ, કંટેશ્વરી નાંમિ લહુ;
જીવ બોકડ જેહ સખ્યા, તેહ તુમ માંડી કહુ. ૫

---

૧ થાય. ૨ ખાય.

ઢાલ.

સાત સહાઈ દિન સાતમેં, આઠમઇ આઠ સહાઇરે;
નવમઇ દિન નવસઇ લહું, રાય વિમાસઈ (તું) કાંઇરે;

ત્રુટક.

કાંઇ વિમાસઇ કુંમર ભૂપતિ, મહિષ મોટા આપીઇ;
દેવી ભોજન ભોગ દેઇ, રાજ અવિચલ થાપીઇ;
અસ્યું અરચકહિ તિહાં બોલ્યા, ભૂપ મનિ ભાવઈ નહીં;
રાય ઉત્તર દિઇ પાછો, ભરડકનઈ પોતેં તહિં. ૬

ઢાલ.

કુમરનિરંદલ બોલીઓ, સુંણી ભરડા મુઝ વાતરે;
જૈન ધર્મ મુજ ચિત્ત વસ્યો, ન કરૂં કીટક ઘાતરે;

ત્રુટક.

ઘાત ન કરૂં જે કીટક, મહિષ મોટા કિમ દિઉં,
કાંઇ ભરડા ! ભરમ ભૂલો, સમજાવી પોતઈ હીઉં,
જો ચાહઇ અજા પાડા, જીવતાં તુહ્મ દીજીઇ,
સમઝાવિ અરચક દેવી તાહરી. પ્રાંણઘાત નવિ કીજીઇ. ૭

ઢાલ.

મહીષ ન આપઇ નરપતી, ખીજી દેવીઅ તાંમરે;
આવી વેગઇ ઉતાવલી, જીહાં નૃપ શય્યા ઠાંમરે;

ત્રુટક.

ઠામ સુવા નૃપતિ કેરો, દેવી તિહાં બોલઇ અસી;
મહીષ માહરા આપિ રાજા, અવર વાત કહઉ કસી;

જોહઇ બીજીસ તુહઇ દેઇસ, માહરા મહીપ રહઇ કંહી;
અનેક રાજા ઇહાં હુઆ, પૂજા કો ભાંજઇ નહીં. ૮

ઢાલ.

વિનય કરી નૃપ બોલીઓ, સાંભલિ નગરીની દેવીરે;
ભોજન ભકિત તુઝ બહુ કરૂં, લાડુ સાકર સેવરે;

ત્રુટક.

સેવ સાકર તુહ્મો લીજીઇ, પ્રાંણઘાત ન કીજીઇ;
ધર્મ જાણી પશુઅ પાડા, મારેવા કિમ દીજીઈ;
જીવતા જો તુહ્મો રાખો, મહીપ તુહ્મ આપું સહી;
મારવા મુઝનીમ દેવ્યા, જીવ જંત કશા કહીં; ૯

ઢાલ.

કોપી તાંમ દેવાંગના, પરિસો કીધો પ્રતિકૂલરે;
નયન કરી તિહાં રાતડા, મસ્તગ માર્યું ત્રિશૂલરે;

ત્રુટક.

ત્રિશુલ માર્યું જામ મસ્તગ, તાંમ નૃપ કોઢી થયો;
અંગિ વેદન વેગ વાધી, દેહ વાંન સઘલો ગયો;
નૃપ મનિ થયો ઝાખો; દેહચિંતા નવિ કરઇ;
જૈન ધર્મ હું નવો પામ્યો, રખે અપજસ વિસ્તરઇ. ૧૦

ઢાલ.

ચિંતાતુર નૃપ તિહાં થઈ, ઉદયન તેડીઉ તાંમરે;
ભૂપ કહઇ સુંણો બંધવા, જો તું દેવીનું કાંમ;

### ત્રુટક.

ક્રાંમ જો તું દેવી કેરું, ત્રિશૂલ તાકી મારીઇ;
અંગિ વેદન કાય કોઢી, અનઇ શીશ વડારીઉં;
તેહ ચિંતા નહીં મંત્રી, ચિંતા મુઝ ધર્મજ તણી;
રખે દેશે વાત વાગઇ, યતિ જાઇ સે આપણી. ૧૧

### ઢાલ.

મંત્રી તાંમ [1]વિચારીઉં, આવ્યા શ્રી ગુરૂ પાસરે;
વાત સકલરે માંડી કહી, ગુરૂ બોલ્યા ઉલાસરે;

### ત્રુટક.

ઉલાસ આંણી ગુરૂ બોલ્યા, ચિંતા મંત્રી મમ કરો;
મંત્ર જલ આ તુમ્હો લેઈ, નૃપ તણાં મુખમાં ધરો;
સકલ અંગિ નીર છાંટો, પાસ નામ મનમાં જપો;
કષ્ટ કોઢ જેણે દૂરિ [2]નાસે, પૂર્વ કર્મ તિહાં ખપો. ૧૨

### ઢાલ.

મંત્રી જલ લેઇ કરી, છાંટ્યું રાયનું અંગરે;
વેદન રોગ દૂરિં ગયો, દેહ થઇ કુંકુમ રંગરે;

### ત્રુટક.

દેહ કુંકુમ રંગ જેહનો, ભૂપ મનિ ઉલટ થયો;
બહુ સેન લેઈ રાય ચઢીઓ, ગુરૂ તણે પાસે ગયો;
રહ્યો વાંદી જસિં ઉભો, નારિ એક રોતી સુંણઈ;
અતિ મધુર વચને રાય પૂછઇ, હેમ સૂરિ મુનિવર તણઇં. ૧૩

---

૧ વિમાસી. ૨ જાએ.

ઢાલ.

ગુરૂ ગ્રાંની તિહાં બોલીઆ, સાંભલિ ચૌલુક રાયરે;
જે તુહ્મ રાતિ દેવાંગના, માર્યો મસ્તગ ઘાયરે;

ત્રુટક.

ઘાય મસ્તગિ સબલ માર્યો, વેદન અંગિ વાધી ઘણું;
તેહ દેવી ઇહાં બાંધી, પાપ ભોગવે આપણું;
નૃપ કહઇ ગુરૂ તુહ્મો મુનિવર, દયા આંણી છોડીઈ;
દેવાંગના દૂખ કાય દીજઇ, તરણુ કાષ્ટ ન મોડીઈ. ૧

ઢાલ.

ગુરૂ કહઇ નૃપ સુંણિ રાજીઆ, મુંકઇ મંસનો આહારરે;
છઠ ન કરઇ [1]મુઝસું વલી, કરઈ વલી જીવની સારરે;

ત્રુટક.

સાર કરઈ જો જીવ કેરી, દેસ અઢારમાંહિં ફરઇ;
જેહ છાંનો જીવ મારઈ, તેહનઇ પ્રગટ કરઇ;
તોહ દેવી એહ છૂટઈ, તિહાં લગી બાંધી રહઈ;
કુંમારપાલ તિહાં વેગ ઉઠી, દેવી નઈ સુપરિં કહઈ. ૧

ઢાલ.

દેવી કહઇ સુણિ નરપતી, હું કહું મુખિ મારિરઇ;
દેશ અઢારમાંહિં ફિરઇ, વરતાવું અમારિરઇ;

ત્રુટક.

અમારિ વરતી દેસમાંહિં, જીવ કો મરઇ નહીં;
જેહ પ્રાંણી હણઇ છાંનો, સીખ હું દેઉં તહીં;

1 તુજસું.

જ્યો રાજા તસી પ્રજા, દેષી પણિ તેહવી થાઇ;
હેમ વચનેં [1]દેવી છુટી, ફિરઇ મહિઅલિ ગહગહી. ૧૬

## દૂહા.

મહિઅલિ દેવિ નિત ફિરઇ, કરતી જીવજ સાર;
શ્રી ગુરૂ ચરણ પસાઉલે, વરત્યો જેજેકાર. ૧૭

તેજાલો વાચાલડો. જેણઇ કુલિ એક ન હોય;
કંટા હીણી વાડિ જીમ, [2]પગ ચંપઈ [3]સહુ કોય. ૧૮

એકજ સૂરજ ઉગીઓ, સુપુરૂષ હેમસુરિંદ;
કુંમતિ તિમિરનઈ ટાલવા, [4]ઉગ્યો પુનિમચંદ. ૧૯

ઋષભ કહે જન સો જરગો, સરગ મૃત્ય પાતાલિ;
હેમસુરિંદહ સારિખા, દૂલહા દૂસમ કાલ. ૨૦

કલિકાલઈ નર બિ હવા, એકતો હેમસુરિંદ;
બીજો ઋષિરાજા કહ્યો, મોટો કુંમરનિરંદ. ૨૧

કુંમારપાલથી ગુરૂ વડો, જેણઇ પ્રતિબોધ્યો રાય;
માછી મેહલ્યા વાગરી, કો જગિ જીવ ન સાહઇ. ૨૨

આહેડી વનિ નવિ ફિરઇ, સુખે ચરઈ મૃગ, ગાય;
માછી મીન ન પરભવઇ, સુગુરૂ હેમ પસાય. ૨૩

અજા મહીષી મહીષ ઘણા, વૃષભ તુરંગમ ગાય;
પંખી કહઇ [5]ચિરંજીવયો, [6]હેમસુરિ (મુનિ) રાય. ૨૪

સસલા સહેલા સૂકરા, હેમતણા ગુણ ગાય;
જલચર થલચર પંખીઆ, પ્રણમઇ [7]જગગુરૂ પાય. ૨૫

---

૧ તેહ. ૨ જેમ. ૩ જણ. ૪ ઉદયો. ૫ સૂરિંદહ
૬ મુનિવર.

થલચર પસુઆં જીન નામઇ, પંખી મુનિવર આંણુ;
નીરજીવ નૃપનઈં નમઇ, એણઇ રાખ્યા અહ્ય [1]પરાણુ. ૨

ઋષભદેવ આગઇં હવા, તિહાં તે કીઉ ઉપકાર;
ગૂરૂ ઉપદેશ દેઇ રહ્યા, [2]રાય કરી અહ્ય સાર. ૨

અનેક પુરૂષ આગઇં હવા, અભયદાંન દાતાર;
તે નર અહ્યો દીઠા નહીં, દીઠો નૃપ નિરધાર. ૨

કરૂણાસાગર બહુ હવા, અસ્યો નહીં એણઇ ઠાંમિ;
પરતગિ દિઇ તે દેવતા, નૃપ આવ્યો અહ્ય કાંમિ. ૨

મેઘકૂંમર આગેં હવો, જંતુ ઉગાર્યો એક;
કુંમરનિરંદ જગમાં વડો, [3]રાખ્યા જંતુ અનેક. ૩

વીર જિણુંદ જહાં વિચરતો, જીવ ન મરે તેણે ઠામિ;
કુંમરનરંદ ઉગારતો, રાખ્યા જીવ અનેરઇ ગામિ. ૩

એક દિવસ નેમઈં વલી, મુંકાવ્યા મૃગ બાલ;
કુંમરનિરંદ જગમાં વડો, સદા કરઇ સંભાલ. ૩

મેઘરથ રાઈં રાખીઓ, એક પારેવો જંત;
કુંમરનિરંદ સરીખા કિહાં, રાખ્યા જીવ અનંત. ૩

અમરસિંધ આગઈં હવો, અજ એક ઉગારેસ;
કુંમરનિરંદ જીવજ પડો, ફરહીં અઢારજ દેસ. ૩

હરિબલ માછી [4]મીનની, કરતો સાર સંભાલ,
કુંમરનિરંદ જગમાં વડો, સકલ જંતુ પ્રતિપાલ. ૩

તેણેં કારણિ જલ જીવ કહઇ, આધિકો કુંમરનિરંદ;
વનિ જાંણઈ મુનિહેમનઈં, ન લહું ઋષભજીણુંદ. ૩

---

૧ પ્રાણ. ૨ નૃપ. ૩ સદા કરેસ નેક. ૪ મચ્છ.

થલચર કહે જીનવર વડો, જેણે કહિઓ કરૂણા ધર્મ;
પંખી કહઇ મુઝ ગુરૂ વડો, જેણે સમઝાવ્યો મર્મ. ૩૭

પંખી વાદજ ટાલવા, તિહાં બોલ્યો કવિરાજ;
કરઈ કરાવઈ અનુમોદતાં, લાભ સરીખો થાય. ૩૮

[1]આંબો રોપ્યો તે ભલો, સીચ્યો તે ગુણવંત;
ફલહ ચખાવઇ તેહ ગુણી, ત્રિણ નર મોહંત. ૩૯

એણે વચને પંખી હસ્યા, લાગા કવિઅણ પાય;
શ્રી જીન હેમ નરપતિતણા, નિત્ય પસુઆં ગુણ ગાય. ૪૦

કીર્ત્તિ જગમાં વિસ્તરી, કુમારપાલ ગુણવંત;
અઢાર દેસમાંહિ વલી, ન હણઇ પ્રાંણી જંત. ૪૧

ઢાલ.

પદ્મરથ રાય વીત શોકાપુરી રાજીઓ–એ દેશી–રાગ–મારૂણી.

જીવ ન મારે કોઇ વલી દેશ અઢારમાંરે;
વાધી પુણ્ય દયાય;
જીવ જંત હણઇ કો પરદેશમાંરે;
તે દૂખ સબલુ રાય–રૂયડો નરપતીરે–આંકણી.

કાસી દેસમાં વાણારસી નગરી ભલીરે;
નૃપ પુગલ જયચંદ;
જોયણ સાતસઈ રાજ્ય કરઈ નર ચિહું પાંસેરે;
જેહવો ગગનિ દિણંદ. રૂ. ૪૨

ચ્યાર સહઈ ગયવર ગાજઇ બારણુઇરે;
સાઠિ લાખ [2]સહાંણુ;

---

૧ અંબસુ. ૨ સહાન.

[1]ત્રીસ લાખ જસ પાલા આગલિ ઉલગૂરે,
બાર [2]સત નિસાંણુ—રૂ. ૪૩
ગંગ જમુના (રૂપિ) જેહને લાકડીરે;
તેણું પુગલ નાંમ,
નીર વિના નૃપતિ નવિ ચાલી શકઇરે;
સેન સબલ અભિરાંમ—રૂ. ૪૪
તેણઇ રાજી નિત્ય પાપ હુઇ તિહા અતિઘણુ રે;
જીવ ઘાત નંહીં પાર,
વાત સુંણી તિહાં કુંમરનિરંદહ તેહનીરે;
કરતો હીઇ વીચાર—રૂ. ૪૫
ચતુર ચીતારો તેડી પટ લખાવીઓરે,
સરગ નરગ આલેખ.
પુણ્ય કરઇ (તે) નર દીસઇ સરગિ સંચર્યોરે,
પાપી નરગ વિશેષ—રૂ. ૪૬
રૂપ લખાવ્યું માંહિ જયચંદ રાયનુ રે,
આગલિ કુંમરનિરંદ,
બઇકર જોડી ભાખઇ જયચંદ ભૂપનઇરે,
રાખિ જીવ ગોવિંદ—રૂ. ૪૭
યુગલ કોડિ સોનઇઆ સાંહિ ભરી ધર્યારે;
વાજી દોય હજાર;
રત્ન અમૂલિક કીધું રાય ભેટણુ રે;
સુપરિ લખ્યો જુહાર—રૂ. ૪૮

---

૧ ત્રણુય. ૨ સહસ.

દુહા

હાર લખ્યો જયચંદનઈ, ભેટિ કરિઉં બહુ ધન;
નય વચન સુંણી રાયનાં, ભૂપતિ હુઓ પ્રસંન; ૪૯

ઢાલ.

રાગ કેદારો—અતિ દૂખ દેખી—એ દેશી.

સન્ન થઈ નૃપ બોલીઓ, સાંભલો મંત્રી વાત;
મુરખિ રાજા લોલપી, તેણઇ કર્યો પ્રાંણીનો ઘાત. ૫૦
ત્રિને કહઇ સાચો કુંમરનિરંદ, જાંણે ઉગ્યો પુનિમચંદ;
ણઇ કીધું જંતુ આણંદ, જેણઇ ટાલ્યો મૃગ, મચ્છ ફંદ—મં. ૫૧
મર નૃપનઇ દરિસણઈ, હું તર્યો જયચંદ આપ;
તિબોધ [1]હું પામીસ વલી, નવિ કરૂં રે જગમાંહિ પાપ—મં. ૫૨
ડીઆ માછી વાઘરી, ખાટકી પાપી જેહ;
રજંતુ નઇ જે પીડતાં, નૃપઈ વાર્યો રે દેસમાં તેહ—મં. ૫૩
છ જાલ પાસા બાલીઆરે, બાલીઆ પાતિગ ઠાંમ;
વ જંત કો મારઇ નહીં, પઢોવજાવઇરે જીહાં નૃપ [2]ઠાંમ—મં. ૫૪

દુહા.

મમાર પઢો વાગઈ નિતિં, નવિ મોડઇ તરૂડાલી;
મારપાલ પ્રતિબોધથી, જયચંદ થયો કૃપાલ. ૫૫
પા રૂપિણી સ્ત્રી વર્યો, જ્ઞાન તુરંગ પલ્હાણુ;
માચાર રૂપ છત્ર ધરી, વરતાવઈ નૃપ આંણુ. ૫૬

---

૧ અતિ પામ્યો સહી. ૨ ગાંમ.

પંચ પ્રકાર સઝાય રૂપ, વાગઇ નિત વાજીત્ર;
ચઉદ રાજમાં જીવ [1]જે, તે નૃપ નઈ સહુ મિત્ર; ૫૭
જીવ જંત પંખી પસુ, ન હણઇ સોય સુજાણ;
તે [2]વલ્લભ કુંમરનરિંદનઈ, જીમ પોતાના પ્રાંણ. ૫૮

ચઉપઇ.

પ્રાંણ ન હણઇ કો કહઇતણો, દયા ધર્મ દીપ્યો અતિઘણો;
કુંમારપાલ મોટો મહંત, અઢાર દેશ ઉગાર્યા જંત. ૫૯
કર્ણાટક ગુજર માલવો, મારૂ દેસ જસ પોતઇ હવો;
સોરઠ સિંધુ કુંકણ કરી, સપાદલક્ષ વસઇ પરવરી, ૬૦
રાષ્ટ લાટ અનઈ ભંભેર, સકલ દેશ જોણઇ કીધું જેર;
કચ્છ જાલંધર નઈ મેવાડ, જેણઇ થાંનિક [3]નહી પાપ ધાડ. ૬૧
દીપક દેશ [4]વસઇ અભીર, સકલ લોક ગલી પીઈ નીર;
અઢાર દેશ એ પોતાતણઈ, જીવ જંત કો તિહાં નવિ હણઈ; ૬૨
ચઉદ દેસ અનેરા [5]જીહાં, જીવ જંત કો ન હણઇ તિહાં.
ધન આપી મંત્રી બલ કરી, જીવ ઘાત કથા પરિહરી; ૬૩
એમ વિસ્તરી દેસદયાય, મારિ શબ્દ જો મુખિં કહઇવાય
તો ઉપવાસ રાજા આદરઈ, [6]જૂઠું બોલે આંબિલ કરઇ; ૬૪
એક દિવસ નૃપ કુંમરહ જેહ, કાઉસગ્ગ ધ્યાંનઈ ઉભો તેહ.
મંકોડો વલગો નિજ પાય, ઉખેડયો અલગો નવિ થાય; ૬૫
કરૂણાસાગર કુંમરનિરદ, સમતારસ સીતલ જીમચંદ;
અતિ અનુકંપા આણિય દયા. રખે દૂખ પામઇ પરકાય. ૬૬

---

૧ છે. ૨ વહાલો નૃ ૫. ૩પાપીગાઢ. ૪ અભિરામ. ૫ ત્યાહાં.
૬ જુઠઇ.

અસ્યું વિમાસઇ આતમ સાખિ, જીમતિમ પર પ્રાંણિનઇ રાખિ;
તન ધન પ્રાણુ તેહ શુભ ખાજી, જે આવ્યું નૃપતિનઇ કાજી. ૬૭
પરકાજિ હુઓ વર્દ્ધમાન, ભૂજંગ ડસંતાં ચોખું ધ્યાન;
સુકોસલ નિજ તાતહ કાજી, [1]તેણુઈ નિજ પ્રાંણુ કર્યા તાજી. ૬૮
મુનિ મેતારજ આગે હવો, પરકાજે તે મુનિવર મુઓ;
મેઘરથ રાજાપરતનિ જોય, પર અરથે કાયા દે સોય. ૬૯
સંધ કુંમાર આવ્યા પરકાંમિ, ગજ ત્રોહોપાએ રહ્યો ઠામ;
વિક્રમ પરદુખ ભંજણુ કહ્યો, તો તસ જગમાં નાંમજ રહ્યો. ૭૦
ચાંમણુ મિત્ર પરુપરિં થયો, મુનિસુવ્રત પરકાજીં ગયો.
હું પરકાજિં આવું આજ, આપુ મંકોડાનઈ ખાજ. ૭૧
દેહધર્મ તો એહવો અછઈ, અંતિંઇ કાયા વિણુસઇ પછઇ;
પ્રડણુ પડણુ વિદ્ધંસણુ પણું, જરા રોગતણું દુખ ઘણું. ૭૨
સનતકૂમાર સરીખા જેહ, [2]સાત રોગ ખિણુ પ્રગટયા તેહ;
ચંપા નગરી નૃપ શ્રીપાલ, કોઢી દેહ થયો તતકાલ. ૭૩
કંદાઇ રાજઋષિનઈ જોઇ, સબલ રોગ તસ અંગિ હોઈ;
પુંડરીક રાજા જે કહ્યો, ખિણુમાં દેહ તસ વિણુસી ગયો. ૭૪
અસ્યું વિમાસી પૃથ્વીરાય, શસ્ત્રે તિહાં છેદ્યાં નિજ પાય;
ચામ મંસ મંકોડા મુખિ, ભૂપઇ અલગો મુકયો સુખિં. ૭૫
અસી દયા નર કુમરનિરંદ, કિસું વખાણુઈ કવિ મતિમંદ;
એક જીભાગુણુ કહ્યો ન જાય, દયારૂપ ઘડયો એ રાય. ૭૬

## દૂહા.

દયા રૂપે રાજા [3]ઘડયો, મુખિ ન કહઇતો મારિ;
પહઇલુ વ્રત ઇમ પાલતો, બીજઇ મૃષા નિવારી. ૭૭

---

૧ જેણુઇ. ૨ શોલ. ૩ થયો.

### ચઉપઈ.

બીજઇ વ્રત જુઠું પરિહરઇ, પંચ મૃષાની અગડજ કરઇ;
કન્યાલી ભોમાલી ગાય, કુડું કિમઇ ન બોલઇ રાય. ૭૮
કૂડી સાખી ન દેઉ ખરી, ધર્મ કાજીં મઇ જયણા કરી;
થાપણમોસો સોય નિષેધ, તે નવિ રાખઈ જાણું વેદ. ૭૯
પંચ અતિચાર તજી ભૂપાલ, સહસાકાર ન દીજઇ આલ;
પરના મર્મ પ્રકાસી દીધ, સ્વદારામંત્ર ભેદ ન કીધ. ૮૦
ચઉથઇ જુઠઉ [1]તે ઉપદેસ, કૂડા લેખ લખ્યા પરદેસ;
એ અતિચાર ટાલઇ સહી, ન ટલઇ તો તસ જયણા કહી. ૮૧

### દૂહા

શ્રીજીનવર મુખિં ઈમ કહઈ. મૃષા સમું નહીં પાપ;
વ્રત ત્રિજઇ ચોરી તજો, વારૂ આતમ આપ. ૮૨

### ચઉપઈ.

ત્રીજઇ થૂલ અદત્તાદાન, તેણઇ થાનક નૃપ ચોખું ધ્યાંન;
વાટપાડું નવિ ખાતર દીઉં, ગાંઠિ છોડી નઇ નવિ લીઉં. ૮૩
દાંણ તણું નવિ માંનજ કહિઉં, સોય વચન [2]તે મીંઠઇ રહ્યું;
પંથઇ ભોમિ પડયું લાભીઇ, નિશ્ચઈ તે [3]ધન નવિ રાખીઇ. ૮૪
મંદિર હાટ અનઈ મહીમાંહિં, બહુ લખમી જો દીસઇ તિહાં;
સોય ધન પુણ્ય થાંનક કરૂં, પરની લક્ષ્મી હું નવિ હરૂં. ૮૫
પાંચ અતિ ચાર એહના કહું, ચોર તણું આણ્યું નવિ ગ્રહું;
ન દીઉં સંબલ ચોરહ તણઇ, વસ્તુ ભેલ નહી લાભજ ઘણઇ. ૮૬

---

૧ દે. ૨ પાણી. ૩ ધરિ.

લોક વિરૂદ્ધ તે ન કરૂં પાપ, કૂડાં તોલ નઇ કૂડાં માપ;
પાંચ અતિચાર એ ટાલીઈ, જો ચાલઇ તો શુદ્ધ પાલીઇ. ૮૭

દૂહા.

શુદ્ધ વ્રત નૃપ પાલતો, ન લિઈ પરનું ધન;
કારણુ પડિઇ જેણુઇ રાખીઉં, થિર પોતાનું મંન. ૮૮

ચઉપાઇ.

કિમ મન રાખઇ નર મહારાજ, સકલચરિત્ર મુખિકહઇસું આજ;
સુંણુયો સહુ નર પુરૂષ રતન, કુંમારપાલ કિમ રાખઈ મન. ૮૯
પાટણુમાંહિં વસઇ નર એક, બાર વ્રત તસ બલ વિવેક;
કુબેરદત્ત વિવહારી નાંમ, જેહના જગિ બોલઇ ગુણુગ્રાંમ. ૯૦
લોભઈ સોય ગયો પરગાંમિ, વાંહણુ પંચ સઈ ભરીઆ દાંમ;
રત્ન દ્વિપ ભણી તે પલ્યો, ચઉદ કોડિ ધન લેઇ વલ્યો. ૯૧
સાયર વચિ એક ડુંગર દીઠ, તે વચિં વાટઇ વાહાણુ પઇઠ;
આગલિ પંથ ન દીસે ક્યાહાં, ચિંતાતુર હુઓ માલમ ત્યાહાં. ૯૨
માલમ શેઠ નર સહુઇ મિલઈ, વાલ્યાં વાહણુ પાછાં નવિ વલઇ;
કુબેરદત્ત તિહાં એણીપરિં કહઇ, કોઇકિ ભેદ કિસો ઇહાં લહઇ. ૯૩
એણુઈઅવસરિએક હોડીમાંહિં; બઇસી પુરૂષ નઇ આવ્યો તાંહ;
કીધુ શેઠ તણુઇજ જૂહાર, મનરંગિ બોલ્યા તેણીવાર. ૯૪
પંચશૃંગ નામા એક દ્વીપ, તિહાં સતસાગર રાય અનૂપ;
તેણુઇ સગર્ભા મૃગલી હણી, લાગું બાંણુ મૃગબાલિક ભણી. ૯૫
દીઠા પ્રાણુ મૃગલીના ગયા, સતસાગર નૃપ આવી દયા;
ધિગ્ ધિગ્ [1]રાજાનો અવતાર, પાપ કર્મ નિત કરઇ અપાર. ૯૬

---

૧ રાયતણો.

નૃપનઇ નરગ કહિઉં તે સહી, અસ્યા પાપ છુટઇ કહુ કંહી;
બીહનો નૃપ પરલોકહ ભણી, અગડ કરી જીવ હણવા તણી. ૯૭
નગરીમાંહિ વજાવ્યો પડો, જીવ મ હંણસ્યો નાનો વડો;
દયા કાજી પરચિંતા કરઇ, નૃપ શુક [1]પરદીપઇ ફેરવઇ. ૯૮
જાંણ્યા પંચસઇં બોબ્યાંવાહણ, સતસાગર નૃપ કીધું જાણ;
તેણઇં ભૂપઇં મુઝનઇં મોકલ્યો, વાહણવટી આવી તુહ્મ મિલ્યો. ૯૯
વાંહણ પંચસઇં પહઇલાં જેહ, તુહ્મો નવા નવિ દીસ્યો તેહ;
મિલ્યા વાહણ ઇહાં એકહજાર, કાઢેવા હવઈ કહું ઉપચાર. ૧૦૦
સોય પુરૂષ બોલ્યો મનરંગિ, કો એક ચઢઇઆ ડૂંગર શૃંગિ;
દેવ ભુવન એક મોટું તિહાં, જોડિ દમામાં છઇ તે માંહિં. ૧
સોય બજાવય ગાઢઈ ધાય, ભારંડ પંખી તેણઇ ઠાય;
તે ઉડઇ ભયંકર થઇ, તેણઇ પવનઇં [2]તે ચાલઇ વહી; ૨
પણિ [3]ઇહિાં વાત પડિજ વિરાંમ, જેહ ચડઇ તે રહઇ એણઇ ઠાંમિ;
તુહ્મો શેઠ મુખિ ભાખો જેહ, એણઇ થાંનક નર જાઇ તેહ. ૩
શેઠ કહઈ નર સુંણજો તુહ્મો, મુખિ આદેશ ન દેસું અહ્મો;
મઇં ઉચરીઆં છઇં વ્રત બાર, કિમ બોલું મુખિ વચન અસાર. ૪
કીડી કંથુઓ ન કહું હણો, સરખો જીવ અછઇ સર્વજ તુંહ્મતણો;
કહઇનિઇં કહું હું કુણ ઇહાં જાય, મિલવા અલ્લજો પુત્ર પિતાય. ૫
કુંણનઇં ચાલઇ એણઇ ઠામિ, હું પોતે જાઇસ એણઇ ઠામિ;
ના ના કહઇતાં ચાલ્યો શેઠ, બઇઠો તિહાં જીન પ્રતિમા ભેટિ. ૬
સાગારી અણસણ ઉચરી, ચ્યાર સરણ મનમાંહિ ધરી;
ગાઢઇ વાહ્યાં ત્રંબ નિશાણ, ભારંડ પંખી પડયું ભંગાણ. ૭

---

[1] દેસઇ ફેરઇ. [2] નઉ. [3] એક.

ાડયા ભારંડ પંખી સહુ, તેણી પંખઇં [1]હુંઓ પવનજ બહુ.
ાણુઇ [2]પવ નઈનઉ પાછા વલ્યા, અણુહલવાડઇ પાટણુ પલ્યા. ૮
ાાવ્યાં વાહણુ ભરૂઅચિભણી, નાલિ ભરી તિહાં મુકી ગણી;
ાયા લોક નગરના [3]ઘણુા, વાહણુવટી [4]તિહાં મલીઆ ઘણુા. ૯
ાઠા મહિતા દીઠા લોકા, દીઠા ખલાસીઓના થોક;
ાઠાં કરિઆણાં બહુમાંહિં, પણિ એક શેઠ ન દીસઇ ક્યાંહિ. ૧૦
ાછઇ લોક મહઇતા સરિ નાંમિ, શેઠ તુહ્માારૂ કહુ કુંણુ ઠાંમ;
ાેક કહઇ શેઠ આગલિ હસઇ, એક કહઇ પાછલિ આવસઇ. ૧૧
ાેક કહઇ ન લહું અવદાત, જાણું પેટ ભર્યાની વાત.
ાેકકહઇસાહી વચલઇ વાહાણિ, એક કહઇ ધૂય મુખ પાંણિ; ૧૨
ાકઇનું વચન મિલઇનહીં જીમ, વામનદેવ મંત્રી કહઇ તાંમ;
ાઠ તણી ગતિ નવિ સમઝાય, તો અવસ્યઇ જો હોસઇ આય. ૧૩
ાલી વાત ગઇ પાટણુમાંહિં, ચિંતાતુર [5]હુઉં સહુકો ત્યાંહ;
ાલ્યા પુરૂષ જે વડવા ચાલ, નૃપ નઈં વિનવીઉ તતકાલ. ૧૪
ાાંમી તુહ્મો આવો તસ ઘઇરિ, દ્રવ્ય તણી કાંઈં કીજઇ મહરિ;
ાછઇ સહુ આરણુ કારણુ ભણી, કુંમારપાલ વલતું ઉચરઈ. ૧૫
ાસ્યું વચન નૃપ બોલ્યો તહીં, પરનું ધન મુઝ કલ્પઇ નહીં;
ાહની લખમી તે પણિ ખાય, જે નર એહનો પુત્ર પિતાય. ૧૬
ાર્જન બોલ્યા નર તેણુઇ ઠાય, તેણુઇ તિહાં બંભેર્યો રાય;
ાસ કોડિ સોનઇઆ જેહ, કુંણુ કારણિ નૃપ મુંકો તેહ, ૧૭
ા એ મોટા કુબેરદત્ત, જેહનઈ પોતઈ ઝાઝું ચિત્ત;
ાહણુ પંચસઈં આવ્યા ઇહાં, પુંઠિ ન દીસઇ કિહાં. ૧૮

---

૧ નઉ. ૨ વાઇ. ૩ જેહ. ૪ ને ભેટયા તેહ. ૫ હુઉ.

હયવર હાથી હીરા બહુ, ભૂપતિ ધન લીજઇ તે સહુ;
રાજા મનસું કર્યો વિચાર, વિવહારી ધન લેતાં સી વાર. ૧૯
જેહનઈ પાછલિ નહીં કો પુત્ર, તેહનું રા લીઇ ઘરસુત્ર;
આગઇ સિદ્ધરાજ જેસંગ જેહ, અપુત્રીઆ ધન લેતો તેહ. ૨૦
કુંમારપાલ(તવ)બોલ્યો [1]ઉલસી, અરે! [2]મુર્ખ! તુમ મતિકાં ખસી;
પાપિં લોયણ ગયા પિતાય, તો સુત સું તસ સરીખો થાય. ૨૧
કર્મિં તાત હવો કોઢિઓ, તો સું વંછઇ તસ લોઢીઓ;
જેહ પિતા હત્યારો હોઇ, પુત્ર પંથ આદરસ્યઈ સોય? ૨૨
કાલગસૂરિઓ કહીઇ જેહ, મહિષ પંચસઇ હણતો તેહ;
સોય મરિનઇ નરગિં ગયો; સુત તેહનો તે શ્રાવક થયો. ૨૩
જૂઠા બોલો જેહનો બાપ, સુત સાચો તે કેહું પાપ;
લોહ ખરો તસ્કરમાં શરેં, રોહણીઓ ચોરી પરિહરઈ. ૨૪
રાવણ લંપટ સુત કિમ ભલો, નમિ રાય સ્યો એકલો;
ચંદ્રરૂદ્ર હું તો રીસાલ, તેહનો સુત જે અતિ સુકુમાલ. ૨૫
તીર્થંકર ચક્રી નૃપ જેહ, ઋદ્ધિ રમણી ભુક્તા હુઆ તેહ;
નેમિં કામ હણ્યો મનિ હઠી, કહુ કીર્તિ વાધી કઇ ઘટી. ૨૬
એણે દ્રષ્ટાંતઈ સમઝયો નરા, આદરો બોલ હુઈ તે ખરા;
પરધન લેવાની તજી વાત, બાંહ્ય પ્રાંણ કરઇ કુણ ઘાત. ૨૭
જે નર હરઈ અભિંતર પ્રાંણ, તે તો પાપી મૂઢ અજાણ,
સોય શકી બારે નર તેહ, બાહ્ય પ્રાંણ હરઇ નર જેહ. ૨૮
અભિંતરપ્રાંણહણીનપ્રતેમૂઓ, અવરાં દૂખ તેહનઈ નઈ જૂઓ;
બાહ્ય પ્રાંણ પાપી તે હરઇ, સકલ કૂટુંબનઈ દુખીઓ કરઇ. ૨૯

૧ હસિ. ૨ પુરૂષ.

તેણુઇ કારણિ નવિ લીઉં ધન્ન, ત્રીજા વ્રતનું કરૂ જતન;
અસ્યું વચનનૃપભાખઇ જસઇં, મંત્રી મહઇંતા [1]બઇઠા તસઇં: ૩૦
સ્વામી તુહ્મે મ લેસ્યો વચ્નરિ, પણિ આવો નૃપ તેહનઇ ઘઇરિ.
તસ મંદિર દેહરાસર સાર, જૂહારી સફલ કરો અવતાર. ૩૧
એણે વચને ચઢીઓ નૃપ તિહાં, આવ્યો વિવહારી ઘર જીહાં;
પઇઠો નપ મંદિરમાં ધસી, ગુણશ્રી દેખી બોલ્યો હસી. ૩૨
બહઇની મુઝ તું માતા ઠામિ, તાહરૂં ધન [2]નૃપ નાવઇ કાંમિ;
તું મનિ ચિંતા કરજે તાજી, પરનું ધન મુઝ નાવઇ કાજી. ૩૩
એણે વચને ગુણશ્રી તે ઠરી, વિવિધ વસ્ત લેઇ આગલિ ધરી;
રાય કહઇ મુઝ નહીં કો કામ, દેખાડો દેહરાસર ઠામ. ૩૪
ગુણશ્રી માતા આગલિ થઇ, દેહરાસર દેખાડયું સહી;
જોતા નૃપતિ હર્ખ અપાર, દીઠો ઇંદ્રભુવન આકાર ૩૫
રત્ન જડિત સોવનમય થંભ, પાંચિકાર તિહાં મણિમય બિંબ;
મોતી માલા [3]બહુ ઝુંમખા, જાંણે આંણ્યા સરગહ થકાં. ૩૬
દેખી તે હરખ્યો મનિરાય, [4]ચેઇવંદન કીધું તેણુઇ ઠાય;
મનમાં ચિંત્યું એણુઇ સંસાર, ધન વિવહારી એ નરનાર. ૩૭
કાંઇંક જીવ્યું માહરૂં ધન્ય, જે મુઝ નગરઇં અસ્યાં રતન;
એ વિવહારી પુણ્યઇ કરી, પાટણિ કીર્ત્તિ બહુ વિસ્તરી. ૩૮
જેહનઇઘરિ જિનપ્રતિમાઅસી, દેહરાસર હરખઇં રહ્યો હસી;
સોવન ઘરિ મણિમય માલીઆં, ભમરી ગોખ જડિત જાલીઆ. ૩૯
નાગ તણી શાલા તિહાં સહી, અસ્વ તણી પાયગ પણિ કહી;
રથશાલા રમવાના ઠાંમ, પોષધશાલા અતિ અભિરાંમ. ૪૦

---

૧ બોલ્યો. ૨ જુજણુઇ. ૩ બાણિ. ૪ ચેત્ય.

તે દેખી નૃપ હરખઇ જસઈ, લિખીત ટીપ તિહાં દીઠી તસઈ;
વાંચઇ કુંમારપાલ ઉલસી, નિરખી ટીપ હુઓ નર ખુસી. ૪૧
ષટ કોડિ સોવન નિધાંન, આઠ સહસ તુલ રૂપા માન;
દશ હજાર મણિ રત્નની જાતિ, બિ સહસ કૂંભ ઘૃતતિલ ભાતિ. ૪
કુંભી ચોસઠિ મણનું માંન, બિઈ સહસ ખાંડી રાખઇ ધાંન;
સોલે કુંભે ખારી એક, માંન થકી નવિ ચૂકઇ રેખ. ૪૩
વાજી સુંદર સહસ પચાસ, કરી હજાર તિહાં બાંધ્યા ખાસ;
અસી સહસ જસ પોતે ગાય, મંદિર મોટા પંચ સહાંય. ૪૪
પંચસઈ હલ નઇ પંચસઈ હાટ, વાહણ પંચસઈ વહઈ જલવાટ;
શકટ પાંચસઈ ચાલઇ વહી, એ ધન સહુ પોતાનું સહી. ૪૫
વાંચી ટીપનઇ ઉઠિઓ જસઈ, ગુણશ્રી રોતી દીઠી તસઈ;
તસ બોલાવઇ પાટણનો રાય, કૂંણ કારણિ તું ઝૂરઇ માંય. ૪૬
સ્વાંમી પુત્ર તણી ગતિ એહ, ખિણખિણ સાલઇ સુત સસનેહ;
તેણઈ મરણ લહ્યું જો આજ, તો મુઝ જીવ્યાનું સું કાજ. ૪૭
આપઘાત કરસ્યું હવઈ રાય, પુત્ર તણો વિરહ ખમ્યો ન જાય;
અનપાંન ન રૂચઇ આજ, મોટાં દૂખ એ જગમાં સાત. ૪૮
પહઇલા દુખતણી સુંણિ વાત, ઉદરિં ઉપનો ચાલ્યો તાત;
જણતાં મુઈ જેહની માય, એ દુખ બીજું સહી કહઇવાય. ૪૯
ત્રિજું દૂખ જે નિર્ધનપણું, ચઉથું દુખ જે પરવસિપણું;
પાંચમું છઈ જગિ મોટું દૂખ; નર નરધન નઈ ઝાઝી ભુખ; ૫૦
છઠું દુખ જે સુંણુયો સરઇ, નર [1]કામીનઇ મહિલા મરઇ;
સાતમું દૂખ સુણુયો સહુકોય, અંતિં પુત્ર મરણ જસ હોય. ૫૧

---

૧ યૌવન.

સ્વાંમી એ દૂખ એણઇ સંસાર, ખિણખિણ સાલઇ હઇઆ મઝારિ
ગુણશ્રી કહઇ તે મુઝ દુખ આજ, પુત્ર સનેહ સાલઇ મહારાજ. ૫૨
રાય કહઇ સુંણિ ગુણશ્રીમાત, તુઝનઇ એ કુણઇ ભાખી વાત;
તેહનેં તેડયો આણું ઠામિ, વિણુ સમઝે રૂઇ કુંણ કાંમિ. ૫૩
વામદેવ તેડી તેણીવાર, ભૂપઈં પુછિઉં સકલ વિચાર;
તેણઈં વાત તિહાં માંડી કરી, કુંમારપાલ નૃપ સુંણયો સહી. ૫૪
રત્નદ્વીપથી વલીઆ જસઈં, વાહણ ડુંગર ખોલ્યા તસઈં;
નવાં પંચસઇં પહઇલાં તિહાં, અનપાંન ખૂટાં તે માંહિં. ૫૫
તે દુખીઆ નર દીઠા જસઇં, કુબેરદત્ત બોલ્યો તિહાં તસઈં;
આપણ ખાજીમ નીર અપાર, એ ભૂખ્યાં કિમ લીજઇ આહાર. ૫૬
પર ભૂખ્યાં જો જમીઇ આપ, એ જગમાંહિં મોટું પાપ;
આપો અંન અનઇ સુખડી. [1]પ્રથમ બાંધો પુણ્યની પુડી. ૫૭
આપ્યું અંન સુખી સહુ થાય, પુણ્યઈં તિહાં એક લહ્યું ઉપાય;
નો નવિ ચાલઈ આધાં જસઈં, શેઠઇ ડુંગર [2]દીઠો તસઈં. ૫૮
વાજ્યા ત્રંબ ઢોલ વાચાલ, ભારંડ પંખી ઉડયા સમકાલ;
તેણઈં પવનઈં નો ચાલ્યા વહી, સહુકો ખેમઈં આવ્યા સહી. ૫૯
અનપાંન વિના તિહાં શેઠ, કેહીપરિંઇ તે જીવસ્યઈં નેટિ;
અસી વાત જવ મંત્રી કહી, કુંમારપાલ બોલ્યો ગહઇગહી. ૬૦
જસપુણ્યઈં તર્યાં વાહણ હજાર, તેણઇ કીધી બહુ માનવ સાર;
[3]તેહનું દુખ મમ કરો લગાર, તે જીવઇ છઇ સહી નિરધાર. ૬૧

દુહા.

તે જીવઇ છઇં શુભપરિં, તેહનઈં ન વાય ઉવાય;
પ્રાંહિં તે [4]જગિ સાતનું, વચન તે સાચું થાય. ૬૨

---

૧ પહેલાં ૨ ચડયો. ૩ તેહ તણું. ૪ જગમાં.

રાજા તપીઓ ગુરૂ સતી, દેવ સુપુરૂષહ બાલ;
કવિઅણુ કહઇ એ સાતનું, વચન ફલઇ તતકાલ. ૬૩

રાય વચન સાચું થયું, આવ્યું એક વિમાન;
[1]કુબેરદત્ત નઇ સ્ત્રી તિહાં, માંહિ તે બહુજ નિધાન. ૬૪

આવી મિલીઓ રાય નઇ, હરખ્યો પુરજન લોક;
ગુણશ્રી કમલાવહુઅસું, નાઠો સજન શોક. ૬૫

ઋદ્ધિ દેખી નૃપ હરખીઓ, બહુ પ્રસંસઇ રાય;
એણુઇ અવસરિ હવઇ શેઠનઇ, પૂછઇ પૂર્વ કથાય. ૬૬

## ઢાલ.

આજ હવું સુવિહાણુ—એ દેશી.

શેઠ કહઇ સુંણિ રાય !, પૂંજા શ્રી જીનની કરીએ;
નાંમ જપું અરિહંત, પવતં વન જોયું ફરીએ. ૬૭

એણુઇ અવસરિ એક કુંડ, દીઠો તવ નીરઇ ભર્યો એ;
કૌતગ કારણિ માંહિં, જવ જોવા નઈં ઉતર્યો એ. ૬૮

દીઠી બારી એક, ઉઘાડી માંહિં પલો એ;
દીસઇ નગર નિવેસ, પુરૂષ તિહાં નવિ મલ્યો એ. ૬૯

ચાલ્યો રાજદુઆર, સપ્તમ ભુમિં જવ ગયો એ;
દીઠી કન્યા એક, બોલાવી ઉભો રહ્યો એ. ૭૦

કુંમર કહઇ સુણો સ્વાંમી, તિલકાપુરનો રાજીઓ એ;
પાતાલકેતુ નૃપ નાંમ, જસ મહિમા જગિ ગાજીઓ એ. ૭૧

કરમિં હુઓ મતિહીણ, મંસ લોલથી તે થયો એ;
માણુસ મારઇ તાંમ, દયા ધર્મ નૃપનો ગયો એ. ૭૨

---

૧ ઓસું તિહાં.

સ્વાંમી સુંણિ અવદાત, પૂર્વ કથા તુમનેં કહું એ;
એક દિવસ એક જીવ, આંણ્યો નૃપ આગલિ હહું એ. ૭૩
મંસ ભખેવા કાજી, રાધણીઆ કરિ તે દીઉં એ;
પુછઈ વારોવાર, મારિ મંસ નીપાઇઉં એ. ૭૪
કર્મયોગ તે જીવ, માંજારી લેઇ ગઈ એ;
જોયો ન દીસઇ જંત, રસોઇદાર ચિંતા થઇ એ. ૭૫
તેણુઈ ભય નૃપનો આંણિ, મૃત બાલિક લેઇ આવીઓ એ;
અગનિ યોગ તે માંસ, વિવિધપરિં નીપાઇઉં એ. ૭૬
ભૂપતિ ભોજન કાજી, આવી બઇઠો તિહાં જસઈ એ;
પ્રથમ આણ્યું માંસ, થાલીમાંહિં મુકયું તસઈ એ. ૭૭
ખાવા લાગ્યો જાંમ, સ્વાદ હવો તવ અતિઘણો એ;
પ્રસંસીઉ અ સુપકાર, પુછઇ વૃતાંત તેહ તણોઓ એ. ૭૮
માંડી કહીજ કથાય, સ્વાદ લંપટી તે થયો એ;
આંણિ એકેકું બાલ, દયા ધર્મ નૃપનો ગયો એ. ૭૯

## દુહા.

દયા ધર્મ નહીં તેહમાં, રસના લંપટ જેહ;
જીભ્યા કારણિ નર રૂલ્યા, સુંણુયો નર કહું તેહ. ૮૦

## ચઉપઈ.

કુંડરીક સંયમનો ધણી. જીભઇ ઠેલ્યો દુર્ગતિ ભણી;
મંગાચાર્ય ગચ્છનો ધણી, તેણઇ ગતિ પાંમી બ્યંતર તણી. ૮૧
માસ ખમણ મુનિ જીભઈ દમ્યો લાડૂ લાડૂ કરતો ભમ્યો;
આષાઢભૂત રસનાઇ કરી, ધરી રૂપ નાટકિણી વરી. ૮૨
તિમ જીમ પરવસિ હુઓ રાય, માગી મારી માણુસ ખાય;
પુરજન લોક ગયા ઉચસી, હું પુત્રી છું તેહની વલી. ૮૩

હવડાં તે ઈહિાં આવસ્યઇ, નાસી જા તુઝનઇં મારસ્યઇ;
જો મૂઝ પરણુઇ રાખું સહી, કૂંમારપાલ ! મઈં હા મુખિ કહી. ૮૪

સાંતો પુષ્ફ ઢેરમાં જસઈં, આવ્યો રાખસ રાજા તસઈં;
પુત્રીનઈં કહઇ આણુઈં ઠાય, કોયક નર કાયા ગંધાય. ૮૫

પુત્રી કહઈ સુંણિ મુઝ પિતાય, તુઝઆગલિ કુંણરહઈ એણુઇઠાય;
એક કુંમર વર જોઇઇ તેહ, ખાવા ભણી નર ન મલઇ તેહ. ૮૬

રાય કહઇ સુણિ પુત્રી કહુ, સોંપ્યો વર હું કિહાં નવિ લહુ;
તઈં કુંણુ જાણ્યો આણું તેહ, પુત્રી વર તસ ન ભખુ દેહ. ૮૭

સમ ખાતો નર દીઠો જસઈં, મુઝ નઈં પ્રગટ કીધો તસઈં;
પુત્રી પરણાવઇ નરનાથ, કુબેરદત્ત ન મુકું હાથ. ૮૮

[1]તો ભૂજ મુંકું એહનો આજ, મસં નીમ કરો મહારાજ;
પુત્રીકહઇ સુંણિ મુઝ પિતાય, ખાધઈ જીવ તૃપતો નવિ થાય. ૮૯

## દૂહા.

ખાધઇ જીવ તૃપતો નહીં, રાય વિચારી જોય;
મેરૂ સરીખા અનંત ઢગ, અન [2]ખવરાવ્યા સોય. ૯૦

ભમતાં જીવ અનંત ભવ, સ્તન્ય પાંન કીઆ માય;
અસંખ્ય સાયર જલ થકી, તે પણિ અધિકું થાય. ૯૧

એમ ગતિ ચાર ભમંતડા, જીવે કીધો આહાર;
તોહે ભુખ્યો પ્રાણિયો, સમતા નહીં લગાર. ૯૨

શ્રવણ નેત્ર મુખ નાસિકા, કટિ કાયા નઇ હાથ;
પુત્રી કહઇ પિતા સુંણો, એ નિર્લજ જગિ સાત. ૯૩

---

૧ જો. ૨ ખપાવ્યાં.

## ચઉપઈ.

સાતઇ નીલજ સરીખા સદા, પોખે તૃપતિ ન પાંમઇ કદા;
મુંકઇ માંન ખિણુ ભૂખ્યાં યદા, કાયા પ્રેમ ધરઇ નૃપ મુધા. ૯૪
આગઈ પાપ કર્યાં તુહ્મો બહુ, કરો અગડ જીમ છૂટો સહુ;
પુત્રી વચને વલીઓ રાય, મંસ અગડ કીધિ તેણુઇ ઠાય. ૯૫
પુરજનલોક [1]સહુ આવી વસ્યો, રાજા રાજ કરઇ ઉલસ્યો;
પુત્રીવર નઈ તેડી કરી, વિમલ વિમાન દીધું ધન ભરી. ૯૬
સોય વિમાનઇ બઈસી કરી, તુઝ પુણ્યઇં આવ્યો પરવરી;
રાય કહઇ વિવહારી ભલો, તું સાંહસીક અનઇ ગુણુનિલો. ૯૭
તુઝ આવિઇ હુઓ જયજયકાર, કરો સકલ કુટંબની સાર;
હું આવ્યો જૂહારવા દેવ, તુઝ [2]વિવહારી વડો વિવેક. ૯૮
બહુ પ્રસંસી તેણુઇ ઠાય, કુંમારપાલ નિજ મંદિર જાય;
કારણુઅણુઇનૃપમનિનવિચલ્યો, વ્રત લેઈ નૃપ સાચો પલ્યો. ૯૯

## દૂહા.

શુદ્ધ વ્રત નૃપ પાલતું, ન લિઇ પરનું ધન;
વ્રત ચોથું [3]નૃપ પાલતો, કરતો શીલ જતન. ૧૦૦

## ચઉપઇ.

મહાવ્રત કેરો ટાલઈ દોષ, પરદારાનો [4]નૃપ સંતોષ;
વિધવા નારીનું પચ્ચખાણુ, પશુઆં ભોગ ન વંછઇ જાંણિ. ૧
વિનીતા જેહ કુંમારી હોય, ભોગ ન વંછઇ [5]નૃપતિ સોય;
વિનીતા પરણી આડજ સહી, અવર દોષ તે [6]લાગઇ નહીં. ૨

---

૧ ત્યાહાં. ૨ દીઠયે હું હરખ્યો હેવ. ૩ અંગિ આદરે. ૪ મુજ. ૫ નરપતિ. ૬ લગડી.

રૂપાળીવા કહીઇ [1]તેહ, કુંમારપાલઇ છંડી તેહ;
ચ્યાર માસ નૃપ શીલજ ધરઇ, અબ્રહ્મ પર્વ તિથિં પરિહરઇ. ૩
મનિ ચૂકઇ આવઇ ઉપવાસ; વચનિં ચૂકઇ આંબલિ તાસ;
કાયા ચૂકઇ નીવી કરઇ, દિવસઈં બ્રહ્મચર્ય મનિ ધરઇ. ૪
પાંચ અતિચાર એહના ધારિ, વિધવા વેસ્યા કુલાંગના નારિ;
હાસ વિનોદ ક્રીડા નવિ કરઇ, કૂંમારપાલ નૃપતિ પરિહરઇ. ૫
એણીપરિં પાલઇ [2]ચોખું શીલ જેહવું નિર્મલ ગંગ સલીલ;
મન વચન કાયા જસ સાર; કારણ પડિઇ ન ભજ્યો વિકાર. ૬
જે પટરાંણી આઠઈ કહી, કર્મે તે દેવાંગત થઈ;
મંત્રી સહુ બોલ્યા ગહઇગિહી, કૂંમારપાલ નૃપ પરણો સહી. ૭
સ્ત્રીવિણ રાજનહઇ નર નાથ, તેણઇ કારણિ ગ્રહો કંન્યા હાથ;
કૂંમારપાલ કહઇ રહું એકલો, વ્રત ખંડયાથી વિખ તે ભલો. ૮

દૂહા.

કૂંમારપાલ નૃપ ઈમ કહઇ સાંભલિ મંત્રી વાત;
શીલ ન ખંડું હું સહી, મુઝ સિરિ ગુરૂનો હાથ. ૯
આગડ ગ્રહી જે ગુરૂ કન્હઇ, તે હૂં પાલું સાર;
વ્રત લેઇનઇ ખંડતો, નરગ લહું અવતાર. ૧૦
સુપુરૂષ વચન સાચું સહી, જૂઠું કહઈ ન હોય;
મઈ વ્રત અંગિ આદર્યું, સહી ન છંડું સોય. ૧૧

ચઉપઇ.

સોય વચન નવિ ચુકૂં સહી, જે વ્રત લીધું સરિ ગહઇગહી;
કિમઈ ન ખંડું તે નિરધાર, રાખું ઉત્તમ કૂલ આચાર. ૧૨

---

૧ જેહ. ૨ નિર્મલ.

સુપુરૂષ નરની [1]સાચી ધાત, નો હઇ જુડી હુઈ સાચ;
ભાતિ પટોલ્લઇ [2]લોહડઇ લીહ, વચન થકી નવિ [2]ચૂકઇ સહી. ૧૩
શેષનાગ સરિ લીધું ભાર, તે નવિ છંડઈ સહી નિરધાર;
સૂર્ય [3]સહુ અજૂઆલું કરઇ, કુલ લજાઈ પૃથવી ફિરઇ. ૧૪
ઇસઈ નાગ ગલઇ જો ધરિઓ, તોતેહનઈ અલગો નવિ કરિઓ;
સુપુરૂષ નર સાચું આદરઈ, તેણી વાટઈ નવિ પાછો ફિરઈ. ૧૫
દિસાનભદ્ર રાજા જગિ જેહ, વચન પ્રમાણ કરઇ નર તેહ;
શાલિભદ્ર ધનઈ આદર્યું, વિષમ [4]કાજ તે સઘલું કર્યું. ૧૬
શિવકુંમાર નવિ શીલઈ રહ્યો, કાઢિઓ બોલ તેણઇ નિર્વહ્યો;
જંબુસ્વાંમિ સાહમું નવિ જોય, વચન નકી નવિ ચૂકઇ સોય. ૧૭
કાંઇકિ હું તેહની પાંતિનો, પણિ કો નહીં કાયર સાથનો;
સીહડો તે નવિ થાઇ શીઆલ, મંત્રી ! મુખિ મમ બોલો આલ. ૧૮

દૂહા.

અસ્યાં વચન ભૂપતિ કહઇ, ન ચલ્યો [5]નૃપતિ આપ;
શીલવ્રત અંગિ ધરી, ટાલું પૂરવ પાપ. ૧૯
સોવન તણી કરી પૂતલી, પટરાંણી તસ નાંમ;
થાપી રાજભુવન જસઈ, વ્રત રાખું અભિરાંમ. ૨૦
પાંચઈ ઇંદ્રી વસી કરૂં, આરાધઈ જીન આંણ;
અંગિ ધરઇ વ્રત પાંચમું, જે પરિગ્રહ પરિમાંણ. ૨૧

ચઉપઇ

પાંચમઇ વ્રત ચોખું ધ્યાંન, સકલ વસ્તનું કીજઇ માન;
નવ વિધ પરિગ્રહનું પરમાંણ, અગડ ન ખંડઇ તે જગિ જાંણ. ૨૨

૧ લોહઈ. ૨ ચુકૂ. ૩ સહે. ૪ કામ તેણે. ૫ નરપતિ.

હવઈ કહું નપ ઋદ્ધિનું માંન, ૫૨ કોટી સોવન નિધાંન;
અષ્ટ કોડિ રૂપીઆ લહું, અવર ઋદ્ધિ પણિ પોતઈ કહું. ૨૩
મણિ દશ સહસ તુલા તે માંન, બીજાં કોડિ બહુ નિદ્ધાંન;
પાંચ લાખ વાજી જસ ભલા, એક સહસ હાથી ગુણ નિલા. ૨૪
રથ રૂડા જસ સોલ હજાર, બિસહસ કુંભ ઘૃત તેલહ સાર;
બિઈ સહસ ખાંડી પોતઇ ધાંન, હલ હજાર સંખ્યા તસ માંન. ૨૫
મંદિર પાંસએં પાંચસઈ હાટ, સકટ પંચસઇ સુંદર ઘાટ;
સભા [1]પંચસઈ વાહન સાર, સંખ્યા તેહની પાંચ હજાર. ૨૬
[2]અસી હજાર દૂઝય જસ ગાય, સકલ સેનની કહું સંખ્યાય;
અગ્યાર સહસ હાથી ગાજતાં, પંચાસ સહસ તિહાં રથ વાજતાં ૨૭
અગ્યાર લાખ વાજી વિસ્તાર, પાલા પુરૂષ તિહાં લાખ અઢાર;
સહસ ઉંટની સંખ્યા જોય, કૂંમારપાલનઇ પોતઇ હોય. ૨૮
ઈમ નીજ ધનની સંખ્યા કરી, પાતક દ્રવ્ય મુંક્યો પરિહરી;
ઈમ રાજા બહુ ધરઈ વિવેક, શ્રીગુરૂ કહઈ કથા તિહાં એક. ૨૯
અલ્પ સંસારી જે નર હોય, ભવ્ય જીવનું લક્ષણ જોય;
મુગતિતણી અભિલાષા કરઈ, તે નર લોભ તણઇ પરિહરઈ. ૩૦
લોભઈ લાગા લક્ષણ જાઈ, અતિ લોભઇ નર દૂખીઓ થાઇ;
ચ્યાર પુરૂષની સુણયો વાત, અતિ લોભનો કહું અવદાત. ૩૧
તે ચ્યારઇ ધન કારણિ ગયા, કર્મયોગ તે તરસ્યા થયા;
વલ્મીક એક દેખાઈ તસ ઠામ, સાહી સરાડઈ ચઢસ્યઇ કામ. ૩૨
શિખર ચ્યાર વલ્મીકનઇ પાસ. તે દીઠાં જવ મન ઉલ્લાસ;
એક કહઇ એ બાંજો વલી, પીઉં નીર [3]નર નિર્મલ ગલી. ૩૩

---

૧ પાચ. ૨. ઇસિ. ૩ એ.

શિખર એક ભાંજ્યું જેટલઈ, જલ મીઠું પ્રગટિઉં તેતલઇ;
પીધું નીર પોટલીઆ ભર્યા, બીજા શિખર ઉપરિ [1]તવ ફર્યા. ૩૪

ચુંગલશિખર તિહાં ભાંજ્યું [2]જાણુ, કનકતણી તિહાં પ્રગટિ ખાંણ;
તૃષ્ણા તવ વાધિ અતિ ઘણી, ત્રીજું શિખર જોયું [3]તેણઇ ખણી. ૩૫

દીઠી રતન તણી જવ રાસિ, ચ્યાર પુરૂષ હરખ્યા ઉલાસ;
ચઉથૂં શિખર હવે ભાંજો સહી, અસું વચન મુખિ બોલ્યા [4]તહીં. ૩૬

ચઉથો કહઇ મુઝ સુંણ્યો વાત, અતિ તૃષ્ણા કીજઇ નવિ ભ્રાત;
પુણ્યઇં પાંમ્યા છો અતિઘણું, તો મન થીર રાખો આપણું. ૩૭

ત્રિણ્ઇ પુરૂષ તિહાં બોલ્યા અસું, ચઉથા તું નવિ જાણઇ કિસું;
જો તુઝનઈ ધન વાહલું નહીં, તો [5]સું કાજી રહ્યો [6]તુ આંહિ. ૩૮

ચઉથો તવ ધન હીંડયો ચહી, સોય [7]વચન વન [8]દેવઇ લહી;
તેહનઇં ઉપાડી મુકીઓ, પોતાનઇ મંદિર ઢૂકીઓ. ૩૯

ત્રિણ્ઇ પુરૂષ [9]તે વનમાં રહ્યા, મહા લોભી તે સઘલા [10]કહ્યા;
તેણઇ ત્રિણે તિહાં કીધું એહ, ચઉથૂં શિખર ભાંજઇ[11]તિહાં તેહ ૪૦

શિખર વેદ ભાંજઇ જેટલઇ, વિખધર પ્રગટ થયો તેટલઇ;
બાલિ ભસ્મ કર્યા તેણઇં ઠામિ, ત્રિણ્ઇ પુરૂતા જમનઇ[12]કામિ. ૪૧

લોભ રહિત નર હુંતો જેહ; દોઈ ભવિં સુખ પાંમ્યો તેહ;
તે પણ્ઇ દીસઈ તે સાથનો, અસ્યો પરણાંમ તુહઈ નાથનો. ૪૨

પ્રહી તું સુ ભગતિનો ભજનાર, તેણઇ તૂઝનઈ નહી લોભ લગારિ;
અસ્યાં વચન ગુરૂનાં સાંભલી, બહું પરિગ્રહ નૃપ મુંકઇ વલી. ૪૩

---

૧ જઈ. ૨ જામ. ૩ તિહાં. ૪ રહી. ૫ સ્યે. ૬ છે. ૭ વાત. ૮ દેવ્ય. ૯ જે. ૧૦ થયા. ૧૧ તઉ. ૧૨ ગામિ

પંચ અતિસાર છંડઈ [1]તેહ, ધન ધાન નઇ [2]મંદિર જેહ;
સોનું રૂપું સાતે ધાત, દુપદ ચઉપદની જે જાતિ. ૪૪

## દૂહા.

પંચ અતિચાર પરિહરઇ, આરાધઇ વ્રત સાર;
છઠું વ્રત [3]અંગિ ધરઈ, જીમ પાંમઈ ભવપાર, ૪૫

## ચઉપઇ

છઠું વ્રત નૃપ પાલઇ આજ, ચિહુંદસિ માંન કરઇ મહારાજ;
પાંચ અતિચાર ટાલઇ જેહ, ઉંચા નીચાં ત્રીચ્છા તેહ, ૪૬
હવઇ સાતમું વ્રત વિચાર, ભોગ પ્રભોગ નાંમઈ સંભારિ;
કુંમારપાલ પાલઈ ગહગહી, ચઉદ નીમ સંભારઈ સહી. ૪૭
સચિત એક જે નીલાં પાંન, બીડા આહતણું તે માંન;
દ્રવ્ય આઠ લિઇ ધરી વિવેક, ચાતુરમાસ વિગય ઘૃત એક. ૪૮
સદા લિઈ એકાસણુ આહાર, નિશા સમય કરવો ચઉવિહાર;
નીલાં પાંન ચઉમાસઇ નહીં, અભક્ષ દોષ ન લાગઈ કહીં, ૪૯
એક દિવસ નૃપ કુંમરનિરંદ, ભોજન ભુંજઈ નરનો ઇંદ્ર;
ઘેબર મીઠાં કરતો આહાર, મંસ સાંભર્યું તેણીવાર. ૫૦
પશ્ચાતાપ કરઇ નરનાથ ચિંત, જાંણ્યું પાડું મુખના દંત;
અરચો અવિચાર અવલોકીકરી, ગુરૂ પાસઈ આવ્યો પરવરી. ૫૧
નિજ ગુરૂ આગલિ કહી કથાય, હેમસૂરિ કહઇ સાંભલિ રાય;
દંત ઉપરિ તે કરઇ ક્રોધ, ન સૂંણ્યો જેણિં ગુરૂનો બોધ. ૫૨
નંદિષેણુ નઇ ધમિલ જેહ, દૃઢ પ્રહારી નર કહીઇ તેહ;
આસ્રમ નંદન સાંહમું જોઇ, [4]કાષ્ટ ભક્ષણ ન કરતા સોય. ૫૩

---

૧ ધીર. ૨ ખેમસો ચીર. ૩ અંગઇ. ૪ આપઘાત ન કરતા સોય.

તેહનઈ સુગુરૂ મિલ્યા જોઅંતિ, તેતો બઇઠ્ઠો ઉંચી પંતિ;
તું પ્રતિબોધ સુણ્યો નૃપ આપ, જીન પ્રાસાદ કરે, જાય પાપ. ૫૪
તુજ મુખમાં બત્રીસહ દંત, તેતાં ભુવન કરઇજિ અત્યંત;
શ્રીજીન પ્રતિમા માંડી કરી, ધૂઓ પાપ આલસ પરિહરી. ૫૫
બત્રીસ ચૂડા બાંધઇ પ્રાસાદ, ધજ તોરણ તિહાં ઘંટા નાદ;
સાત હાથ પ્રવાલા તણી, કીધી પ્રતિમા ત્રિભુવન ધણી. ૫૬
દોય ધોલા દોય કાલા રંગિ, બિ રાતા બિઇ નીલઇ અંગિ;
કંચણ વરણ સોલ જીણંદ, કરઇ બિંબ તિહાં કુંમરનિરંદ. ૫૭
પાપભીરૂ એહવો નિરીસ, અનંતકાય મુંક્યાં બત્રીસ;
સદોષ વસ્ત વલી બીજી જેહ, કુંમારપાલ [1]મુંકી તેહ. ૫૮

ઢાલ.

પર્વતમાંહિ વડો મેરૂ હોઇ—એ દેશી.

રાગ દેશાખ.

પાંચ અતીચાર એહના ટાલઈ. અચિત ઠામ તે સચિત નિહાલઇ;
અચિત્ત વસ્ત સચિત્ત પ્રતિબદ્ધ, એ ટાલઇ નૃપ જાણી અશુદ્ધ. ૫૯
ઉપક દુપક તુછ ઓષધી કહીઇ, ભક્ષ કરતાં સુખ કિમ લહીઈ;
ઓલા ઉંબી પુંખ ન ખાય. પાપડીઉ પરિ પ્રેમ ન [2]લાઇ, ૬૦
વ્યાલૂ અસૂરિઉ તે નવિકી જઇ, ઉદય વિના મુખિ અન્ન ન દીજઇ;
એણીપરિ નૃપ રાખઇ આચાર, રાજી કરતાં પ્રતિ સંસાર. ૬૧

દૂહા.

[3]પ્રતિ સંસારી નૃપ કહિઓ, પાલઇ વ્રત સુસાર;
કર્માદાન પનર તજઇ, ધન ધન નૃપ અવતાર. ૬૨

---

૧ છંદિ. ૨ જાઇ. ૩ અલપ.

## ચઉપઇ.

કર્માદાન તણો વિસ્તાર, અગડ અનોપમ રાખઇ સાર;
વનપાટા તે નૃપ નવિ કરઇ, પાતિગ ધન સઘલું પરિહરઇ. ૬૩
લોહું ક્યાલા ઇંટા જેહ, અગનિ કર્મ નવિ કરતો તેહ;
સાડી કર્મનો જે વ્યાપાર, વહઇલિ ગાડલાં નહીં નિરધાર. ૬૪
ભાડી કર્મ ગાડલાં વહઇલી, ભાડા હેતુ ન [1]લેવું વહઇલ;
ફોડી કર્મ કહીઇ જેહ, સરોવર કુઆ ન ખણાવઇ તેહ. ૬૫
પુદ્ગલ કાજી તો જયણા કહી, દંત વાણિજ તે છઠું સહી;
દંત ચરમ નઇ નખલા જેહ, કસ્તુરી અણિ કહીઇ તેહ. ૬૬
મોતી પોઇ સાઆગરિ જઇ, ચરમ ન લિઇ નૃપ સિઘઈ સહી;
લાખ વાણિજ્ય તે કીઓ નિષેધ, લાખ ધાવડી મહુડાં છેદ. ૬૭
સાજી સાબૂ સોમલખાર, વલી વછનાગ નહીં વ્યાપાર;
મીઠું તેલ અરણેઓ મલી, તેહના વાંણુ નૃપ મુંકઇ વલી. ૬૮
રસ વાણિજ્ય તે કહું અસદ્ધ, માંખણ ચીક નેં ત્રીજો મધ;
કેશ વાણિજ્યનું ન કરઇ કર્મ, નૃપ પાલઇ શુદ્ધ શ્રાવક ધર્મ. ૬૯
દુપદ ચઉપદ બાલક કાજી, સોયા કર્મ નૃપ કરતો લાજી;
વિસ વાંણિજ્યનો નહીં વ્યાપાર, લોહાનાં ન કરઇ હથીઆર. ૭૦
યંત્ર પીલણ ધરટી ઉખલા, ઘાણી કોહલૂ નઇ મુંસલા;
એ ન કરઇ નૃપ પુંણ્યનઇ કાંમિ, શાસ્ત્ર ભાવ રાખઇ સહુ ઠાંમિ. ૭૧
નાલ છેદનું ન કરઇ કર્મ, જો મનિ જાણઇ સુધો ધર્મ;
દવ દેવાનું નૃપ પચ્ચખાણ, જીમતિમ રાખઇ પરનાં પ્રાણ. ૭૨
કુઆ, તલાવ, દ્રહ વાવ્યો જેહ, તે ન ગલાવઇ ઉત્તમ દેહ;
અસતી પોખ તજઇ નિરધાર, [2]સુક સ્વાંન તજઇ મહારાજ. ૭૩

---

૧ લેતો બયલ. ૨ નહિં સુક સ્વાનને માંજાર.

## દૂહા.

કર્મ પનર નૃપ પરિહરઇ, ધરઇ સુધર્મ વિચાર;
અષ્ટમ વ્રત અંગિ ધરઇ, સફલ કરઇ અવતાર. ૭૪

## ઢાલ.

તું ચઢીઓ ઘણુ માન ગજે—એ દેસી—રાગ ધનાશ્રી.

વ્રત આઠમું ઇંમિ પાલતો એ, ટાલઈ અનર્થંડંડ તો;
ખેલા નાટિક પેખણું એ, નવિ જાઈ પાખંડ તો. ૭૫
વાઘ છાલી નવિ ખેલતો એ, નૃપ મન વારઇ આપ તો;
સેત્રુંજ બાજી સોગઠાં એ, નહીં નૃપ તેહનું પાપ તો. ૭૬
નૃપ નવિ ખેલઇ જૂવટું એ, ન કરઈ ગુણની હાણિતો તો;
નૃપ નલ દવદંતી પાંડવા એ, દૂતઈ દૂખીઆ જાણી તો. ૭૭
રાજકથા નઈ સ્ત્રી કથા એ, ભક્ત કથાનો ત્યાગ તો;
દેસ કથા નૃપ જો કરઇ એ ... ... ... ... ... ૭૮
હીંચોલે નવિ હીચતો એ, જલઈ ઝીલઇ સું હોય તો;
પાપ કરંતાં પ્રાંણીઓ એ, મોક્ષ ન પહોતો કોય તો. ૭૯
ભીંસા ઘેટા બોકડા એ, કુકટ નઇ માંજાર તો;
મલ્લ વઢતા નવિ જોવતો એ; એ પેખે સુર સાર તો. ૮૦
ચોર સતી નઇ બાલતા એ, નૃપ નવિ જોવા જાય તો;
મન મયલું એણુઇ થાંનકઇ એ, અશુભ કર્મ બંધાય તો. ૮૧
ચિહું ભેદે અનર્થંડંડ, ટાલઈ જાંણી અસાર તો;
આર્ત ધ્યાંન નઇ રૂદ્ર ધ્યાંન, પાપોપદેસ હથીઆર તો. ૮૨
માટી કણુહ કપાસીઆ એ, નીલ ફુલિ જલ જેહ તો;
કાજ વિના નવિ ચાંપતો એ, કુંમરનિરંદહ તેહ તો. ૮૩

જલ તણું ઘી તેલના એ, ભાજન ભાવિં ઢંકિ તો;
ઉઘાડા નવિ મૂંકતો એ, જીવ પડઇ અસંખ્ય તો. ૮૪
સૂઆ સાલહી પોપટા એ, પંજર ન રાખઇ રાય તો;
બંધન સહુનઈ દોહેલું એ, સુખ સહુ નઈ જ સુહાય તો, ૮૫
પાંચ અતીચાર ટાલતો એ, કંદર્પ રાગ કુંભાખિ તો.
કાય કુચિષ્ટ પાપોપગરણ, ભોગઇ બહુ અભિલાખ તો; ૮૬

**દુહા**

એ વ્રત બાંધ્યું આઠમું, નું મું સોય નિધાંન;
સામાયિક વ્રત પાલીઇ, રાખી ચોખું ધ્યાંન. ૮૭

**ઢાલ.**

કાજ સીધાં સકલ હવઇ સાર—એ દેસી—રાગ—સામેરી.

સામાયક વ્રત નૃપ પાલઇ, કીધા કઠિણ કર્મ [1]તિહાં ગાલઇ;
નિત્ય સામાયક બિ કરતો, મુખ્ય નીમ વ્રત [2]નૃપ ધરતો. ૮૮
તેહના પાંચ અતીચાર આખઇ, મન વચન કાયા થિર રાખઇ;
જેણઇ આરત રૂદ્ર ધ્યાંન ધ્યાયો, તેણઈ મુગતિ નહુ પાયો. ૮૯
અણુ પૂંજઈ આઘો ચાલઇ, મુખિ ઉઘાડઇ બોલ આલઇ;
એમ અંગી અતીચાર આવઇ, પરભવિ જાતાં નવિ ફાવઇ. ૯૦

**દુહા.**

પરભવિ જાતાં તેં સુખી, જે વ્રત પાલઇ સાર;
કારણ પણઇ નૃપ નવિ ચલયો, સુંણયો તે અધિકાર. ૯૧

**ચઉપઈ.**

[3]એક દિવસ સાકંભરી રાય, પૂરણ નામિં તે કહઇવાય;
કુંમારપાલ ભગનિ ભરતાર, તેહનઇ ગજરથ અશ્વ અપાર. ૯૨

---

૧ નૃપ. ૨ મન્નિં. ૩ એક અવસરિ.

તે બઇઠો નિજ નારી સંગિ, સારિ પાસા રમતો મન રંગિ;
લેઇ સોગઠી દેતો દાય, કહઈ મુંડાસરિ [1]મારો ધાય. ૯૩
ત્રિણ્ણિવાર શબ્દ ઇમ કહ્યો, નિજ નારીઇ નવિ સાંસહ્યો;
નારિ વાર્યો નિજ ભરતાર, કઠિણ વચન મમ બોલ્ય અસાર. ૯૪
માહરી લાજ ન રાખઈ તોય, કુંમારપાલ સાંહમું તું જોય;
મારિ નિવારી તેણઇ રાય, તુ કિમ મુનિવર સરિ હિઇ ઘાય. ૯૫
કહઇવું હુઇ તે મુઝનઇ કહો, પણ્ણિ લાંબી જીભઇ મમ વહો;
શ્રી ગુરૂદેવ નઇ ત્રીજો ધર્મ, નંદા કરતાં પાતગ કર્મ. ૯૬
નારી વચને ખીજ્યો રાય, પાટૂ પ્રાહાર કર્યો તેણઇ ઠાય;
જા! તુઝ બંધવ નઈં કહઈ નારિ, હુંસિ મ રાખીસ હઇઆ મઝારિ. ૯૭

## દૂહા

હુંસિ મ રાખીસ કામની, કહઇ જઇ બંધવ વાત,
વેગ ચઢાવી લાવજે, દેખાડું મુઝ હાથ. ૯૮
નારી કહઇ સુંણિ કંત તું, ત્રિણઇ અવગુણ ઠામ;
સોજઇ જાડો કીટ પંખ, ત્રીજું તુંઝ અભિમાંન; ૯૯
શકિત વિના નર કેટલા, માંન કરઇ બહુ પઇરિ;
રણ પંડિત દીસઇ ઘણા, સૂરપણું નિજ ધઇરિં. ૧૦૦

## કવિત્ત.

તારા તુહ બલ તિહાં લગઇ, જીહાં નવિ ઉગ્યો ચંદ;
મયગલ મદબલ તિહાં લગઇ, જાં સીહ કરઇ ગતિ મંદ. ૧
અગનિઝાલ બલ તિહાં લગઇ, ઘનઇ જીહાં નીર ન નાંખ્યો;
મુઢમતિ બલ તિહાં લગઇ, સુગુરૂ ચરણ ન પાંખ્યો.

---

[1] મારૂ.

મણિધર મહબલ તિહાં લગઇ, ગુરૂડ ન ઉડિઓ જીહાં લગી;
ભરતાર નૃપ બલ તિહાં લગઇ, જીહાં કુમર બેટિ તુઝ ન હવી. ૨

દૂહા.

કુંમારપાલ બલીઓ બહુ, તઈ નવિ ચાલઇ ત્યાંહિ;
વચન વાદ સાનઈ કરઈ, માંન તજો મન માંહિં. ૩

ઢાલ.

મનોહર હીરજીરે—એ દેસી—રાગ પરજીઓ.

મૂર્ખ માંન ન કરસ્યો કોઇ, એ દ્રષ્ટાંતજ જોઇ;
રાવણ સરીખો સીસ ગમાવઈ, લંકા નગરી ખોઇ. ૪
નર સહુ સાંભલોરે—
માંન મ કરસ્યો ભાઈ, શ્રેણિક માન કીઉં મૃગ હણતાં,
તો લહી દુરગતિ ખાઇ. નર૦ આંચલી.
ભીમસેનભડ બલીઓ જગમાં, ભ્રાત યુધિષ્ઠિર જેહો;
કુંભ કર્ણ સરિ સું બલમાંહિ, બુડણ લાગો તેહો—નર. ૫
કોણી રાજા અતિ અભિમાની, માંન થકી નવિ ખસીઓ;
ગુફા બારણઇ તે નર બલીઓ, જઇ નરગાદિક વસીઓ—ન. ૬
જરાસિંધુ પણિ કૃષ્ણઈ માર્યો, ચમરેંદો [1]સુર હાર્યો;
સનતકુંમારનઈ રોગઇ પીડયો, કંત રહઇ તું વાર્યો—ન. ૭

દૂહા.

એણે વચને નૃપ ખીજીઓ, ચઢીઓ સબલ કષાય;
નારી પગની વાણહી, સીખ કસી દિઈ રાય. ૮
જસ ધરિ બેટી લાડકી, ધરિ કામિનીકેરી સીખ;
શ્રાવણ વિતાઈ હલ કરઇ, એ ત્રિણઇ માગઇ ભીખ. ૯
ધિગ્ નારિના વચનઈં. ધિગ્ તે કુંમરનિરંદ;
ધિગ્ તે શ્રી જીનધર્મનઈં, ધિગ્ તે હેમસૂરિંદ. ૧૦

---

૧ પણ.

એણે વચને રાણી તપી, ચાલી પીહરિ ઉઠી;
ભૂપતણુઈ મુખિ ઇમ કહ્યું, જીભ કઢાવું પુંઠિ, ૧૧

### ચઉપઇ.

અસ્યું કહીનઇ ચાલી જસઈ, બ્રાહ્મણ એક બોલાવ્યો તસઇ,
રે! જોસી! પાટણમાં જઇ, જાંણુ કરો રાજાનઇં સહી. અ૧
લેઇ આજ્ઞા રાંણી તણી, ચાલ્યો બ્રાહ્મણ પાટણ ભણી;
દીઠા લોક તિહાં અદ્‌ભૂત, પાટણિ આવ્યો બ્રાહ્મણ દૂત. બ૧
મોટી ડાઢી મુછિ હીણ, કાલા રંગઇ કાયા ખીણ;
મોટું માથું હીણ નિલાડ, વંક વદન નઇ ગાલે ખાડ. ક૧
રાસભ દંત અનઇ હોઠાલ, આંખિ ગલઇ મુખિ ચૂઇ લાલ;
સુંદર નાક જાણે ડેડકું, અશુભ ગલઈ તે માંહિં થકું. ખ૧
ટુંકી કોટિં લાંબો નલો, જાંણે પરબતનો વાદલો;
હાથ પાયની સોભા ઘણી, જાંણે ગાડાની પીજણી. ૨
કહઇડિ કોઠિ સરીખો લાંક, વાંસો જાણે વાંહણી વાંક;
પહઇરી ઝૂલડું નઈ સંચર્યો, જાંણે ધૂલિ કોથલ ભર્યો. ૩
કટિ ચુંથો બાંધી હીંડીઓ, જીમ કોઠી ચાપડ બીડીઓ;
રૂપહીણ દીસઇ વિકરાલ, એકવડો જે ગુણ મુખિ વાચાલ. ૪
ફાંટું ધોતીઉ સાંધ્યું બહું ભાતિ, જાંણું કરવતું લીધુ હાથિ;
મસ્તગ ફાલ ફરકઇ ચોટલી, પાછલિ આટાની પોટલી. ૫
એ બ્રાહ્મણનું અસ્યું સ્વરૂપ, પોલિં પઇઠો દરિદ્ર રૂપ;
હઇઇ વિચારઇ ઉભો રહી, કોઇક પુરૂષ નઈ પૂછું સહી. ૬
અસ્યું કહી ભટ ચાલ્યો નીમ, બાંભણ એક મલ્યો નર તાંમ;
પૂછી વાત તેહનઈ સરિ નાંમિ, કુંમારપાલ મલસ્યઇ કુંણ ઠામિ. ૭
કુંમારપાલ બાંહ્મણ નહ નયર, બોલતો નવિ આંણઇ મહઇરિ;
તિહુયણપાલ સુત જીવત મૂઓ, જે બાંભણનો વયરી હુઓ. ૮

કઠિણવચન મુખિ બોલ્યોજસઈ, દૂતઈ દુખ વીસાર્યો તસઇ;
રે! બાંભણ! કહું સાંભલિવાત, પૂરાં કહીંઇ ન થાય સાત. ૯

દૂહા.

સાગર વિપ્રા ડાકિણિ જુઆ, અગનિ જમ (જગિ) રાય;
કવિ કહઇ સાત અધૂરડાં, પૂરા કિમઇ ન થાય. ૧૦

ચઉપઈ.

અસું કહી ચાલ્યો બાંભણો, હડી માર દીઠો અણુમણો;
જઇ પૂછઈ બાંભણ તસ વાત, કિહાં મિલસ્યઇ પાટણનો નાથ. ૧૧
ખીજી બોલ્યો તે નર તાંમ, કુંમારપાલ તુઝ કિસું કાંમ;
તું ભીખારી હેરૂ જસ્યો, રાય સરીખો સંબંધ કિસ્યો. ૧૨
ઉઘડતો નર બોલ્યો બોલ, પંડિઇ પરખ્યો ખરો નિટોલ;
પરીઊકુંભુ પૂછું હું કુંણભાતિ, જીમ જણાવઇ એહની જાતિ. ૧૩
હડી માર ફડીઓ બિલાડ, જગનઈ ભુંડું વંછઇ ચાડ;
વૈદ મસાણી બંદીવાન. એ સાતઇનું મયલું ધ્યાંન- ૧૪
અસ્યુ કહી નર આવો પલ્યો, એક નરઆગલિ અર્ચક મિલ્યો;
રાય ખબરિ પૂછી નર જસઈ, આઘો આભડીસ બોલ્યો તસઈ. ૧૫
ખીજી દૂત કહઇ રે!, દુષ્ટ!, ખાય. અસું બોલે પાપિષ્ટ;
બાંહ્મણ નહી નંદઇ કુણ કામિ, આભડ છેડિના કહું તુઝ ઠાંમ. ૧૬
પુત્રી વિકરો પરસ્ત્રી રંગ, પરભાતિ પાપીનો સંગ;
મૂરખ દેવ તણું ધન ખાય, જીવ હણી નઈ ઉદરિ ભરાય. ૧૭
પર નિંદા કરતો નર જેહ, પર ભોજનઈ તૃપ્ત તેહ;
કવિ કહઇ સો કુંભઈ નાહઇ, સાત આભડછેટિ કહી ન જાય. ૧૮
અસ્યું કહી ભટ ચાલ્યો જાય, પંડિત ભેટિ હુઇ તસ ઠાય;
પૂછી વાત તસ રાજા તણી, તેણઇ નાંખ્યો બાંભણ અવગુણી. ૧૯

દૂત કહઇ કેણે કારણ વઢઇ, રખે ગલે કો માહરઈ પડઇ;
વિનય કરંતાં વાંકો નમઇ, યાચક યાચક નઇ નવિ ગમઇ. ૨૦

પાડો પંડિત લુંડી જેહ, હાટ પડોસી કહીઇ તેહ;
મીઢો મલ્લ અનઇ માંગણાં, સાત અદેખા કાંને સુણ્યા. ૨૧

અસું કહી ચાલ્યો વાચાલ, આગલિ એક મલ્યો નર બાલ;
પૂછિઉં કિહાં મલસ્યઇ ભૂપાલ, તે નર બોલ્યો આલ પંપાલ. ૨૨

ઝાંખો દૂત હુઓ મનમાંહિં, નિર્મલ બુદ્ધિ વિચારે તિહાં;
હું ન લહુ સહિ ખેતર કાલ, પરવેદન સું જાણઇ બાલ. ૨૩

રાજા બાલિક વિપ્રા ચોર. જમરો જગમાં પાડઇ સોર;
અગનિ પારધી કવિયણ કહઈ, પરવેદન સાતઇ નવિ લહઇ. ૨૪

અસું કહી નર ચાલ્યો જસઇં, સૂતો નર એક દીઠો તસઈં;
જઈ જગાડયો લાગી પાય, કહઇ કિહાં મલસ્યઇ પાટણરાય. ૨૫

તે દારિદ્રી જાતિ કબાડ, લેઈ કુદાલો ઉઠિઉ ધાડ;
આવિ દેખાડું પાટણ ધણી, રાય ગયો છઇ ઇંધણ ભણી. ૨૬

બાંભણ કહઇ મુઝ લાગું પાપ, ઉંદિર બીલથી પ્રગટિઓ સાપ;
સૂ સૂરે નર સહી એકલો. તું કબાડી સુતો ભલો. ૨૭

વાઘ સિંઘ ચિતર કુતિરા, માર્જારીનઈ પાપી નરા;
ભૂજંગ ભખઇ ઉંદિર એકલા, એ સાતઇ નર સૂતા ભલા. ૨૮

અસું કહી નર આગો જાય, અમલી એક મિલ્યો તસ ઠાય;
પૂછી ખબરી રાજાની જસઇં, નાંખી ચરમનઇ બોલ્યો તસઇં. ૨૯

રે! બાંભણ! મુઝ દીધી ગાલિ, આહાંહણું તુજનઇ દેખાલ;
મારઇ પણિ માર્યું નવિ જાય, બાંભણ તવ બોલ્યો તસ ઠાય. ૩૦

શકતિ વિના બહુ કરતો રીસ. સુપુરૂષનઇ નવિ નાંમઈ સીસ;
દાંન વિહૂંણો વંછઇ માંન, વિદ્યા વિણ કરતો અભિમાંન. ૩૧

અણુતેડયો નઇ આવ્યો જાય, ઘણા પુરૂષના અવગુણ ગાય;
પાપ તણાંઇ કામિં જે કરા, [1]ઋષભ કહઇ તસ સાતઇ જરા. ૩૨
તે પુરૂષનઇં નિભ્રંછિ કરી, ચાલ્યો બાંભણ તે પરવરી;
આડો નર દીઠો એકલો, જાતિ શુદ્ધ વિવહારી ભલો. ૩૩
ગયો દુત વિવહારી પાસ, બોલાવ્યો મનનઇ ઉલાસ;
પુછું વાત તુહ્મ સુપુરૂષ ભણી, કિહાં મિલસ્યઇ મુઝ પાટણધણી. ૩૪
વિવહારી બોલ્યો ગુણવંત, સાંહમો રાજભુવનનો પંથ;
એણીવાટઇં મિલસ્યઇ તુઝ રાય. તુહ્મ દેખી મુઝ કૌતગ થાય. ૩૫
તું વાચાલ અનઇં વિકરાલ, અર્થ ભેદ જાંણઇં સુકુમાલ;
ખોડિ નહીં જસ જોતાં રૂપ, એક અલુંણું બોધું રૂપ. ૩૬
સેઠ વચન સુંણી ભટ ત્યાંહિં, ખીજ્યો નહિં નર હઇડામાંહિં;
ભલું કહ્યું વિવહારી પુત્ર. [2]હવઇં કહું તુઝ છેહલ્યો ઉત્ર. ૩૭
રૂપ, રંગ નઇ કવિચણપણું, નવિ પાંમઇ ધન ખરચઇ ઘણું;
સુર મીઠો સુરો કિમ થાય, નિચપણું નર ઋદ્ધિ ન જાય. ૩૮
દ્રવિં ન મલઇ યૌવન જાંણ, નવિ દીસઇ કિહાં બલની ખાંણિ;
અમરપણાની મોટી વાત. ધનઇ ન લહઇ એ વિખ્યાત. ૩૯
અસું કહી ભટ ચાલ્યો જાય, આવ્યો ઘર જીહાં કુમરહ રાય;
દરબારી બોલાવ્યાં તિહાં, કુંમારપાલ મિલસ્યઇ મુઝ કિહાં, ૪૦
દરબારી બોલ્યો તિહાં હસી, નૃપસું વાત કરસો કસી;
કેશ રહીત નઇ કાયા ખીણ, કિમ મલસ્યો તુહ્મો રૂપિંહીણ. ૪૧
વૈશ વૈદ નઇ માગણ જેહ. કારકુન કરાંણી તેહ;
દલાલ લસ્કરી દૂત અસુલ, વસ્ત્ર વિના નવિ પાંમઇ મૂલ. ૪૨

**કુમારપાલ રાજાના રાસનો પ્રથમ ખંડ સંપૂર્ણમ્**

1. કવિયણ. 2 સુંણિ નૃપ ભાખું એહનુઉત્ર.

શ્રી વીતારાગાય નમઃ

શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધારે,

સંઘવી ઋષભદાસ કવિકૃત,

# શ્રી કુમારપાલ રાજાનો રાસ.

## ખંડ ૨ જો.

### દુહા

પહઇલું માણુસ દીસણું, બીજું માણુસ વુંણુ
ત્રીજું માણુસ બોલકું, [1]અવર પોસાઈ કુંણુ ૪૩
બાંભણુ કહઇ પ્રતિહાર નંઇ, રૂપિં કાહુ કરેસ
મેલવિ કુંમરનિરંદ નઇ, પૂછિઉં ઉત્તર દેસ. ૩૫

### ચઉપઇ

બ્રાહ્મણુ ભાટ પંડિત પ્રધાંન, વીણુાથી ઉપજઇ અતિમાન;
દૂત કાર મુખ તિખાં હોય, વસ્ત્ર વિના ઋદ્ધિ પાંમઇ સોય ૩૬
અસ્યાં વચન ભાંખઇ ભટરાય, દરબારી રલીઆયત થાય;
બેટાડયો બ્રાહ્મણુ નરરાય, ભાખી દૂતઇ પૂર્વ કથાય ૩૭
સ્વાંમી સાંહમો પૂરણુરાય, બોલ્યાં વચન કહ્યાં નવિ જાય
શ્રી દેવગુરૂ નઈ ત્રીજો ધર્મ, નંઘા કરતો નાણુઇ સરમ ૩૮
દેવલદેવી ભગની જસઇ, વિનય કરી નૃપ વાર્યો તસઇ
પાટૂ પ્રહાર કરઇ તેણુઇ ઠાય, પડી ભોમી હુઇ મૂર્છાય ૩૯
તે રીસાવી આવઇ ઇહાં, કુંમારપાલ તુહ્મ બઇઠા જીહાં
ઉઠો ચઢો મમ કરો વિચાર, સૂર છતઇ એ સો અંધકાર ૪૦

---

[1] ચોથું

સીહ છતઇ મૃગ સસા સીઆલ, બોલઇ બરકઇ મુંકઇ ફાલ
એણી વાતઇ હુઇ સીહનઇલાજ, કુંમર નિરંદ ચઢો મહારાજ ૪૧
ભગની વાત સુંણી ભૂપાલ, કુંમરનિરંદ ચઢિઉ સમકાલ;
હય ગય રથ પાયક પરવર્યો, ભેટયો ભગની પ્રેમઇ ભર્યો. ૪૨

ઢાલ

રાગ—મારૂણી—મુકાવોરે મુજ ઘરનારિ એ દેશી.

કુંમારપાલ તણી તે ભગની, આવી પાટણ માંહિં રે;
ભૂપતિ આગલિ નિજ દુઃખ રોઇ, રોતી ન રહઈ ત્યાંહિં રે. ૪૩
અવધારો રે બંધવ વાત, એણઇ મુઝ નીર ઉતાર્યું રે;
જો ઝાલી આંણું તો જીત્યું, નહીં તરિ આપણ હાર્યું રે અ. ૪૪
ગુરૂનઇ ગાલિ સુણી નૃપ ખીજ્યો, પ્રયાણ ભંભા વજડાવી રે;
અગ્યાર લાખ લેઇ દલ રાજા, વીંટી સાકંબરી આવી રે અ. ૪૫
અગ્યાર સહઇં સાંથિં ગજ ઘુંમઇ, રથ પાલા નહીં પારોરે;
નાલિ ગોલા ઢીકલીઉ લેઇ, કરતા માર અપારો રે અ. ૪૬
જાણ હતું રાજાનઇં જીહારઈં, સજ કર્યા રજપૂનો રે;
કટક જોવા કારણિ તેડયા, મોકલીઆ તિહાં દૂતો રે અ. ૪૭
દૂતઇ કટક નિહાલ્યુ ત્યાંહિં, પુંજણીઉ પલાંણુંઇ રે;
નીર ગલી વાવરઇ વિવેકઇં, જીવ જતન નિસાંણુઇં રે અ. ૪૮
દૂતઇં સીસ ધુંણાવ્યું ત્યાહિં, કુંમર નિરંદહ નિરખઇ રે;
તેડી રાય પૂછઇ તસ પ્રેમઇં, હાસ કરઇ કિમ હરખઇ રે અ. ૪૯
દૂતઈ વાત કહી મુખિં માંડી, સાંભલિ કુંમર નિરંદો રે;
પુંજી પાય પલ્હાંણુંઇ ઠવતો, કિમ હણસ્યઇ અંગિ ઇંદો રે. અ. ૫૦
કુંમરપાલ નૃપ એણીપરિ બોલઇ, ન હણું વિણ અપરાધી રે;
જીવજંત કીટક જે કુંથુ, તિણઇં નવિ આંચુ વિરાધી રે અ. ૫૧

મિત્ર તણુઇ હું ચંદ સમાણો, શત્રુનઇ સૂર સરીખોરે;
માહરૂં બલ દેખાડું તુહ્મનઈ, સુમતિ કરી તુહ્મે નિરખો રે અ. ૫૨
કુંમારપાલ તિહાં દેખાડઇ, સાત કઢા અણુાવઇ રે;
સાંગિતણુઇ પ્રહારઈ પરોઇ, ગગનિ સોય ભમાવઇ રે અ. ૫૩

દુહા.

ચમત્કાર તે પાંમીઆ, વલ્યા તે પાછા દૂત;
પૂરણુરાયનઇં જઇ કહ્યું, વયરી દલ અદ્ભુત; ૫૪

ચઉપઇ.

વાત સુણી તેડયા વડવીર, કાજ કરેવા કુણુ છઇ ધીર,
લાખ સોવન તસ કરૂં પસાય, જે જઈ મારઇ પાટણુરાય. ૫૫
એણુઇ અવસરિ નૃપ માલી જેહ, પૂરણુરાય સું બોલ્યો તેહ;
સ્વામી એ છઈ થોડું કાજ, મારૂં કુંમરનિરંદહ આજ. ૫૬
કરી જૂહાર નર ચલ્યો સહી, છુરિકા એક છાની પાણિ ગ્રહી
ચાલી આવ્યો કટક મઝારિ, છલવા છલ જૂઈ તેણુઇ ઠારિ. ૫૭
અણુઇ અવસરિ નૃપ કુંમર જેહ, અગડ અસી નર રાખઇ તેહ;
જાતા જીનમંદિર જેણુઇ ગામિ, પૂજા ભગતિ કરઇ તેણે ઠામિ. ૫૮
આવ્યું દેવલ ઋભષ જીણુંદ, પૂજણુ ચાલ્યો કુંમરનિરંદ;
જીન મંદિર જઇ બઇઠો જસઇ, ધ્રાયક માલી પઇઠો તસઇ. ૫૯
કુંમારપાલ પૂજાનઇ કામી, પૂષ્પ લિઇ નૃપ તેણુઇં ઠાંમિ;
પૂજઈ જીન પ્રતિમા મનિરંગિ, આણુી ઉલટ અધિકુ અંગિ. ૬૦
એણુઇ અવસરિ નૃપમાલી જેહ, જઇ ગભારઇ પઇઠો તેહ;
નૃપ મારેવા કરઇ ઉપાય, પણિ નવિ દિધુ જાય ઘાય. ૬૧
બાંભણુ બંગની ન લહઇ વાત, કૃપી ન સમઝઇ ઉંચો હાથ;
અંધ નજાણુઇ ગર્દભ ગાય, માલી ન સમઝઇ દેવો ઘાય. ૬૨

ચાંપાં મુંપાં મારઈ જસઇ, મંત્રીઇ નર દીઠો તસઇ;
બોલાવ્યો માલી તેણઇ ઠામિં, અડકા ઉભો તું કુંણ કાંમિ. ૬૩
હાકયો માલી તવ લહઇ ભગો, ઉદયન તવ તસ હાથિં અલો;
ઝોલી નર તિહાં જોયું જસઇં, પાલી પ્રગટ હુઇ તે તસઇં. ૬૪
વષ્ટિ મુષ્ટિ માર્યો સિરિ ખાંધિ, તાંણી બાંધ્યો અવલયબંધિ;
ઉદયન ભણઇ નર સાચું કહઇ, કદાચિ જીમ જીવંતો રહઇ. ૬૫
તવ માલી બોલ્યો સરિનાંમ, આવ્યો નૃપ મારેવા કાંમિ;
પૂરણરાય મોકલીઓ સહી, પાપ કરેવા આવ્યો વહી. ૬૬
ભાખઇ માલી સાચી વાત, અનુકંપા આવી નરનાથ;
છોડાવીઓ નર માલી તણુઇ, એ કાયર મુઝનંઇ શું હણઇ. ૬૭
જવલગઇ પુણ્ય પ્રતાપજ હોઇ, તવલગઇ સાંહમું ન જૂઇ કોઇ;
પૂર્વ પુણ્ય જીહારઇ ખુટસ્યઇ, તિહારઇ બેટા વયરી થસઇ. ૬૮
તેણઇ કારણિ નર કહું છું અહો, માલીનઇ જાવાદ્યો તુહો;
સીહડો સોય સુભટ નઇં હણઇ; નવિ કરડઇ લોહ લાકડ તણઇ. ૬૯
કરૂણાસાગર કુમરનિરંદ, છોડી મૂકયો માલી મંદ;
દેઇ દમામ ચઢિઓ રાય, સાકંભરીઇ છુટયા જાય. ૭૦

દુહા

જઇ સાકંભરી ઢૂકીઓ, પાઠવીઓ નિજ દૂત
નૃપ પૂરણ રણિ આવયો, કરસું યુદ્ધ અદ્‌ભુત ૭૧

ઢાલ

રાગ આસાઉરી સિંધુઓ

અદ્‌ભુત જાંણી બીહક ન આણી, ચઢીઓ પૂરણ રાય
વાજાં વાજઇ અંબર ગાજઇ, બેહુ દલ ભેલાં થાય ૭૨
ભાભા ભેરી વંક નફેરી, વાજઇ ત્રંબ નિસાણો,
બોલઇ કાહલી અતિ વિકરાલી, કાયર પડીઆ પ્રાણો ૭૩

નાલિ[1] હવાઇ મુંકઇ ધાઇ, ચંદ્ર બાણુની જોડયો
કાયર કંપઇ કામિની જંપઇ, કહઇ મુઝ સંકટ છોડો ૭૪

ગુરજહ ગુપતી મારઇ છપતી, નાંખઇ તોબર વીરો
બાંણુ વિછૂટઈ આંગા ત્રૂટઇ, વેહિ કરઇ વડવીરો ૭૫

નિજ જીવરખી ટોપી નાંખી, હસીઇ મલઈ રણિ બાલઇ;
સાંહમા ચાલઇ ધા બહુ ઘાલઇ, લીધી ભોમી ન હાલઇ ૭૬

સલઇ સજાઇ પખ્ખસઇ ધાઇ મનમુંકી રણ ઝૂઝઇ;
બેહુનર મલીઆ બેહુદલ ભલીઆ, [2]ખેહઇ [3]ભાણુ ન સૂઝઇ; ૭૭

અર્જુનદે ઉઠિઓ મેહલઇ મુંડિઓ, હાથે લાલ કમાંણયો;
રણથી ટલતા પાછા વલતા, પૂરણરાયની આંણયો ૭૮

વીરમદે વઢતો અંગિ અડતો, કહઇ રણિ રાખું નાંમો;
સખદલ લાધું લુંણજ ખાધું, તે કિમ કરૂં હરામો ૭૯

વેજો વાઘેલો હાથે ભાલો, [4]અણુહાણોકે જાય;
સ્વામી કારણિ ચડિઓ આરણ, ન ગણઇ રંક નઇ રાય ૮૦

ઇસરદે આવઇ રણ ઝંપાવઇ, ન કરઇ આતમ સારો;
રણિ નવિ ટલીઇ કહો કિમ વલીઇ, મરવું એકજ વારો ૮૧

રણમાં વઢતો અતિ આરડતો, નાંમિઇં દૂદો દુણો
પુંઠિ ન દીજઇ હરાંમ ન કીજઇ, કુંમારપાલનુ લુંણો ૮૨

ભીમ ન ભાંજઇ રણમાં ગાજઇ, ન ધરઇ નારી નેહો
બહુપરિ વઢીઇ રણમાં પડીઉં, કુંકુમવરણી દેહો ૮૩

ખિત્રી પાલા અતિ વિકરાલા, કો નવિ જાઇ ભાગી;
કુંમરનિરંદહ પૂરણગયંદહ, લોહ કડાકડી લાગી ૮૪

પાલઇં પાલા ઝૂઝઇ ઝાલા, અસ્ત્રઇ અસ્ત્ર અનેક
ગયવરઇ ગયવર રથઇ રથ ભડતા, અપત્ય યુદ્ધ નહિ રેખો. ૮૫

---

૧બંધુક ૨ રજ ધૂળ ૩ સૂર્ય ૪ ઉઘાડાપગે

## દુહા.

અપત્ય યુદ્ધ નવિ દો કરઇ, બિહુ રણિ ઝૂઝઇ રાય;
એણઇ અવસરિ નૃપ પૂરણો, ચિતમાં ચિંતા થાય. ૮૬
અપત્ય યુદ્ધ કર્યા વિના, કિમ વસિ થાસ્યઇ રાય;
બુદ્ધિ અસી પરિ[1] કેલવું, જીમ નૃપ નાઠો જાય. ૮૭
જીમ છલ બોલ્યું જૂવટઇ, તિમ પણિ રણિ સંગ્રામ;
કાંયક કપટ કર્યા વિના, નવિ જીવું એણઇ ઠામિ. ૮૮
પૂરણ વિચારી આપ મન, લીધાં કનક રતન;
કુંમારપાલના સુભટ નઈ, વહઇચી આપે ધન. ૮૯
કાંમણ મોહણ વસિકરણ, સેહે કાજ સમરથ;
જેણે દીઠે મુનિવર ચલે, તરૂણી પસારે હત્થ. ૯૦
સોવન ધન સુભટઈ લીઆં, ન કરઇ ઉંચો હાથ;
સેન સિઇ ચિંત્યું દેખિ કરે, ચિંતા થઇ નરનાથ. ૯૧
નૃપ દુખિઓ દેખી કરી, બોલ્યો સામલ માહાત;
સુર ભિઇ ચિંત્યુ દેખિ કરી, ચિંતા સી નરનાથ. ૯૨
જીહાં લગઇ તું ઉભો અહીં, જીહાં લગઇ કલિપંચાયણ;
જીહાં લગઇ હું સેવક અછું, તિહાં લગઇ ચિંતા મ આંણિ. ૯૩
ત્રિણ ત્રિભુવન નઇ ત્રિણિ જણ, જીપીસું એક એક;
સુર થઇ સાંહમો થયો, ચિંતા મ કરો રેખ. ૯૪
અમ્હો થોડાં રિપુ ઘણા, કાયર ઇમ ચિંતેય;
એકહ સૂર્ય ઉગતાં, તારા કોડિ છપેય. ૯૫
સુર સુભટ નર પંચ જણ, કાયર સો પંચાસ;
આવી પડયું સિરિ આપણઇ, મુંકિ પીઆરી આસ. ૯૬
સિંહ ન જુઇ ચંદ બલ, ન જુઇ ધરની રિદ્ધ;
એકલો લાખામંજે, જાંહાં સાહસ તિહાં સિદ્ધ. ૯૭

---

1 અહિં.

વાજાં વાગો જણ મિલો, જણાવો અપાણ;
મુઝ દીઠઇ જો ડગ ભરઈ, તો જાણુજી અપ્રમાણુ. ૯૮
સીહ કહઈ હું વનિ વસું, મુઝ છેડીઉ પરિમાણ;
અવરિં ભગ્ગાં હું ધણી, મુઝ ભગ્ગાં નહીં ઠાણ. ૯૯
સિહડા મોટિ આખડી, પર માર્યો ન ખાય;
પેહેલિ ત્રપે ન ચૂકિયે, બાગ્યા કેડિ ન થાઇ. ૧૦૦
એહ સભાવ સીહડા તણો, સુરતણો ગુણ એહ;
દિલગીર દલ દેખી કરી, હિઇઇ સુહરખઇ તેહ. ૧
ચંદ તણુ મુખ દેખતાં, વાધે ઉદધિ નીર;
સબલ સેન નર દેખતાં, બહુ વાધે બલવીર; ૨

શ્લોક.

વિદેસે વિદ્યા મંત્રો, ઘરે મંત્રો સુભારયા;
સંગ્રામે ભુજા મંત્રો, અંત કાલે જિનનામ. ૩
અંત સમય અરિહંત સરણ, રણનઇ સમઇ ભૂજાય;
ઢોલ દમાંમાં વાગતઈ, સૂર હુઈ ઉચ્છાહ. ૪
રણિ વાગઇ સરણાઇઆં, પાખરઇ કેકાણ;
સૂરા ઘરિં વધામણાં, કાયર પડીઆ પ્રાંણ. ૫
દેખીતા ડુંગર જસ્યા, કાંમિ કાયર થાય;
પડઇ ઉગમણી બુંબડી, તો આથમણા જાય. ૬
કાયર મલિયા કોડિ, કેડિ ખત્રિ આણો:
ખાઈ નઇ ખાંધ વધારતા, વઢયાની વાત ન જાણે.
હગણ ધરે હથિયાર, વાટમાં વાંકા ચાલે;
સ્હામા મલે કો સૂર, વદન તે વાડિમાં ઘાલે.
લોહી દીઠે ચઢે ચીતલી, મસ્તગી પુજાનો દાવો ધરે.
બડતા બડે બંગાણ, માર્યા પહેલા તે મરે. ૭

માર્યા પહેલા તે મરે, ખોહે વડાનું નામ;
પડે કામિ કાયર થિયો, વદન ઉગ્યો તેણે શ્યામ. ૮
એક પતિ નઇ બીજું પ્રાણુમું, રાખ સકઇ તિહાં રાખિ;
જે ઉતયાં અધપાયકઈ, વલતું ન ચઢઇ લાખિ. ૯
તેણુઈ કારણિ સામલ કહઇ, સાંભલિ કુંમરનિરંદ;
તાહરો જસ જગિમાં ઘણો, તું મમ પાડેસ મંદ. ૧૦
સુર થજે તું સિંહયરિ, હીઉં તે કરજે હાથિ;
આપણુનંઇ નહી ભાજવું, રાજ દીઉં જગનાથ ૧૧
કુમારપાલ મમ ચિંતિ કરી, ચિંત્યું કિંપિ ન હોય;
જેણુઈ તુઝ રાજ સમર્પિયું, ચિંતા કરસ્યઇ સોય. ૧૨

ચઉપઈ

એવે વચને ભૂપતિ ચિતિ ઠર્યો, સાહસીક ગુણ અંગિ આદર્યો;
આમઇ સીહ અનઇ પાખર્યો, મયગલ માતો નઇ મદ ભર્યો. ૧૩
તીખું ખડગ અનઇ વિંખધાર, અગનિ યોગ મલ્યું ધૃત સાર.
આગઇ સુર કુંમરનરનાથ, વલી વકારત સામલ માહાન. ૧૪
કુમારપાલ સુરાતનિ ચઢયો, કલિ પંચાયણ નઇં થાંભડયો;
સામલ માહાત પ્રસંસી કરી, નાગ ચલાવ્યો જીહાં નૃપ અરી ૧૫
નૃપઈ આવતો દીઠો જસઇં, પૂરણ પાછો ખસીઓ તસઇં
કુંમારપાલ જૂઇ ચિહું પાસઇ, પૂરણુરાય ન દીસઇં અસિઇં. ૧૬
એણુઇ અવસરે થયો સંધ્યાકાલ, પડિકમણું માંડઇ ભૂપાલ;
મન વચન કાયા થીર કરી, મુકઈ સયલ કસાય પરિહરી. ૧૭
સુભ ધ્યાનઇં નર ચઢિઓ જસઇં પૂરણુરાય રણિ ધસિઓ તસઇં;
સબલો તિહાં માંડયો સંગ્રામ, કુંમારપાલ મુકાવા મામ. ૧૮
કરઇ સોર નઈં રણમાં ફિરઇ, કુંમારપાલના નર ઉસરઇ;
રાય વિના દલ ઝાંખું થાય, ચિંતાતુર હુઆ માંહોમાંહિ. ૧૯

સુભટ ખોભ દેખાઇ તસ હાય, તુહઇ ધ્યાંન ન ચૂકઈ રાય;
મૂરતિ તણીપરી હઇ થિર થઇ, કિમ મુંકઇ વ્રત અંગિ ગ્રહી. ૨૦

કિમ સુપુરૂષ જીવઇ હેલીઓ, કિમ સાકર થાઈ એલીઓ;
કિમ મૃગપતિ રણિ નાઠો જાય, કિમ લીધું વ્રત મુંકઇ રાય. ૨૧

કિમ પૃથવિ હાલઇ જગિ મેર, કિમ દીપકથી હુઇ અંધેર
કિમ સોનું અગનિથી બલઇ, કુંમારપાલ વ્રતઇ કિમ ચલઇ ૨૨

દુહા

લીધું વ્રત નવિ મુકીઉં, નિજ મન રાખ્યું ઠામિ
પડિકમણું પુરૂં કરી, ઉઠિઓ યુદ્ધ કામિ ૨૩

ચઉપઈ

જઇ વકાર્યો નૃપ પુરણ, સજ થાજે તુજ આવ્યું મરણ
મુંકે પહઇલો મુઝ સિરિ ઘાય, પાછલિ ચોટી કરૂં હું રાય ૨૪

મુઝ તુઝ વયર અછઇ એણઇ ઠાંમિ, સુભટમરાવઇ કેહઇ કાંમિ;
ઉતરી હેઠો થાએ સર્જે, અવર પુરૂષ સું નહી મુઝ કર્જે ૨૫

એક ચિતઇં દીઠો જવ રાય, પુરણ વિમાસઇ તેણઇ ઠારિ;
તેડ્યો દૂત જે સબલો સાદ, તેણઇ તિહાં મુંકયો સિંહનાદ ૨૬

તેણઇ નાદિ ગજ ભાગો જસઇ, બુદ્ધિ વિમાસઈ ભૂપતિ તસઈ
કમરબંધ તિહાં છોડી કરી, કાંને ઘાલ્યો લોચો કરી ૨૭

તવ હાથી હુઓ હુંશીઆર, મારઇ દાંતે સુંઢિ પ્રહાર;
ચાલ્યો ગજવર આવ્યો ત્યાંહિં, પૂરણરાયનો મયગલ જીહાં ૨૮

ભૂપઇ ભૂપ મિલ્યા જેટલઇ, કુંમર સજ થયો તેટલઇ
હાથી ઉપરથી ફિટકંત, પૂરણરાય સોર [1]પડીઓ દુરદાંત ૨૯

કુંમરનરિંદઈ [2] ગ્રસ્યો પૂરણ, જીમ સીંહઇ સબલઈ દુબ્બલ હર્ણ;
તેણીપરી ઝાલ્યો રાજા તિહાં, બાંધી ઘાલ્યો પાંજરમાંહિ ૩૦

૧ થોભ્યુ ૨ સાહો.

ત્રિણિ લાખ અસવારજ હતા, પંચ સહઈ ગયવર ગાજતા
લાખ દશ પાયકનો ધણી, કુંમરનિરંદઈ કર્યો રેવણી ૩૧
બાંધ્યો નૃપતિ અવલઇ બંધિ, ચાલ્યા ગૂજરદેરઈ સંધી
આવી બઈઠા પાટણમાંહિં, વેગ બનેવી આંણ્યો ત્યાંહિ ૩૨
કુમારપાલ પધાર્યો ત્યાંહિં, લાજ્યો પૂરણ સભાસુ માંહિ
સબલ ક્રોધઇ મનમાં ટલ્યો, કિસ્યું કરઇ જો પરવસિ પડ્યો ૩૩

ઢાલ

રાગ આશાઉરી અવસર આજહેરે, એ દેશી

પરવસિ બહુ ખમઈ રે, પણિ લેખઇ નહીંઅ નિરધાર
નવિ પામઇ મુગતિ દુવાર, નવિ થાય સુરપતિ સાર
વ્યંતર ભુવનપતિ અવતાર " " ૩૪
પરવસ દૂખ ખમતા અતિ ભારી, ટાઢિ તાપ સિર ભારો
ભુખ તરસ ખમતા નર પોઢી, ઉપરિ સહઇતા મારો પ ૩૫
પરવસ વચન ખમતા નર કેતા, જણ જો(ય)ણા સો જાય
ડંસ મસા મચ્છ કરડઇ કેતા, રણિ સહઇતા લોહ[1] ઘાય ૩૬
પરવસિ સ્ત્રી સંગ વિના બાજઇ શ્રેણિક મચ્છ ન ખાય
વિણ પાંચ વ્રત પરવસિ પાલઇ, લેખઈ તે ન ગણાય ૩૭
મન વિણ તપ જપ કિરિયા ખોટી, ફોકટ કષ્ટ કરિ જઈ
મન વિણ દાંન દીઇ તે મૂરખ, મુગતિપુરી નવિલીજઇ ૩૮
મન વિણ જીવ ઉગારો જગમાં, કાલગસૂરીઓ નાંમ
મન વિણ દાંન દીઇ તે કપિલા, એહુનાં ન સર્યાં કામ ૩૯

દુહા.

પરવસિ ખમતા પ્રાંણીઆ, મોક્ષતણું ફલ ન હોય;
મન વિણ નર પંખી પસુ, કષ્ઠ મ કરસ્યો કોય. ૪૦

---

૧ ઘણું.

ઢાલ.

રાગ-ધન્યાશ્રી કેહેણી કરણી; એ દેશી.

પરવસિ કાયા કષ્ટિઈં ફલ હેય, તો રોગી સુખ પાવઇજી;
દેહી પખાલી જો નર નિર્મલ, તો મચ્છ જલમાં જાહવઇજી. ૪૧
પરવસિં કાયા કષ્ટઇ કેતાં, મુગતિ તણુઇ નહીં કામિંજી;
ગુરૂ ઉપદેશ સુહાયા નર કેતા, તન ઉડઇ પુણ્ય ઠામિંજી. ૪૨
ભસ્મ લગાડી જો હુઇ છૂટક, તો ખર છાહારંઈ લોટઇજી;
મન વિણુ છોતિ કરી સુખ પાંમઇ, ચાતુક સરિ નવિ ખોટઇજી. ૪૩
મન વિણુ જટા વધારઇ સુખીઆ, તો વટ મુગતિઇ જોયેજી;
ઉંધાઇ મુખિ રહઇ તિહાં ઋદ્ધિ પામઇ, વાગોલ વૃક્ષઇ ટંગાયજી. ૪૪
પરવસિ નગન ભૂમિં દૂખ ભાગઇ, તો પસુઆં સુખ થાયજી;
પરવસિ મુંની રહઇ બગ પંખી, જનમ મરણુ નવિ જાયજી. ૪૫
પરવસિ ત્રાડિઈં તરતા દીસઇ, તો બહુ સંખ પુકારઇજી;
કાયા છેદ કરી સુખ હોઇ, તો સુરા સરિ હારંઈજી. ૪૬
પરવસિ અગ્નિ ભખઇ સુખ પાંમઇ, પડઇ પતંગાં દીવઇજી;
ગુફા ગ્રહઈ જો બહુગુણુ વાધઇ, તો અહિ સુખભરિં જીવઇજી. ૪૭
પરરંજઇ પરમાનંદ પાવઇ, તો નાટિકીઆ નિરખોજી;
મન વિણુ નાચિં વૈકુંઠ જાય, તો મોરા સહુ હરખઇજી. ૪૮
પરવસિ દીધઇ શુભગતિ પાંમઇ, તો તરૂઅરફલ આપઇજી;
મન વિન રાંમ જપઇ નર સુખીઆ, તો સુક મુગતિ જાઇજી. ૪૯
શીલ ગ્રહઇ શિવમંદિર, તો નરપતિના વાજીજી;
એકાકી વિચરઇ સુખ પાંમઇ, તો સિંહી ચિંતા ભાગીજી. ૫૦
સુકવિ કહઇ પરમાણુ ન કીજઇ, પરવસિપણાની વાતોજી;
મન વિણુ ક્રિયા તપ, જપ, જુઠો, લોહ વિના જીમ હાથોજી. ૫૧]

घृत विहुणा लाडु जेवो, वेणि विना सणगारोजी;
तिम मन विहुणुं करणी तेहवुं, करतो न लहुं पारोजी. ५२
पुरुषातन विणु पुरुष न शोभइ, तिम मन विहुणो धर्मजी;
मूरख मन विणु काया कष्टइ, ते नवि समजइ मर्मजी. ५३
दान, शील, तप, भावन, पूजा, मुन शुद्धि जो कीजइजी;
परम पुरुष कहइ सुंणुयो लोगा, मुगतिपुरी गढ लीजइजी. ५४

दुहा

मुंगतिपुरी गढ लीजीइ, कीजइ धर्म सुसार;
परवसि पीडया दुःख खमइ, लेखइ नहींज लगार. ५५
परवसि पणुइ वेदन खमइ, तेहनो सोमो भाग;
आतम साखि जो खमइ, लहइ मुगति माग. ५६
प्रांहि कुल जगि जीवडा, सहइजी न करइ धर्म;
परवसि पीडयो दुख खमइ, आवइ उदय जम कर्म. ५७
परवसि पीडयो नरपती, नवि चालइ कांइ पराणु;
कुमारपाल नृपनां खमइ, वचन रुपिआं बाणु. ५८
बोलाव्यो बोलइ नहीं, लाज्यो हइडा मांहिं;
गति, मति, बल, प्राक्रम गयुं, नाठी बुद्धि सु त्यांहिं ५९

ढाल

राग आशाउरी सिंधुओ.—रणि अमणिनो, ए देशी

बुद्धि गइ परहत्थि चढयो. किम छूटइ राय;
जीम पुंठिली काढवा, स्त्री करइ उपाय. बु. ६०
जांणी व.त भूपइं जसइं, बोल्यो ततकाल;
जीम धणीनी काढता, थास्यइ देशमां गालि. बु० ६१
पुत्र कपुत्र जो हुंइ, तो खमवुं माय;
पीपलथी नर जो पडइ, नवि दीजइ धाय. बु० ६२

ખુડી જઉ સિરિ બાલજો, તો કો નીર ન કાઢઇ;
અવરી રત્ન ગલુંઅ જો, તો કો પેટ ન ફાડઇ. ખુ૦ ૬૩

કંચન દુહવ્યો કસ ચઢઇ, ખંડી જીમ ચોલ;
અગર દહંતો ગુણ કરઇ, જીમ પાંન તંબોલ. ખુ૦ ૬૪

છોલી છુંદી છુંબરી, કીધી કટકા કોડી;
તુહઇ મીઠી સેલડી, જેહની નહીં જોડી. ખુ૦ ૬૫

ચંદન ઘાઠો પરિમલઇ, દુર્ગંધ ન બોલઇ;
બેહુ પરિ વેધ્યો વંસનઈ, તુહઇ મધુરં બોલઇ. ખુ૦ ૬૬

એહ સભાવ ઉત્તમ તણો, સુંખિ બહઇની બાય;
અન્યાઇ તો તુંહઇ આપણો, કીજઇ કિમ પેટ ઘાય. ખુ૦ ૬૭

બંધવ વચન સુંણી બહઇનિ, થઇ શાંતિ સુજાણ;
બોલ્યું વચનજ પાલવા, કરૂં કાંઈ ઈંધાણ. ખુ૦ ૬૮

ડગલાં પુંઠિઈ જીભી કરી, જાંણે જીભ કાઢી;
રાજ્ય તે પાછું આપીઉં. ચઢિઓ સરહ નમાડી. ખુ૦ ૬૯

દુહા.

સરિહ નમાડી સો ગયો, ન કરઇ ફિરી જવાબ;
પૂરણરાઇ નિવારીઉં, દેસ સકલમાં પાપ. ૭૦

શ્રીજીનની આજ્ઞા વહઇ, નાંમઇ મુનિવર સીસ;
જૈનધર્મ દેખી કરી, ન કરઇ રાજા[1] રીસ. ૭૧

એમ દેશે આજ્ઞા ફેરઇ, ધન્ય તું કુંમરનિરંદ;
સામાયકવ્રત પાલતાં, ન થયો રાજા મંદ. ૭૨

ચ્યાર સામાયક ચિંતવ્યો, સમકિત શુદ્ધ વલી જેહ,
દેસવ્રત ત્રીજો કહું, સર્વ વિરતિ જાગિ જેહ. ૭૩

---

1 કસિ.

ત્રિણ્ણિ સામાયક નૃપ ધરઇ, પહઇલું સમકિત સાર;
જીન ગુરૂ ધર્મહ કારણ્ણિં, મરણ કીઓ ખુઆર. ૭૪
શ્રુત સામાયિક સાચવઇ, ગુણ બત્રીસ પ્રકાશ;
સોવન અક્ષર ગુરૂ તણા, ગ્રન્થ લિખાવઇ ખાસ. ૭૫
દેસ વૃત્તિ ત્રીજી કહું, સામાયક શુભ જાણી;
વ્રત બાર અંગિ ધરઇ, સરિ વહઇ જીનવર આંણ. ૭૬
આંણ વહઇ અરિહંતની, કારણ પણઇ ન ચલંતિ;
રણ્ણિપડિકમણું તે નૃપ કરઇ, નવિ મનિ તેઅ ખલંત. ૭૭
ત્રિણ્ણિ સામાયક નૃપ [1]ધરઈ, ચઉથઇ ભાવન ભાવિ;
નુંમું વ્રત નૃપ ઇમ વહઇ, લિઇ દશમાંનો લાભ. ૭૮

ચઉપઇ.

દેશાવગાસિક દશમું વ્રત, પાલઇરાય દેહ કરઈ પવિત્ર;
લેઇ વ્રત નૃપ નવિ ખંડતો, તિહાં અતિચાર પંચ છંડતો. ૧
ઉત્તમ કુલનો એ આચાર, નીમી ભૂમિકા નર નિરધાર;
તિહાંથી વસ્ત અણુવાઇ નહીં, ઇહાંથી નવિ મોકલતો નહીં. ૨
રૂપ દેખાડી પોતાતણું, સાદ કરઇ અતિ ત્રાડઇ ઘણું;
નાંખી કાંકર થાઇ છતો, તે નર કૂપિ પડતો દેખતો. ૩

દુહા.

ઉંડઇ કૂપિ તે પડઇ, જે કરતાં વૃત ભંગ;
ભવિ ભવિ દુખીયા તે ભમઇ, દુલહો સુ[2] ગુરૂ સંત. ૧
દોષ સકલ વર્જીત ભલું, વ્રત દશમું જે સાર;
કારણ પડિઇ નૃપ નવિ ચલ્યો, સુંણ્યો તે અધિકાર. ૨

ચઉપઈ.

અગડ અસી ગુરૂકનઈ ઉચરઇ, ચઉમાસઇ નવિ કટકઇ કરઇ;
વાત હુઈ પરદેસઈ જસઇં, મુગલ ગર્જની આવ્યો તસઇ. ૧

---

૧ કરઇ. ૨સદ

સબલ સેન લેઇ નિજ હાથિ, ગજ, રથ, ઘોડા બહુ સંઘાતિ;
આંકસ બાજી લેઇ કરી, વીંટી મુગલ પાટણ પુરી. ૨

આવ્યા મુગલ જાણ્યા જસઇ, દરવાજા લેઇ બીડયા તસઇ.
ચિંતાતુર હુઆ જન લોક, પાટણમાંહિ રહ્યા સહી ફોક. ૩

એક કહઇ નર છાંડી જઇઇ, એક કહઇ નર માંડી રહીઇ;
એક કહઇ કાંઇ થાઇસ્યઇ, એક કહઇ ભાગી જાઅસ્યપઇ. ૪

એક કહઇ એનિસ્તરાય, એક કહઇ નૃપ ચઢીસ ન જાઇ;
એક કહઈ નૃપ નાસઇ આજ, એક કહઇ નૃપ ખિત્રીસી લાજ. ૫

આગઇ નાસ રાવતણુ જેહ, રણ સંગ્રામિં ભાગો તેહ;
પંથી લોક તસ પૂછઇ તિહાં, લેઇ ડઢી નર [1] નાસઇ કિહાં. ૬

બહુ જીવ્યા હવઇ સું જીવસ્યો, કુલની રીતિ [2] તે કિમ ખંડસ્યો;
સોય કહઇ સુંણુયો નર સાર, નાસંતાં મુઝ ગયો અવતાર. ૭

જનમ લગઈ નાઠાની ટેવ, તું આ ડાઢી પામ્યો દેવ;
કાલી ટલી એ ધોળી થઇ, સોય [3]પસાય નાઠાનો સહી. ૮

અસ્યાં વચન ભાખઇ પુર લોક, ન મલઇ ઇધણ પાણી ભોક;
શોકાતુર હુઆ નર જસઇ, કુંમારપાલ વીનવીઉ તસઈ. ૯

ભૂપતિ કહઇ વિવહારી સુંણો, નીમ ગહ્યો સંગ્રામહ તણો
લીધું વ્રત નવિ કરૂં અસુદ્ધ, ચ્યાર માસ નવિ કીજઇ યુદ્ધ ૧૦

અસ્યુ વચન નરનાથઇ કહ્યું, મહાજન તિહાં ચિંતાતુર થયું;
જઇ વીનવીઉ ઉદયન તણુઇ, કસું કરેવું અમ્મ આપણુઇ ૧૧

ઉદયન કહઇ મન નિશ્ચલ કરો, ચિંતા દુઃખ મનથી પરિહરો;
જેણુઇ દીધું છઇ પાટણુરાજ, તે ચિંતા કરસ્યઇ સહી આજ ૧૨

અસું કહી ચાલ્યો વાણીઓ, બુદ્ધી બોલ હીઈ આણીઉ;
ઉદયન મંત્રી મનિ ઉલાસિ, પુહુતા હેમાચારય [4] પાસ ૧૩

---

૧ જે ૨ કીરતિ ૩ તે મહિમાના ઠાનો ૪ સુજ્ઞની

ગુરૂ વંદી બઇઠો તસઠાય, સ્વામી કરવો કિસ્યો ઉપાય;
પાટણ વીટિઉં મુંગલ ફિરી, ભૂપઇ વઢવા અડગજ કરી ૧૪

ધીરજ લોકતણું નહિ રહઈ, જઇ તે કુંમરનિરંદહ કહઇ;
નૃપતિ તો અગડનો ધણી, ન વઢઇ તે સંગ્રામહ ભણી ૧૫

તે માટઇ મયા કરૂ આજ, જીમ રહઈ કુંમારપાલની લાજ;
તુહ્મ સરિખો ગુરૂ માથઇ છતાં, હીણુપણું [1] હોરચઇ ગંજતા ૧૬

અરયાં વચન સુંણીઆં મુનિ હેમ, કુમારપાલ પરિ સબલો પ્રેમ;
જીનશાસન સોભા નઇ કાજી, તેડી દેવી તિહાં ગુરૂરાજી ૧૭

ચક્કેસ્વરી આવી તેણી ઠાર, પ્રેમઇં ગુરૂનઇ લાગઇપાય;
દેવી કહઇ તેડી કુંણ કામિ, હેમસૂરિ બોલ્યા તેણઇ ઠામિ ૧૮

વારવાર કહું તુજ ઘણું, સંકટ ટાલો પાટણતણું;
સુદ્ધ અગડ છઇ નર મહારાજ, રાખો જીનશાસનની લાજ ૧૯

ગુરૂ વચને દેવી સજ્જ થઇ, નિસિભર મુંગલ દલમાં ગઇ;
આવી જીહાં બઇઠો સુલતાન, નિદ્રા દેઇ દીધું વિજ્ઞાન. ૨૦

સોવન ઢોલીઓ લેઇ કરી, મુંગલનઈં [2]ચાલ્યો ઉપહારી;
જઈ મુંકયો ગજણવઇ તિહાં, કુંમારપાલ નર સુતો જીહાં. ૨૧

પ્રહ ઉગમતે સ જાગ્યો જસઈં, પાસઇ કોય ન દીઠો તસઈં;
પેખઇ ખિત્રિનો પરિવાર, અસુર હીઇ તવ કરઇ વિચાર. ૨૨

બડા બખત ભૂપતિકા સહી, ઉનકી બાત ન જાઇ કહી;
કો એક દેવ ફરિસ્તા એહ, એ કોઇનો હઇ આદમ દેહ. ૨૩

અજબ બાત હુઇ દુની માંહિં, અસી ઠોરિ હું આયા કયાંહિ;
અબ મઈં જાણુ પાઉં કિહાં, જીનકા કબજી ગયા મઇં સહી. ૨૪

છોડઇગા નહીં મુજકું આજ, વયર પાતશાહ હીંદુરાજ;
બીંમઇ જીનકું છોડયા બહુત, એ મુઝકું દિઇગા સહી મોહોત. ૨૫

---

૧ ચારઇગંજતાં. ૨ લેઈ પરવરિ.

અસું વિચાર કરઇ નર જસઇં, કુંમારપાલ બોલાવઇ તસઇં;
સાંભલિ રે મુંગલ સુલતાન, હઇ મ કરિ તું મયલું ધ્યાન ૨૬
તે તું હઈ મુઝ ચઉલક વંસ, બાંધ્યાને હણું નહીં જે હંસ;
જો મુઝ સરણુ આવ્યો મીર, તુ તું માહરો સહી વડવીર ૨૭
અસ્યાં વચન નૃપ ભાંખઇ ત્યાંહ, ખુસી હુઓ મુંગલ મનમાંહિં;
હું આવ્યો વઢવા નૃપ ભણી, એણઇ મુઝ હરમતિ રાખી ઘણી ૨૮
સહી એ રાજા જાતિ સુજાતિ, પોત વિના નવિ દીપઇ ભાતિ;
અવગુણ પુંઠિઇં તો ગુણ કરઇ, જે સુપુરૂપ નર હુઇ સરઇ ૨૯
અસ્યું વચન મુંગલ ઉચ્ચરઇ, કુમારપાલસું મૈત્રી કરઇ;
કટક લેઇ નર પાછો ફિરઇ, પોતઇ દેશ ભણી સંચરઇ ૩૦
કુંમારપાલનો ગુણ ચિતિ ધરી, દેસમાંહિં અમારિજ કરી;
જીવદયા જગમાં વિસ્તરિ, ગર્જનીખાંન થયો સંવરી; ૩૧
અનેક જીવ ઉગરીઆ જેહ, કુંમારપાલનો મહિમા તેહ;
એમ વ્રત દશમું અંગિં ધરઇ. કારણ પડિઈ નવિ ભંગજ કરઇ ૩૨
અગ્યારમાં વ્રત અંગિં ધરઇ, પર્વ તિથિં નૃપ પોસો કરઇ;
ચાર આહાર પચ્ચખે નિરધાર, રાત્રે નિદ્રા નહિં લગાર ૩૩
નિજ ગુરૂનઇ વિસામણ કરઇ, મુનિવ્રત નૃપ મુખિ આદરઇ;
કામિં ગુરૂસુ બોલઇ રાય, ભણઇં ગુણઇં કે કરઇં સઝાય ૩૩
પાંચ અતિચાર અંગિં ટાલી, સંથારાની ભોમી સંભાલી;
ઠંડિલ પડિલેહી વાવરઇ, નૃપ હુંતો બહુવિધિ આદરઇ ૩૪
પરઠવતો નૃપ જીહાં માતરૂં, પ્રથમ દ્રષ્ટિઈં જોઇ ખરૂં;
અણુજાણહ જસ્સગો કહી, પરઠવતો જયણાઈ સહી ૩૫
વાર ત્રિણ કહેતો વોસરે, નિસહિ આવસહિ ઉચરે;
કાલવેલા નૃપ વાંદઈ દેવ, પોસાની નૃપ કરતો સેવ ૩૬
પૃથવી પાણી તેઉ વાય, વનસ્પતિ છઠી ત્રસ કાય;

સંઘટ તેહનું ટાલઇ રાય, પાલઇ પોસો નિજ મન ઠાય ૩૭
દિવસઇ નિદ્રા નહીં નૃપ તણુઇ, સંથારા પોરિસિ નિતિ[1] ભણુઇ;
અવધિઇં સંથારઇ નહિ જેહ, મિચ્છાદુક્કડ નાવઇ તેહ ૩૮
પોષધ રાય સત્તારો કરઇ, પારિ વહિલો નવિ સાંચરઇ;
ભોજનની નવિ ચિંતાં કરઇ, નૃપ હુંતો ઋષિનિ પરિ કરઇ ૩૯
પારી નૃપ જુહારઇં સંચરઇ, વ્રતી શ્રાવકનઇં ચિંતિ ધરઇ;
ઘણા પુરૂષસું નૃપ પારણું, એહજ ન્યાય અંતરવારણું. ૪૦

દુહો

એણીપરિં નૃપ પોષધ ધરઈ, વ્રત સત્તમાં સાર
હવઇ વ્રત બોલું[2] બારમું, ઉત્તમનો આચાર—૧

ઢાલ

રાંમ ભણુઇ હરિઉઠીઈએ—દેશી રાગ રામગ્રી.

બારમું વ્રત ઈમ પાલતો, દેતો મુનિવર દાન રે;
પાત્ર પોખીરે ભોજન કરઇ, હઇડઇ ઓખું ધ્યાન રે. બા. ૧
અતિથિ સંવિભાગ સુસાચવઇ, દેતો જે મુનિ હાથ રે;
તે પણિ અહાર પોતઇં લીઇ, પુણ્ય કરઇ બહુ ભાતિ રે બા. ૨
સાધુ ભલો અનઇં સાધવી, શ્રાવક શ્રાવિકા સોય રે;
સંઘ સકલનંઈ રે પોષતાં, પદવી તીર્થંકર હોઇ રે. બા. ૩
એક દિન કુમર નરેસ્વર, આવ્યો વંદન કામિ રે;
ગુરૂ સિરિ ખાસર ઓઢીઉં, નૃપ[3] લાજ્યો તેણુઇ ઠાંમિ રે. બા ૪
વિનય કરિ નૃપ બોલીઓ, સાંભલો હેમસૂરીંદ રે;
જે તુમ ખાસર ઓઢીઉં, લજા કુંમરનિરંદ રે બા. ૫

૧ નૃપ. ૨ ભાખુ. ૩ લજાકુમારનરિંદરે.

હેમ કહઇ સુણો નરપતિ, હું ગયો ગોચરી કાંમિ રે;
દુબ્બલ શ્રાવક સુભમતિ, પાય નમઇ તેણઇ ઠાંમિ રે. બા. ૬
ભાવ સહિત નર બોલીઓ, આવ્યો મંદિરમાહિં રે;
લાજધરિ મુઝ આપીઉં, ચીવર ખાસર ત્યાંહિં રે. બા. ૭
મુનિવર સોય મમતા નહીં, કુણ ખાસર કુણ ચીર રે;
ભાવ વડો જગમા વડવીર, ભાવિ રાબડી ખીર રે. બા. ૮
તેહના હરખનંદ કારણઇ, ઓઢું ખાસર નિત્ય રે;
તે ધન્ય શ્રાવક જીવીઉં, અછતઇ વિક્રમાદિત્ય રે. બા. ૯
જે નર બહુ ધન પાંમીઆ, સમઝયાં શાસ્ત્રનો મર્મ રે;
તે નવિ લખમીય વ્યય કરઇ, તો સું સમઝીઆ ધર્મ રે. બા. ૧૦
આજ વડા તુહ્મો નરપતિ, ન કરો સાંમીની સાર રે;
દિનકર તિમિર ન નિગમઇ, કુંણ ટાલઇ અંધકાર રે. બા. ૧૧
ખાસર દેખીઅ લાજીઆ, તો મુંન માનો વચન રે;
જે કુલ નિરધન શ્રાવકાં, તેહ ઘરિ થાપીઇ ધન રે. બા. ૧૨
એણું વચને નૃપ હરખિઓ, લાગો મુનિવર પાયરે;
ચૂક પડી તુહ્મ દાસનઇ, તે ખમજો ઋષિરાયરે. બા. ૧૩
શ્રીગુરૂ વંદીઅ નૃપ વળ્યો, આવ્યો આપણ ઘઇરીરે;
બહુ ધન શ્રાવક આપીઆં, વણજ કરો બહુ પઇરીરે. બા. ૧૪
બિહુત્તરિ લાખ સોવન ટકા, મેલ્યા શ્રાવક ડંડરે;
પોષ કરઇ બહુ પુરૂષનો, પાલઇ વ્રત અખંડરે બા. ૧૫
એહવા જે[1] સાંહમી આપણાં, સીદાતા વલી હોઇરે;
સહસ દીનાર દેઇ કરી, નૃપ તેહનું મુખ જોયરે બા. ૧૬
કોડિ સોવન ધન વ્યય કરઈ, શ્રાવક ભકિત નઇ કાંમિરે;
સાતઇ ખેત્ર સંતોષતો, ધન વાવ્યાં શુભ ઠાંમિરે બા. ૧૭

૧ જૈનસ્સામી આપણા.

ઢાલ.

ગુરૂ ગીતારથ મારગ જોતાં એક મુનિવેશિ દીઠો એ દેશી રાગ—આશાવરી.

સિંધુઉ રાગ વરાડી

પાંચ અતિચાર એહના ભાખ્યા, તે ટાલો નરનારિ;
આહાર અસુઝતો દેતાં મુનિવર, દોષ કહ્યું સુવિચાર[1];
હો ભાવિકા પાંચ અતિચાર ટાલો—આંચલી ૧
અણુદેવા બુદ્ધિ કારણિ કિરપી, આહાર અસુઝતુ કીધું;
ભવિ ભવિ દુખિઓ તે નર થાઇ કર નવિ ઉંચો કીધું હો. ૨
આહાર અસૂઝતું છઇપણિ આગઇ, તે મમ સૂઝતું સારો
અંગિ અતીચાર આવઇ ભાઇ, પંડિત આપ વિચારો હો. ૩
વસ્ત હુંતી નર પોતા કેરી, તે કિમ પારકી કીધી;
પારકી કેડી આપણી આખી, ભાખી મુનિવર દીધી હો. ૪
મધુકરી કાલ થયો નર જીહાં. તવ જઇ ખુંણઇ પઇઠો;
અંગિ અતિચાર તેહનઇ આવઇ, પ્રગટ થઇ નઇ[2] બઇઠો હો. ૫
અસુર કરી આયો મુનિ તેડણ, જવ ગયો આહારનો કાલ;
જે નર કરઇ ચરિત્ર નિતું એહવા, એહનઇં પાપ વિશાલ હો. ૬
સાધર્મિક સીદાતા જાંણી, ન કરી તેહની સાર;
સી લખમી તસ મંદીર માંહિં, ન કરઇ તત્ત્વ વિચાર હો. ૭
દીન ઉધાર ન કીધું જેણઇ, તે ચુકા સંસાર;
અતિ ઉંડા ધન ધરણી[3] ધરતાં જાઇસ નરગ મઝાર હો. ૮

દુહા.

પંચ અતિચાર એ કહ્યા, ટાલઇ તે નરરાય;
વ્રત બારઇ અંગિ ધરઇ, ન કરઇ પાતગ વાત. ૧

---

૧ સંસારી. ૨ નવિ. ૩ ભોમથરીને.

ઢાલ.

**મંગલાવતી વિજય વિરાજીત એ દેશી રાગ માલવ ગોડી.**

બારવ્રત આદરઇ અંગિ, ઉચ્છવ મહોચ્છવ અતિહિં મંડાણુ;
સમકિત શુદ્ધ ઉચરીઉં વચને, કુંમર નિરંદરહ ચતુર સુજાણુ. બા-૧
મણિમુક્તાફલ થાલ ભરીનઇ, વધાવ્યો (મુનિ) હેમસૂરીંદ;
સંઘ ભકિત કીધી મનિ રંગિ, દાનિઇ વરસઇ કુંમરનિરંદ. બા-૨
જયજયકાર હુઓ જગમાંહિં, ઉદ્યોતતણો સુખિ વલી જેમ;
શૈવતણાં મુખમંદ ઘણેરાં, અમાવાસ્યા રયણી જેમ. બા-૩
ઘરિ ઘરિ તોરણિ મંગલમાલા, જૈન ધર્મ દીપઇ અભિરાંમ;
ચઉલક વંસે કુમરનિરંદહ, રાજઋષિ ધરાવઇ અભિરાંમ.[1] બા-૪

દુહા.

રાજ ઋષિ નાંમજ હવું, હરખ હુઆ નરરાય;
જૈન ધર્મ દીપાવવા, કરઇ સો કોડિ ઉપાય. ૧
કુંમરનિરંદ મુખિઈંમ કહઇ, જૈન ધર્મ જગિ સાર;
જે જીનધર્મ નંધા કરઇ, તજીઇ તે પરિવાર. ૨

ચઉપઇ.

તજીઇ માતા મુકી મહઇરિ, જેહનઇ જીનવચનસું વયર;
તજીઈ તાત ન લાઇવાર, જૈન ધર્મ જે કરઇ અસાર. ૧
તજીઇ બંધવ જે પણિ સગ્ગો, જૈન ધર્મથી જે ઉભગ્ગો;
તજીઇ ભગિની મુંકી માંમ, જેહનઇ ન રૂચઇ જીનવર નાંમ. ૨
તજીઇ પુત્ર પોતાનો જાંણિ, જૈન ધર્મની કરતો હાણિ;
તજીઈ પાપી પુત્ર વર્ગ્ગ, રાય કહઇ જીમ લહઈ સર્ગ્ગ. ૩

(૧) નામ.

દુહા.

સરગ લહીઇ શુભ પરિં, ન કરઇ મિથ્યા સંગ;
જૈન યતી શ્રાવક તણુઈ, દેખી ઉપજઈ રંગ. ૪
સેવ કરઇ શ્રાવક તણી, શ્રાવક પણિ ધરી દાસ;
સજન તે શ્રાવક ભલો, જીહા શ્રાવક તિહાં વાસ. ૫
સારથી પણિ શ્રાવક ભલો, શ્રાવક ભલો અપાર;
પંથિ પણિ શ્રાવક ભલો, બોલઇ તત્ત્વ વિચાર. ૬
કુંમરનિરંદ એણીપરિ ભણઇ, શ્રાવક સમો ન કોઇ;
તેણઇ કારાણેં નિજ રાજમાં, જૈન કીઆ નર સોઇ. ૭
જૈન જૈન સહુકો જપઇ, ન હણઇ જંતુપરાંણુ;
રાજ નિઃકંટક પાલતો, કોઈ ન ખંડઇ આંણુ. ૮
એણઇ અવસર સોરઠ મધ્યે, રાય સમર દૂરદાંત;
આણુ ન માનઇ ભૂપની,[1] ખીજયો નૃપ એકાંતિ. ૯
ઉદયનનઇં તેડી કરી, નૃપતિ દિયે આદેસ;
સોરઠ દેસ ચાલો તુહો, જીપો સમર નરેશ. ૧૦

ઢાલ.

ઘોડીની મુખ બોલ્યો મુનિવર, એ દેશી રાગ ધન્યાશ્રી.

જીપેવા કાજીં સમર નરેશ્વર રાય
ચઢી ઉદયન સોરઠ દેશમાં જાય
બહુ સેના સંઘાતિઇં હયગયરથ નહીં પારો
ગડઈ ત્રંબ નિશાણુ, ચઢીઆ બહુ અસવારો; ૧
દલ પાલીતાંણુઈ, કટક કરઈ મેલ્હાણુ;
તિહાં ઉદયન ચઢીઓ, સેંત્રુંજ સોય સુજાણુ;

૧ રાયનિ.

જીન દેખી હરખ્યો રળો, તે મસ્તગિ નાંમિ
દેઈ પ્રદક્ષણા ચેઇ,[૧] વંદન તસ ઠાર ૨
ચઢીઓ જવ ધ્યાનીં, નયણે નિરખ્યઇ ત્યાંહિ;
ઉંદિર એક દીવો, ચાલ્યો લેઇ બીલ માંહિ;
તે ભરડઇ દીઠો, જઇ મુંકાવઇ તેહ;
તવ ઉદયન ચિંતઇ, અનરથ સઘલો એહો. ૩
જો અર્ચક ના આવતો, હું ચૂકતો ધ્યાંન;
જો ધ્યાન ન છંડું[૨] તો, લાગઇ દેવ વિમાન;
જો ધિગ ધિગ મુઝનઇ, મુઝ તીર્થ સારો.
સી લખમી તેહની, જેણઇ[૩] ન કીધું ઉધારો; ૪
શ્રી જીનવર ભાખ્યું, ન કરઇ તેહ વિચારો;
પુણ્ય અષ્ટગુણું જો કરતાં જીરણ ઉધારો
ઇમ આતમ નિંદિ અગડ કરઇ તિહાં ચ્યારો
બ્રહ્મવ્રત એકાશણ શિય્યા પાંન પરિહારો ૫
જીહાં લગિ ભુવન કરાવું તિહાં લગઇ એ મુઝનીમો
ઇંમ કહી નઇ ઉદયન ચાંપઇ સમરજ સીમો
રણતૂર બજાવઇ ઢમકઇ ઢોલ દમાંમો
નૃપ સમર સંઘાતિ લાગો લોહ સંગ્રામો ૬
તિહાં ગૂર્જર ગુપતિ સ્ફુટઇ તોઅર[૪] તીરો
બિહુ દલ ઝૂઝઇ ભાજઇ નહીં વડવિરો
કાયર તિહાં કંપઇ પાછે પગલે ચાલઈ
સૂર રણમાં ધસાધસી સામા ઘા ઘાલઈ ૭
જીત્યો ઉદયન સમરરાય તિહાં હાર્યો

---

૧ ચૈત્યવંદન તેણે ઠામ. ૨ ખડુ. ૩ ન કરે જીરણ ઉદ્ધારો. ૪ તોમર.

તેડી તસ બેટા તેહનઇ રાજી બિસાર્યો
આંણુ કુંમરનિરંદો કરઇ[1] તે સોરઠ માંહિં
જીવજંત વલી કસ્યો, કોઇ ન મારઇ ત્યાંહિં ૮

ઇંમ મંત્રી મોટું કીધું રાયનું કાંમ
જસ પડો વજાવ્યો રણુમાં રાખ્યૂં નાંમો

વલી ઉદયન પાછો આગિં અછે બહુ ધાય
તેણુઇ ચિંતાતુર મંત્રી થયો મનમાંહિં ૯

મુંકઇ નિસાસો ઉદયન મંત્રી ત્યાંહિં
પૂછિઉં તસ સુભટે કૂણુ ચિંતા મનમાંહિં

ઝૂઝયા નઇ બુઝયા તુમો કર્યાં બહુ કાંમો
મરવું સહી સહુકે! શોક તણો કુણુ ઠાંમો ૧૦

તવ ઉદયન બોલ્યા મર્ણું બીહક નહીં વીરો
મુઝ મનિ એ દુઃખ છંઇ ચ્યાર સલ્ય સરીરો
ઉધાર અપૂરવ ગિરિ ગિરનારિં પાજો
અંબડ ડંડ નાયક મુનિ નીઝાંમણાં કાજ્યો ૧૧

દુહા

મુનિ દર્શન મુઝનઇ નહીં તેણુઈ કારણિ દુઃખ થાય
નિસુંણી મુનિ આરાધના સો સુભગતિ કિમજાય ૧

બાંલમરણુ આગઇ કીઆ જીવ અનંતી વાર
મુનિદર્શણુ વિણુ નવિતર્યો ન લહ્યો એ ભવ પાર ૨

તેણુઇ કારણિ ચિંતા બહુ ઝુરું હઇઆ મઝારિ
અંત કાલિ મુનિવર નહીં જીવ રુલઇ સંસારિ

૧ ફરઈ.

## ચઉપઈ

અસીવાત ઉદયન જવ કહી, સુભટ સહુ બોલ્યા ગહગહી;
સ્વામી ચિંતા મધરૂ ઋદય, સુર સકલ સુણી એણીપરિ વદઇ. ૧
સ્વામી શ્રીસેત્રુંજ ઉદ્ધાર, પાજ બંધાવું ગિરિ ગિરનારિ;
ડંડ નાયક અંબડ વિખ્યાત, ત્રિણિ બોલ બાહડદે હાથિ. ૨
આરધના ઋષિ ચાહો તુહ્મો, તે મુનિવર નઇંઆણું અહ્મો:
જોતો ઋષિ નવિલા ભઇ જસઇં, વંઠ પુરૂષ એક આણ્યો તસઇં. ૩
તેહનઇ પહિરાવ્યો મુનિ વેશ, ધર્મકથા તેણઇ કહી અનેક;
ઇર્યા ભાષા સુમિતિજ સાર, જાંણે મુનિવર શુદ્ધ આચાર. ૪
સોય પુરૂષ નઇં આણ્યો તિહાં, ઉદયન મંત્રી અઇઠા જીહાં;
મુનિ દર્શણ દીઠું જસઇં, મંત્રી ઉદયન હરખ્યો તસઇં. ૫
બે કરજોડી લાગ્યો પાય, તુહ્મો ભલેં આવ્યા[1] ઋષિરાય;
પાપતાપ દૂખ નાઠાં આજ, તઇં સાર્યું દૂખ[2] માહરૂં કાજ ૬
એમ ઉદયન સુખશાતા લહઇ, મુનિવર ધર્મકથા તિહાં કહઇ;
ઉદયન આલોઇ નિજ પાપ, ખમત ખામણા કરતો આપ. ૭
લાખ ચૌરાશી યોનિં જેહ, ભમતાં પાતગ લાગાં તેહ;
કોઇક જીવ ઉપરિ કીધી રિસ, તાસ ખમાવું નામી સીસ. ૮
રાજકાજ પણિ મયલાં હોય, લોભિં પાપ કર્યાં જે કોય;
સકલ જીવસું મુજ ખામણું, પાપ આલોઇ તિહાં આપણું. ૯
ગજ રથ ઘોડા વાડી વન, ગામ નગર પુર પાટણ ધન્ય,
ચ્યાર આહાર મુખિ છંડઇ અન્ન, વોસરાવઇ પોતાનું તન્ન. ૧૦
દ્વાદસ વ્રત આલોઇ કરી, ચ્યાર સરણા મનમાંહે ધરી;
સમક્તિ શુદ્ધ કર્યું તિહાં શીરી, મંત્રી પુહુતો દેવની પુરી. ૧૧

(૧) મલીયા. (૨) રસિ.

મંત્રી સ્વર્ગ પ્રહુતો જસઇ, લંઠ પુરૂષ વિમાસઇ તસઈ;
દેખો વેશ તણો મહિમાય, ઉદયન સરીખો નમીઉ પાય. ૧૨
જેણઇ વેષઈ પૂજાણો બહુ, જેણઇ વેષઇ મુઝ નમીઉં સહુ;
સોય વેષ જો મુકું જોય, તો મુઝ સરિખો મૂઢ ન કોય. ૧૩
ગર્દભ પાંમ્યો જો જવ હરી, નવિ ખાઇતો મૂર્ખસિરી;
દારિદ્રી કરિ ચઢિયું રતન, મહા મૂર્ખ જો ન કરઇ જતન. ૧૪
મરૂદેસઇ લહ્યું ગંગાનીર, નવિ પીધું નવિ ધોયું શરીર;
સોય પુરૂષ મૂર્ખમાં કહ્યો, જલ પાંમી જે તરસ્યો રહ્યો. ૧૫
એણઇં દ્રષ્ટાંતઇ સમઝો સહુ. વંઠગ પુરૂષ લબાડી બહુ;
હીણજાતિ શુભ નહીં આચાર, કરમિં પાંમ્યો ચારિત્ર[1] સાર. ૧૬
જો રાખું તો પંડિતપણું, નાસ્યો ખુંધો કરમિં ઘણું;
અસ્યો વેષ પાંમ્યો નહીં કદા, ભાવ વિના લીધું તે મુદા. ૧૭
મન વિહુણો મઇ એહ રચ્યો વેષ, હવે હું આણું હઇઇ વિવેક
તો હું જોડિ એલાચી વલી, વંસ ફરસત હુઉ કેવલી ૧૮
અષાઢ ભૂત વધારઇ વાંન, નાટિક કરતાં પાંમ્યુ[2] જ્ઞાન;
પુરૂષ કેસરી પ્રમવો સ્વાંમિ, ચોરી કરત રહ્યું મન ઠાંમિ. ૧૯
એ તરીઆ સંસારહ થકા, હું તેહના પગની રેણુકા;
તેહના નામ મહિમા થકી, રાખું ચારિત્ર થાઉં સુખી. ૨૦
તેણઇ તિહાં ચારિત્ર રાખ્યું ઠાય, તે તો વેષ તણો[3] મહિમાય;
સમઝે ઉપદેશ માલા મર્મ, વેષ વિવેકી રાખઇ ધર્મ. ૨૧
વેષ વડો જગમાં કહવાય, પાપ કરતો નર શંકાય;
કુમારગિ પડતુ રાખઇ વલી, વેષ વડો નર કહઈ કેવલી. ૨૨
સોય વેષ આવ્યો બહુ કામિ, લંઠગ નરનઇં રાખિઉ ઠાંમિ;
જન રંજવાનઇં પહર્યો વેષ, વેસ ઉપાય વડો વિવેક. ૨૩

(૧) સંયમ. ૨ ઉપાયું. ૩ તણું જુએ કામ.

એણુઇ વેષઈં આગઇ બહુ તર્યા, ઇહ લોકઇ જસ કીરતિ વર્યા;
પરલોકઈં સુખ પાંમ્યા બહુ, રાય સંપતિ નઇ જોયો સહુ. ૨૪
પૂર્વ ભવિં ભીખારી જીવ, માંગી ખાય સોય સદીવ;
દુર્ભિક્ષકાલ હુઉ તિહાં તસઇં, ભમતાં આહાર નવિ પાંમઇ જસઇ ૨૫
એણુઈ અવસરિ દીઠા બહુ જતી, વણિગ આહાર આપઇ તસ અતી;
ભીખારી નઇં ઠેલઇ પરાં, જીમ હાંકાજઇ કલિ કુતિરાં. ૨૬
એક દિવસ મુનિ વહઇરી કરી, પોશાલઈં[1] ચાલ્યા પરવરી;
સંપ્રતિરાય તણો જે જીવ, મુનિ આગલિ જઇ કરતો રીવ. ૨૭
સ્વાંભી ભૂખ ખમી નવિ જાય, ઘો કટકો જીમ આહાર થાય;
મુનિવર કહઇ અહ્મો આપું નહીં, શ્રી જીનવર અહ્મઃ વાર્યા અહીં. ૨૮
દેતાં લોક ઘણા મુઝ મિલઇ, લેવા તણી તસ સંખ્યા ટલઇ;
સંગ્રહ પણિ અહ્મો કરવો થાય, જાતો મુનિ આચારહ જાય. ૨૯
તેણુઇ કારણિ નવિ દેસ્યું અહ્મો, ગૃહસ્થ ઘરિ માગી ખાઉ તુહ્મો;
અસ્યું કહીનઈં મુનિવર જાય, જીવ ભિખારી કેડિં થાય. ૩૦
મુનિ પોશાલઈં પઇઠો જસઇં. દ્રુમક બારણિ બઇઠો તસઈં;
ઋષિ આલોઇ તિહાં ગોચરી, વિધિ વિનંતી બહુ[2] પરિ કરી. ૩૧
સ્વાંમી બાહિર ભીખારી એક, માગઇ અન્ન બહુ ધરી વિવેક;
આગ્નાવિણુ દીધું નવિ જાય, પણિ કરુણા અહ્મ સબલી થાય. ૩૨
શિષ્ય સાથિ ગુરુ બોલ્યો ત્યાંહ, દ્રુમક તણુઇ તુહ્મો તેડો અહીં;
ભીખારીનઇં તેડી કરી, ગુરૂ પૂછઇ મન કરૂણાધરી. ૩૩
કહઇ ભીખારી તુજ સું કાજ, દ્રુમક કહઇ સાંભલિ ઋષિરાય;
હું ભુખ્યો તું દીઇ મુઝ અન્ન, ભૂખી ધ્રુજઇ પ્રાંણી તન્ન. ૩૪
સુંણિ વચન બોલ્યા ઋષિરાય, જો અહ્મ સરીખું તું પણિ થાય:
તુ તુઝનઇ અહમો આપું આહાર, શાલિ દાલિ રોટી ઘૃત સાર. ૩૫

૧ પોસાલ ભણિ. ૨ ગુરૂનઈ. ૩ બહુ.

કહઈ ભીખારી કિસ્યો વિચાર, થાઉ વેગ મ લાઉ વાર;
કરવું હુઈ તે મુઝનઇ કરો, પણિ એક દાંતનઇં ઠાંસિ ભરો. ૩૬
અસ્યું વચન નર બોલ્યો જસઈં, વેગઈ લોચ કર્યો તિહાં તસઈં;
શાલિ દાલિ સરહાં પકવાંન, આપઇ આહાર દેઇ બહુમાન. ૩૭
સરસ આહાર લીધું શુભપરિં, વેદનતાંમ હુઇં ઉદરિં;
મિલ્યા યતી વિવહારી સહુ, ઓષધ વેષધ કીજઇ સહુ ૩૮
કટુક વચન મુખિ જે ભાખતા, ગલઇ ગ્રહીનઈ નર નાખતા;
તે વિવહારી આવી ત્યાંહ, ચોલઇ પાય હરખઇ મનમાંહિં. ૩૯

દુહા

મનમાંહિં બહુ હરખાતા, નવ દીક્ષિત મુનિરાય;
ભગતિ ઘણી તસ દેખતાં, મુનિ બોલ્યો તસ ઠામ. ૧

ઢાલ

રાગ રામગિરિ–વીરમધુરી વાંણી બોલઇ. એ દેશી.

દ્રુમક મધુરૂં વચન ભાખઇ, નર ભકિત નિહાલી;
અસ્યું ચરિત્ર સુકૃત પાખઇ, કિમ સકું પાલી. દ્રુ. ૧
કઇઇ હરખ્યો દ્રુમક મુનિવર, વેષ સહીઅ વારૂ;
ઇહ લોક ફલ જેહના અનંતા, પરભવિ સોય તારૂ. દ્રુ. ૨
પ્રબલ પુણ્ય જો નહીં પોતઇ, ઉદય વેષ કિહાંથી;
અસ્યઇં ધ્યાંનઇ ધર્મધ્યાનો, કાલ કરઇ તિહાંથી દ્રુ. ૩
ચાલીઉ એમ વિગતિ પાલી, થયો કુણાલ પુત્તો;
અશોકશ્રી નૃપ સોય વડુઉ, સોંપ્યું રાજ સંતો દ્રુ. ૪
રાય સંપ્રતિ નાંમ ધરીઉં. જનમ જાત રાજા;
સવા કોડી જીન બિંબ ભરિઆ, સવા લાખ પ્રાસાદ તાજા દ્રુ. ૫

એહ ચારિત્ર વેષ મહિમા, લંઠ પુરૂષ ભાખઇ;
લાજ આંણી વેષ વખાણી, ચારિત્ર સોય રાખઇ. દુ. ૬

દુહા.

તેણઇ તિહાં વેષજ રાખીઉં પાલ્યો શુદ્ધ આચાર;
ગુરૂ હાથિં દીક્ષા ગ્રહી? સફલ કર્યો અવતાર[૧]. ૧
ઉદયનથી નર તે તર્યો, તેણઇ કરી ઉદયન સાર;
જીનશાસન ગંભીર છઇ, અનેક નય વિચાર. ૨

ચઉપઈ.

અનેક નય જીન શાસનમાંહિં, ઉદયન મંત્રી તરીઉ ત્યાંહ;
સુભગતિ મંત્રી પામ્યો જસઈ, કાયા દહન કરી તિહાં તસઇ. ૧
અગ્નિ દેહ સંસ્કારી કરી, સુભટ સહુ ચાલ્યા પરવરી;
આવ્યા તે નર પાટણમાંહિં, કુંમારપાલ નર બઇઠો જીહાં. ૨
આવી નૃપનઇં નાંમ્યું સીસ, કાજ તુહ્મારૂં કીધું પ્રંસ;
સમરરાય અહ્મો માર્યો સહી, તુહ્મનામિં અહ્મ શોભા થઇ. ૩
પણિ એક શોક હુઉ મન માંહિં, ઉદયન મરણ લહ્યું જે ત્યાંહિં;
ભૂપ કહઇ તેહનો સ્યો સોગ, જે આરાધિ[૨] ગયો પરલોક. ૪

દુહા.

ઉદયન આરાધી ગયો? કીધું સરગઇ વાસ;
જેહની કીરતિ જગિ રહી, પુષ્પ ગયું રહ્યો વાસ. ૧
જીવ્યા તે જગિ જાંણીઇ, જેણઇ જાણ્યા[૩] પરલોક.
તેણઇ કારણિં મંત્રીતણો, કોઇ મ કરસ્યો સોગ. ૨

---

૧ સંસાર, ૨ સાધિ, ૩ સાધ્યા,

ઢાલ.

**રાગ–કેદારો–આશાઉરી રતનસાર કુમારનો એ દેશી.**

સુભટ સહુ સમઝીનઇ વલીઆ, આવ્યા બાહડ પાસિરે;
પૂર્વ કથા તેણઇ કહી માંડીનઈ, મનહ તપઇ ઉલાસીરે, ૧

ચ્યાર અગડ હુંતિ ઇદયનનઇં, તે તુહ્મો અંગિઇં લીજઇરે;
શ્રી સેતરંજય ઉદ્ધાર કરાવી, આખડી સોય કીજઇરે ૨

ગિરિ ગિરિનારિ પાજ બંધાવો, ડંડ નાયક નિજ ભ્રાતોરે;
તાત વચન તુમ વેગ કરીનઇ, હોયો આપ સનાથોરે. ૩

જે હુઇ પુત્ર સપુત્ર સુકુલનો. તાત વચન તે પાલઇરે;
જનમ્યા સોય ગુણિજન લેખઇ,[1] વંસતણઇ અજુઆલઇરે. ૪

ઋષભનઇ[2] કુલિ ભરત ભલેરો, દસરથ નઇં કુલિ રાંમોરે;
પાંડુનઇં કુલિ પાંડવ સરિખા, જેણઇ કુલિ રાખ્યું નાંમોરે. ૫

કીરતિધર નઇ કુલિ સુંકોશલ, સિદ્ધાર્થ કુલિ વીરો રે;
વસુરાજા કુલિ કૃષ્ણ સરિખા, તસ કુલિ ઢંઢણ ધીરો રે. ૬

ત્રિભુવન પાલ તણઈ કુલિ દીવો, જીવો કુંમર નિરંદો રે;
ચાચા શેઠ તણઇ કુલિ દિનકર, નામિં હેમસૂરીંદો રે. ૭

શ્રેણિકની આજ્ઞા સિર વહતો, બેટો અભય કુંમારો રે;
પદમરાય તણી મતિ રાખી, શિવકુંમાર નર સારો રે. ૮

કુણાલ તણઇ કુલિ સંપ્રતિ રાજા, સમુદ્ર વિજય કુલિ નીમો રે;
અશ્વસેન કુલિ પાસકુંમારહ, વંસ દીપાવ્યો કેમો રે. ૯

ગોભદ્રનઇ કુલિ શાલિભદ્ર સરિખા, જેણઇ અજૂઆલ્યો વંસો રે;
સોય સરીખા થાજો બાહડ, ઉદયનનઇ કુલિ હંસો રે. ૧૦

---

૧ ગણિજે. (૨) તણઈ

## દુહા.

હંસ સારખા થઇ કરી, રાખો ઉદયન નાંમ;
શ્રી સેત્રુંજ્ય તીથર[1] જઈ, ભુવન કરાવો[2] તાંમ. ૧

## ઢાલ

### રાગ કેદાર ગોડી પારધિયાનો એદેશી

એણે વચને નર હરખીઓરે, બાહડ મંત્રી જેહ
લેઈ નૃપની[3] આગનારે, સેત્રુંજ ચાલ્યા તેહ
મંત્રીસ્વર સહી કરતો કામ ઉદાર, જેણુઇ કીધું ગિરિ ઉદ્ધાર આંચલી.
તે તો જૈન શિરોમણિ સાર, મંત્રીસ્વર સહી કરતો કામ ઉદ્ધાર
શ્રી સેત્રુંજય ઉપરિ ચઢીરે, તિહાં પૂજ્યા આદિનાથ;
પ્રાસાદ પાયો મંડાવીઉરે, વાત હવી વિખ્યાત મં. ૧
દેસ દેસના વિવહારીઆરે, પોહોતા સેત્રુંજય શુંગિ;
અંબડ આગલિ આવીઆરે, તે બોલ્યા મનરંગિ મં. ૧
મંત્રી જગમાં તુ તર્યોરે, નિજ સ્વામીનઇ તારિ;
પુણ્ય કામિ[4] ધન અમ્હ લીઉરે, જીમ તિમ અમ્હનઇ તરિ મં. ૩

## ચઉપઈ

અસ્યાં વચન વિવહારી કહઇ, વાગભટ હઇડઇ ગહગહી;
કાગલ વેગ અણાવઇ તિહાં, નાંમ લિખઇ મંત્રી તેમાંહિ ૧
એણઇ અવસરિ ટીંમાણા તણો, ભીમ કુંડેલીઓ શ્રાવક સુંણો;
તે આવ્યો પૂજાનઇ કાંમિ, પઇસીન સકઇ તેણુઇ ઠાંમિ ૨

---

(૧)જાણ (૨)કરો અભિરામ ૩ નરપતિની ૪ કાચ

ચંપાતો નર દીઠો જસઇં, વાગભટઇં બોલાવ્યો તસઇં
સુભટઇં તિહાં તેડી આણીઉ, પાસઇ બઇસાર્યો વાંણીઓ ૩
મંત્રી પૂછી માંડી નાંમ, પુણ્ય કાજી નર આપઇ દાંમ;

એણઇ અવસરિ ભીમા મનિ થાય, બોલઇ પાણિ બોલ્યું નવ જાય; ૪
વાગભટ બુદ્ધિસાગર કહ્યા, તેણઇ ભીમનો ભાવજ લહ્યો;
બોલાવ્યો તવ[1] પ્રેમઇં કરી, કુડલીક બોલ્યો તિહાં ફીરી ૫

સ્વાંમી મુઝ સુણિં કર્મ કથાય, પુણ્ય વિના ભવ માહરં જાય
વસું ટીંમાણું જીહાં છઇ ત્રાંમ, ભીમ કુડલીક માહરં નાંમ ૬

દ્રવ્ય હિણુ પોતઇ નહીં કર્મ, માયા માહારઇ છઇ પટ્ર દ્રુમ;
ઘૃત વેચું પરદેસઇ ફરૂં, ઉદર પૂરણા એણિપરિ કરૂં ૭
અવી તુંણિ આગ્યો સિંણગાર, હીંડવું[2] પાલું નઇ માથઇભાર;
ભુંઇં સુવું નઇ ઘરમાં સાપ, એ સહી[3] પેલા ભવનું પાપ ૮

એ સાતઇ દૂખ ભીમા તણુઇ, સેત્રુંજે પામ્યો પુણ્ય ઘણુઇ;
ઘૃત વેચતાં વાભજ હુઉં, જડયા દ્રમ અનઇ એક રૂઉ ૯
એક રૂઓ માલીકરિ ધરિ, પુષ્પ લેઇ મઇં પૂજા કરી;
વલી મુઝ હર્ષ[4] હુઉ એણઇ કાંમિ, સાત રૂઆંલીજઇ પુણ્ય કાંમિ ૧૦
તવ મંત્રી મનિ હરખ્યો ઘણું, દેખીં ધૈર્ય વાણિગ તણું;
એહનઇ જીન ઉપરિ બહુ પ્રેમ, કોઇ ન કરતો રીસઇ એમ ૧૧

મારો તો પટ્ટ દ્રુમહ તણી, પુંણ્ય કાજઇ આપઈ આપણો
એહવો શ્રાવક જગમાં જેહ, દૈવઇ નિર્ધન કીયું તેહ ૧૨

દૈવ અટારૂં અવલું કરઇ, નદી નીર સાયરમાં ધરઇ;
સરોવર સુકાં દીસઇ ઘણાં, અવલ[5] લક્ષણુ દીસઇ ઘણાં ૧૩

---

(૧) તેણે. (૨) પગઅણુઆણે પાલો સિરભાર (૩) એ સાતે પૂરવના પાપ (૪) ભાવ (૫) અવલા લેખ તે દેવહ તણા.

જે પુણ્યવંત અનઇ દાતાર, શ્રાવક ભીમો જગમાં સાર;
અસ્યું પુરૂષ નઇ નિર્ધનપણું, દેખી મંત્રીનઇં દૂખ ઘણું. ૧૪
સહી ભગવંતનું કાધું હસઇ, થોડે દિવસે ભીમ સુખીક થસઇ;
નિર્લોભી પુણ્ય ઉપરિ રાગ, પ્રાહિં તે ન હુઇ [1]નિર્ભાગ. ૧૫
નમી વિનમી વિદ્યાધર જોય, એક ચિંતઇ હુઆ નર દોઇ;
પૂજઇ ઋષભદેવના પાય, દેહી ઋદ્ધિ બોલઇ તસ ઠાય. ૧૬
ઋષભ મુખી સંક્રમિ કરી, ધરણેન્દ્ર દેવ બોલ્યો પરવરી;
સહસ અડતાલીસ વિદ્યાદીઇ; નમી વિનમી હરખીનઇ લીઇ. ૧૭
ભગતિ કરી તો નિષ્ફલ ન હોઇ, પુણ્યતણું ફલ પ્રગટ જોઇ;
ભીમો ભગતિ કરઇ જીન તણી, એ ધરિ લક્ષ્મી દીસઇ ઘણી ૧૮
અસ્યું વિમાસઇ મંત્રી જાંમ, ભીમ વાણીઓ બોલ્યો તાંમ;
પુણ્ય કાજઇ લીઉ સાતઇ દ્રામ, હું જાઇસ હવઇ જીહાં[2] ગ્રાંમ ૧૯
એક ચિંત નર દીઠો જસઇં, શિરનામું માડયું તિહાં તસઇં
અવર પુરૂષ પૂછઇ તસ ઠાંમિ, સિરનામું માડયું કુંણ કામિ ૨૦
મંત્રી કહઇ વિવહારી સુંણો, એ સામી સખરો આપણો;
પુણ્યકાજીં ધરસૂતર દીઉં, તેણઇ કારણિ સરિ નામું કીઉં ૨૧
એણે વચને નર હરખ્યા સહુ. સ્વામી ભીમ પ્રસંસો બહુ
વિનય ઘણો બાહડદે કરઇ, સોવનપંચ સહઇ આગલિ ધરઇ; ૨૨
કાલ ભાવ જાૂઇ તહાં ભીમ, સોવન લેવા ખાધી નીમ;
ભીમ પ્રસંસો[3] પાછો વલ્યો, સજન કુટુંબનઇં આવી મલ્યો ૨૩
પણિ હઇડામાં ચિંતા ઘણી, નારિ અ છઇ ઘરમાં વઢકણી;
તેહથી ભીમો બીહઇ બહુ, તે આગલિ હારઇ નર સહુ ૨૪
અતિ [4]કાલી અનઇ વાચાલ, ફિરી જવાબ દીઇ તતકાલ;
આંહિં રહઇ તે રીસંઇ ભરી, ખડકયા માંહિંથી બોલઇ ફિરી. ૨૫

---

૧, દુર્ભાગ્ય. ૨. મુજ. ૩, વખાણ્યો. ૪.આકુલિ.

દુહા.

અણુબોલવી બોલતી, વચિમા કરરતી વાત;
પ્રાહિં બહુ બોલાંવતી, જગમાં ભૂંડા[1] સાત ૧

ચઉપઈ.

નારી શિષ્ય સેવક દીકરો, ઋષિ બોલ્યાનો લીઇ અભિગ્રહો;
છિદ્ર[2]સહિત નિર્ધન સાતમઇ બહુ બોલે કહઇનઈ નવિ ગમઇ. ૧
બહુ બોલી ભીમાની નારી, ભીમો બીહઇ હઇઆ મઝારિ;
પુણ્યકાજીં ધનખરચ્યા મઈ દ્રામ, નારીનહીં રાખઈ મુઝ માંમ. ૨
અસું વિમાસઇ બોલઇ બીહઇ, વિનવી વાત ધાલઈ સ્ત્રી હઇઇ;
મઈ જઇ જૂહાર્યો સેત્રુંજ સ્વાંમી, ઘૃતમાયા દીધું પુણ્યકામિ. ૩
ભાગી ચિંતા મનમાં હતી, નારી કુલંઠ થઇ[3] ગુણવતી;
તેણી પ્રસંસો નિજ ભરતાર, ભલું કરિઉં પુણ્ય કીધું સાર. ૪
સબલું પુણ્ય નંઇ સબલું પાપ, પરતગિ ફલ પામઇ નર આપ;
સાતઇ દ્રામ પૂજા ફલ જેહ, પરગતિ પુણ્ય ફલ્યું નર તેહ. ૫
તુંબાતણો ખીલો જાજરો. ભગી નીસરીઉ બાહિરો
ભોમિ ખણી બઇસાર્યો ફિરી, પુણ્યઈ લખમી પ્રગટ કરી ૬
કલસ એક પ્રગટયો તિંહાસાર, માંહિ સોવન ચ્યાર હજાર;
ભીમો તે ધન હાથિ ન સાહિ. સોવન લઇ નઇ સેત્રુંજ જાઇ, ૭
ગયો ભીમ બાહડદે જીહાં, સોવન કલસ ધર્યો તિંહાં
સ્વાંમી એ ધન નાવઇ કાંમિ, એ ધન ખરચો પુણ્યનઈ કામિ ૮
તવ બાહડ મનિ કરઇ વિચાર, એહનઈ અલ્પ અછઇ સંસાર
લાધું ધન ધરમાં નવિ ધરઇ, કો ઉત્તમ નર દીસઇ સરઇ ૯

૧. હોઈ. ૨. છત્ર. ૩. હુઈઈ.

દુહા.

ઉત્તમ નર જગિ એ સહી, રાખઇ વિત્રહારી વટ્ટ
મંત્રી કહઇ નર સાંભળો, જગમાં અચરિજ અટ્ઠ ૧

ચઉપઈ

સરપિં સમતા સત્ય જૂવાર, મધપાંની[1] નઇ તત્ત્વવિચાર
વિષય સમતા સ્ત્રીનઇ વિષય, દયા ધર્મ નઈ મંસહ ભખઈ ૧
સૂરપણું નપુંશક તણુઇ, અસંભમ કાગ પવિત્રહ પણુઇ
વિવહાર શુદ્ધિ નિર્ધન ધરિઆરિ, એ અચરિજ જગિ આઠ વિચાર ૨
અચરિજ વાત ભીમાની ઘણી, જેણુઇ લખમીતરણુ સરિખીગણી
બહુ પ્રસંસી ભીમા તણુઇ, મધુરે વચને મંત્રી ભણુઇ ૩
સુંણો ભીમ ભાખઇ પ્રધાંન, કિમ લીજઇ નહીં તમહ નિધાંન
જો તુમ્હ હાથિ ચઢીઉં એહ, કરો સોય સુખ પામઈ દેહ ૪
વલી મંત્રી બોલ્યો કર જોડિ, એ ધન લેતાં નહીં તહ્મ ખોડિ
બાહડનઇ મનિં એ ઇછાય, જીમતિમ ભીમો સુખિઉ થાય ૫
તેણુઇ કારણિ દૂહવી નઇ કહઇ, ભીમા લત્રલત્ર કરતો રહઇ
લીઉં નિધાંન જાઉ તહ્મ ધ‌ઃરિ, ખાઉ પુણ્ય કરૂ બહુપઇરિ ૬

દુહા.

ચાંપી વચન મંત્રી કહઇ, હિતબુદ્ધિ હઇઇ અપાર
કડવું બોલી કારણિં, ઉત્તમ કરઇ ઉપકાર ૧
પર ઉપગારી વૈદ જે, દિઇ મુખિ ઉષડ ભલ
રોગ દોષ દૂરિં કરઇ, કરઇ દેહ નિસલ્લ ૨
તિમ કડવું નર કારણિં, બોલી કામ કરેહ;
ઉત્તમ નર કવિઅણુ કહઈ, લીંબ સરિખા તેહ. ૩

૧. મદિરા.

કવિત્ત

મુખિ કડવા ગુણવંત, તાસતા લીંબ પટંતરિ;
શીતલ ગુણ સહઇ મન્ય, પત્ર દ્વિજાં નહીં અંતર;
દ્રામતણો સુંલતાન, લખણ અંગ [1] છત્રીસહ;
લીંબ વડો લઘુરાય, તાસતુ [2] હોય બત્રીસહ;
અગનિ દાઝિ ના[3] થિંવરઇ, ફલફુલ છાયા સહઇ ગુણ પેરઇ
કવિ ચણ[4] કહઇજે સંપંસેષ તાસ વિષ નિર્ણય કરઇ ૧

દુહા

નરણ કરઇ તે વિષતણી, દુખ દેઇ નિજ પ્રાંણ
પર ઉપગારી તું સહી, સબલો લીંબ સુજાણ ૧
લીંબ સરિખો વાગભટ્ટ, કરતો પર ઉપગાર
ભીમતણુઈ મુખિ ઈમ કહઇ, લિઇ ધન મકરિ વિચાર ૨

ચઉપઇ.

મ કરિ વિચાર ભીમા વાણીઆ, પુણ્યઈં સોનઇઆ આંણીઆ.
માનિ વચન મુઝ સ્વામીતણું, વારવાર શું કહીઇ ઘણું ૧.
ભીમ ન લિઇ [5] નવિ બોલઇત્યાંહ, આપ વિચારઈ હઇડા માંહિ;
અદત્તદાન નું મુજ પચ્ચખાણ, વ્રત ન ખંડું જીહાં ઘટિપરાંણ ૨
અસું વિચાર કરઇ મનમાંહિં, પ્રગટ થયો કવડયક્ષ તાંહિ;
ભીમા એ ધન તાંહરૂં સહી, ખાઉ ખરચો મન ગહઇગહી ૩
સુરવચને ભીમો હુઉ ખુસી, વાત હઇઇ બાહડનઇ વસી;
મંત્રી નંઇં પ્રસંસી કરી, જીનપૂજી ઘરિ આવ્યો ફિરી ૪
સુખી હુઉ નર શ્રાવક ભીમ, પાલઈ વ્રત નવિ ખંડઇનીમ;
ધન ખાય ખરચઇ પુણ્ય કરઇ, સેત્રુંજ નામ ઋદયમાં ધરઇ ૫

(૧) બત્રીસ (૨) ગુણ (૩) તોયિર ઠરે (૪) રૂષભ (૫) તવ

દુહા.

મનિ શુદ્ધિ સેત્રુંજ ચઢઇ, જીન પૂજાઇ ત્રિણ્ણિ કાલ;
ભીમતણ્ણી પરિ તે સુખી, સુણ્ણયો સહુ વૃધ્ધ બાલ ૧
સુકવિ કહઇ જગિ તે ભલા, જેણ્ણ જગિ પોખ્યાં પાત્ર;
ધન્ય જીવ્યું નર તેહનું, કીધું સેત્રુંજ યાત્ર
શ્રીજીન કહઇ તીરથ વડું, શ્રી સેત્રુંજે સાર;
ગણ્ણધર મુનિવર પંડવા, એણ્ણ્ય ગિરિ પાંમ્યા પાર ૩
સૂર્યકુંડ જઇ ભીમમાં, જે નવિ નાહ્યા નીર;
શ્રીજીન કહઇ નર જાંણ્ણયો, મયલાં તાસ સરીર ૪
ગૌતમ સરિખો ગુરૂ વલી, ઋષભ સરિખો દેવ;
સેત્રુંજ સરિખો ગિરિવલી, પુણ્યઇ લહઇ સેવ; ૪
પુણ્યઇ બહુ ધન પાંમીઉં, નવિ કીધુ ઉદ્ધાર
સેત્રુંજ ગિરિ નવિ ફરસીઉ, તેણ્ણઇ હાર્યો મનુ અવતાર ૫
પુણ્ય જાંણ્ણી મંત્રી તિહાં, બાહડદે ગુણ્ણવંત
ભુવન નીંપાયું જીન તણ્ણું, ઉંચુ સોય અત્યંત ૬

ચઉપઈ

દેહરઇ કામ ચલાવી કરી, મંત્રી આવ્યો પાટણ્ણ ભણ્ણી;
ભુવન નીપાયું પુરૂં જસઇ, વધામણ્ણી લેઇ આવ્યા તસઇ ૧
હરખ્યો મંત્રી મનહ જગીસ, સોવન જીભ આપી બત્રીસ;
બીજઇ દિવસ વધાંમણ્ણી વલી, પડિ પ્રાસાદ તે ભૂમિં ઢલી ૨
મનિ વિખવાદ અનઇ વલી હર્ષ, વધાંમણ્ણી પહઇરાવ્યો પુરૂષ;
ચૌસઠિ જીભ તે સોના તણ્ણી, આપઇ નર તિહાં વધાંમણ્ણિ ૩
કીધું ભુવન પડયું તે દુઃખ, જીવંતાં પડયું તે સુખ;
હવઇ બુદ્ધિ હું કરૂં વિશાલ જીમ જીનમંદિર રહઇ ચિરકાલ ૪

એહવું આપ વિમાસી કરી, મંત્રી તિહાં ચાલ્યો પરવરી;
આવ્યા શ્રી સેત્રુંજે જીહાં, સુભ સિલાટ તેડાવ્યા તિહાં; ૫
પૂછઇ મંત્રી સુંણિ સિલાટ, એ પ્રાશાદ પડયો સ્યા માટિ;
કારીગર કહઇ સુંણિ પ્રધાંન. પવનઇં પડીઉં દેવ વિમાન ૬
હવઇ ચઉઆરો કરો પ્રાશાદ, ઈંદ્ર પુરી સુ કરતો વાદ;
પણિ એક દોષ અછઇ પ્રધાંન, પાછલિ જનમ નહીં સંતાન ૭
મંત્રી કહઇ સાંભલી સિલાટ, કરિ પ્રાસાદ[2] સુંદર શુભ ઘાટ;
કરિ ચઉઆરો ચઉ વટવાટ, જે દેખાડઇ શિવપુર વાટ ૮
પુત્રી પુત્ર કહ્યાં તિં જેહ, સાથિં કોય ન આવઇ તેહ;
કર્મ પોતિ જો ભુંડા હોય, તો તે નાંમ પિતાનું ખોય ૯
સરિઇયો પુત્ર જો સું કીધ, પિતા તણે મસ્તગિ ઘા દીધ;
ચરિત્ર જુઓ સુરીપુર કુમાર, તેણે તાત માર્યો નિરધાર ૧૦
હદે સલાટ વિચારો આપ, કંસે દુખિયો કીધો બાપ;
કોણિ રાજા સામુ જોય, જીવિત સોય પિતાનું ખોય ૧૧
કો કહઇનો નહીં સંસારિ, પરદેસી નઇં મારઇ નારિ;
કેતા તુઝ ભાખું અવદાત, મણિરથ રાઇં માર્યો ભ્રાત ૧૨
કનકકેતુ મારઇ નિજ બાલ, સુભદ્રાનઇં દિઇ સાસુ આલ;
રાજા સંખ પૃથિવિનો નાથ, કલાવતીના કાપ્યા હાથ ૧૩
તેણઇ કારણિ કારીગર જોય, કલિમાં કોકહઇનું નવિ હોય;
કહઇના બેટા કહઇની વહુ, આપ સવારથ મિલીઉ સહુ ૧૪
પુત્ર કુટુંબ સહુ મિથ્યાવાદ, કીજઇ ચઉઆરો પ્રાસાદ;
વેગઇં ભુવન કરાવ્યું ત્યાંહ, ઋષભદેવ બેસાયાં માંહિં. ૧૫
સંવત બાર અનઇ અગ્યાર, શનિવારઇં કીધું વિસ્તાર;
દંડ કલસ ધજ તોરણ જેહ, હેમ સૂરિ પ્રતિષ્ટેય તેહ. ૧૬

(૧) કૃરિ. (૨) પુત્ર સુતાનો નહિં ઉચાટ.

ચઉવીસ વાડી ચઉવીસ ગાંમ, પૂજા કાજી ખરચઇ દાંમ;
તલહટીઈ જીહા સુભ ઠાંમ, ગામ વસાવ્યું બાહડપુર નાંમ. ૧૭
તિહાં એક ત્રિભુવનપાલ વિહાર, પાર્શ્વનાથ થાપ્યા તિહાં સાર;
જગમાં વર્ત્યો જયજયકાર, ધન ધન બાહડદે અવતાર; ૧૮
પુણ્યકાજ કરી તેણઇ ઠારિ, મંત્રી ચાલ્યો ગઢ ગિરિનારિ.
ત્રિણ ઉપવાસ આરાધી દેવ, અંબાઇ આવી તતખેવ. ૧૯
બોલ્યો મંત્રી લાગી પાય, પાજ કરેવા છઇ ઇચ્છાય;
દેવી કહઇ ચિંતા કરિ તાજિ, નાખું ચોખા તિહાં કરૂં પાજ. ૨૦
દેવી વચન હવું જેતલઇં, શાલવૃષ્ટ હુઈ તેતલઇં;
મંત્રી મૂહુર્ત્ત લેઇ સાર, પાજ કરાવઇ અતિહિં ઉદાર. ૨૧
દોઇ કોડિ સતાણું લાખ, સોવનટંકા ખરચ્યા હર્ષ;
ધન ધન બહાડદે અવતાર, ઉતાર્યો ઉદયન સિર ભાર, ૨૨
પુત્ર જણ્યાનું એ પરિમાણ, જેણઇંવહી તાતની સરિઆણ;
પિતા તણુઇ ઉસંકલ થઇ, પાટણિ આવ્યો તે ગહઇ ગહી. ૨૩

### ઢાલ

પાટણિ મંત્રી આવીઉ, કીધો રાય જૂહાર:
ડંડ નાયક અંબડ કીઉ, હુઉ તે જયજયકાર.

### ઢાલ

ચુંનડીની ધનધન સેત્રુંજ ગિરિવર. એ દેશી

રાગ–ગોડી —રાગ-ધનાશ્રી.

જયજયકાર હુઉ સહી, ત્યાંહા અંબડવિચારઈ આપ હો;
તાત ઉસંકલ થઇ કરી, ધોયું પૂરવ પાપ હો, ૧

ધન ધન પુત્ર સુપુત્ર[1] હો, રાખ્યું ઉદયન નાંમ હો;
તાત કલ્યાણક કારણે, ભુવન કર્યું અભિરામ હો. ધ. ૨
અંબડ ભૂપનઈ કહી કરી, ભરૂઅચિમાંહિં જાય હો;
શ્રીમુનિ સુવ્રત દેહરઈ, આવ્યો અતિ ઉચ્છાય હો. ધ. ૩
શ્રીજીંન મંદિર દીપતું, સમલીઆ વિહાર હો;
નાંમ અસ્યું કુણ કારણિ, સુણયો સહુ વિચાર હો ધ. ૪
સમલી એણઈ થાંનક બઈઠી તરૂઅર ડાલી હો;
બાણ આહેડી સાંધિઉં, પંખ હણી તતકાલ હો ધ. ૫
સુપુરૂષ શ્રાવક (મુનિ) તિહાં મિલ્યો, દીધુ તવ નવકાર હો;
સોય મરિ થઈ બાલિકા, સિંહલ નૃપ ધરિ અવતાર હો ધ. ૬
શ્રીનવકાર સુણી લહી, જાતિ સમરણ સારહો
તેણઈ પ્રાસાદ કરાવીઉ, સંમલીઆ વિહાર હો ધ. ૭
તે જીનમંદિર જાજરૂં, દેખી અંબડ ત્યાંહિ હો
પાયો વેગ મંડાવીઉ, ઇચ્છા અતિ મનમાંહિ હો ધ. ૮
કોપી દેવી નર્મદા મેલી પાયા સાંધિ હો
પુરૂષ પઈઆં લઈ ચાંપીઆ, બોલ્યા બાકરી બાંધિ હો ધ. ૯
મંત્રી મનિ બીહનો નહીં, કામ ચલાવ્યું તાંમ હો.
પ્રગટ થઈ દેવાંગના, નર બોલઇ ગુણ આમ હો ધ. ૧૦
સાહસીક તું શીલઈ ભલો, અંબડ તું ગુણવંત્ત હો
કરિ પ્રાસાદ સુહામણો, મન સુદ્ધ અત્યંત હો ધ. ૧૧
બલિ બાકુલ ઉછાલીઆ, લગન ભલું શુભ વાર હો
શ્રીજીન ભુવન કરાવીઉં, ઉંચું હાથ અઢાર હો ધ. ૧૨
સંવત બાર વીસો તરઇ, સંમલીઆ વિહાર હો;
શ્રી મુનિ સુવ્રત થાપીઆ[2] આવઈ સંઘ ઉદાર હો ધ. ૧૩

---

૧. પ્ર. (૨) થાપના

કુંમરનિરંદહ આવીઉ, આવ્યા હેમ સૂરિંદ હો
બિંબ પ્રતિષ્ઠા તિહાં કરી, થાંપી મૂરતિ ચંદ હો ધ. ૧૪
અંબડ કરતો આરતી, ઉતરાવઇ કુંમરનિરંદ હો;
બિહુત્તરિ નૃપ ચામર ધરઇ, જીમ જીન આગલિ ઇંદ હો ધ. ૧૫
અંબડ દાનિ વરસતો, આપઈ અસ્વ રત્ન હો
આરતી વેલ્લા આપીઆં, બત્રીસ લાખ સોવન હો ધ. ૧૬
અંબડ હર્ખ હઇઇ ઘણો, ચઢીઉ દેવલ શ્રુંગ હો;
ડંડ ધજ તલિ આવીઉ, નાચ્યો મનનઇ રંગિ હોધ. ૧૭
શિર ઉઘાડઇ નાચતાં, છલીઉ અંબડ ત્યાંહ હો
કોપી દેવી સિંધવા, જે થિર ભરૂઅચિ માંહિ હો ધ. ૧૮
જાણ્યું હેમાચારજીં ચ્યાલ્યો અંત્રીક જાય હો
આવ્યા દેવી દેહરઇ, કાઉસગ્ગ રહઇતસ ઠાય હો ધ. ૧૯
નવિ માંની દેવી સિંધવા, ઉડયો ચેલો તામ હો;
ઉખલિ ચાવલ ખાંડતો, ધૂજઇ દેવલ ઠામ હો. ધ. ૨૦
તોહઇ ન માનઇ સિંધવા, માર્યો બીજી ઘાય હો,
દેવી મૂરતિ થર હરી, તોહઈ ન વારી જાઇ હો. ધ. ૨૧
મંત્રી જાપ જપાવીઉં, માર્યો ત્રીજે ઘાય હો;
આવી ચઉસઠિ યોગની, લાગી મુનિવર પાય હો. ધ. ૨૨

ચઉપઇ.

પાય નમી મુનિવર નઇ દેવિ, ચઉસઠિ યોગની આવી એવ
વિકટ નામ હું તેહનાં લહું, તે સઘલાં તુહ્મ વિવરી કહું ૧
તારા ત્રિપુરા નઇ તોતલા, તુલજા તારણુ નઇ મહઇખલા
હીંગોલી દેવી હરિસિદ્ધ, એકલવિરા તે પ્રસિદ્ધ ૨
ચાંમુંડી ચંડી[1] ચંડિકા, ખપરીઇ ખાધા સાટિકા

૧. સુદ્ધિ.

દૈત સંધારણ દુર્ગા જેહ, સિંધવાહની આવી તેહ ૩
ખોડાઈ દેવી ખોડીઆર, તેડી આવી તેણઇ ઠારિ
વહઇરાઇ નઇ વાઘેસ્વરી, માહોમાંહિ તે રોસઇભરી ૪
અંબે અંબાઇ આકલી, કાલી મહાકાલી સાંકલી
સિંધવા નઇ આવી સચિ આવી, માતર માતંગી નઈ લાવી ૫
ક્રમખાદેવી નઇ કામરા, હાથ દેખાડયા હેમઈ ખરા
જગદંબા નઇ જવાલા મુખી, ધનુષધરી દેવી સરવભખી ૬
દેવી ભવાંની નઇ ભદ્રિકા, ગોરી માતા નઇ અંબિકા
માતીદેવી અનઇ મદભરી, વલી વડુંચી ઉભી કરી ૭
ગહઇલી બહઇચરી પદમાવતી, આવી તિહાં મુનિહેમહ જતી
આસાપુરી આવી કાલિકા, મોટાબોલ બોલઇ મુખિ થકા ૮
રૂહાપુરી દેવી દુબલી, આવી ટોલામાંહિ બલી
ગિરજાદેવી નઇ ચોરવાડિ, તિલાવની કહઇ બુંબ મ પાડિ ૯
બાલા ભયરવી નઈ ઉરવસી, કાલાંતી આવી તિહાં ધસી
બોરસિદ્ધ અનઇ વીરસિદ્ધિ, ગોઇઆસધજ જગમાં પ્રસિદ્ધ ૧૦
ચારણ સુધિ નઇ ઉંમયા જેહ, નર્મદા નાગિલ દેવી તેહ
સરવાંણી મહાદેવી સાર, બાંધી ચઉસઠિ કરઇ પોકાર ૧૧

દુહા

બાંધિ ચઉસઠિ યોગની, મોડી માગઇ મીન
છોડી છોડી હેમ સૂરિંદ, વચન વદઈ મુખિ દીન ૧૨

ઢાલ.

ધનધન સેત્રુંજ ગિરિવર એ દેસી ચુનડીનો–રાગ–ગોડી–રાગ–ધનાશ્રી

દીન મુખી દિઇ આંગુલી, લાગી મુનિનઇ પાય હો
કહણ્યુ કરું હું બ્રહ્મતણું, છોડો અમ ઋષિરાય હો; દી ૧
હેમ કહઇ સુંણિ સિંધવા, છલીઉ અંબડ કાંઇ હો;

સુકૃત વિઘન કરંતડાં, તાહરો નહીં મેહેમાય હો દી ૨
બોલી તાંય દેવાંગના, એ માહરો અપરાધ હો
હું અંબડ નીંકી કરી, ન કરૂં તુહ્મસું વાદ હો દી ૩
છોડી તામ દેવાંગના, લાગી મુનીવર પાય હો
હેમ પ્રસંસ્યો અતિ ઘણું, તું સાચો ઋષિરાય હો દી ૪
મુનિવર નામ=હિમાથકી, દેવી હુઇ સંતુષ્ટ હો
અંબડ વિઘન નિવારીઉં. કીધી પુષ્પની વૃષ્ટિ હો દી ૫

## દુહા.

પુષ્પ વૃષ્ટિ પ્રેમઇ કરી, નમી સુદેવી ત્યાંહ;
અંબડ હેમ સૂરિંદ ગુરૂ, આવ્યા પાટણમાંહી ૧
શ્રીગુરુ પાટણમાં રહઇ, ભાખઇ ધર્મ કથાય
વલી વ્યાખ્યાન સુંણઈ સદા, ચઉલક વંસી રાય ૨

## ચઉપઇ

એક દિવસ કહઇ હેમ સૂરિંદ, પ્રેમઇ સુંણાયો[1] કુંમરનિરંદ;
સોલ સસા ધરિ લહઇ તોય, જો પૂરવ[2] સંચિત પુણ્ય હોય ૧
સુદ્ધગુરુ સેવા સુકુલે જન્મ, સંઘની ભગતિ સદ્દહણુ ધર્મ,
સુદ્રવ્ય સેત્રુંજ કેરી યાત્ર, પુણ્યઇં લહીઇ મુનિ સુપાત્ર ૨
સાત ખેત્ર તણું પોખવું, સત્ય વચન મુખથી ભાખવું;
સમતા કુંડમાં હિં ઝિલવું, તેહનઇં સુભગતિ વહઇલાં જવું ૩
સમાધિ સરીર સુંણવું સિદ્ધાંત, સમકિત શીલ રાખઇ એકાંતિ
સાસિક[3] ગુણ તે પુણ્યઇં ગાય, પુણ્યઈં સંઘપતિ તિલક ધરાય ૪
સોલ સસા ઇંમ વિવરી કહ્યા, પૂર્વં પુણ્ય નર તેણઇ લહ્યા;
સોલ સસામાં સંઘવી સરઇ, તિલક ધરી સિર યાત્રા ધરઇ ૫

---

(૧) ઈ (૨) પૂરણ.

શ્રાવકમાંહિં વ્રતધર વડઇ, તે મુંનિવર નઇ પાએ પડઇ;
મુનિ નમઇ આચાર્ય પાય, આચારજ અરિહંતનઇ ધ્યાય ૬
અરિહંત સિંદ્ધતણુઇ નિત્ય નમઇ, સંઘનઈ સંઘવીના ગુણ ગમઇ
તે સંઘ તિલક સહી પુણ્યઇ થાય, પુણ્યઈ શ્રી સેત્રુંજ્ય જાય ૭
અન્ય તીરથ સેવઇ ખટમાસ, જેતું પુણ્ય નોહઇ નર તાસ;
શ્રી સેત્રુંજય એક ખિણ રહઇ, તેહથકી પુણ્ય અધિકું લહઇ ૮
નંદીસરવર યાત્રા જાય, તેહનું પુણ્ય મઇં કહ્યું નજાય;
તેહથી યુગમ ગણું પુણ્ય હોય, કુંડલ દ્વીપ જન નયણે જોય ૯
ત્રિ ગુણું પૂણ્ય હુઈ તતખેવ, રૂચક દ્વીપના જૂહારઈ દેવ;
ગજદંતી જે યાત્રા જાય, પુણ્ય ચઉ ગુણું તેહનઇં થાય ૧૦
તેહથી યુગમ ગણું પુણ્ય થસઇ,[1] જંબુ વૃક્ષઇં યાત્રા જસઇં;
તેહથી છગણું સુકૃત મંડ, દેવ જૂહારઇ ધાતકીખંડ ૧૧
બાવીસગણું પુણ્ય તેહનઇં સહી, પૂખરદ્વીપ પ્રણામઇ ગહઇગહી;
તેહથી સાત ગણું પુણ્ય સોય, મેરૂ શિખર જીન જુહારઇ સોય; ૧૨
સમેત શિખર નર જે પણિ જાય, સહસ ગણું પુંણ્ય તેહનઈ થાય;
અંજન દ્વીપ જુંહારઇ જેહ, લાખગણું પુણ્ય લહસ્યઇ તેહ ૧૩
દશ લાખ તિહાંથી ગુણ વિસ્તાર, જૂહારઇં અષ્ટાપદ ગિરિનારિ;
તિહાંથી કોડિગણું પુણ્ય માંન, સેત્રુંજ નાંમ સુણતાં કાંનિ ૧૪

દુહા

સેત્રુંજ નામ સુણાંતડાં, હઇડઇ હર્ષ અપાર;
સકલ તીર્થ માંહિ વલી, શ્રી સિદ્ધાચલ સાર ૧

ઢાલ

**રાગ—રામગિરિ રામભણુઇ હરિ ઉઠીઇ—એ દેશી.**

જગમાં તીર્થ છઇ ઘણાં, તેમાં સેત્રુંજો સાર રે
પાંમ્યા ભાવિજન પારરે, નિવારી તિહાં ગતિ ચારરે;

---

(૧) હસઇ.

પુહુતો મોક્ષ દુવારરે, સેત્રુંજ સેવોરે ભાવિજના એ આંચલી ૧
જે જન છહરી પાલતા, સેતરૂંજ વંદન જાયરે;
નદી સેતરૂંજીમાં નાહઇરે, પોઢાં પાપ ધોવાયરે;
એમ ઘટ નિર્મલ થાય રે. સે. ૨

સમકિત શીલરે રાખતો, પગિ ચાલતાં તે જાય રે;
એકલ આહાર કહાયરે, ભોમિ સંથારી તે થાય રે.
સચિત્ત પરિહારિ થાય રે. સે. ૩

સેતરૂંજ વધાવો રે કારણિં, હોંગો અતિ ઉજમાલરે.
દેઇ પ્રદક્ષિણા માલ રે, કર્મ ખપઇ તતકાલરે,
પોતઇ પુણ્ય વિશાલરે. સે. ૪

સૂર્ય કુંડ જઇ ભીમમાં, નાહઇ નિર્મલ નીરરે.
નહીં તસ રોગ સરીરરે, જસ ગુણ અતિહિં ગંભીરરે,
ભાખઇ આદિલ વીરરે. સે. ૫

પસુ પ્રમુખ જે પંખીઆ, જલચર જીવડા જેહરે;
સેવઇ સેત્રુંજે તેહરે, દુખીઆ નહીં તસુ દેહરે
ત્રીજઇ ભવિસિદ્ધ તેહરે. સે૦ ૬

સાત છઠ્ઠ બિઇ અઠ્ઠમઇં, ગણુઇ વલી લાખ નોકરરે,
સેવઇ સેત્રુંજે સાર રે, તેહનઇં હોય અવતારરે;
તે નિશ્ચઇં નિર્દ્ધારરે. સે૦ ૭

પાંચ ભારત મહાવિદેહમાં, ઐરવત પંચઇ તું જોયરે,
તીર્થ અસ્યોઅ ન કોયરે, ભરતઇં પેખી સોયરે;
દીઠઇં ત્રિભુવન મોહઇરે. સે૦ ૮

દુહા.

ભવિજન વંદો ભાવસ્યું, જપો તે ગિરિવર નાંમ;
આગઇ સંઘપતિ બહુ હવા, સુણિ તેહના ગુણ ગ્રામ. ૧

ઋષભ વચન ભરતઇ સુંણિ, કીઉ તે ઉત્તમ કામ;
સોવન પ્રાસાદ કરાવીઉ, રાખ્યું જગમાં નામ. ૨

નાંમતે જગમાં રાખીઉં, પુહુતી મનની આસ;
ભરત ગયો કીર્તિ રહી, પુષ્પ ગયા જીમ વાસ. ૩

સેત્રુંજય સંઘવી જવ હવઇ. ભૂપતિ ભરતનિરંદઃ
તાસ કીર્તિ જગમાં રહી, જીહાં રવિ તારાચંદ. ૪

ઢાલ.

રાગ—આશાઉરી. ગુરૂગીતા રથ મારગ જોતા.—એ દેશી.

ભરત સમય સંઘ આવે સારો, કોડી નવાંણું નિરખો;
લાખ ન્યવાસી સહસ ચઉરાસી, નરપતિ દેખી નિરખો.
હો ભવિકાં સેતરૂંજ, ગિરિવર સારો;
નદી સેતરૂંજી સૂરજ કંડઇ, નાહી ઋષભ જુહારો. ભ૦ ૧

આદિતજસા તે ભરતહ પાટિં, મહાજસા તે બીજઇ;
અતિ બલીઉ નરખો લોગા, અતિબલ પાટિં ત્રિજઇહો. ભ૦ ૨

બલિભદ્ર ચઉથઇં પાટિં પેખો, પંચમ તે બલિવીર્ય;
કીર્તિવીર્ય અનઇ જલવીર્ય, જેહનું સબલું ધીર્યહો ભ૦ ૩

એ સાતઇ નર નરપતિ સરીખા, સુર સરીખી જોડી;
ભરત અનઇ એ સાતઇ વચિમાં; પૂર્વ ગયા છઇ કોડી, ભ૦ ૪

દંડવીર્ય હવો અઠમેપાટિં, તેણુઇ ઉદ્ધારજ કીધું;
ભરત તણી પરિ સંઘવી સાચો, જગમાં બહુ જસ લીધોહો. ભ૦ ૫

ઇંદ્રઇ સોય પ્રસંસ્યો જગમાં, ઋષભ વંસ અજૂઆલ્યો;
પાપ તિમર તે તેહનાં નાઠાં, સેત્રુંજ નયણે નિહાલ્યો ભ. ૬

ઋષભપુત્ર તણુઇ એ પાટિં, સિર સેત્રુંજય નામઇ;
ભુવન આરિસા માંહિ કેવલ, ભરત તણી પરિ પાંમઇ ભ. ૭

દુહા.

ભરતતણી પરિ પાંમીઉ, ઉજલ કેવલ ગ્યાન
યુગ્મ ઉદ્ધાર કરાવીઉં, ખરચ્યું બહુજ નિધાંન ૧

ચઉપઇ

તિહાર પછી ત્રિજો ઉદ્ધાર, ઇસાનેંદ્ર કરઇ અપાર
મહેંદ્ર દેવઇં જગિ જસ લીઉ. ઉધાર ચઉથઉ તે [1] પણિ કીઉ ૧
બ્રહ્મેંદ્ર હુઉ જગિ જેહ, ઉદ્ધાર પંચમો કરતો તેહ
ચમરેંદ્રે છઠ્ઠો ઇદ્ધાર, સગર ચક્રવર્તિ સતમસાર ૨
પંચાસ કોડિ પંચાણું લાખ, સહસ પંચોતરિ ઉપરિ ભાખ
એતલા ભૂપતિ સંઘવી થયા, સગર ચક્રવર્તિ વારઇ કહ્યા ૩
ત્રીસ લાખ દશ લાખહ કોડિ, કીઆ ઉદ્ધાર સગરની જોડી
રત્ન કનકમય કીધાં બિંબ, રોપી [2] રાય કીરતિનો થંભ ૪
પછઇ [3] ઈંદ્ર વ્યંતરનો જેહ, ભુવન આઠમું કરતો તેહ;
ચંદ્રજસા જગિ મોટો રાય, નુંમો ઉધાર કર્યો તેણે ઠાય ૫
ચક્રધર રાજાઇં કીધ, ઉધાર દશમો તિહાં પ્રસિદ્ધ;
અગ્યારમો ઉધારહ રામ, યાત્રચંદ્ર તેણુઇ રાખ્યું નામ ૬

દુહા

નામ તે જગમાં રાખીઉં, રાય યુધિષ્ઠિર જેહ
ભીમ અર્જુન નકુલ સહદેવ, સેતરૂંજ પોહોતા તેહ ૧
ભુવન નીંપાયું તેણુઇ કાષ્ટમઇ, લેપમઇ ઉધાર [4] ત્યાંહ;
દ્વાદસ ઉદ્ધાર કરાવીઉ, જસ રહ્યો જગમાંહિં ૨
દીક્ષા ગ્રહી સેતરૂંજ ચઢયા, લહ્યું તે નિર્મલ ગ્યાન
પાંડવ પાંચ મુગતિં ગયા, કરતા સેતરૂંજ ધ્યાન ૩

(૧) તેણે તિહાં કર્યો (૨) થાપી ગયા (૩) હવે (૪) પ્રતિમા.

### ચઉપઈ

પાંડવ વીર વચિ વરસ ગયા, સંખ્યા સહસ ચઉરાસી રહ્યા;
વર્ષ ઇગ્યારસઇ સિત્તરિ જાય, વીર પછી હુઓ વિક્રમ રાય ૧
એકસો આઠે વરસ ઠેઠિ, વિક્રમીથી હુઉ જાવડ સેઠ;
ઉધાર તેરમો તેણઇં તિહાં કર્યો, જીન થાપી (જીમ) ભવસાયર તર્યો ૨
જાવડ પાંડવ વચિમાં કહ્યા, પંચવીસ કોડિતિહાં નરપતિ લહ્યા;
લાંખ પંચાણું ઉપરિ ભયા, સહસ પંચોત્તરિ સંઘવી થયા. ૩
સંવત બારનઇ ચઉદોતરઇ, મંત્રી બાહડદે તિહાં કરઈ;
ઉદ્ધાર ચઉદસમો અતિહિં વિશાલ, બહુ નીપાયાં તીર્થમાલ. ૪
બાર બ્યાસીઇ સંઘપતિ કહ્યો, જીનમંદિર કરસ્યઇ ગહ ગહ્યો;
અઢાર લાખ કોડિ ઓગણુચ્યાલ, હેમટંકા ખરચઈ વસ્તપાલ ૫
એકત્રીસ કોડિનઇ છત્રીસ લાખ, અર્બુદાચલ ગિરિનારિં ભાખ;
વસ્તપાલનાં કરણી લંબ, સવાલાખ ભરાવ્યાં બિંબ. ૬
સંવંત તેરનઈ એકોતરઇ, સા સમરો લખમી વ્યયં કરઇ;
ઉદ્ધાર પનરમો પરચંડ, કરિ કલસ ધજા[1] દંડ ૭.

### દુહા.

કલસ ધજા ડંડા ભલો, કરસ્યઇ અતિ ઉછાય;
જાવડ સમરા વચિ વલી, કહું સંઘપતિ સંખ્યાય. ૮

### ઢાલ.

**રાગ—સારંગ—મગધ દેસકો રાજરાજેશ્વર એ દેશી.**

સાહ જાવડ નઈ સંઘવી સમરો, એણઇ કીધું ઉદ્ધાર;
તે વચિ સંઘવિ સહસ ચઉરાસી, ત્રિણિ લાખ સમકિત ધાર હો. ૧
નૃપતિ સેત્રુંજ્ય સંઘવિ સાર, શ્રી સિદ્ધાચલ નયણે નિરખ્યો;
નહિં પસુઆં અવતાર હો, એ આંચલી. ૨

---

૧. સુધા.

સતર સહસ સંઘવી ભાવસાર, ખત્રી શોલ હજાર;
પન્નર સહસ વિપ્ર વખાણુ, એણુઇ ગિરિ પામ્યા પાર હો. ન. ૩
બાર સહસ કુંટબિક સંઘવી, નેઉ સહસ લેઉઆ કણુબી;
પાંચસઇ પીસતાલીસ સંઘવી, નાતિ કંસાર ગણાવી હો. ન. ૪
ભરત સમરાવચિ સંઘવિ અસંખ્યા, તે કેવલી સહુ જાણુઇ
એ તીર્થ મહિમા અતિ મોટો, કિમ છદ્મસ્થ વખાંણુઇ હો. ન. ૫
પનર સત્યાસી પાત સાહ બાધર,[1] દેસઇ નર વણિગ બહુમાંન
સાહ કરમો ઉદ્ધાર' કરાવઇ, ખરચઈ બહુઅ નિધાંન હો. ન. ૬
જે પુણ્યવંતા વલી નર હોસ્યઇ, તે સેત્રુજ ગિરિ જાવઇ
પુણ્ય કામિ ધન ખરચ્યું જેણુઇ, સોય સંઘાતિં આવઇ હો. ન. ૭
દાન ન દીધું શીલ ન પાલ્યું, નવિ પોખ્યા વલી પાત્ર
તે નર રાનિ રોયા તુહ્મો જાંણો, કીધી ન સેત્રુંજય યાત્ર હો. ન. ૮
જીન પ્રમાદ ન કીધુ, પૂજ્યા નહીં જગનાથ
સેત્રુંગિરિ જેણુઇ નયણુ ન નિરખ્યો, દીધી બાવલ બાથ હો ન. ૯
દીન ઉધાર ન કીધું જેણુઇ, ન લહ્યો શાસ્ત્ર વિચાર;
ગિરિ સેત્રુંજય જે નવિ ચઢીઆ, આલિં ગયો અવતાર હો ન. ૧૦
જનમ સફલ કીધુ નર જેણુઈ, લખમી મારગ થાપી
સેત્રુંજય જઇ પ્રાસાદ કરાવ્યો, તસ કીર્તિ જગિ વ્યાપી હો ન. ૧૧
કીરતિ કરણિ તેહની સાચી, જે ભવદુખથી તરીઆ
સેત્રુંજ નાંમિં બહુ નર સિદ્ધા, મુગતિ મારગ સંચરીઆ હો ન. ૧૨

દુહા.

મુગતિ તણુઇ પંથઈ લહ્યા, પાંમ્યું કેવલ ગ્યાન;
સિદ્ધ અનંત આગઇ હવા, કરતા સેત્રુંજ ધ્યાન ૧

---

૧ બહાદુર.

### ઢાલ

### રાગ–ધન્યાસી મુનિવર મારગ ચાલતા એ દેશી.

શ્રી સેત્રુંજ ગુણ ગાઈઈ, ગાતાં હર્ષ અપાર
સિદ્ધ અનંતા ઇહાં હવા, પાંમ્યા ભવ પાર ૧
ધન ધન સેત્રુંજ ગિરવરૂ, ધન ધન ઋષભ જીણંદ
પુંડરીક ગિરિવર રાજીઉ, દીઠઇ અતિ આણંદ ધ. ૨
ચૈત્રિ પુંનિમ દિન વલી, ઋષભ ગણધાર
મુગતિ ગયાં પાંચ કોડિસ્યું, ટાલી કર્મ વિકાર ધ. ૩
કાતી પુનિમ દિન વલી, દ્રાવીડ નઇ વાલીખીલ
મુગતિ ગયા દસ કોડિસ્યું, જેહના નિર્મલ શીલ ધ. ૪
ફાગુણ સુદિ દસમી દિનઇ, પુહુતી મનની આસ
નમી વિનમી દોય કોડિસું, કીધું મુગતિમાં વાસ ધ. ૫
ઋષભથકી જે કેવલી, અસંખ્યાતા પાટ
મુગતિ સવાર્થ સિદ્ધિ ગયા, દુજી નહીં વાટ ધ. ૬
ઋષભ વંસિ બહુ નરપતી, ઘણે ચારિત્ર લીધા;
શ્રી સેત્રુંજ આવી કરી, તિહાં[1] અણસણ કીધા ધ. ૭
રામ ભરત બેહુ બંધવા, લીધું સંયમ ભાર
મુગતિ ગયા ત્રિણિ કોડિસું, તસ નહીં અવતાર ધ. ૮
નારદ એકાણું લાખસું, શ્રી સેત્રુંજા શ્રૃંગિ
મુગતિ ગયા મુનિવર નમું, મનનઇ વલી રંગિ ધ. ૯
સાંબ પ્રદ્યુમ્ન સુત કૃષ્ણના, બેહુ સંયમધારી.
આઠ કોડિ સાઢી સાધસું, હુઆ મુગતિ દૂઆરી. ધ૦ ૧૦
પાંચઇ પાંડવ નર ભલા, ઇંદ્રી દમ કીધુ
ઋષિ વીસ કોડિસું સંચર્યા, મુગતિ ગઢ લીધું. ધ૦ ૧૧

---

૧ ગણે.

ઋષિ થાવચ્ચો મુનિપતિ, સંયમ સુખ લીધું
સહસ મુનિ પરિવારસ્યું, સેત્રુંજ ગિરિ સીધો. ધ૦ ૧૨

સુક તાપસ સંયમ લીઉ, સહસ મુનિવર સાથિ
શ્રી સેત્રુંજય મુગતિ ગયા, વંદુ પ્રભાતિ. ધ૦ ૧૩

સેલગ સુરિ રૂઅડો, સેત્રુંજ ગિરિ ચઢીઉ
પંચસય સું પરિવર્યો, મુગતિં જઇ અડીઉં. ધ૦ ૧૪

એ મુનિવર મુગતિ ગયા, કુંણુ કહઇ તસપાર
વલી જાસ્યઇ એણઇ તિરથિં, સેત્રુંજ ગિરિ સાર. ધ૦ ૧૫

દુહા.

સાર તીર્થ જગમાં ઘણા, તેહમાં સેત્રુંજ સાર
હેમ કહઇ નૃપતિ સુંણો, પૂન્યઇ લહીઇ ભવપાર. ૧

ગુરૂ વચને નૃપ હરખીઉ, જીમ જગિ ભરત નરેસ;
તિમ ભૂપતિ આણંદીઉ, સેત્રુંજ યાત્રા કરેસ. ૨

તન ધન યોવન કારિમું, જાતા ન લાગઇ વાર
તેણઇ કારણિ સેત્રુંજ જઇ, સફલ કરૂં અવતાર. ૩

ઢાલ.

ભમરાની રાગ—ગોડી.

કુંમારપાલ નર કેસરી—મન ભમરારે, સેત્રુંજય સંઘવી થાય. લાલ ભમરારે.
બહુ ઋષિ પરિવા સું, મ. શ્રી સિદ્ધાચલ જાય લા. ૧

નાગ પીઠ દેવલ ઠવ્યા, મ. માંહિં જીન પ્રતિમા. લા.
કેસર ચંદન લેઈ કરી, મ. પૂજઇ ચઉલક રાય. લા. ૨

વાગ ભટાદિક સારિખા, મ. માંહિં મંત્રી ચઉવીસ લા.
દેહરાસર દેવ પૂજતા, મ. નાંમઇ જીનનઈ સીસ લા. ૩

અઢાર સહસ વિવહારિઆ મ. શ્રી જીન દેવલ સાથિ લા.
ચંદન પુષ્પ લેઈ કરી મ. જીન પૂજઈ નિજ હાથિ લા. ૪
નગરશેઠનો દીકરો મ. આભડદે સંઘમાંહિ લા.
સોવનટંકા લહછણું કરઈ મ. ગાંમ શ્રાવક ઘરિ જીહાં લા. ૫
ખટ ભાષા ચકી કહ્યા મ. નાભિં નરેદેપાલ લા.
વસ્તપાલ સુત સંઘમાં મ. કવિ દાતા કૃપાલ લા. ૬
કપરદિનાંમ ભંડારીયા મ. સંઘ ભગતિ કરઈ સોય લા.
અન્ય દૂબલ તસ આગલિં મ. ભૂખ્યો ન જાય કોય લા. ૭
પ્રહિલાદ લાંણો નરપતી મ. માંહિં છાડો સેઠ લા.
સોય લાડૂ નિજ કરિ ધરી મ. કરતો સાંમિ ભેટિ લા. ૮
પ્રતાપ મલ્લ પુંઠિઈ લીઉ મ. કુંમારપાલ ધે પુત્ર લા.
ચઢવા હય ગિરિ રથ દીઈ મ. કુંણુ વયરિ કુંણુ મિત્ર લા. ૯
નગરલોક સાથિં બહુ મ. ષટ દર્શણુ વેષધાર લા.
કુંમારપાલ નિત તેહની મ. બહુ પરિ કરતો સાર લા. ૧૦
સોલસ સહસ જોડી ગડઇ મ. ભુંગલ ભેરી અનેક લા.
પંચ શબ્દ વેણા બહુ મ. તંતી તાલ વિશેષ લા. ૧૧
અગ્યાર સહસ હાથી ભલા મ. અંજન ગિરિની જોડી લા.
રત્ન જડિત અંબાડીઆં મ. મોતી માલા કોડિ લા. ૧૨
અગ્યારે લાખ હય રેપતા મ. હંસ પરિ ઠવતા પાય લા.
પંચ વર્ણ વાજી સહી મ. ધૃત ગોલ દલીદો ખાય લા. ૧૩
અઢાર લાખ પાલા સહી મ. રથ પંચાસ હજાર લા.
વૃષભ સોવન મઇ સીંગડા મ. નેવરનો ઝમકાર લા. ૧૪
વાંકી વચ્છની પુંછડી મ. વાંકી વહઇલી વિશેષ લા.
વાંકા રથના વાવટા મ. ધજા ગુડીઅ અનેક લા. ૧૫
વાંકી પુરૂષની પાઘડી મા. વાંકી સીંગણિ હાથિ લા.
વાંકી મુંછના માનવી મ. કુંમારપાલ નઇ સાથિ લા. ૧૬

વલી વાંકીજ નફેરીઉ મ. ઢાંક દમામાં ડંડ લા.
વાંકી વલીઅ વજાવતા મ. ઉઠઇ શબ્દ અખંડ લા. ૧૭
વાંકે નયણેં નર બહૂ મ. વાંકા ખપૂઆ અંગિ લા.
વાંકી પાલખીમાં વલી મ. બઇઠા મનનઇ રંગિ લા. ૧૮
અંબર ધજા નૃપ આગલિ મ. અષ્ટ સહસ તસ માંનિ લા.
હીરસોવન મણિ રૂપમઇ મ. સુંદર સોભિતવાન લા. ૧૯

દુહા.

વાંન બસો નૃપસંઘનો, મિલીઆ પુરુષ અનેક;
બહું વ્યાપારી સંઘમાં, દગો નહીં તિહાં રેખ. ૧
.................... દીપે જેમ દીણુંદ;
પટરાણી પુંડે સહી, દીઠે અતિ આણુંદ. ૨

ઢાલ.

ત્રિપદીનો.

જવહઇરી શોની વાણિગ મિલીઆ, નાંણાવટી દોસી ફોફલીઆ;
વલી વણઝારા પલીઆહો, ભવિકા. ૧
ફડીઆ સાથરીઆ પસ્તાગી, ભક્ષ ઘણા તે ખાય માગી;
મેહર વણગ દિઇ જાગીહો. ભ. ૨
ગાંધી વૈદ ઘણા સુગંધી, અનેક નરનઈ લિઈ ખંધી,
એક વેચઇ અનઇ રંધી હો. ભ. ૩
સંઘમાં સાથ સબલ પણિ થાય, અશ્વ અનેક ગજરથ ચોરાઇ;
બહું વ્યાપારજ થાય હો, ભ. ૪
ખયડાંમાં જાનઇ હથીઆર, શાલૂ ચીર પટોલાં સાર;
વણિગ કરઇ વ્યાપાર હો. ભ. ૫

માલી તંબોળી મણીહાર, કંસારા જડીઆ સોનાર;
સંઘમાં બહુ સુતાર હો. ભ. ૬
કંદોઇ કણબી કુંભાર, નાટકીઆ નાટિકીણી સાર;
મોચી તણો નહીં પાર હો. ભ. ૭

દુહા

અનેક નર નૃપ સંઘમાં, કહઇ તો ન લહુ પાર;
પટરાંણી પુંઠિઇ સહી, જેહના રૂપ અપાર. ૧

ઢાલ

રાગ—હુંસેની.

રૂપલદેવી નૃપ ત્રીયા, અંગ વિભૂષણ સોલ;
પહઇરણી ચંપા ચુંનડી, કાયા કુંકુમ રોલરે.
નૃપ આવ્યો કુમર નિરંદ, જેણઇટાલ્યો મૃગમચ્છફંદએ;
કીધું સકલ લોક આણંદ એ, નિવાર્યો દેશ સકલમાંહિ દંદએ નૃ. ૧
ચંદ મુખી મૃગ લોચણી, નિજ નવલા સિણુંગાર
ઉરિ ઘણી કટિ પાતલી, લાવણ્યનો નહીં પાર એ નૃ. ૨
વેણી વાસગ જીપીઉ, હંસ હરાવ્યો ચાલિ
નાગ નગોદર ખીંટલઇ, કાંનિ ઝબૂકઈ ઝાલિ એ નૃ. ૩
ભમર ભમઇ જીમ મધુકરા, અધર પ્રવાલા રંગરે
દંત જસ્યા દાડિમ કુલિ, અલત્રિ મોડઇ અંગ એ નૃ. ૪
નાશક સુડા ચંચડી, કનક કચોલા ગાલિ રે
તિલક કરી મુખ શોભતું, અર્ધ ચંદ જસ ભાલ એ નૃ. ૫
યોવન અંબો મોરીઉ, કંઠ કોયલ ટહુકાર રે
વસંત માસ ક્રીડા[1] કરઇ, કંઠિ કુશમના હાર એ નૃ. ૬

(૧) ટહૂક.

કમલ નાલ જસી બાંહુડી, કરિ કંકણુની માલરે
કરતલ જાસૂ ફૂલડાં, અંગુલ નખ સુકુમાલ બે નૃ. ૭
કનક કુંભ પયોધરા, રૂપિં શોભઇ રંભરે
ઉપમ જંઘા તુઝ કહું, જાણો કદલી થંભ બે નૃ. ૮
ચિત્રાલંકી કામિની, નાભિ કમલ ગંભીર રે
કંચુક ૧ ચુરણી ચુંનડી, શીલઇ ગંગનીર બે નૃ. ૯
પદ પંકજનું જોડલું, ઉઢણિ આછા ઘાટરે
હાસ વિનોદ ક્રીડા કરઇ, કામિની આંખિ વાટ બે નૃ. ૧૦
ચરણે નેઉર વાજતાં, કટિમેખલ ખલકંતી રે
ચાલી રે ગિરિવર ૨ભેટવા, જીહાંહુવા સિદ્ધ અનંત બે નૃ. ૧૧
બિહુતરિ સાંમત રાયની, પુંઠિં સુંદર નારિરે
અધિક રૂપ રંભા થકી, અસી નહીં સુરબાર બે નૃ. ૧૨

દુહા.

સુરધરિ નારિ અસી નહીં, ઇહાંનાં રૂપ અપાર
વેષ બનાવઇ જૂજૂઆ, પંચવર્ણ સિણગાર ૧
નીલા પીલા ઉજલા, રાતા વેષ અત્યંત
પંચ વર્ણ કે પહઇરતી, ગોરી સાંમ શોભંત ૨

ચઉપઇ.

ગોરી નારિનઇ સાંમ ચુંનડી, કાલી કસ્તુરી તનિ અડિ;
કાલી ભમર ભમરાનઇવાંનિ, દંત અરિષ્ટક રત્ન સમાંનિ ૧
કીકી કાજલ વેણી શાંમ, શાંમ ગોફણો અતિ અભિરાંમ;
કાલા કંચુક ચૂડા શ્યાંમ, ગજ બઇઠી ઉલાલઇ દાંમ. ૨

(૧) ચરણા (૨) ફરસવા.

કેતી વેષ પીલો આદરઇ, કેસરતિલક નિજ ભાલઇ કરઈ,
પીલા[1] પિતાંબર પહઇરણિ સાર, કંઠ બનાવઇ ચંપકહાર. ૩
પીલાં નેવર પીલી ઝાલી, જાણ્યું સૂરજ ઉગ્યો ગાલિ;
પીલા ચૂડા કંચન તણાં, પીલા કંચુક રલીઆમણા. ૪
કેતી રાતો વેષ અપાર, તારા રત્નતણા ગલિ હાર;
રાતું તિલક રાતો તંબોલ, રાતી દેહ જીમ કુંકુમ રોલ. ૫
રાતી જીભા રાતા દંત, રાતા અધર શોભઇજ અત્યંત;
રાતા નખનઇ રાતા પાય, રાતા મનિ સેત્રુંજય જાય. ૬
રાતા કંચુક રાતાં ચીર, રાતા ચર્ણા સોહઇ સરીર;
રાતા કમલ કરમાંહિંધરી, જીન પૂજવા ચાલી સુંદરી. ૭
નીલવરણ કરતી સિંણગાર, દમણા મરૂઆના તાલહાર;
નીલાં વદની વડાંગરપાન, નીલા કંચુકના વલી વાંન. ૮
નીલા ચર્ણા નીલાં ચીર, હાથિં ચુડલા વદનિંઇ વીર;
નીલીપાચિતણા ગલિ હાર, હઈડઈ સેત્રુંજય ગિરિનાર. ૯
કેતી નારિ ઉજલ સિંણગાર, ઉજલ ફૂલ નઈ [2] કંઠિહાર;
ઉજલ કંચુક ઉજલ ચીર, પંચવરણ તિહાં ભરીઆં હીર. ૧૦
ઉજલ મોતિ કેરા હાર, ઉજલ નેવરના ઝમકાર;
ઉજલ ચંદન ચરચઇ અંગિ, ચાલી અબલા સેત્રુંજ શૃંગિ. ૧૧
સુંદરનારિ સરિખા સિણગાર, રૂપતણા મદ કરઇ અપાર;
ગોરી ન ગમઇ સાંમલી, હાસ વિનોદ કરઇ તિહાંવલી. ૧૨
ગોરી કહઇ સુંણિ કાલી નારિ, તું બઇઠી રહઇ તાહરાઇ ઠામિ;
કરમિં કાયા કાલી કરી, તું સું બોલઈ સાંહમી ફિરી. ૧૩
કાલી કહઇ સુંણિ ગોરી સહી, કાલા ગજ ગાજઇ ગહઇ ગહી;
કાલા ઘન ગાજઇ સહુ સરિં, લોચન સોભા કાજલિ કરીં. ૧૪

---

(૧) પેહેરણ વલી પીતાંબર સાર, (૨) ગલે.

કાલા કાન નઈં કાલા નેમ, કાલા પાસ પરિ સહુને પ્રેમ;
શ્રી મુનિસુવ્રત નઇ મલ્લિનાથ, સામલવર્ણ સબલા પૂજાત. ૧૫
કીકી નયણાં વેણી જેહ, કાલઇ વરણિં સોભઇ તેહ;
અરિષ્ટ રત્ન બહુ કાલાં હોય, કાલાં જલ યમુનાનાં જોય. ૧૬
કાલી કસ્તૂરી અંગિ ઠવઇ. કાલી કોયલ મધુરૂં લવઇ;
કાલાં મરી જગિ કહીઇ જેહ, ધોલા કપૂર નઇ રાખઇ તેહ. ૧૭
ધુલા બગલા બગલી ભમઇ, ધુલા ભૂતીઆ નર નવિ ગમઇ;
ધુલાં માણુસ રોગઈ થાય, ગોરપણાનો સ્યો મહિમાય. ૧૮
એણે વચને ગોરી કલકલી, બઇઠી રહઇ ભુંડી સાંમલી;
લિહાલા સરિખું તાહરૂં રૂપ, સરસું વાદ કરઇ સું કૂપ. ૧૯
રૂપ વિના કરતી અભિમાંન, કાલા કાગ નઈં કુણ દિઇ માન;
બઇઠી રહઇ તું તાહરઇ ઠાય, તું ગોરીનો નખ ન પોસાય. ૨૦
ગોરૂં અછઇ ગંગાનું નીર, ગોરૂં સુવિધિનાથ સરીર;
શ્રીચંદ્રપ્રભુ ગોરા સહી, જેહની કીરતી જગમાં[1] રહી. ૨૧
ગોરા હંસ નઈ ગોરા ચંદ, ગોરા ગજ રાજાય ગયંદ;
ગોરાં મૃગ જીમણાં ઉતર્યા, સુકન ભલા નર[2] આવઇ ભર્યા. ૨૨
ઉજલ ચમર કમલ ગજ દંત. ઉજલ મોતિ અતિ સોભંત;
પુષ્ફ કપૂર દક્ષણાવર્ત્ત સંખ. જે લખમી આપઇજ અસંખ. ૨૩
રૂપું ચંદન ચીવર જેહ, ઉજલ ચુંનો દિઇ રંગ તેહ;
દુધ દહી ઘૃત ઉજલ સાર, જીમતાં દેહ દીપઇ નિરધાર. ૨૪

કવિત્ત

ધીઇ વાધઇ વાન. કાનપણિ સરૂઆ થાય;
આખિ વાધઇ તેજ, ખરજને ખોડો જાઇ;
જરા ન વ્યાપઇ અંગ, ટંગ તન ધાત ન ધ્રૂજઈ;

---

૧ યુગયુગ. ૨ ઘરિ.

કાયા નહીં કઠિ ભંગ, અર્થ આગલિથી સઝઈ;
ભુખનું મંડણ ઘૃત સહી, હાકયો હીંડઇ દેતો હડી;
ઘૃત વિહુણા નર જેહ, જાંણો સુકા લાકડી. ૬

દુહા.

લકડ સરિખા તેં નરા, જે નવિ પાંમઇ ઘીઅ;
ઘૃત જીમતાં બલીઆ બહુ; જસા પંચાયણ સીહ. ૧
એક અક્ષર પણિ બલ બહુ, જો છઇ ઉજલ વાંન;
તેણઇ કારણિ ગોરી કહઇ, કાલી તજો ગુંમાંન. ૨
કાલી ગોરી નારિમાં, હોય તે વાદ વિવાદ;
વારઇ ગરઢી શ્રાવિકા, કાઢી મધુરો સાદ. ૩

ચઉપઈ

મધુરો સાદ રૂપદે તણો, વારઈ વાદ મ કરસ્યો ઘણો;
સી કાલી નઇ સી ગોરડી, પુણ્ય કરઇ તે જગમાં વડી. ૧
સબલ સ્વરૂપ સબલો સિંણગાર, દાન તપ શીલ પાખઇ છાહાર;
તેહનું રૂપ જગમાંહિ સાર, જે સ્રી કરતી પર ઉપગાર. ૨
કાંન કોટી સિણગાર્યા સહુ, અંગિ આભર્ણ પહર્યાં બહુ;
દાંન પુણ્ય નવિ કરઈ લગાર, ભારભૂત તેહનો સિંણગાર. ૩
સો સિણગાર પ્રસંસા કરી, તેહનું રૂપ જગમાંહિ ખરું;
સાત દદા જેહના ઘટમાંહિ, શ્રાવિકા કહઇ સિરિ નામું ત્યાંહિં. ૪
દયા દાન દમ દેહનો દોષ, દોલતિ જાતિ ન કરઈ પ્રશોક;
દૂખ ભંજઈ પ્રેરૂઈ પારકું, દીવ્ય વચન બોલઇ મુખિ ઘણું. ૫
દુર્જન ઉપરિ ન કરઇ રીસ, તે સ્રી પાંમઇ સબલ જગીસ;
એ અંગિઈ ધરતી સાત દદા, રૂપવતી તસ ભાખું સદા. ૬

૩૫ ભલું તુહ્મો નર નારિ, ચાલી શ્રીસેત્રુંજ ગિરિનારિ;
અતિ પુણ્યવંતી સબલી[1] તુહ્મો, તુહ્મનઇ સીખ દઉ છું અહ્મો. ૭
એણે વેચને હરખઇ સહુ નારિ, ખમઇ ખમાવઇ તેણુઇ ઠારિ;
પાછી પ્રીતિ કરઇ અતિ ઘણી, અબલા ચાલી સેત્રુંજ ભણી.

દુહા

સેત્રુંજ ગિરિ ભણી સંચરી, હઇડઇ હર્ષ અપાર;
ગજ રથ ઘોડા પાલખી, વાહણુ સોય સુસાર.

ઢાલ

પ્રણમું શ્રીમંધરજી એ દેશી.

ચતુરા બહુ ચકડોલમાજી, બહુ સેજવાલીરે નારિ;
રચિ બઇઠી બહુ પ્રેમદાજી, શોભઇ હયવર હારિ. ૧
સંઘવિ સાચો કુંમર નિરંદ. આંકણી.
પાલખીઇં બહુ પ્રેમદાજી, મુખ તંબોલ પાન;
બઇઠી નારિ અંબાડીઇંજી, હઇડઇ સેત્રુંજ ધ્યાન. સં. ૨
કરહા ઝીકાવઇ કામિનીજી, હઇડઇ હર્ખ ન માય;
સંઘ અનોપમ[2] રાયનોજી, શ્રીસેત્રુંજય જાય. સં. ૩
બિરૂદાવલી બોલે બહુજ, યાચક બહુ[3] હજાર;
વૈદ વિવેકી તિહાં ઘણાજી, બુદ્ધિતણાં ભંડાર. સં. ૪
રાંધણિઆ બહુ સંઘમાંજી, રસોઇ નીપાયરે સાર;
ભોજન શાક ભલાં કરઇજી, જીમતાં સ્વાદ અપાર સં. ૫

દુહા

સાચો કુંમર નરેસ્વરૂ, જેહમાં સબલ વિવેક;
ભોજન કરઇ બહુ પુરૂષ સું, પ્રીસઇ વસ્ત અનેક ૧

૧. સાહમી; ૨ કુમારપાલનોજી બીરૂદાવલી બોલાય; ૩. પુરૂષ.

ઢાલ.

ભાલની રાગ સામેરી રામ મલ્હાર.

કુંમારપાલ ભોજન તિહાં કરતો, બહુ પુરૂષ સંઘાતિ લાલરે;
ખાજાં લાડૂ મરકી માંડી, ભોજનની બહુ ભાતિ લાલરે. ૧
આવો શ્રી સેત્રુંજ ગિરિવર વંદન જઈએ, જીહાં શ્રીઋષભ જીણુંદલાલરે
પૂજી પ્રણુમી પાય પખાલો, ભાખઇ કુંમર નિરંદ લાલરે ૨
પયડાં ઘેબર અનઇ પતાસાં, સેવ સુંહાલી ખાસ લાલરે;
ખાંડદમીદો સકરપાર, જમતા અતિ ઉલાસ લાલરે. ૩
દ્રાખ બદામ અનઇ ચારોલી, શ્રીફ્લસાર અપોડ લાલરે;
નિમજાં પસ્તા અનઈ ખલ્રઈલાં, ખાતાં પુહુચઇ કોડ લાલરે. ૪
તનમની કોલાપાક જલેબી, ખીર ખાંડ ઘૃત સાર લાલરે
કેલાંતણી કાતલીઉ પ્રીસઇ, જમતાં હર્ખ અપાર લાલરે. ૫
અંબતણા રસ ઘોલી મુંકઇ, ધલ ધલ ધીની ધાર લાલરે;
ઉપરિ પાતલિ પોલી પ્રીસઇ, ભોજન ભગતિ અપાર લાલરે ૬
શાલિ દાલિ નઇ કૂરકપૂર, શાક સુગંધી જ્યાંહ લાલરે;
ખડબૂજાં નઈ બહુ ત્રોસડીઆં, ફ્લહ મતીરાં ત્યાંહ લાલરે ૭
ભોજનની તે સબ સઝાઇ, ઉપરિ ફોફ્લપાન લાલરે;
કુંમારપાલનું ભોજન કરતાં, વાધ્યા દેહના વાન લાલરે. ૮

દુહા

વાન વધ્યા નિજ દેહના, ભોજન ભકિત અપાર;
સબલ સજાઇ સંઘમાં, કહઇ તો ન લહું પાર. ૧

ઢાલ

આખ્યાનની દેશી રાબ-ધનાસી રાગ વિરાડી તથા આશાઉરી

બહુ દીવટીઆ દીવી ધરતા, ટાલઇ તિમિર અંધારો;
ગગન ભોમ કરતા અજૂઆલુ, જગમાં જોતી અપાર. ૧

બહુ વણિક વ્યપારી સાંથિં, વેચઇ વસ્ત અનેકો;
વસ્ત વિવિધનઇ ધી ગુલ આપઇ, દગાનો નહીં તિહાં રેખો. ૨
શેઠ સાર્થવાહ પંડિત પોઢા, પુરૂષ તણો નહીં પાર;
માગણ જન મિલીઆ તિહાં બહુલા, બોલઇ જય જય કારો. ૩
સભા સજન બહુ મંત્રી મિલીઆ, પુત્રી[1] સુત પરિવારો;
કુંમર નરિંદ તે પુંઠિ લીધું, ચિત[2] કીઉ અતિ ઉદારો. ૪

### દુહા.

બહુ ઋદ્ધિ લેઈ સંચર્યો, બહુ વિવહારી ભાતિ;
કુબેરદત્ત સરિખા વલી, કુમારપાલ નઇ સાથિં. ૧

### ચઉપઇ.

સાથિં ધવલ ધનો ધરમસી, પાંચો પેથો નઇ પદમસી;
સુરો સવજી નઇ સંધરાજ, કરે પુણ્યતણાં તે કાજ. ૧
સંધ સદહઇ વચ્છસાહ શ્રીમલ, ભોજો ભાખર ભીમો ભલ્લ;
હીરો હરખો નઇ હરપાલ, તેણઇ પહઇરાવ્યા ગરઢા બાલ. ૨
દેવો દુદો નઇ બંધવ જેહ, શાકરપર્વ મંડાવઇ તેહ;
અબજી આંબો બંધવ હોય,[3] મોદક હાટ મંડાવઇ તેહ. ૩
ખોખો ખેતો નઇ ખીમસી, હાથ વાવરઇ હઇડઇ હસી;
ભાદો ભૂપતિ નઇ ભીમસી, જલપોટલીઆ આપઇ ધસી. ૪
સારિંગ સવસી નઈ શ્રીપાલ, જીન પ્રતિમા પૂજઇ ત્રિણકાલ;
સાહ ભાણો લખમો લાહ લીઇ, કેલાં સેલડી વહંચિચિ દીઇ. ૫
ચાવર થેરો થોભણ સાર, પાત્ર મુનિ નઈ આપઇ આહાર;
જાવડ ભાવડ બેહુ વડા, દુધ[4] દહીના રેડઇ ઘડા. ૬
ઘણા પુરૂષ સંઘમાંહિં અસ્યા, પુણ્ય કાજિં સેતરૂંજય ધસ્યા;
છહરી પાલઇ નર દાતાય, વણ દીધઇ કટકો નવિ ખાય. ૭

---

૧ પુત્ર સુતા. ૨ સજન સહુ પરિવારો. ૩ હોઈ. ૪ આપે દુધ દહિંના ઘડા.

ખાધઈ પેટ ભરાંસું હોય, સુપુરૂષ અસું :વિચારઇ જોય;
સિદ્ધખેત્ર આ વાટજ ભણું, થોડું દીધું હોઇ પુણ્ય ઘણું. ૮
અનેક પુરૂષ એહવા દાતાર, પુણ્યકાજી મઈ કહ્યા વિચાર;
ઘણી શ્રાવિકા સંઘમાં સહી, નામ લિઇ ચ્યાર કહું ગહઇ ગહી. ૯
પુહુતી પુચીઆઇ પાંખડી. નીલા દાતણની આખડી;
ચાંપલદે ચતુરાઈ ભલી, ન કરઇ ભોજન તે એકલી. ૧૦
વીરમતી વિમલાદે સતી, છતાંઇ યોગ પાલઈ ચાલતી;
ગુણશ્રી બહુ કમલાશ્રી જેહ, [૧]સચિત વસ્ત ન ખાઇ તેહ. ૧૧
કોડમદે કનકાદે જોય, ચઉદ નીમ સંભરાઇ સોય;
૧૨
ઇમ સ્રીપુરૂષ ઘણા સંઘમાંહિં, હયવર હાથી બોલ્યાં જ્યાંહ;
અસ્યો સંઘ તે ચાલ્યો સહી, ગાઉ પાંચ તે હીંડઇ વહી. ૧૩
રાતિઇં સંઘ ન ચાલઇ કદા, જીવ જતન નૃપ કરતો સદા;
પંથી ફુલ ચુંટી નવિખાય, જયણા કરતા જાત્રા જાય. ૧૪
જયણા વિણુ જીન નકહઇ ધર્મ, જયણા કરતો ધોઇ કર્મ;
જીહાં જયણા તિહાં ધર્મ વિશેષ, અસંયમ કરતા ફુલ નહીં રેખ. ૧૫
દાંન શીલ તપ ભાવનમાંહિં, જીનવર જયણા ભાખી ત્યાંહ;
પોસો પડિકમણું [૨]સજ્ઝાય, જયણાઇ કરતા ફુલ થાય. ૧૬
જતિ ધરમમાં જયણા કહી, જીવજંત ઉગારે સહી;
પદદેતાં ભણતાં સદહે, રખે જીવ દુખ મુજથી લહે. ૧૭
ઉઠંતાં બઇસતાં વલી, મુનિવર રાખઇ અતિ નિર્મલી;
સંથારઇ જયણાંઈ સોય, ધુંસર પ્રમાણિઇ પંથઇ જોય. ૧૭
ઉભો રહઇ ઋષિ જયણા કરઇ, મધુર વચન મુખથી ઉચરઇ
ભુંજતાં નવિ બોલઇ જેહ, ઋષભ કહે ઋષિ સાચો તેહ ૧૮
એણીપરિ જયણા કરતો યતી, તેહ નઇ પાપ ન લાગઇ રતી;
તિમ શ્રાવક જયણાઇ ધર્મ, જયણા કરતો શ્રાવક પરમ ૧૯

(૧) સોવન ધને વરસે તેહ (૨) પૂજાય.

પરમ પુરૂષ નર મલીઆ જીહાં, અસંયમપણું ન કરતા તિહાં;
જીવ જંત જોઇ પગ ભરઇ, સેતરૂંજય સંઘાતિ સંચરઇ ૨૦
જે નર સાહમું આવઇ સોય, વિવિધ વસ્ત નર દીજઇ સોય;
વેઢ મુદ્રિકા [1]વેષ સકાર, ભૂપતિ ભગતિ કરઇ અપાર ૨૧
બિહુપરિ દાન દિઇ નર ત્યાંહ, સંઘ આવ્યો ધંધૂકા માંહિ;
નગર આખઇ લહઇણું કરઇ, થાલમાંહિ સોનઇઉ ધરઇ ૨૨
ઓલકા વિહાર કર્યું છઇ જીહાં, વલિય ચમારડી આવ્યા તિહાં;
તિહાં બિઇ પર્વત મોટા સહી, દોઇ પ્રાસાદ કર્યા ગહઇગહી ૨૩
ઋષભ ભુવન તે સોહામણું, બીજું પાસ જીણેસર તણું;
અસ્યાં ભુવન કીધાં તિહાં દોઇ, સેતરૂંજ ચાલી આવ્યાં સોઇ ૨૪
ભરત તણીપરિ બહુ ઋદ્ધિ જોઇ, કહઈતા પાર ન પામઇ કોઇ;
મહંતા મંત્રી બહુ પરિવાર, ધન ધન રાયતણો અવતાર. ૨૫
સંઘપતિ તિલક કરાવ્યું[2] ભાલિ, ઉત્તમ કુલની રાખી ચાલી;
બહુ પુણ્ય જાણી સંઘવી થયો, શ્રીસેત્રુંજય ચાલી ગયો. ૨૬
દીઠો સેત્રુંજો જવ દૃષ્ટિ, સોવન પુષ્પ કર્યાં તિહાં વૃષ્ટિ;
નરપતિ મનિ તિહાં હરખ્યો ઘણું, દીઠું રૂપ જવ[3] સ્વામિતણું. ૨૭
મણિ મોતિ ભરિઆ બહુ થાલ, સેતરૂંજ વધાવઇ નર ભૂપાલ;
ત્રિણ પ્રદક્ષિણા દઇ તિહાં રાય, હઇડઇ હર્ષ ઘણેરો થાય. ૨૮

દુહા.

હર્ષ ઘણો હઇડઇ ધરી, નાહ્યા નદી સુ નીર;
સૂર્યકુંડ અંઘોલીઉ, નિર્મલ તાસ શરીર. ૧
નદી સેતરૂંજી તિહા ભલી, તેણુઇ નીરઇ જે નાહ;
સકલ રોગનઈ ખય કરઇ, દેહ કનકમય થાય. ૨
ગુણ અનંત ગિરિવરતણા, કહઇ તે[4] રૂષભ જીણંદ;
હેમવચન શ્રવણે સુંણી, હરખ્યો કુંમર નિરંદ. ૩

(૧) ભોજનસાર (૨) ધરાવ્યું (૩)જબ. (૪) સુખિ

આણુંદ્યો નૃપ અતિઘણું ગિરિવર કેરઇ નાંમિ;
પાય નમી જીનવર તણા, પૂજ કરઇ તસ ઠાંમિ. ૪
કેસર ચંદન લેઇ કરી, અગર• ધૂપ કપૂર;
દીપક સુંદર સાથીઓ, કરતા પાતક ચૂર. ૫
કમલો દમણો મરવો કેતકી, કમલ સુગંધી ફુલ;
ચંપક જાઇ મોગરૂ, પૂજ કરઇ બહુ મૂલ. ૬
કુંમર નિરંદ હરખ્યો ઘણું, સેતરૂંજય કેરઇ નાંમિ;
સતર ભેદ પૂજા કરી, ચેઇવંદન તસ ઠામિ. ૭

## ચઉપઇ

ચેઇવંદન તસ[1] રાજા કરઈ રસના હેમ પવિત્રહ કરઇ;
ધનપાલ પંચાસિકા તિહાં ગુણઇ કુંમારપાલ નૃપ શ્રવણે સુંણઇ. ૮
બિઇકરજોડી પૃથવીરાય હેમસુરિનઇ લાગઈ પાય;
કવિ ધનપાલ પંડિત ખરૂં પણિ કાંઇક પોતઇ સ્તુતિ કરૂં. ૯
હેમ કહઇ સુણો કુમરનિરંદ એહનઇ ઉપનો અતિ આણંદ
ભગતિરાગ પોષઈ એણઇ અસ્યો મઇં પોષ્યોનવિ જાયઇ તસ્યો ૧૦
ટીબા તણઇ સી પર્વત તોડિ કિહાં, કુડી કિહાં કનકહ[2]કોડિ
કિહાં આંબો કિહાં તરૂવર આકડો મૃતિકા કુંભ કિહાંકનકહ ઘડો ૧૧
કિહાં ચંદન કિંહા સુકો ઘાસ નૃપની હોડિ કરઇ નહિ દાસ
કિહાં ખાસર કિંહાં ચંપક ચીર જીમ પાંણી નઈ નગમઇખીર ૧૨
જીમ મયગલ નઇંન મલઇ મૃગો ન મલઇ મૃગપતિનઇ જીમસસો
ન મલઇ કીડી પર્વતકાય નમલઇ રંક અનઇ વલીઇ રાય. ૧૩
ન મલઇ ખજૂઓ નઈ વલી સૂર ન મલઇ વાહો ગંગાપૂર
ન મલઇ નિર્ધન નઇ ધનવંત ન મલઈ નિગુણ નઇ ગુણવંત ૧૪
ન મલઇ શશિહર નઇ સીપ, ન મલઇ જીમ દિનકર નઇ દીપ
ન મલઇ કિરપી નઈ દાતાર, ન મલઇ મણિકો મોતીહાર ૧૫

(૧) ગુરૂ. (૨) જોડિ

કિહાં પીતલ નઇ કહુ કિહાં હેમ, કિહાં હરિહર નઈ જીનવર દેવ;
કિહાં મુનિહેમ કિહાં ધનપાલ. તેહની બુદ્ધિ જગિ અતિ વિશાલ. ૧૬
એહનઇં જીન ઉપરિ બહુરાગ, જીમ જંબૂનઈં મુગતિજ માંગ;
જીમ ગૌતમ નઈં વાહલો વીર, જીગ્‌હંસ નઇં મોતિ હંસા ખીર. ૧૭
જીમ કોયલ વાહલો સહકાર, જીમ ચાતુક વાહલો [1]જલધાર;
હેમ કહઇ સુંણિ કુંમરનિરંદ, તિમધનપાલ નઈં ઋષભ જીણુંદ. ૧૮
તેણઈ કારણિ સુંણિ પૃથવીરાય, બરાબરી એહની નવિ થાય;
ભગતિરાગ એહનઈજ વિશાલ, કવિ મોટો જગમાં ધનપાલ. ૧૯
કુંમારપાલકહઈ જસગુણઘણા. તે ગુણ બોલઇ અવરાં તણા;
જે ગુણહીણ પ્રાંહિં હોય, પર કીરતિ ન કરઈ સોય. ૨૦
પરના ગુણ ગ્રહી હેમસૂરિંદ, પોતાના ગુણ પાડઇ મંદ;
સાકર કહઇ હું મીઠી નહીં, પણિ તે છાની ન રહઇ કહીં. ૨૧
ચંદન ઉષ્ણપણું જો ભજઈ, તોહઈ લોક તેહનઈં નવિ તજઇ;
અમૃત કહઇ મુઝમાં કડુઆસ, તોહઇ લોક ન છંડઈ તાસ. ૨૨
તિમ મુનિ હેમ સૂરિંદહ જતી, મુખ કહઇ મુજમાં ગુણ નથી;
ગિરૂઆ એહના એહ સભાવ, વરસઈ જલ નિચો થઇ આભ. ૨૩
એણે વચને જાણ્યો મહામતિ. હેમ સમો નહિં કોઇ જતિ;
પરતગિ જ્યું ચાલી સરસતિ, એહમાં દોષ ન દેખઇ રતિ. ૨૪

દુહા.

દોષ ન દેખું જસ રતી, હું ગાઉં નર સોય;
હેમસૂરિ સરિખો જતી, જગિ ન દીસઈ કોય. ૨૫

[1] ધન.

## ઢાલ.

રાગ ચંદ્રાયણનો-રાગ આસાઉરી-કેદાર ગોડી-સિંધુઓ.

સો સુત ત્રીસલાદેવી સતીનો-એ દેસી.

શ્રી સત્રુંજય સમો તીર્થ નકોઇ ઈંદ્ર સમો સુર કો નવિ હોઈ;
ભોગિમાં ચક્રવર્તિ જગિ જોઈ, ઐરાવણ હાથી જગિ જોઇ. ૨૬

ખીર સમુદ્ર સાગરમાંહિ સારો, ઉત્તમ જગિ એ રામજ વારો;
સુસમ સુસમાં સખરો આરો, સીલવતી જગિ સીત સંભારો. ૨૭

અર્જુનસમ જગિકો નહીં બાણી, ગંગાજલ સમ કો નહીં પાણી;
શ્રી કુલમાં મરૂદેવ્યા રાંણી, પથરમાંહિં જીમ હીરા ખાંણી. ૨૮

અશ્વ અનોપમ રવિના જાણું, [૧]પસુઆમાંહિં જીમસિંહ વખાંણું;
મહિષીસમકો નહીં દુઝાણું, હેમ ટંકાસમ કો નહિ નાંણું. ૨૯

દિસાનભદ્રસમ કો નહીં માંની, શાંતિનાથ સમ કો નહીં દાંની;
શાલિભદ્રસમ કો નહીં ભોગી, હેમસુરિંદસમ કો નહીં યોગી. ૩૦

## દુહા.

હેમ સમો મુનિવર નહી, ભાખઈ કુંમરનિરંદ;
હેમ કહઇ હું નહીં ભલો, ભલો તે રૂષભજિણંદ. ૩૧

જસ પદ પૂણ્ય પસાઉલઇ, સેત્રુંજગિરિ હુઉસાર;
રાયણ રૂખતલઇ સમોસર્યા, પુરવ નવાણું વાર. ૩૨

## ચઉપાઇ.

તેણઇ કારણિ એ રાયણ માંન, અઠ્ઠમ એક કરઇ શુભ ધ્યાંન;
ક્ષીર વૃક્ષ નઈ પુજઇ જેહ, રસની કુંપી પામઇ તેહ. ૩૩

તે રાયણની પુજા કરી, ગિરિ ફરસો ચિહું પાસ ફિરી;
આવી જુહાર્યા ઋષભ જીણંદ, જીન પુજઇ તિહાં કુંમરનિરંદ. ૩૪

---

૧ સરિખો. ૨ જાતિમાં.

નવઇ રત્ન નવ અંગિ ધરઇ, એકત્ર ધજા સોવનમય કરઇ;
ચામર છત્ર મોતીનાં સહી, સિરિ ઉપરિ ધરતો ગહગહી. ૩૫
કનક રૂપ મણિ થાલહ કરી, માંહિં બહુ મુગતાફલ ભરી;
શ્રીજીન આગલિ મુંકઇ સહી, ગીતગાંન કરઇ ઉભો રહી. ૩૬
એમ જીન પૂજા કરતો જસઇ, ચારણ એક તિહાં બોલ્યો તસઈ;
એક પુષ્પઈ જીન પૂજઈ જેહ, શિવ પદવી ફલ પાંમઇ તેહ. ૩૭

## પરજીયા દુહા.

એકહ ફુલહ માટિ, દીઇ જિનવર સિવપુરસુહો;
એહી કરે કુસટ બપુ, મોલમ જિનવર તણી. ૩૮
જિન ન જુઈ વિતવાસ, મન જુઇ માનવ તણું;
ચદનને ચિત ધાર, અડદે ઉંચી મોકલઇ. ૩૯
અસ્યો દેવ અરિહત, રાગ દ્વેષ નહી રિદઇ;
દાતા તું મહોટો દેવ, ફુલે ફેરો ટાલતો. ૪૦
રૂડો ઋષભ જિણંદ, રૂઅડો કુંમર નરેસર;
પૂજા કરે બહુ પરિ, પુણ્ય ભવે પરમેસ્વર. ૪૧
એક આદીશ્વર દેવ, દૂજો કુંમર નરેશ્વર;
અવર ન જાણું કોય, જઇ જાચું નર તેહ. ૪૨
આજ થકી અંતરાય, કર્મ કઠિણ કડકું થયું;
દીઠઇ નરપતિ દેવ, પુણ્યભાર પ્રગટિઉં સહી. ૪૩

## ઢાલ.

રૂપક—રાગ—આસાઉરી—રાગ—મલાર કડખો.

(સકલ સોરઠો, બંધ છોડી કરી—એ દેશી)

પેખો પ્રગટ પ્રતાપ નર કુંમરનિરંદનો, વયરીઆં માંન તે વેગે ગાલઇ;
જગતજનકહઇજીવેજેકુંમરનરભૂપતિ, છોરૂપરિજંતુનઇતુંજપાલઇ-પે. ૪૪

જાગતીપીતિ નર કુંમારભૂપાલની, દાનઝૂંઝઇમિઇ પચ્ચ પરચ્યો;
કરતઆસાન બહુ ચાલ જગિ ચાલતાં, નગરસહુદેશનોલોકહરખ્યો-પી. ૪૫
સુકવિ સાધુ બાણુઇ દેવમુનિ પશુગણુઇ, અવરનરજોયતાં નજરિનાવઇ;
ઝીલીઆ ગંગજળ વાવિ સર દેષતાં, તેણીઆહતતે કિમઆવઇ-પી. ૪૬
હંસમનિહરખીઆ માનમુખદેખતઇ, સુર સંગ્રામિ દેખિ રાચઇ;
સુકવિકવિહરખિઉં કુંમરનૃપ ભેટતઇ, અવરપુરૂષાજઇકુંણુયાચઇ-પી. ૪૭

## દુહા.

કુંમરનરિંદ તું કેસરી, જાંણી યાચ્યો દેવ;
સોમવદન દેખિ કરી, વદન નિહાલ્યું હેવ. ૪૮

તું દીપક તું દિનમણી, તું સાયર તું વીર;
કલ્પદ્રુમ જાણી કરી, કિમ જાચું જ કરીર. ૪૯

## કવિત.

મિલઇ જો ગંગા નીર, તો અવર નીર કાં પીજઇ;
મિલઇ મિત્ર અતિ ઉચ્ચ, નીચ સંગ કાં કીજઇ;
મિલઇ અશ્વ આખર્યો, તો પાય કુણુ ચાલો દોડઇ;
મિલઇ સાલૂણીર, તો અવિ કુંણુ આસર ઉઢઇ;
મિલઇ છાયા કલ્પદ્રુમ, લીંબ તલઇ સોહાનાઇ જઇઇ;
સુ કવિ કહઇ નર કોય, મંદીર છોડી કો મઢીઇં રહઇ. ૫૦

મલે સરોવર નીરતો કૂપ, ભરણુ કોણુ જાઇ;
જો મલે સાલિહ દાલિ તો, કુણુ કોદરા ખાઇ.
જો મલે કુમરનરિંદ તો, અવરકોણુ જઇ મગ્ગઇ;
જો મલે જિમ અરિહંત તો, કોણુ અવર પાય લગ્ગઇ.
જો મલી પંડિત જાણુ તો, મૂરખકી સંગ કો કરઇ;
કોટા કુમરસીંહ તો, મૂરખ તે અગ્ગણુ કરઇ. ૫૧

### દુહા.

ફરે પુરૂષ પર મંદિરે, ભૂપ ન ભેટ્યો જ્યાંહાં;
કુમરનિરંદ ભેટ્યા પછી, હસ્ત ન ઓડ્યો ક્યાહાં. ૫૨

### ચઉપઇ.

અસ્યાં વચન સુણિ બોલઇ જસઇ, નવ લખ ટંકા દીધા તસઇ;
ચારણ હરખી કહઈ સુણિ નરનાથ, મઇ આપ્યો તુઝ જમણો હાથ. ૫૩
અસું કહીનઇ ચારણ જાય, માલા ઉઘટણ અવસરિ થાય;
વિધવિધ પુરૂષ મલીઆ તેણીવાર, [1]વાગભટ બોલ્યો [2]જયકાર ૫૪
ચ્યાર લાખ સોવન દીઉં સહી, અષ્ટલાખ રાજા રહ્યો કહી;
વાગભટ આપું કહઈ હું સોલ, સુરનર કરતા કીર્તિ કલ્લોલ. ૫૫
બિઇ કરજોડિ બોલઇ ઇસ, સોવન લાખ દીઉં બત્રીસ;
શ્રાવક એક બાંપે કર જોડિ, દિઉં સોવન હું સવાકોડિ. ૫૬
રાજાઈં તે તેડ્યો સહી, મુખ જોઉ હઇડઈ ગહઇગહી;
મહુઆનો વાસી કહઇવાય, હાસ પિતા ધારૂ માતાય. ૫૭
તેહનો પુત્ર જગડુશા એહ, જેહને ધર્મ ઉપરિ બહુ નેહ;
તેહનઇ માલા દીધી ત્યાંહ, તેણે ઘાલિ માતા ગલિં માંહિ. ૫૮
જનની સમ નહિં તીરથ કોઇ, સ્વર્ગ મૃત્યુ પાતાલઈ જોઈ;
જેણઇ માંની પોતાનઇ માંય, સકલ તીર્થ ઘરિ બઈઠાં થાય. ૫૯
જેણી માતાઇ ઉદરિં ધર્યો, મલમૂત્ર ધોઇ ચોખો કર્યો;
તે માતાના પૂજઈ પાય, ગુણ ઉસંકલ કિંમઇ ન થાય. ૬૦
સોવન બરાબરિ તોલઈ જોય, ખંધિ ધરી કરઈ તીરથ સોય;
ઈંદ્રમાલ પહઇરાવઈ માય, ગુણ ઉસંકલ કિમઇ ન થાય. ૬૧

---

૧ તિહાં સહી. ૨ ગહગહી.

પગ ધોઇને પાંણી પીઈં, અમૃત કવલમાતાના મુખિં દીઈં;
દેવ ચીવર પહઇરાવઇ જોય, ગુણ ઉસંકલ તુહે ન હોઇ. ૬૨

તેણઇ કારણિ સા જગડૂ જેહ, માલા હાથ કરઇ નર તેહ;
મોટું તીરથ જાણી ત્યાંહ, માલાધરી માતા ગલામાંહિ. ૬૩

રત્ન એક દીધું ગહઇગહી, સવાકોડિ તસ મૂલજ સહી;
તે દેખી નૃપ હરખ્યો બહુ, એ પુણ્ય હેમસૂરિંદજ સહુ. ૬૪

અસું કહી નૃપ લાગો પાય, તું ગુરૂ પામ્યો પુણ્ય પસાય;
શ્રીસેત્રુંજો સુધો શ્રેય, શ્રીગુરૂ પુણ્યઇ પામ્યો એહ. ૬૫

જૈનધર્મ વિણુ પૃથ્વીરાય, તેહથી ન સરઇ એકુ કાજ;
અરિહંત વિના અલુણું ઘણું, સું કીજઇ ચક્રવૃત્તિપણું. ૬૬

## ઢાલ.

દેખો સુહડા પુણ્ય વિચારી–એ દેશી–રાગ શ્રીરાગ.

ચક્રીકુલ નહિઅ અભોગ, સરજી સીદ સુર સંયોગ;
શેઠ સેનાપતિ સચી અનુમાન, જૈનધર્મ વિણુન ભજતાં ભોગ–ચ. ૬૭

ન ભજાં ભોગ ભૂપતિ કુલ કેરો, ખિત્રી કુલ તણી નહી ખાંતી;
દાસપણું દેજે ઘર જૈનાં, વરિ બઇસારી નીચેરી પાંતી–ચ. ૬૮

દેવ તણું કુલ ન ગમઇ દીઠુંઇ, ચતુરપણું તે કિસુંઅ કરેવ;
દરિદ્રપણુઇનવિ દેખઈ દુખીઆ, જે જન પામ્યો જીનવર દેવ–ચ. ૬૯

ઈંદ્રતણી કો આપઇ પદવી, [1]મણિમયલા [2]પાંમઈ ધનકોડિ;
રાય કહઇ કો ઋદ્ધિ મ રાચો, જૈન ધર્મ વિણુ મોટિ ખોડિ–ચ, ૭૦

## દુહા.

અભોગ નહી ચક્રી તણો, પાંમ્યો અનંતી વાર;
જૈન ધર્મ પામ્યા વલી, ધન તે સહુ અવતાર. ૭૧

---

૧ મેહેલા. ૨ વિધા.

ચઉપઇ.

આસ્યાં વચન રાજાના સુંણી, બોલ્યો સકલ મુનિનો ધણી;
ધન ધન રે તું કુંમરનિરંદ, ભાવિ પૂજ્ય ઋષભ જીણંદ. ૭૨
ધન્ય કુલ તિહુયણપાલહતણું, જે તું પાંમ્યો જૈનહ પણું;
એમ પ્રસંસી પ્રણેમેં ગુરૂ નરનાથ, કુમારપાલ સિરે દીધો હાથ. ૭૩
પ્રેમઈ કરી કર ઠવીઉ જસઈ, ચારણ એક તિહાં બોલ્યો તસઈ;
સાંભલિ ! કહું પૃથવીના નાથ, જગમાં એ અસંભવ વાત ૭૪

દૂહા.

મેઘ રૂપ કાલું ધરી, દીઇતો ઉજલ નીર;
પસુ ગાય તૃણાં ચરઇ, આપઇ અમૃત ખીર. ૭૫
કસ્તુરી કાલી હસી, ઊપની આંઠઈ ઠાંમિ;
અસંભવ એહેપરિમલબહુ, આવઈ [1]ઘ્રાણાનેં કામિ. ૭૬
મુત્તાહલ જો જઇ વસ્યું, કુંજર તણે કપાલિ;
નર નારી નરપતિ ખુસી, તેહનું રૂપ નિહાલિ ૭૭
જલ ઉપજે [2]જલ તાંતૂઓ, વલગાઈ કુંજર પાય;
વારણ વહી તિહાં નવિ સકઇ, એહ અસંભવ થાય. ૭૮
તિમ મુનિહેમસૂરિંદ ગુરૂ, જેહ નમાવ્યા પાય;
એહ અસંભવ મુઝ સહી, તિહાં ગતિ ઉંચી થાય. ૭૯
હેમ ? તુહ્મારા કર નમું, જીહાં અનંતિ ઋદ્ધિ;
જેહ ચંપ્યા હેઠઈ મુંહિં, તિહાં ઉપરે સિદ્ધ. ૮૦
ગુણ અનંત ગુરૂ હેમ તણા, મુઝ મુખિ રસના એક;
વિવિધ વસ્ત પ્રીસ્યા વિના, શોભઈ નહી વિવેક. ૮૧

---

૧ બહુ. ૨ જીવ.

સર્ગ મૃત્યુ પાતાલમાં, દેસ વિદેસહ માંહિં;
હેમ સૂરિ સરિખા [1]જતિ, જગહ નહી દીસઇ ક્યાંહિં. ૮૨
જે નિકલંક શીલઇ ભલો, ગુણ અંગિ કંઇ કોડિ;
અવર પુરૂષ જોયા ઘણા, દીસે અકેકિ ખોડિ. ૮૩
ખોડિ વિના નર કો નહી, આણું તુહ્મ કુરાય;
પૂર્વ પુરૂષ દેખ્યા બહુ, દોષ અછે તે માંહિં. ૮૪

## ચઉપઇ

સુકરાચાર્ય સુરગુરૂ જેહ, પણિ આંખિ નર કાંણો તેહ;
ભાનુ ઘસાણો ગલ્યો મયંક, હેમ તુલ્રાઇ કિમ હુઇ રંક. ૮૫
બંભ અપૂજ બંધ્યો બલિરાજ, અર્જુન વદંદલ રૂપિં થાય;
મેરૂઅદાતા ઇંદ્ર અજાંણ, અરણક વાગા કંદર્પ બાણ. ૮૬
સાયર મંથાણો કાલો હરિ, મસ્તગિ ફાડિ મરઇ કેશરી;
રાવણ બલીઉ ન રહ્યો ઘડઇ, સેષ સુવિષ તું વિહુનઇ નડઇ. ૮૭
અઘડ રાહ વલી વિકલ ઇસ, ચંદ્રરૂદ્રનઇ ઝાઝી રીસ;
બાહુકુમાર તે ભાજઇ વડઇ, તે ન કરૂં મુનિ હેમજ ઘડઇ. ૮૮
રહનેમઇ કરી કૂડી વાત, લોભી ભરતે ન લહ્યો ભ્રાત;
લોભી [2]કપટ આષાઢ આહાર, આદ્રકુંમાર માંડિં વ્યાપાર. ૮૯
કાલીનાગણિ નચાણું સહી, પાંડવ પ્રગટ્યા છાના સહી;
દિસાનભદ્રને સબલુ માંન, પ્રસનચંદ્ર કીઉં મયલું ધ્યાન. ૯૦
નંદિખેણ નિઆણું કરઇ, કુંડરીક સંયમથી ફિરઇ;
ધનો પચાર્યો સંયમ વરઇ, તહારી તોડિતો કો નવિ કરઇ. ૯૧
સનતકુમારને અંગિ રોગ, સેલગ સૂરિ મુનિ મુંક્યો યોગ;
નંદિષેણ નહી તાહરી જોડિ, વ્રત ખંડયો એ મોટી ખોડિ. ૯૨

---

[1] મુનિ. [2] આષાઢાભૂતે કપટે આહાર.

બાહુબલી ત્રિંટયો વેલડી, કયવનો રહ્યો પરઘરિ પડી;
ઢંઢણુ નલહઇ વંછિઓ આહાર, ગયસુકુમાલ સિરિં અંગાર. ૯૩
સુરમુખ ઉનો બાલઈ સહુ, નલરાજા કુવસની બહુ;
ભીમ ભલો રસોઇ કરી, હરિચંદઈ જલગાગરી ભરી. ૯૪
ગજહઈઈ નવિ આવ્યો મૂલિ, જે નિજ મસ્તગિ ઘાલઈ ધૂલિ;
ચમરેંદ્રો ભાગો તે ક્રૂર, હેમ સમોવડિ કેહીપરિ કરૂં. ૯૫

## દુહા.

હેમ સમો મુનિવર નહી, જેણઇ પ્રતિ બોધ્યો રાય;
જલચર થલચર જીવના, તઈ કીધી રક્ષાય. ૯૬
પંખી નઈ પ્રભવઇ નહી, જેહનઇ મસ્તગિ હેમ;
ચારણ કહઈ તુઝ દર્શણઈ, મુઝનેં હુઓ પ્રેમ. ૯૭
દરિદ્ર દાસ ભાગી ગયા, વલી ઉઝ દેહી વાંન;
હેમ સૂરિ મુખ દેખતાં, પાંમ્યો નવઈ નિધાન. ૯૮
ચારણ વચન નૃપ સાંભલી, હરખ્યો હઇડામાંહિં;
હેમસૂરિ કરી લુંછણું, નવ લખ દીધાં ત્યાંહિ. ૯૯

## ઢાલ ચંદ્રાઉલાની.

નવ લક્ષ આપી રોકડારે, વલીઓ કુંમરનિરંદો;
તરૂઅર ચીર પહઇરાવીઆરે, હઇડઇ અતિ આણંદો;
હઇડઇ અતિઆણંદો સુજાણ, ઠાંમિ ઠાંમિ મુકઈ સોવન નાણું,
પુષ્પ ઉછાલેં ભાવના ભાવેં, સુદ્રવ્ય ધન સુખેત્રઈ વાવઈ,
જી ઋષભજીજીરે. ૧૦૦
ગિરિ ઉપરિ સંઘવી ચઢયોરે, હાલ્યો પર્વત ત્યાંહો;
હેમાચારજ નૃપ તણારે, એ પદ પાંમવા ક્યાં હો.

એ પદ પાંમવા કિહાં કહુ સાચું, તેણે હરખઈ હું ડુંગર નમ્યુ,
તીર્થ ગામ નગર તે સારો, જીહાં (મહા) પુરૂષતણો વિવહારો,
જી ઋષભ જીજીરે. ૧

શેત્રુંજાનું ટુંક પાંચમુરે, નાભિં ગઢ ગિરનારો;
કુમારપાલ સંઘ સંચર્યોરે, સાથિં બહુ નર નારો;
સાથિં બહુ નર નારિસુ કહીઇ, ગામિં ગામિં જીન પૂજતાં જાઇઇ;
શ્રી ગિરિનારિ સંગિ આવઇ, થાલ ભરીનઇ મોતી વધાવઇ;
જી ઋષભ જીજીરે. ૨

ગિરિ ઉપરિ સંઘવી ચઢયોરે, હાલ્યો પર્વત ત્યાહો;
હેમાચારજ નૃપ તણારે, એ પદ પાંમવા ક્યાંહો;
એ પદ પાંમવા કિહાં કહુ સાચું, તેણઇ હરખઇ ડુંગર નાચુ;
તીર્થ ગામ નગર તે સારો, જીહાં મહા પુરૂષ તણો વિવહારો;
જી ઋષભ જીજીરે. ૩

અસું વચન ગુરૂનું સુંણીરે, ચઢીઓ કુંમરનરિંદો;
ત્રિણિ પ્રદક્ષિણા દેઈ કરીરે, જૂહાર્યા નેમ જીણંદો,
જૂહાર્યા નેમજીણંદ સુસિધ્ધો, ચંદન પુષ્પ લેઇ પૂજ કીધો,
અગરધૂપ નઇ આરતી સારી, જીન પૂજા કરે નર (ને) નારી,
જી ઋષભ જીજીરે. ૪

દુહા.

નરનારી પૂજા કરઇ, હરખે કુમરનરિંદ;
નૃપ ઉલટ દેખી કરી, ભાખઈ હેમસુરિંદ. ૫

ચઉપઇ.

શ્રીગુરૂવચન અસું તિહાં બકયું, તેણઇ મયંકસિરિ નામજ લખ્યું;
તેણઇ પૃથવી પવિત્રજ કરી, તેહનઈ પાય નમઈ તે હરિ. ૬

વસુધાનું મંડણ તે સહી, ખરી સંપદા તેહની કહી;
જગમાં જીવ્યા તે પરિમાણ, સંઘપતિ તિલક ધરાવે જાણ. ૭
શ્રી સેત્રુંજ્ય જૂહારે પૂણ્ય, તે તું શ્રીગિરિનારઈ માનિ;
પંચમ ટુંક સેત્રુંજાનું સાર, પંચમ ગતિ આપઇ ગિરિનારિ. ૮
પેહેલે આરે ગિરિ કૈલાસ, બીજઇ ઉજ્જયંત નામ પ્રકાસ;
ત્રીજે રૈવત નામ વિચાર, ચોથે સરણ પંચમ ગિરનાર. ૯
છઠઇ આરઈ સુંણિ અભિરાંમ, નંદભદ્ર ગિરિ હોસ્યે નાંમ;
એ ગિરિ વર્ણવ હિવ કેતો કરૂં, કેહીપરિ સાયર ભૂજાઈ તરૂં; ૧૦
અસ્યાંવચન નિજગુરૂનાં સુણિ, બોલ્યો તવ પૃથવીનો ધણી;
સ્વાંમી પ્રતિમા વજ્રહ દેહ, [1]કવણ પુરૂષઈ ભરાવી એહ. ૧૧
ગુરૂકહઇઅતીત ચઉવીસીજસે, સાગર તીર્થંકર ત્રીજો તસે;
ઉજેણી નરવાહન રાય, સમોસર્યા સાગર તેણઈ ઠાય. ૧૨
રાજા વંદન આવ્યો જસે, બાર પરખદા બેઠી તસે;
સભા કેવલી [2]જાંણી જાંમ, કરજોડી નૃપ બોલ્યો તાંમ. ૧૩
સ્વામી કેવલ કહીઇ હસઈ, સાગર [3]જીણેસર બોલ્યા તસે;
બાવીસમો શ્રીજીનવર નેમ, તુઝ પંચમગતિ હોસઈ ખેમ. ૧૪
શખરદેશના જીનની સુંણી, લહી વેદના ચિહુંગતિ તણી;
અતિવયરાગઈ પૂર્યો રાય, સંયમ લેઇ સુરલોકિ જાય. ૧૫
બ્રહ્મદેવલોકિં ઇંદ્રજ થયો, જીહાં સાગરદસ આઉખો;
પૂરવ પુણ્ય સંભારી કરી, શ્રીજીન વચન હઇઆમાંહિ ધરી. ૧૬
વજ્ર રત્ન તિહાં આંણી કરી, નેમનાથની પ્રતિમા ભરી;
નિજ દેહરાસર તે પણિ ધરી, નિત પૂજઇ આલસ પરિહરી. ૧૭
ઘણો કાલ તિહાં એણીપરિ જાય, ઇંદ્રિ આઉખું પૂરૂં થાય;
તિહારઈ નિજમનિ કર્યો વિચાર, જગમાં મોટો ગિરિ ગિરિનારિ. ૧૮

૧ કોણે. ૨ જોઇ. ૩ જીણુવર.

ત્રિણિ કલ્યાણક જીનના હસઈ, દીક્ષા કેવલ મુગતિ જસઈ;
એહવું દેવ વિચારી કરી, ગિરિ ઉપરિ આવ્યો પરવરી. ૧૯
ભોમિ માંહિં પ્રાસાદ અપાર, ત્રિણિ ગભારા કીધા સાર;
રૂપાતણું તે દેહરૂં કરઈ, ત્રિણિ પ્રતિમા તેણુંઈમાંનકિ ધરઈ. ૨૦
એક બિંબ રત્નમય કર્યું, બીજું બિંબ તિહાં મણિમય ધર્યું;
ત્રીજું બિંબ સોવનમય સાર, કરઈ થાપના સુર તેણીવાર. ૨૧
એક તિહાં કંચણ મલાંણું કરે, વજ્ર બિંબ તે માંહિં ધરઈ;
પૂજી પ્રણમી [1]વલીઉ હવઈ, આયુ પુહુચઈ સુર તિહાં ચવઈ. ૨૨
બહુ સંસારમાંહિં તે ભમ્યો, સુખભરિ કાલ ઘણો નીગમ્યો;
નેમ તીર્થંકર પ્રગટ થાય, તિહારઈ તે હુઉ પૃથવીરાય. ૨૩
પછી મહાપછી જે દેસ, સીતસાર નગરીજ નિવેસ;
પુણ્યસાર નૃપ એહવેં નામિ, નેમનાથ આવ્યા તેણઇ ઠાંમિ. ૨૪
પુણ્યસાર નૃપ વંદન ગયો, બિ કરજોડી ઉભો રહ્યો;
સુધદેશના જીનની સુંણી, શ્રાવક થયો મિથ્યા અવગુણી. ૨૫
નેમઈ તિહાં પૂર્વભવ કહ્યો, તવ રાજા ગિરિનારિં ગયો;
બહુપરિ જીનતી પૂજા કરી, નૃપ આવ્યો નગરીમાં ફિરી. ૨૬
પૂર્વ ભવ દુખ કાંને સુંણી, સુતનઇં કીધો નગરી ધણી;
દીક્ષા બહુ મંડાણઈ વરી, મુગતિ ગયો મલ ખેરૂ કરી. ૨૭
પૂણ્યસાર નૃપ મુગતિ જામ, લેપ બિંબ એક તિહાં મંડાણ;
નેમતણું નિર્વાણજ થાય, નવસેંનવ વરસ ઉપરિં જાય. ૨૮
તિહારઈ કાસ્મેર દેસહ થકો, રત્ન નાંમ શ્રાવક ઉલખ્યો;
યાત્રા કરવા આવ્યો ત્યાંહ, નેમનાથ જીન બઇઠા જ્યાંહ. ૨૯
હરખઈ બહુજલ કરઈ પખાલ, લેપ બિંબ તિહાં [2]થયું વિસરાલ;
મિણ ખેદ હુઓ મનમાંહિં, સાઠ ઉપવાસ કરે તેણઇ ઠાહિ. ૩૦

---

૧ જબ. ૨ હવું.

પ્રતિગ આંબિકા તિહારઇ થઇ, ગુહ્ય વાત શ્રાવકનઈ કહી;
કંચન મલાંણમાંહિં પ્રતિમાય, તે બહુસારઇ તેણઈ ઠાય. ૭૧

દેવી વચને શ્રાવક રત્ન, વજ્ર બિંબ માંડયું કરી જત્ન;
એ પ્રતિમાનો મહિમા બહુ, તે ત્રિહું ભુવને જાંણઇ સહુ. ૭૨

દૂહા.

ત્રિહુંભુવને ગુણ વિસ્તર્યા, તેમનાથ ગુણવંત;
પૂજઇ શિવસુખ પાંમીઇ, પેખ્યઇ સુખ અનંત. ૭૩

શાસનમાંહિં એ કહ્યું, અન્ય શાસ્ત્રઇ એ વાત;
કૃષ્ણ બલિ તો જીવીઉં, આરાધી નેમનાથ. ૭૪

ઢાલ.

રીષીનું વેયાવચ કરે એ—દેસી—રાગ ધનાશ્રી.

અસુંઅ સુંણી નૃપ હરખીઉએ, પૂછીઆ નેમ જીણંદ તો;
રંગિ હું ભણુંએ.

ઇંદ્રમાલા લેઇ ઉગટઇ એ, મનિ ધરિ અતિહિ આણંદ તો—રં.
જગડૂસાહ તે માલા લીઇએ, દેઈ નૃપ કોડિ સવાય તો—રં.
કુંમરનરિંદ ઇમ કહઇ એ, ધન્ન ધન્ન હો તુઝ માય તો—રં. ૭૫

ચામર છત્ર ધજ તોરણ એ, કમકમય કરઇ નૃપ આપતો—રં.
શ્રીજીન ભગતિ ભાવિ કરીએ, ધોઇઆ પૂરવ પાપ તો—રં. ૭૬

ગજરથ અશ્વ આપ્યા ઘણાએ, બીજી કનકની કોડિ તો—રં.
સકલ પાજ ભાગા ભણી એ, કરે ત્યાંહાં પત્થર જોડિ તો—રં. ૭૭

શ્રી સંઘ ભગતિ કીધી ઘણીએ, આપીઆ ભૂષણ ચીર તો—રં.
શ્રીગુરૂ પાઉલઈ જાઇ નમ્યોએ, નિર્મલ કીધ સરીર તો—રં. ૭૮

યાત્રા કરી નૃપ સંચર્યો એ, ચાલીઉ ચઉલક રાય તો—રં.
પાટણિ દેવકઇ આવીઉ એ, શ્રીચંદ્ર પ્રભુ તસ ઠાય તો—રં. ૭૯

પૂજી પ્રણમી નૃપ લીઇ એ, હાથમાં તે ઇંદ્રમાલ તો–રં.
રત્ન દીધું સવાકોડિનું એ, જગડુલીઇ(માલ) તતકાલ તો–રં. ૪૦
અચરિજ પેખિ નૃપ તિહાં એ, પૂછીઉં જગડૂ તાંમ તો–રં.
સાંમાન વાંણીઓ તું સહી એ, તુઝ કિમ એવડા દામ તો–રં. ૪૧
જગડુ કહઈ સુંણી રાજીયા એ, પ્રાગવંસી હંસરાજ તો–રં.
રત્ન પાંચ હતાં તે કહઇ એ, ત્રિણ તે પુણ્યનઇ કાજ તો–રં. ૪૨
સંધનો સંચ તસ નવિ મલ્યો એ, રત્ન દીઆં મુઝ તાત તો–રં.
ત્રિંણિ ખરચ્યાં પુણ્ય કારણિએ, યુગલ રહ્યા મુઝ હાથ તો–રં. ૪૩
રત્ન અમૂલક બિં ભલાંએ, જે મુઝ વિણજનઇ કાજ તો–રં.
તે લીઉં હું તુહ્મ રીપીઉ એ, નવનિધિ તાહરઇ નાંમ તો–રં. ૪૪
જગત્ર ભૂષણ નૃપ લહી એ, મુકિઆ રત્ન બિ હાથિ તો–રં.
કુંઅરનિરંદહ ત્યાહાં નમીએ, અઢી કોડિ આપી હાથ તો–રં. ૪૫

## દૂહા.

અઢી કોડિ આપી રોકડા, બહુજ પ્રસંસ્યો ત્યાંહ;
તીરથયાત્રા સુપરિં કરી, આવ્યા પાટણ માંહિં. ૪૬

## ચઉપઈ.

પાટણમાંહિં નૃપઆવ્યો જસઇ, નગર ભલું સિણગાર્યું તસઇ;
રચના ગઢ દરવાજઈ ઘણી, ઉપમ નગરી લંકા તણી. ૪૭
ધજ તોરણ બાંધ્યા વિશાલ, બાંધ્યા કનક તણાં બહુ થાલ;
ઉપરિ વાજે ભુંગલ ભેર, સિણગારી સુંદર હટસેણ. ૪૮
ગાજઇ ગયવર બહુઅ સલ્રાંણ, વાજે ઢોલ ગડગડઇઅ નિશાણ;
બહુ આડંબર આવઈ રાય, મંત્રી મહઇતા સાહમા જાય. ૪૯
મુંકી ભેટિ નમાવઇ સીસ, પુરજન લોક દિઇ આસીસ;
ધન ઉછાલઇ આવઈરાય, નારી જોવા આવિ થાય. ૫૦

ધસી નારી ચૂકઇ સિંણગાર, કાંને કાજલ પાએ હાર;
ગલઇ ઝાલી કંચૂક કરિ ગ્રહ્યો, કેતી હાથ આરિસો [1]ગ્રહ્યો. ૫૧
કેતી કટિથી [2]ગયો સાડલો, નાક ઉપરિ કીધો ચાંદલો;
કેતી બાલ ત્રછોડઇ ધસે, નૃપ નઇ જોવા [3]મન ઉલસઈ. ૫૨
કેતી કંચૂક પહરિ સરીર, પણિ નહીં હેડે ચરણાચીર;
કેતી કરિ ઝાલ્યું પહઈરણું, કેતી મુંકઈ તિહાં રાંધણું. ૫૩
એક નારિ ઉઠી સમકાલિ, કહઇડિ ઘાલ્યું પરનું બાલ;
એક નારી નરનઇ પ્રીસતી, દોડી તે અધવચિં મુંકતિ. ૫૪
ઇમ નારી નૃપ જોવા કામિ, મિલી પ્રમદા ઠામો ઠામિ;
અનેક પુરૂષ મિલ્યા વૃદ્ધ બાલ, આવ્યા કુંમરનરિંદ ભૂપાલ. ૫૫
પઇઠો સ્વામિ નગર મઝારિ, મોતિ વધાવઇ નરનઈ નારી;
નૃપ જાુઈ ચિહું પાસે ફિરી, સંતોષે શુભ વચનેં કરી. ૫૬
મહોત દીઠ બહુ પ્રજા તણુઈ, બઇસો બઇસો નૃપ મુખિ ભણુઈ;
એણીપરિ કુંમરનિરંદલ જીહાં, આવી બઇઠો પાટણમાંહિં. ૫૭

## દુહા.

પાટણમાંહિં નપ આવીગો, હુઓ તે જયજયકાર,
અનુક્રમિં તિહાં આવીઆં, અષ્ટાન્હિક દિનસાર. ૫૮

## ચઉપઈ

સાર દિવસ તિહાં આવ્યા જસેં, અઠાઇ મહોત્સવ કરતાં તસેં;
ઉત્તરાધ્યનની વૃત્તિ કહઈ, ષિ યાત્રા તે શાસ્વત લહઈ. ૫૯
ચૈત્ર માસ અષ્ટમ દિન કહ્યા, આઠ દિવસ અસોમાં લહ્યા;
એણે દિવસે સુરશ્રેય આદરઈ, નંદીસર સુર મહોત્સવ કરઈ. ૬૦

---

૧ રહ્યો. ૨ વિટ્યો. ૩ અતિ.

કુંમારપાલ તિહુંયણપ્રાસાદ, આવ્યો ઝંબગડંતે નાદિ;
મિહુંતણિ સામંત પુંઠિ સહી, સંઘ સહિત નૃપ આવ્યો વહિ. ૬૧
જીન પુજાઇ આલસ પરીહરઈ, સતર ભેદ જીન પુજા કરઇ;
અગર ધૂપ ચંદન આભર્ણું, પુષ્પ ચઢાવ્યાં પંચાઈ વર્ણું. ૬૨
નાચઇ વાઈ ગાઇ ગીત, શ્રાવક કુલની રાખઇ રીત;
ઉત્સવ મહોત્સવ કરતો રાય, એણિપરિં આઠ દિવસએ જાય. ૬૩
જીન પુજા નૃપ સુંકૃત ભરઇ, કનકતણો રથ મોટો કરઇ;
ધજ તોરણ નેં ચામર છત્ર, કનક કલસ તિહાં કર્યા પવિત્ર. ૬૪
ત્રેવિસમો જીન ત્રિભુવનધણી, પ્રતિમા થાપિ પાસહતણી;
ચૈત્ર સુદિ અષ્ટમદિન જસઈ, પુહુર પાછિલો થાઈ લસઈ. ૬૫
વાજીત્ર કોડિ સંધાતિં વલી, સંઘ સકલ નૃપ મંત્રી મિલી;
પુષ્પ વૃષ્ટિ કરતા નરનારિ, ગજરથ આવઇ નૃપ દરબારિ. ૬૬
નૃપ પુજાઇ હઇઈ હરખ ધરેં, શ્રીજીન આગલિં નાટિક કરેં;
વાંહણઈ સીંહ દૂઆરઈ જાય, મંડપતલિ ગજરથ થિર થાય. ૬૭
તિહાં નૃપ પુજાઇ પાસ જીણંદ, આરતી ઉતારઇ કુંમરનિરંદ;
તિહાંથી રથ તે ચાલ્યો જાય, નાચઈ નારી ગંધર્વ ગાય. ૬૮
ચોહોટઇ ચોહોટઇ મંડપજીહાં, રથ ઉભો રાખઇ ખણ તિહાં;
કોડિ પુરૂષસું રથ પરવર્યો, નગર ચઉરાસી ચોહોટઇ ફિર્યો. ૬૯
ચોહોટઇ ભૂમિ કરિજ પવિત્ર, હાટઈ લિખીઆં સુંદર ચિત્ર;
ધજ તોરણ તિહાં બાંધ્યા સહી, ઇંદ્રપુરીની ઉપમ કહી. ૭૦
અસું નગર સિણગાર્યું જીહાં, ગજરથ યાત્રા થાઇ તિહાં;
ઈમ જીન મહોત્સવ કરતા રાય. પુણ્ય કરંતાં દાડા જાય. ૭૧
તિણિ યાત્રા શાસ્વતી કહી, અષ્ટાહિક રથયાત્રા સહી;
તીર્થયાત્રા (ત્રીજી) કહીઇ જેહ, કુંમારપાલઈ કીધી તેહ. ૭૨

### દુહા.

સકલ કામ કુંઆર કર્યાં, રાખ્યું જગમાં નામ
નીત સેવા કરઇ ગુરૂતણી, મુનિ[1] બોલઇ ગુણગ્રામ. ૭૩
ગુણ ગાય નિજ ગુરૂતણા સુણઈ વખાણજ સાર;
વીરચરિત્ર તિહાં વાંચતાં આવ્યો એક અધિકાર. ૭૪

### ઢાલ.

રાગ આશાઉરી—રાગ સિંધવો

અધિકાર ચોઇતણોઅ જોય, તિહાં બોલઇ જીનવર વીર સોય;
તિહાં[2] પુછઇ અભયકુંમારસાર, સ્વાંમીકહોપ્રતિમાતણોઅ વિચાર. ૭૫
શ્રીજીવીત સ્વાંમીનું બિંબ જેહ, કેતોક કાલ પૂજસઇ તેહ;
જીનવીર કહઇ સુંણિ કહુઅ જેહ, ઘણો કાલવલી પૂજાંપાંમઇતેહ. ૭૬
આગલિં હોસઈ કુંમારપાલ, તે પ્રતિમા પૂજસ્યઇ ત્રિણ કાલ;
અસ્યું વચન કહે મુનિહેમરાય, નૃપ કુંમરનરિંદહ ખુસીઅ થાય. ૭૭

### દુહા.

ખુશી થયો બહુ નરપતિ, વીરઈ કીધી સાર;
નિજ[3] જીહ્વાઇ હુ ચઢયો, સફલ થયો અવતાર. ૭૮

### ચોપાઇ.

સફલ થયો માહરો અવતાર, વીરઈ કીધી માહરી સાર;
રસનાઈ ચઢીઓ મુઝ નાંમ, તો સહી સઘલાં સીધાં કાંમ. ૭૯
તવ હરખી બોલ્યો નૃપ તિહાં, સ્વામી કહું જીન પ્રતિમા કીહાં;
ગુરૂ કહઈ વીભાપાટણ જઈ, જીવીત સ્વાંમીની મુરતિ તસઈ. ૮૦

---

૧ મુનિવર ૨ નર ૩ શ્રીજીનજીહ્વાઈ.

ગાંમ ઠાંમિ થિતિ પૂછી કરી, ભૂપઈ તિહાં પ્રતિમા ઉદ્ધરી;
બહુપરિ પૂજા કીધી ઘણી, આવ્યા સ્વાંમી પાટણ ભણી. ૮૧
વાજીત્ર કોડિ વજાડયાં ત્યાંહ, આંણી પ્રતિમા પાટણ માંહિ;
નિજઘરિ રત્ન દેહરાસર કરી, જીવીત સ્વાંમીપ્રતિમાતિહાં ધરી. ૮૨
બાર હજાર ભલાં જે ગામ, તેહનો જે વલી આવઇ દાંમ;
તે જીનપૂજા કામિં સહી, તે ધન બીજઈ થાનકિં નહી. ૮૩
ચીવર ચોખાં અંગિઇ ધરી, ભૂષણ ફૂલઈ શોભા કરી;
કેસર ચંદન અગર સુધૂપ, શ્રેણિકપરિં જીન પૂજઇ ભૂપ. ૮૪
જીન દેખી હરખઇ બહુભાતિં, રત્ન ચઢીઉં દારિદ્રી હાથિં;
બુડતાં જીમ જડીઉં વહાણ, કિમ આનંદ લહઇ તસ પ્રાંણ. ૮૫
જીમ લૂંકયો લહઇ અમૃતકુંડ, ભૂખ્યાં ભોજન ખીરહ ખંડ;
તિમ પ્રતિમા દેખી ઉલસઈ, જીન મૂરતિ જીન સરીખી વસઇ. ૮૬
નિત ઉઠી નૃપ પૂજા કરઈ, શ્રીજીન ધ્યાંન હઇઆમાં ધરઈ;
પાંચ નમુત્થાણ નરપતિ[1] કહી, દિનપ્રતિ જીન વંદઇ સહી. ૮૭
બિહુતરિ સામંત રાજા વલી, વડ વિવહારી સાથિં મિલી;
હસ્તી ખંધિઇ બઇસી રાય, નિતિં ત્રિહુયણ પ્રાસાદિં જાય. ૮૮
ઘરિ આવી જીનપૂજા કરઈ, નિવેદથાલ લેઇ આગલિ ધરઈ;
સાંઝ સમય જીન પૂજઈ સહી, દીપધૂપ કરતો ગહઇ ગહી. ૮૯
એક દિવસ નૃપ કુંમર નરિંદ, પૂજેવા શ્રીવીરજીણંદ;
વણ વાયર્યું પટોલું જેહ, કુંમારપાલઇ માગ્યું તેહ. ૯૦
વેગઇ સેવક બોલ્યો તહીં, પટકૂલ[2]અહિં અંબોગતનહીં,
અંબેરા નગરીનો રાય, પહઇરીપટકૂલ ચિહુંદસિં જાય. ૯૧
કુંમારપાલ પૂજાનંઇ કામિં, દૂત મોકલ્યો તેણે ગાંમિ;
ભલી ભેટિ દીધી તસ હાથિં, કાગલ લેખ લીખ્યો બહુ ભાંતિ. ૯૨

---

૧ ભૂપતિ ૨ પટોલુ.

દૂતઈ જઇ વિનવીઓ રાય, બિહુ કરજોડિ લાગો પાય;
કુમારપાલ મોટો અદભુત, સ્વાંમી હું તસકેરો દૂત. ૯૩
તેણુંઇ ઇહા જીનપૂજાને કામિં, મુઝ મોકલીઓ એણુંઇ ઠાંમિ;
આલો પટોલું અણુવાવર્યું, વિવિધ ભાતિ નઇ હીરઈ ભર્યું. ૯૪
તવ નરપતિ નર બોલ્યો તાંહ, જે અરથી તે આવે આંહ;
તઈ ફેરવીઉ કવણુ વિશેષ, તુઝ પટકૂલ ન આપું એક. ૯૫
જા તું મારગિ તાહરઇ વલો, મુખ લેઇ શું ઉભો રહ્યો;
માનભ્રષ્ટ કરી કાઢિઉ જસઇ, હીતકારણિં કવિ બોલ્યો તસઈ. ૯૬
દાંણી ડાંગીઓ માગણુ ચાડ, સારથી નઇ દૂહવઇ તે ધાડ;
દરવાની રાજાનો દાસ, દૂહવી ગુણુ નવિ કહીઉ તાસ. ૯૭
હાકયો હડસેલ્યો જે દૂત, વલ્યો દૂત[1] થયો ભયરવ ભૂત;
આવ્યો કુંમરનિરંદહ જીહાં, અતિ કકલતો બોલ્યો તિહાં. ૯૮
સ્વામી એ રાજા દુરદાંત, વુહાનઇ જલ ટીપું નવિ પાંતિ;
ફોકટ શોભા ખોવા કાજી, મુઝ મોકલીઉ એહનઇ રાજી. ૯૯
સુંણિ વચન ખીજ્યો તિહાંરાય, બાહડદે તેડયો તસ હાય;
લેઇ કટક જાઉં તેણુંઇ ઠાંમિ, કરૂર રાય વસઇ જેણુંઈ ગાંમિ. ૧૦૦
એક હજારનઈ સહઇ ચ્યાર, [2]ઉંટંઇ પુરૂષ ચઢયા તેણીવાર;
હય ગય રથ સુર અનેરા બહુ, યુધ કારણુ નર ચાલ્યા સહુ. ૧
વીટિઉં બંબેરાનો કોટ, કરૂરરાય પરિં દેવા દોટ;
પડયું કટક તિહાં છાનું [3]સહી, વલ્યું સેન રાજાનઇ ગ્રહી. ૨
સોવન કોડિ તિહાં લાગુ હાથિં, અગ્યાર સહાં વાજી બહુભાતિ;
ભલા સાલવી સાત હજાર, કબજી કરઈ મંત્રી તેણીવાર. ૩
બાહડદે તિહાં ચઢીઉ ગયંદ, ફેરી આગન્યા કુમરનિરંદ;
પાડયો કોટનઇ બંટિં દલ્યો, હલ ગાધઇડઇ ધાલી વલ્યો. ૪

૧ પુરૂષ ૨ પુઠઈ ૩ રહી.

આવ્યો કુંમરનિરંદહ જીહાં, ચરણે શિષ નમાવે તિહાં;
કર્રરાય નઇ ઘાલ્યો પાય, કુમારપાલ હરખ્યો તેણઇ ઠાય. ૫
રાજપટ દીધું તસ[1] નાંમ, મંત્રીની વાધી બહુ માંન[2];
નૃપનઈ નવિ દૂહવ્યો લવલેશ, આપ્યો સવાલાખ તસ દેશ. ૬
કુંમારપાલ કહે સાંભલિ રાય, જીવતણી કરજે રક્ષાય;
ટાલેય કર અનઇ અન્યાય, છોરૂપરિ પાલે પ્રજાય. ૭
મુઝ અપરાધ ખમે નરનાથ; તુઝનઇ ન ધટે એવડી વાત;
શ્રીજીનપૂજા કેરઇ કાજ, દૂત મોકલ્યો તાહરઈ રાજ. ૮
તઈ હેલ્યો મુઝ સબલો દૂત, તુઝનઇ ન ઘટે ખત્રિપુત;
પુંણ્યતણી એ હુંતિ વાત, હરખઈ કાજ કરી જઇ નાથ. ૯
એણે વચને નૃપ લાજ્યો ઘણું, અતિ ઓછું ભાવઇ આપણું;
હું મૂરખિ નઈ હું અજ્ઞાન, પુણ્ય ઠામિં કીધું અભિમાંન. ૧૦
જસ્યું કર્યું હું પાંમ્યો તસ્યું, મુખ લેઇ હું[3] બોલું કીસું;
માહરા કરણી સારૂં વલી, તુઝવિણુ બીજો નાંખઇ દલી. ૧૧
તાહરા ગુણનો પાર નવિ લહું તાહરૂં વચન સરિ ઉપરિ વહું;
તો અવગુણ પુંઠિં ગુણ હોય, અવર પુરૂષ ડંસ સહુ કોય. ૧૨
[4]હિઇઇ ન છંડઇ પૂરવ વાત, હુંસા ઉપરિ મારઇ લાત;
વરરૂચિ શિષઇ જો શું કર્યું, માર્યો મંત્રી તો ચિત્ત ઠર્યું. ૧૩
સરીઇ સમતા નાંણી માંહિ, વરરૂચિને મરાવ્યો ત્યાંહિં;
અસ્યો ન દીસઈ જગમાં તેહ, પાછું વયર ન લાવઇ જેહ. ૧૪
દ્દીપ્રાંયન તાપસ દગ્યો એક, તેણેં નરનારી દહ્યાં અનેક;
નારદ મુહુત તણો વલી કામિ, દ્રુપદીનેં મુંકી પદગામિં. ૧૫
કોણીઇ કુલવાલ બોલ્યું ક્યાંહિં ખિણખિણ સાલઈ હઇડામાંહિં;
વાસુદેવ ત્રિપૃષ્ઠ અઢીઉં માંન, સીસું ઢોલ્યું સેવક કાંનિ. ૧૬

---

૧ તવ ૨ માંજા ૩ હવે ૪ હદે.

માગી વસ્ત જો ન દીઈ કોઇ, તિહાં વિખવાદ ઘણેરૂં હોઇ;
કોણીનઈ ન દીઉ ગજહાર, હલ્લ વિહલ્લનો ટાલ્યો કાર. ૧૭
ઈમ અનેરા દ્રષ્ટાંત જોય, કલિમાં સાંખી ન રહે કોય;
સમરથ હુઈ તો વાલઇ તદા, શકિત વિના કર્મ બાંધઇ તદા. ૧૮
પડિપાંન ચૂનો સહુ દીઇ, જીભ સ્વાદ તે સહુકો લીઈ,
ખંચઇ હાથ પડંતઇ દાય, તે નર નહી જે ન દીઈ ઘાય. ૧૯
તવલગઈ મુનિવર તવ વઇરાગ, જીહાં લગઇ છલવા નપડઇ લાગ;
તવલગઈ સતા નઇ તવલગઇ સતી, એકાંતિં મિલ્યાં જીહાં નથી. ૨૦
સમતાશીલ નીરહી દાતાર, માયા લોભ જસ નહી લગાર;
માંન રહીત નર જે કહઇવાય, કામ પડઇ સહુ જાણ્યા જાય. ૨૧

**દુહા.**

કામ પડિ જે કેસરી, કૂડ નહીં મનમાંહિં;
શકતિ છતીઇં જે ખમઇ, સીસ નમાવું ત્યાંહ. ૨૨

**ઢાલ.**

રાગ—મલ્હાર

(વીરમાતા પ્રતિ કારણિ એદેશી તથા કાયા વાડી કારમી એ દેશી)

સીસ નમાવું તેહનઇ, ગુણ તેહના ગાસું;
શકતિ છતી નર જે ખમ્યા, નિજકર્મ અહીઆસું-સી. ૨૩
નમું રઘુવંસી રામનઈ, માની કેકઇ માત;
દેશવટો મનિ નવિ ધરીએ, ગુણ એહ વિખ્યાત—સી. ૨૪
ત્રેવીસમો તીર્થંકરૂ, સમતારસ ભરીઓ;
કમઠ જીવપર સો (દયા) કરઇ, રોષ તિહાં નવિ ધરીઓ—સી. ૨૫

ભ્રાતઈ ભ્રાત કઢાવીઉ, જૂઉ રાય સુમિત્રો;
તેણુઈ નિજ બંધવ રાખીઆ, જે જન્મના શત્રુ. ૨૬
શ્રવણે ખીલા જીન ખમઈ, જેણુઇ મેરૂ નચાવ્યો;
શકતી છતા નવિ ફેરવી, સમતારસ (જો) નાવ્યો[1]–સી. ૨૭
ચક્રીથકી બલ બહુગુણું, બાહુબલિં માંહિં;
ભરત સરિ મુંઠિ મુંકતાં, આંણુઇ સમતા [2]માંહિં. ૨૮
પગ પૂંજુ પુંડરીકનાં, કહણુ ભ્રાત કીધું;
ચારિત્ર લેઇ રાજ તિહાં, કંડરીક નઈ દીધું–સી. ૨૯
શનત કુંમારનઈ નિત નમું, તપ કરી તન ગાળ્યો;
શકતી છતી નર તેહમાં, પણિ રોગ ન ટાલ્યાં–સી. ૩૦
બ્રહ્મદત્ત ચક્રીનઈ નમું, જેણુઇ વિપ્ર વધાર્યો;
પંથિ ન આપ્યો સાથુઓ, અવગુણ તે નવિ ધાર્યો–સી. ૩૧
તેહની પાંતિનો તું સહી, નૃપ ચઉલક વંસી;
દેસ દેઈ મુઝ તું માહરો, મુખિ ઘણુંજ પ્રસંસી–સી. ૩૨

દુહા.

સીસ નમાવું તુઝ સહી, સમરૂં તાહરૂં નાંમ;
હું સેવક તું ઠાકુરો, જીમ [3]હનુમાન નઈ રાંમ. ૩૩
પદમોત્તર ને વિમલબોધ, બિહુંવચિ વાધિ પ્રીતિ;
તેણુઈ ન્યાયી તુમસું વલી, રાખું નરની રીતિ. ૩૪
મુઝનઇ બોલ તુહ્મો કહ્યા, તે રાખું મનમાંહિં;
આણુ ફિરઇ તુહ્મ દાસની, જીવ ઉગારૂં ત્યાંહ. ૩૫
અવર અન્યા ટાલું સહી, છોરૂ પરિં પાલુ પ્રજાય;
તે પુણ્ય સઘલું તુહ્મ તણુઈ, કુંમરનિરંદહ રાય. ૩૬

---

૧ આવ્યો. ૨ ત્યાહાં. ૩ હનુઓ.

અસું કહી નૃપ સંચર્યો, આવ્યો જીહાં બંભેર;
જીવજંત ઉગારવા, ફેરવ્યો દેશ ઢંઢેર, ૩૭
અન્યાય અકર ટાલ્યો સહી, દેસ નગર નિજ નાંમ;
જગત્ર જન સુખીઆ કીઆ, કુંમારપાલ નઈ નાંમ. ૩૮
કુંમારપાલ નિરંદનો, મંત્રી બાહડ જેહ;
પૂરવિ બંભેરા થકી, લાવ્યો સાલવી તેહ. ૩૯

### ચઉપઈ.

હવઇ સાલવી સાત હજારિ, પાટણ વાસ્યા તેણીવાર;
વણઇ પટોલાં તિહાં તતખેવ, તે પહઇરિઈ પૂજઈ નૃપ દેવ. ૪૦
એમ જીનવરની પૂજા કરઈ, અરિહંત નાંમ ઋદયમાં ધરઇ;
નિત રાખે નિજ ગુરૂનું ધ્યાંન, વિધિ કરી સુંણતો વ્યાખ્યાન. ૪૧
એક દિવસ નૃપ સભા મઝાર, પંડિત નર બઇઠા તસ [1]ઠાય;
પૂછઈ ગુરૂ નઈ થઈ પ્રસન્ન, કહુ સ્વાંમી આજ કુંણ તિથિ દિન. ૪૨
સહસાકાર ગુરૂ બોલ્યા સહી, અછઇ [2]અમાંસનઇ પુંનિમ કહી;
તવ બ્રાહ્મણ બોલ્યા તિહાં હસી, કહોનઇ બુદ્ધિ નહી ગુરૂ જસી. ૪૩
જગ જાંણે જે આજ અંમાસ, હેમઇ ભાખીઈ પુનિમ તાસ;
કાલા કાગને ઉજલ કહઈ, મૂરખ તે સાચું સદહઇ. ૪૪
ફિકર હુઉ તવ કુંમરનિરંદ, હાકી બોલ્યો હેમ સૂરિંદ;
પંડિત વાદ કરોછો કાંઈ, અંમાંસ પુંનિમ રાતિ જણાઈ. ૪૫
હવઇં વચન વિચારી તહીં, બાંભણ તો મુઝ હેલઇ સહી;
જીનશાસન નઈ એ હેલસ્યઇં, તવ જગમાંહિં ઉડાહ થસઇં. ૪૬
તેણેં કારણિં મુનિ કરઇ ઉપાય, તેડી દેવી તેણઇ ઠાય;
વાત સકલ તસ માંડી કહી, તવ બોલી દેવી ગહઈગહી. ૪૭

---

૧ ઠારિ. ૨ અમાવાસ્યા.

મ કરીસ ચિંતા તું અતિશય, પુંનિમ થાપવા કરૂં ઉપાય;
બ્રાહ્મણ ભટની પતિ જીમ જાય, જયજયકાર જીનશાસન થાય. ૪૮
અસું કહીને આવી રાતિ, ઉગ્યો ચંદ તારા બહુભાતિ;
દેવી કુંડલણઇ પસાય, બાર જોયણ અજૂઆલું થાય. ૪૯
પેખી તારા ઉજલ ચંદ, હઇડઇ હરખ્યો કુંમરનિરંદ;
બાંભણીઆ મુખ કરતા મંદ, સકલ લોક હુઓ આણુંદ. ૫૦
જસ વાધ્યો જીનશાસન તણો, મહિમા સબલ હુઓ ગુરૂ તણો;
ઘણા લોક કહઇ જૂઠા બ્રહ્મ, સાચો તે જીનશાસન ધર્મ. ૫૧
જીત્યો વાદ હુઓ પ્રભાત, હેમાચાર્ય જોડઇ હાથ;
શ્રીસંઘ સાથિં ખમાવે સહી, મૃષા આજ મઇં પૂંનિમે કહી. ૫૨
જીનશાસન રાખેવા લાજ, જૂઠું હું મુખિ બોલ્યો આજ;
તે તુહ ખામું સંઘ સુજાંણ, જિમ રહઇ(થિર)જીનવરનીઆંણ. ૫૩

દુહા.

આણ ન ખંડઇ જીનતણી, પાપભીરૂ મુનિ હેમ;
દયા ધર્મ દીપાવતો, જીનશાસન પરિં પ્રેમ ૫૪
શાસન દયા નઇ કારણિં, કબહીક કહઇ અસત્ય;
મનમાંહિં સાચું સદ્દહઈ, નિર્મલ રાખઇ મતિ. ૫૫

ઢાલ.

રાગ—માલવ ગોડો.

નરા તસ નમો, સરલ મનિ સાગ સોટા,
ન બોલઇ મુખિ ખોટા,
જીવ એહવા જીકો, સુગતિ ગામિં તિકો,
તેહનઇં નહી જગિ પાપ મોટા, તેહના પાયની રજહ લોટા—ન. ૫૬

સુપુરૂષ તે સહી, ન સુગ મનમાં નહી;
પાપ કરતો મનમાં સંક્રાય;
સંસાર બીહતો રહઇ, દોષ નિજ મુખિ કહઇ,
તે નર મુગતિમાં કાં ન જાય—ન. ૫૭

નારિસું નિત રમઇ, કામ વિરસ્યો ગમઇ,
જીવ હણુન્તો સબલ ધૂજઈ,
પાપ પરિગ્રહ ઘણો, મેલતાં નવિ બીહઈ,
સોય ભવિગણુય બૂઝઈ, તેહનઇ મુગતિનો સેર સુઝઈ—ન. ૫૮

કાંમ પુણ્યનું કરઈ, નિધંસપણું આદરઇ,
જતનસું ઉપગરણાં ન રાખિ,
વરત અપલાં કરઇ, સંક મનિ નવિ ધરઈ,
સોય(કેમ)મુગતિનોમાગઅયાખઈ, જાતા રહ્યા જીવ પાખઈ—ન. ૫૯

દૂહા.

સાગપરિં મન સરલ બહુ, સ્વાંમી હેમ સૂરિંદ;
પુંનિમ થાપી કારણિં, મંનિધરી આણંદ. ૬૦

મિછા દુક્કડ દેઇ કરી, હુઇઉ મુનિવર નિકલંક;
સોય પુરૂષ હલૂઓ સહી, દોષ ઠામ ધરઇ સંક. ૬૧

સુપુરૂષ જાંણી નૃપ ભણેં, સુણિં તું મુનિવર હેમ;
જૈન (ધર્મ) ઉપરિ શૈવને, દ્વેષ ઘણો તે કેમ. ૬૨

ઢાલ.

રાગ—આશાઉરી—પાંડવ પાંચ પ્રગટ થયા એ—દેશી.

રાગ—વિરાડી તથા રા—સામેરી.

હેમ કહઈ નૃપ સાંભલોએ, એક દિન ઋષભજીણંદ રે;
નયરી અયોધ્યા નઈ વનિ, સમોસર્યા ગુણવંત રે—હે. ૬૩

વનપાલઈ જઇ વિનવ્યો, સ્વાંમી ભરત નિરંદ રે;
સાઢિબાર કોડિ ધન્ન, દેતો અતિહી આણુંદ રે–હે. ૬૪
પંચસયાં શુભ સકટમાં, મોદક ભરી સાર રે;
બહુ પરિવારસું પરિવર્યો, વંદન તેણી વાર રે–હે. ૬૫
વિધિઇ વંદણ કરઇ રાજીઓ, અભિગમણ દસહ પ્રકાર રે;
ભરત નરેશ્વર સાચવઇ, ચૂકઈ નહીઅ લગાર રે–હે. ૬૬

**ચઉપઇ**

આચાર રાખઇ મનિ ઉલ્લાસ, સચિત વસ્ત ન રાખઇ પાસ;
અચિત આભર્ણું નઇ શુભ્ર વસ્ત્ર, તે નૃપ રાખે અતિહીં પવિત્ર. ૬૭
મન એકાંત અલગું નહી કીહાં, એક સાટિક ઉત્રાસણ તિહાં;
કર જોડઇ જીન દેખઇ જસઈ, છત્ર ખડગ વાણહી નહીતસઈ. ૬૮
મુકુટ ચામર મુંકઇ સહી રાઇ, ત્રિણિ પ્રદક્ષિણ દિઇ તેણેં ઠાય;
શ્રીજીનવરના વંદઇ પાય, ઇંદ્રિ પાસઇ જઈ બઇસઈ રાય. ૬૯
સ્વાંમી ધર્મ કહઇ એકમના, દાંન શિલ તપ નઇ ભાવના;
એ ચિહું બોલિ તરઈ નરનારિ, દાંન વડું એણઈ સંસારિ. ૭૦
દાંનિં મુનિવરનો ધર્મ રહઈ, દાંનિં તપીઆ બહુ સુખ લહઈ;
દાંનિ સાસન દીપઈ સહી, ઘણા પુણ્ય કરઈ ગહઇગહી. ૭૧
દાંનિં ગ્યાનતણી વૃદ્ધિ હોય, દાતામુખ સાંહમું સહુ જોય;
મુનિ મુખની કુંચી દાતાર, દાતા વિણ પડઇ ચ્યાર હજાર. ૭૨
પંચ સયાં તાપસ જે કહ્યાં, દાતા વિણ તે તરસ્યા રહ્યા;
વરસ[1] એક ફર્યા આદિનાથ, જો ન કર્યો કુંણઇ ઉંચો હાથ. ૭૩
ઋષભ કહઇ સુંણિ ભરત વિચાર, વસુધાનું આભર્ણું નર સાર;
નરનું આભર્ણું જેહ નિધાંન, ધનનું અભર્ણું જે જગિ દાંન. ૭૪

---

૧ તરસ એક પૂરો આચાર, વસ્તધાન આભર્ણું સુસાર.

દાનતણું આભર્ણું સુપાત્ર, સાલિભદ્ર સુકોમલ ગાત્ર;
મૂલદેવ ધનો ધનસાર, દાંનિં તે સુખ પામ્યાં સાર. ૭૫

જો સાગર જગિ કૃપી થયો, તે મુખ લેઇ નીચો ગયો;
જો જલધર વરસીદિ તતખેવ, તો સહુ મસ્તગિ ગાજેં તેહ. ૭૬

તેણઇં કારણિં પુણ્યસાલા સાર, દાંન દીઉ નર જીમ જલધાર;
દાંનિંઇ લજ્યા દાનિં માંન, દાન વિના[1] પસુઆં અજ્ઞાંન. ૭૭

વસ્ત્ર અનોપમ પહઇરઈ સાર, હાથિ મુદ્રિકા વેષ સફાર;
[2]અતિઆહારનિતિ મેવા ખાય, દાંન વિહુણી કીર્તિ જાય. ૭૮

## દૂહા.

દાન વિના કીરતિ નહીં, વેલિ વિના જીમ પાંન;
તે મૂરખ ફોકઇ કરઇ, દીધા વિણુ અભિમાંન. ૭૯

## કવિત્ત.

સીહ મોટીમનુ ન્યાય, અનેકનઈં એકલો ગંજઇ;
ઉદધિ મોટીમ ન્યાય, દરિદ્ર દેશનાં ભંજઇ;
મેરૂ મોટીમનુ ન્યાય, જીહાં જીન ઉત્સવ થાય;
મહિપતિ મોટિમ ન્યાય, જગત્ર જન લાગઇ પાય;
પાઇકા કોઈ ખરૂચઈ નહી, લહઇણુઇ થાલી [3]મોટિ ધરઈ;
કવિ ઋષભ એણીપરિં ઉચરઈ, તે નર મોટિમ કાં કરઈ. ૮૦

હરિ મોટમ તો ન્યાય, દીર્ઘ જેણે દૈત્ય વિડાર્યો;
રાઘવ મોટમ ન્યાય, સાયર જેણે પત્થર તાર્યો;
પાંડવ મોટમન્યાય, ચલ્ય ન દ્યુતે હાર્યો;
પ્રેમે આધા હેલતા, દાનકાજિ નાઠા ફરઇ;
ગુણુ અંગે નહીં એ, તે નર મોટમ કાં કરઈ. ૮૧

---

૧ રહિત ૨ અમૃત ૩ પેહેલિ.

## દૂહા.

મોટિમ ખરી નર તેહની, વણુ દીધઇ નવિ ખાય;
યાચક જન પંખી પશું, ભૂખ્યો કોઇ ન જાય. ૮૨
પાત્ર મુનિનઈં પોખીઇ, સુખ દીજઈ પરદેહ;
ઋષભદેવ કહઇ [1]નૃપ સુંણો, જીવ્યાનું ફલ એહ. ૮૩

## ચોપાઈ.

એણે વચને હરખ્યો ભરતરાય, કરજોડિ બોલ્યો તસ ઠાય;
સ્વાંમી પધારો માહરઇ ઘઇરિ, અનપાંન દીઉં બહુ પયરિ. ૮૪
ઋષભ કહઈ સુંણિ ચક્રી ભરત, અમ્હારા આહારતણો નહી અર્થ;
રાજપિંડ મુઝ નાવઇ કામિં, નૃપ ધન ખરચો બીજઇ ઠાંમિ. ૮૫
એણે વચને હુઉ ખિન્નુ ખેદ, વેગેં બોલ્યો ઇંદ્ર સુદેવ;
ભરત ? ભગતિ સ્વાંમીની કરો, સુકૃત તણો ભંડારહ ભરો. ૮૬
હરિ વચને નૃપ હરખ્યો બહુ, શ્રાવકજન મેલ્યા નર સહુ;
ભાવ ભગતિ કરઈ [2]ઠામોઠાંમિં, ગયાં નુહુતરાં ગાંમો ગાંમિ. ૮૭
કોડિબદ્ધ શ્રાવક તિહાં મીલ્યા, અનેક પુરૂષ [3]તિહાં બીજા ભલ્યા;
રાંધણીઆ થાકાં રાંધતાં, પુહુંચી ન સકે [4]નર પ્રીસતા. ૮૮
ભોજન લાલચી જગમાં બહુ, વૃદ્ધબાલ નર ધાઇ સહુ;
ઠેલા ઠેલીં કરઇ અતિ ઘણી, વઢઇ થાલ ડાબરીઆ ભણી. ૮૯
ઝૂટી લિઈં આખલ પાટલો, મનિં લાજઇ શ્રાવક જે ભલો;
ઈહાં જમવાનો નહી આચાર, એ ભોજનથી ખીચ સુસાર. ૯૦
એમ જમતાં નર લજા જાય, ઈમ જમતાં લાલચીઉં થાય;
એમ જમતાં હુઇ લોલપીપણું, ઈમ જમતાં હેલાઇ ઘણું. ૯૧
ઈમ જમતાં [5]નુ રહઈ ધર્મ, ઈમ જમતાં નર ભાંજે ભર્મ;
ઈમ જમતાં અંગિઆલસ થાય, નર રલવાની [6]આહઈ જાય ૯૨

---

૧ ભરત. ૨ તેણે, ૩ માંહિ. ૪ તે. ૫ નર. ૬ આય.

સુપુરૂષ અસું વિમાસઈ ત્યાંહ, જીમતા લાજઇ હઇડામાંહ;
ભોજન લાલચી થાઇ ખુશી, માંગઈ ઝૂંટી ઉઠી લીઇ ધસી. ૯૩
દિહાડી દિહાડી નર બહુ ઘણા, જીમવા પુરૂષ[1] મિલ્યા બહુગુણા;
લોક લાલચી ભોજન સાર, જીમવા લબકઇ ડાઢ અપાર. ૯૪
રસ લોલપી ધાઇ નીતિ ઉઠી, જીમ માંખી મધપૂડા પુંઠિ;
વનકેડિ જીમ બહુ વાંનરાં, જીમ સુંનઇ ખેત્રઈ ઉંદિરા. ૯૫
જાણું છાણઇ વલગા કીડ, જીમ હરિત ખેત્રઇ વલગા તીડ;
ખાતા કો પાછું નવિ જૂઇ, ભરિ પેટ ધરિ આવી સૂઇ. ૯૬
ઈમ અણુતેડયા જીમવા ધસઈ, દાન કાજી નર પાછા ખસઇ;
મોટાબોલ બોલઇ મોંહીઆ, સોય મરી હોસઈ પોઠીઆ. ૯૭
ગુણ વિણ ગર્વ ધરઈ મનમાંહિં, કોડી એક ન ખરચે ક્યાંહિં;
પ્રગટ દીસઇ પેટભરા, સોય મરી થાસઈ કૂતિરા. ૯૮
દાંન શીલ તપ નઇ ઉપગાર, ન લહઇ શાસ્ત્રતણોજ વિચાર;
આપ પ્રસંસી જીમવા જાય, મરી પુરૂષ [2]નઇ ભઈસા થાય. ૯૯
પરઘર ભોજન કાંનિ સુંણી, અંગિ સાતા ઉપજઈ ઘણી;
છાંડઇ જમઇ કરઇ અન્યાય, મરી પુરૂષ તે ગર્દભ થાય. ૧૦૦
જે લૂખાં ઈંદ્રી વસી કરેં, હરખેં તિહાં આવેનહિં નુહુતરે;
લોભ રહિત નર લાગો પાય, તેહનો જસજગતમાં[3] કહઈવાય. ૧
કાયા કરણ લોચન નઇ નાક, એહના જીતણ હારા લાખ;
જે નર જીભ્યાનઇ વસિ કરઇ, સોય પુરૂષ સઘલામાં સિરઈ. ૨
સંસ્કૃતરસ તવ લગઈ ભાવિં, જવલગઈ મીઠાં નિસુણ્યાં કાવ્ય;
કાવ્યતણો રસ તિહારઈ ગયો, ગીત નાચ રસ પ્રગટ થયો. ૩
[4]ગીત નાચ રસ તિહારઈ ભંગ, જવ ન દીઠું નારીનું અંગ;
ઋષભ કહઈ રંભા રસ ગલ્યો, ભૂખ્યાં ભોજન જીહારઇ મિલ્યો. ૪

---

૧ એ હરખે ૨ તે ૩ બોલાય. ૪ તાન માન રસ તિહાર ઇભંગ.

જેહનઇ દોઇ વિષય અતિ વડૂઆ, બોલે ખાઇ ઘૃત લાડુઆ;
અનંતમેર થકી બહુ ધાંન, ખાધે નવિ લહે ન સાન; ૫
તેણઇ કારણિં નર પંડિત તેહ, રસના વસિં રાખઇ નર જેહ,
ખાટઈ ખારઇ ન ધરઇ ખેદ, વલી સુંણુયો ભોજનના ભેદ. ૬

દૂહા.

મનમાં ઇચ્છા નવિ ધરઇ, મહોતે પરિ ધરિ જાય;
લોક વિવહાર રાખી જમઈ, [1]ભાવિં નિર્મલ થાય. ૭
જસ તેહનો જગમાં વાધઇ, તે નરને નહી દોષ;
જમતાં હર્ખ ધરી નહીં, નહી મનિ ઇંન્દી પોષ. ૮
એ વિધિ શ્રાવક નઇ [2]સહી, પાલઇ તે નર સાર;
શાસ્ત્ર અનુસારિં વલી કહું, સુપુરૂષ બોલ વિચાર ૯

ચઉપઇ.

ત્રીજઇ તેડઇ જીમવા જાય, પેટભરી તિંહા અંન ન ખાય;
સઘલી વસ્ત સખર નવિ લીઇ, નવિ છાંડઇ નવિ પાછી દીઇ. ૧૦
સાદ કરઇ નવિ ત્રાડઇ તહી, ભોજન ભગતિ વખોડઇ નહી;
ઋષભ કહઇ વ્રત અંગિ ધરઈ, તે નર જીમતાં તારઇ તરઇ. ૧૧

દૂહા.

એણીવિધ શ્રાવક જે જમઈ, તે [3]નર મોટું પાત્ર;
તપ જપ ક્રિરીઆ આદરઈ, ભણઇ ભણાવઇ શાસ્ત્ર. ૧૨
પ્રાંહિં પુરૂષ અસ્યાં વલી, જગમાંહી થોડી જાંણુ
શ્રાવક સહુ સરિ [illegible]ખરૂ, ગુણ સઘલાની ખાં[illegible] ૧૩
આગમ અર્થ ઉંડા લહી, ન કહઇ પરના દોષ
ધન્ય જીવ્યું જગિ તેહનું, કરઇ અસ્યાનો પોષ ૧૪

---

1. તો ઘટ નિર્મલ થાય. 2. કહી. 3. તે પણ શ્રવને ચિન્તે ગમે.

તેણુંઈ કારણિ ભરતેસર, મેલિં પાત્ર અનેક;
મેઘતણિ પરિ વરસતો, કર નવિ ખંચે રેખ; ૧૫
વૃક્ષ ફલઈ જીમ પંખીઆ, આવી મિલઇ બહુ ભાતિ,
તિમ ભરતેસર આંગણુઇ, ભોજન હુઇ પરભાતિ ૧૬
જીમતાં આલસ નવિ કરઈ, દેતો ન ખંચઇ હાથ:
રાંધણીઆ થાકા સહી, તેણુઇ વિનવીઉ નાથ ૧૭

**ચઉપઇ.**

નાથ તેણું વીનવીઉ જસઈ, સ્વામી પુરૂષ મિલ્યા બહુ અહિં;
શ્રાવક ભેલા લોક અનેક, એમ જમતા ન રહઇ વિવેક ૧૮
વિવેક વિના નવિ સોભઇ પુણ્ય, વિવેક વિના નવિ શોભઇ ગુણુ
વિવેક વિના તપ કિરીઆ કરી, વિવેક વિના વિણુ સાડઈ સહી ૧૯
વિવેક વિના નવિ શોભઇ ધ્યાન, વિવેક વિના નવિ શોભઇ જ્ઞાન;
વિવેક વિના ભલું નહી દાંન, વિવેક વિના નવિ શોભઇ ગાંન ૨૦
તેણુંઈ કારણિ નૃપ કરી વિવેક, જીમ કો નિતી ન લોપઇ રેખ;
નીતિ વિના નવિ શોભઇ રાજ, નિતિ વિના સુંધર્મહ કાજ ૨૧
નિતી વિના ઘર શોભા કસી, નિતી વિના પતિ જાઈ ખસી;
નિતી વિના કસું નહીં સાર, નિતી વિના સી જીમણુવાર ૨૨
તેણુઇ ભરતેસર કરો ઉપાય, જીમ શ્રાવક અલગા ઉલખાય;
સુંણિ વચન ભરતેસર રાય, ઇસી નીતિ કરઇ તેણુઈ ઠાય ૨૩
શ્રાવક સમકિત ધારી જેહ, વલી વ્રતધર કહોઇ તેહ;
ભોજન કારણુ રાખ્યા સોય, તે ભેલા દુજા નહીં કોય ૨૪
ઉલખવા કારણિ તસઠાય, રત્ન કાંગણી કર લીઇ રાય;
રેખા ત્રિણિ નર હઈઈ કરઇ, સમકિત દ્રષ્ટિ સો પણિસરિ ૨૫
જે વ્રત અંગે જેતાં ધરઈ, તેહ નઇ તેતી રેખા કરઇ;
સુપરિં ભગતિ કરઇ નરનારિ, ચીવર ભુષણુ દીઇ તસઠાય ૨૬

કાલઇ ભરત ગયે પરલોક, આદિજસા હુઓ પુણ્ય યોગ;
તેષણિ ભગતિ કરઇ નર સાર, કંઠ ઠવ્યા સોનાના તાર ૨
આઠપાટ અનુક્રમઈ ગયા, તવ દોરા સુતરના થયા;
કાલે તિર્થંકર વિરહ થાય, જીનનવ દશ વચિ મુનિવર ગયા. ૨
કાલે શ્રાવક સબલાજ થયા, વ્રત છંડી ઘરમાંડી રહ્યા;
કંન્યાદાંન પ્રકાસ્યઈ સહી, નિશિ ભોજન કરતા ગહગહી. ૨
સનાંન શ્રાદ્ધ સંવત્સરી જેહ, ઉખલ મુષલ [1]કહીઇ તેહ;
અનરથ ઘણા પ્રકાસ્યઇ બહુ, કાલે શ્રાવક વંઠા સહુ. ૩
[2]શ્રી શ્રેયાંસજીન પ્રકટયાં જસઈ, સુધો ધર્મ પ્રકાસ્યો તસઈ;
મિથ્યા શ્રેય તેણઇ કર્યો નિષેધ, તેણે બ્રાહ્મણ મુનિ ઉપરિ ખેધ, ૩
જે જે પૂછઈ કુંમરનિરંદ, પડઉત્તર દીઈ હેમસૂરિંદ;
શુદ્ધ વાત ગુરૂમુખથી સુંણી, અતિ હરખ્યો પાટણનો ધણી. ૩

## દુહા.

કુંમર નરેશ્વર ઇમ કહઈ, તું ગુરૂ અતિગુણવંત;
તસું વચન મુખથી કહઈ, જેહવું જીન ભગવંત. ૩
એમ ગુરૂ ઉપરિ આસતા, ગુરૂનું વચન પ્રમાણ;
જે પુછે મુનિ ને જસ્યું, (ઉત્તર દીઇ તેહને તસ્યું.) ૩
એક દિન એકે પુછીઉં, બેઠા મુનિવર જ્યાંહ;
કોહો ગુરૂ જ્ઞાનિ છે કસ્યું, મુજ કર મુઠિ માંહિ. ૩
હેમ કહે તુજ હાથમાં, હરડે છે નિરધાર;
સોય કહઇ કો કારણઈ, મુનિ બોલ્યો તેણીવાર. ૩
હય આવ્યો છે હેમાઇને, તેણે એ રાતો સાધ;
સોય કેહે હરખિઓ, નામ તમારે આદિ. ૩

---
[1] દાનહ. [2] શ્રી શીતલ જીન.

એક સમય વ્યાખ્યાનમાં, ગુરૂ કહેઇ મુખિ હાથ;
દેવબોધ કર તિહાં થસે, નૃપ ભાખઇ મુનિ કાંઇ. ૩૮

ગુરૂ કહઇ પાટણિ દેવકુઇ, શ્રીચંદ્રપ્રભુસ્વાંમી;
દીપક વાટિ ઉંદરી ગ્રહી, આવ્યો કૌતગ કાંમિ. ૩૯

તેણીયેતિં બહુ પરજલ્યો, ચંદરૂઉ તે ત્યાંહ;
તેણઇ કારણિ નૃપ જાણુંયો, મુખિ ભાખુ હાથ હાથ. ૪૦

સોય ચંદરૂઉ ઉલખ્યો, દેવબોધ નિજ હાથિ;
તેણુઇ કારણિં ઇહાં કર ધરયા, સુંણિ ચઉલક નરનાથ. ૪૧

જ્ઞાનવંત ગુરૂ જાણિ ફરી, હરખ્યો કુંમર નરિંદ
સત્યવચન મુનિ તું કહે, જસું નર વીરજીંણદ. ૪૨

કૌતગ કારણિ નૃપ તિહાં, જોવરાવ્યું નિજ ઘઇરિ;
શુદ્ધવાત જાંણી કરી, નૃપ હરખ્યો બહુપયરિ. ૪૩

ચઉપઇ.

જ્ઞાનવંત ગુરૂ જાંણ્યા જસઇ, મનિ અનુકંપા આવી તસેં;
રણુરહીત સહુ કોને કરૂં, સોવનસિદ્ધ વિદ્યા કરિ ધરૂં. ૪૪

અસું વિમાસી આવ્યો તિહાં, હેમાચાર્ય બઇઠા જીહાં;
સોવન સિદ્ધિ પૂછી વિધાય, હેમ કહિ સુંણિં પૃથવીરાય. ૪૫

દેવચંદ ગુરૂ માહરો જેહ, ત્રુઠનઇ વિદ્યા દેસઈ તેહ;
મુનિવચને ગુરૂ તેડયા ત્યાંહ, વેગેં આવ્યા પાટણુ માંહિં. ૪૬

નૃપ સાંહમઉ જાય જસઈ, ગુરૂ પોશાલઇ આવ્યા તસઈ;
કુંમારપાલ તિહાં વંદન ગયો, સુવિધિ શ્લોક સાંભળવા રહ્યો. ૪૭

આયા સકલ વિસરજી જસેં, કુંમારપાલ નૃપ બોલ્યો તસેં;
સ્વાંમી સોવન વિદ્યા દીઓ, ઝાલરધટ સરીખો કીઓ. ૪૮

અસું વચન નૃપ બોલ્યો જસઇ, હેમસૂરિ મુખિ [1]બોલ્યા તસઈ;
સ્વાંમી વિદ્યા છઈ તુહ્મ સાર, આપો સોય કરો ઉપગાર. ૪૯
પૂરવે વેલિ કઆડી પાસિ, તે તુહ્મો નિરખો મન ઉલ્લાસ;
ગુરૂ પરીક્ષા નઈ કાજિ ત્યાહ. લેવરાવી શ્રાવક કર માંહ. ૫૦
ત્રંબા સાથિં વેલો ધરચો, સોવન [2]હુઓ તે સાહ્રો જસ્યો;
સોય ઓષધિ નૃપ નઇ કહું, એથી અનરથ કાંઈ મમ લહુ. ૫૧
અસુ વચન ગુરૂ સુંણીઉં જસેં, દેવચંદ મુનિ બોલ્યા તસેં;
ગુઝ વાત મુનિ ભાખી રહ્યો, કાચા કુંભ બરાબરિ થયો. ૫૨
હેમ સરીખો મુનિવર જેહ, ગંભીરપણું નવિ આંણુઇ તેહ;
તો કુણ બીજો નર સોભાગ, એ વિદ્યાનો નહી કુંણ લાગ. ૫૩
એ વિદ્યા અનરથનુ મૂલ, એહથી સંયમ થાઇ ધૂલ;
જે ચરિત્રનો અરથિ હોય, સાવધ વચન ન ભાખઇ [3]કોય. ૫૪

## ઢાલ.

રામ ભણઇ હડીઇ એ દેશી રાગ રામગીરી

સાવધ વચન મુનિ નવી કહઇ, નવિ કહઈ મંત્ર નઇ મૂલરે;
ઓષધ વેદ્ય ભાખઇ નઇ, તો [4]રહઇ સંયમ મૂલરે. સા૦ ૫૫
જીવ છકાયરે રાખતો, ન કરઇ હિંસાની વાતરે;
મંત્ર તંત્ર મુનિ નવી કહઈ, તસ મુનિ કહઇ જગનાથરે. સા૦ ૫૬
નવવિધ પરિગ્રહ પરિગ્રહઇ, કારણ પણઈ પરિહાર રે;
પંથ અસ્ત્રોનરં પડિવજે, ને કહ્યા સંયમ ધારરે. સા૦ ૫૭
જેણઈ [5]નિજધર પરિહર્યા, ન કરઇ પરધર સાર રે;
ચોતિક નિમિત્ત તે નવિ કરઈ, [6]જે સુંધો અણગાર રે. સા૦ ૫૮

---

૧ ભાખે. ૨ થયો. ૩ સોય. ૪ હોઇ. ૫ મંદિર. ૬ તસ મુનિ કહિઇજિ સારરે.

સરીર શોભા મુનિ નવિ કરઈ, નવિ વંછઇ શુભ આહાર રે;
સાતાગારવ તે પરિહરઇ, છંડઇ કામવિકાર રે. સા૦ ૫૯

પ્રમાદ પાંગરે પરિહરે, રાખે કરિઆસું રંગરે,
વલી વયાવચ ખપકરઈ, કરતો રેહે ગુરૂ સંગરે. સા૦ ૬૦

જે સમુદાણી રે ભિક્ષા કરઈ, દોષ બઇતાલીસ દૂરિરે;
જે તપ સંયમ ઉપશમી, ન પડયા સંસાર પૂરિ રે. સા૦ ૬૧

જે ખારસરે ભિક્ષાલીઈ, છઇ વિગય તણો આહાર રે;
નહી તપ સંયમ ઉજમી, દુરગતિ ભજન હાર રે. સા૦ ૬૨

મૃષા મુખથી બોલઈ નહી, અદત્તતણું પચ્ચખાણુરે;
શીલ ધરઇ નવ વાડિસું, નવિ ખંડે જીન આંણરે. સા૦ ૬૩

જે અભિલાષીરે મોક્ષનો, તેણીઇ સંયમ ધ્યાંન રે;
મંત્ર સુકન મુનિ જે કહે, તે ખોઇ નિજ માંન રે. સા૦ ૬૪

માસ ખમણનેં રે પારણેં. મુનિ આવે ઘરિબારિ રે,
નિમિત્ત કહેં નર દયાભણી, હરખી ભીમની નારિ રે. સા૦ ૬૫

## દૂહા.

ભીમનારિ હરખી ઘણું, અનર્થ હુઓ તસ ઘઈરિ;
પંચ જણા મરણિં ગયાં, સુંણુયો સોય સુપાઇરિ. સા૦ ૬૬

## ઢાલ.

ગુરૂઆગુણ વીરજી ગાઇસું ત્રિભોવનનાથ, એદેશી રાગ વિરાડી તથા
ધન્યાશ્રી

નગર રાજગ્રહી કેરો વાસી, ભીમ ભલો નરસાર;
તવ તે ક્ષત્રિરાય સંઘાતિ, કટકઇ ગયો વરસ બાર. ૬૭

મુગતિ પંથનહી પામો નિશ્ચે, શુચિ દેરચે સરલાત;
મોટામુનિ મુકો મૂલમંત્રની વાત—એ—આંકણી

મિલ્યું વચન મુનિવરનું જીહાંરે, ત્રીઅ લાજયો તાંમ;
ધિગધિગ મુઝ જીવ્યા મસ્તગ કીધું કસાઇનું કાંમ;-મો. ૮૦
દેખી તે મનિ અબલા લાજી, ધ્રિગ ધ્રિગ મુઝ અવતાર;
મુઝ માટઇ ષિં હત્યા હુઈ દુખ ધરિ ગલે વાહઇ ધાર-મો. ૮૧
સોય સરૂપ દેખી અબલાનું ભીમ હઇડિ દુખ થાત;
હત્યા દોષ હુઈ મુઝ મસ્તગિ, વલી ઘર ઘરણીનો ઘાત-મો. ૮૨
ઘરણિ વિણુ ઘર સૂત્ર નસોભઈ ઘરતણું મંડણ નારિ;
ઘરણી વિણુ કોઇ પરહુણા આવી ન ચઢઇ બારિ-મો. ૮૩
ઘરલજ્જા વાધઇ ઘરણીથી ઘરણી ઘર સિણગાર;
ઘરણી વિણુ નર લહઇ કોડી ગૃહી ધર્મ ન રહઇઆચાર-મો. ૮૪
તેણુઈ કારણિં ભડભીમ વીચારઈ ગૃહી ધર્મ મંડણ નારિ;
તે અબલા પરલોકિ પુહુતી, ધ્રિગ નર જીવ્યું સંસાર-મો. ૮૫
બાલપણઇ જસ માતા મરણું, યોવન કાલિં નિજનારી;
અંતે પુત્ર મરણ હુઈ જેહનેં, ત્રિણિ દુખ વડાંઅ વિચારી-મો. ૮૬
એહવાં દૂખ દેખી કુણ જીવઇ, જીવ્યા મસ્તગ લાત;
અતિવઇરાગ ભીમ ભરાયું, કરઇં નિજ પ્રાણુનો ઘાત-મો. ૮૭
એમઅનરથ દેખઇમુનિ તપસ્વી, મરણ ગયાં જાણ ચ્યાર;
ઋષિ ધિકાર[1] કરઇં નિજ જીવિત, પચખ્યા ત્રેહ આહાર-મો. ૮૮
પંચ જીવ પરલોકિ પુંહુત. બાપ્પભ સૂરિ હેમચંદ
તેણઇહું સાવધ (નિમિત્ત) નભાખુ સાંભલિ કુંમરનિરંદ-મો. ૮૯
શુદ્ધ મુનિ આતમ ગવેષી, ન કરઇ ગૃહસ્થનો સંગ;
જીહાં પરિચય તિહાં હુઇ અવજ્ઞા, [2] થાય વલી સંયમ ભંગ-મો. ૯૦

---

૧ કહઇ. ૨ હોઈ

### દુહા.

થોડો પરિચો વલી, ગ્રહસ્થ તણો તું વારિ;
ચંડપ્રદ્યોતન કિમ ઠગ્યો, વાર્તિગ ઋષિ સંભારિ ૯૧
અસ્યું વિચારી આપ તિહાં, સૂરિ શ્રીદેવચંદ;
મધુર વચન મુખથી કહઈ, સુંણિ તું કુંમરનિરંદ, ૯૨
સકલ ઋદ્ધિ પુણ્યઇં લહી, નહી તુઝ ઉણિમ રાય;
સોવન સિધ્ધ બઇઠી સહી, જીહાં પુણ્યરૂપીયા [1]માય, ૯૩
એણે વચને નૃપ હરખીઓ, વંધા મુનિવર પાય;
હવઇ સંબંધ લૂતાતણો, સુણયો સહુ સમુદાય, ૯૪

### ચઉપઇ

એણે અવસરિ રયણીય ઇજિસઈ, લૂતાદેવી આવી તસઈ;
રોગતણી અદ્રષ્ટા જેહ, નૃપ આગલિ મુખિ બોલી તેહ ૯૫
હું પયસીસ તાહસ તનમાંહિ, તુઝ કુલિ રાજા હુઆ જ્યહાંઇ
તેહને પૂર્વિ અસ્યો સરાપ, લૂતાદેવી કરઇ ઉપઘાત ૯૬
અસું કહી નઇં દેવી જાય, કુંમારપાલ ચિંતાતુર થાય;
તેડયાં હેમસૂરીશ્વર તણુંઇ આપદ કથા તિહાં રાજા ભણઇ ૯૭
હેમ કહઈ નૃપ કીજઇ ધર્મ, જીમ દૂરઇ હુઇ વેદની કર્મ;
જીન પૂજો દીં [2]સુપાત્રઇ દાંન મનમાં રાખો અરિહંત ધ્યાંન ૯૮
અસું વચન ભાંખે ગુરૂપાય વાહણે લૂતા પ્રગટ થાય;
ગર્દ જેવડો ફોડો અંગિ, નૃપ વેદન વાધી બહુ ભંગિ ૯૯
ઓષધ વેદ્ય બહુ તિહાંકરઈ, ફો વેદન નૃપની નવિ હરઈ;
તવ તેડાવ્યા ગુરૂ ગુણવંત, વેગઇં આવ્યા મુનિ મહંત ૧૦૦

---

૧ ગાય. ૨ સુપરે.

ગુરૂ કહઈ કોઇક કરો ઉપાય, જીમ રાજાનો રોગ પલાય;
મંત્રી કહઇ સુંણિ મોટા જતી, તુહ્મ ટાલી કો બીજો નથી. ૧
નાંમ તુમ્હારઇ વાર થસઈ, સકલ આપદા નાસી જસઈ;
તું ગુરૂ ગાજે મુનિવર જીહાં, ભૂત ભૈરવ દૂખ નાવઈ તિહાં, ૨
હેમ કહઈ સુંણિ મંત્રિ આજ, પાટણિ જે અછઇ મહારાજ;
તેહનઇ શ્રાપ દગધઇઈ એહ, [1]એહઇ રોગઈ નર વણસઈ દેહ. ૩
તેણઇ કારણિ નરપતિનું રાજ, હેમ કહઇ મુઝ આપો આજ;
જીમ રાજાનું વિઘન પલાય, સકલ લોક સહુ સુખીઉ થાય. ૪
ભૂપ કહઇ સુંણિ મુનિવર રાય, તુઝ નવિ મારૂં માહરઈ કાય;
જો મુઝ કરમિં આવ્યું દુખ, તો તુઝ પુણ્યઈ થાસઇ સુખ. ૫
આસાતના ગુરૂની નવિ કરૂં, અવજ્ઞા કીધી ચિહું ગતિ [2]ભમું:
અસ્યું વચન નૃપ ભાંખે ત્યાંહ, ચિંતાતુર હુઉ મનમાંહિં. ૬
વિગર ચિંત હુઉ નર જસેં, નૃપ થાંનિક મુનિ બઇઠો તસેં;
રાય તણી વ્યથા જે હતી, તે લાગી મુનિ હેમજ જતિ. ૭
નૃપ ચિંતાતુર હુઉ જસેં, ગુરૂ કહેં કહોલું આંણો તસેં;
ફૂલ એક મોટું આંણ્યું ત્યાંહ, મંત્ર બલિ મુનિ પઇઠો માંહિં. ૮
રોગ તણી અદ્રષ્ટા જેહ, કોહલામાંહિં ઘાલી તેહ;
તે રહી માંહિ મુનિ નીસરેં, ફાટું કહોલું કૂપિં ધરઈ. ૯
નાઠી દેવી ગઈ પૂર બહારઇ, હરખ્યા સહુ [2]પુરજન નરનારિ;
કુંમારપાલ તિહાં બઇઠો રાજી, રોગ અદ્રષ્ટા ગઇ [3]તે ભાજી. ૧૦

## દૂહા.

દેવી તિહાં ભાગી ગઇ, મહિમા મુનિવર હેમ;
કુંમારપાલ નૃપ ઉપરિં, પૂરવિઇ ગુરૂનઈ પ્રેમ. ૧૧

---

૧ ફૂરૂં. ૨ પાટણિ. ૩ ત્યાહાં.

પ્રેમ ઘણો જીનધર્મ પરઈ, તેણઈ બઈઠો નૃપ કાંમિ;
અલ્પ દોષ પુણ્યજ ઘણું, જીનશાસનનઈ કાંમિં. ૧૨
તુંબા તનમાં સંચર્યો, મુનિવર શાસન કામિં;
ઉઠી ગાય આવી પડી, સંકર દેહરઇ ઠાંમિં, ૧૩
ખપરા આચાર્ય હવો, આવ્યો બૈઠક રાય;
વિપ્ર હણી જીવાડીઆ, જીનશાસનનઈ કાંજી. ૧૪
અનેક પુરૂષ આગેં હવા, જીનશાસનનઈ કાંમિ;
[1]જીમ મુનિવર હેમેં વલી, શાસન રાખ્યું ઠાંમિ, ૧૫
કુંમારપાલ ઉગારીઓ, જૈન શિરોમણિ રાય;
શાસન દીપે એહથી, તેણઇ મુનિ કરઇ ઉપાય. ૧૬
મંત્રબલેં દેવી ગઈ, રાજ કરઇ નૃપ સાર;
યોગ શાસ્ત્ર તિહાં વાંચતાં, આવ્યો સ્ત્રી અધિકાર. ૧૭

ચોપાઇ.

એક દિન મુનિ હેમ સૂરિંદ, આગલિં બઇઠો કુંમરનિરંદ;
યોગ શાસ્ત્ર વાંચેં તેણીવાર, માંહિં આવ્યો અસ્યો અધિકાર. ૧૮
સાયરનીર મપ્યાં પણિ જાય, નદી વેળૂકા સંખ્યા થાય;
મેરૂ પર્વત ત્રાજૂઇ તોલાય, નારિ ચરિત્ર તે નવિ સમજાય. ૧૯
હેમ કહઇ સ્ત્રીચરિત્ર કથાય, સાંભલિ કુંમરનિરંદહ રાય,
સીહપુરી નગરી સીધર વસઇ, નારિ નાગિલા ઘરણી તસઇ. ૨૦
ધરણ પુત્ર તેહનઇ અભિનવો, તેહજ નગરિ તસ વિવાહ હવો;
પ્રીય કરનારી શીલવતી, પુત્રી શ્રીદેવી તસ સતી. ૨૧
તે સુંદર સુશ્રી શ્રાવિકા, શ્રી જીનધર્મ તણી ભાવિકા;
ધરણ વર્યો ધન ખરચી બહુ, પણિ નવિ બાઝઇ સાસુ વહુ. ૨૨

---

૧ તે. ૨ નારડઇ.

સાસુ ભુંડી જે નાગિલા, કલિ કંદલ કરતી બહુલા;
ફું ફુંકાર કરી નઇં ધાય, આપણિની પરિં સબલ કષાય. ૨૩
ભુંડણિની પરિ બબ્બાખ કરઈ, સંકરી દષ્ટઇ સઘલે ફેરવે;
કુહી મક્ષિઇ પરિં બબબડઈ, વહુઅરને સિરિ ટાકર જડે. ૨૪
સીરાંમણુ નવિ પીરસઈ સરઈ, ધૃત વાહડી નીગી નવિ કરઈ;
આગ્યું પાણી તે નવિ પાય, કરપી સઘલાની તે માય. ૨૫
સાઢ સતી સુધી સુખસી; શકિત વ્યંતર હુઇ ઉણી;
લક્ષ્મીની તે લહુડી બહેંનડ, તે નવિ ચાલે કહેને કહ્યુ. ૨૬
એક દિવસ પેતાનો ધણી. પાડિ મુદ્રિકા તેહ જ ભણી;
લાધી વહુને તેણઇ ત્યાંહ, લેઈ મુંકી એક તાકામાંહિં. ૨૭
સસરો લવ ખોયઇ મુદ્રિકા, બાહિરથી બોલી બાલીકા;
સ્વાંમી મુદ્રા લાધી અહ્મ, સસરા વીંટી લીજે તુહ્મ. ૨૮
આપે મુદ્રિકા વહુ જેણીવાર; ઉઠી સાસુ કરઇ પોકાર;
અહ્મ ઘરનાં માણસ ધન ગ્રહે, ચોરંતાં ઘરમાંહ્યું રહે. ૨૯
સાસુ ઈમ બોલી સંખાણી, સુતને રીસ ચઢાવી ઘણી;
તેણઇ મારી નિજ નારી ત્યાંહ, વાગી ભોગલ માંથા માંહિં, ૩૦
ભોમિ પડીતિહાં ઘરણજ નારિ, ઉપાડી ગયા પીહરિ મઝારિ;
પુત્રી વારઈ માત પિતાય, મમ કરજ્યો તુહ્મ ક્લેશ કષાય. ૩૧
સાસુ ઊપરિ મ કરો રોષ, એ મુઝ કર્મ તણો છઇ દોષ;
પૂરવિં એક વિરાધી ઘણું, કીધું કર્મ ભોગવું આપણું. ૩૨
કીધાં કર્મ ન છૂટઈ કોઇ, કર્મિં નલનાઇ વીહુ જોય;
હરિચંદઈ મુંકી નિજ પુરી, તારા લોચન સાથિ ધરી. ૩૩
મૃગાવતી નઈ ગરૂડઈ હરી, ચંદન બાલા સાથિ ધરી;
અચ્છંકારી કરમિં નડી, શ્રેણિક નઇં સરિ નાડી પડી. ૩૪

---

૧ હુઓ.

કરમિં મરણ હુક પાંગલે, બ્રહ્મદત્ત [1]રાજા આંધલો;
ખંધક તણી ઉતારઇ ખાલ, હરિ ખોઇ ઋદ્ધિ રમણી માલ. ૩૫
કરમિં બાલ ગજસુકુમાલ, સિરિ વાઘણિ સુકોસલિ ફ્રાલ;
કર્મ ભોગવે સહુકો આપ, પુત્રીઈ સમઝાવે બાપ. ૩૬
માત પિતા મનિ બહુ દૂખ ધરે, પુત્રી ઉપરિ [2]બહુ મોહ કરે;
રૂદન કરઇ વિલપઈ બહુ ભાતિ, દૂખીઆં તે ઝૂરઇ દિન રાતિ. ૩૭
ઈંદ્ર ચંદ્ર અનઇં નાગેંદ્ર, પર્વત તરૂઅર મોટા મંદ્ર;
આયુ ત્રૂટતઈ તે પણિ ગયા, તે કહઇના રાખ્યા નવિ રહ્યા ૩૮
આયુ ખૂટતઇ પુત્રી જેહ, મરણ લહઈ આરાધી તેહ;
શુભગતિની ભજનારી થઇ, પણિસાસુની [3]પતિ તિહાં ગઇ. ૩૯
ફટ ફટ લોક કરઇ જગમાંહિં, બેટો પણિ હેલાણો ત્યાંહ;
પુત્રી તાસ ન દીઇ કોઇ, પરણાવ્યો પરદેસઇ સોય. ૪૦
ગજપુર નયર અનોપમ વરઇ, વિપુલ ચોતિ કરે પણ તસઇ;
ગવરી નારી ઉમયા દીકરી, તે કન્યા ધરણે વરી. ૪૧
ઘરિ લાગ્યો તે પોતા તણે, તે કેહેને નવિ માને ગણે;
સાસુ સાહમી બોલઈ ગાલિ, ટાક્કર મારે સિરહ કપાલિ. ૪૨
સાસુ કહઇ વહુ ખાંડો દલો, વાસીદું નઈ પાંણી ગલો;
વલતી વહુઅર બોલઇ આપ, સકલ કામ કરઈ તુઝ બાપ. ૪૩
બોલંતી મૂહઈ વાચાલ, વાઘણિની પરિ દેતી ફ્રાલ;
અણદીઠાં વલી બોલઇ આલ, સાપણિ સાસુ કરી સીઆલ. ૪૪
ગાઢી સાસુ અતિ વઢકણી, પણિ તે બીહઇ વહુઅર ભણી;
ઉંમયાઈ નાગિલિને દમી, વિણુહ પધોરી કીધી સમી. ૪૫
ઇમિ કરતઇ દિન કેતા જાય, સાસુ સસરો પાછાં થાય;
ઉંમયા ઘરિ રમઇ એકલી, ભગતિ કરઇ ભરતારહ ભલી. ૪૬

---

૧ અતિ. ૨ અતિ. ૩ પતિ ત્યાં.

મન રંજઇ ભરતારહ તણું; પણિ શીયલ ન રાખઈ (તે) આપણું;
અવર પુરૂષસું રંગિઇ રમઇ, જીમ પોતાના મનમાં ગમઈ. ૪૭
એક દિવસ ઉભય ભરતાર, સોમદેવ શ્રાવક નરસાર;
તેહ સું મિત્રી રાખઈ ઘણી, સકલ વાત કહઇ પોતાતણી. ૪૮
સ્વામી મુઝઘરિ નારિ એક, સબલભગતિ મુઝ કરઈ [1]વિવેક;
મુઝસું રાખઇ સબલો પ્રેમ, ચકવો ચકવી પંખી જેમ. ૪૯

## દૂહા.

ચકવીપરિ મુઝ કામની, મુઝસું રાખઈ નેહ;
શીલવતી સુંદરી ભલી, બહું ગુણવંતી તેહ. ૫૦
સોમદેવ શ્રાવક ભણઈ, મિત્ર સુણો મુઝવાત
રામા રંગિઇ જે રાચસ્યે, તે નર ઘસસે હાથ. ૫૧
સીંહણી નાગણી ડાકણી, અગન નીર વિષ ખાસ;
સોમદેવ કહઇ નારિનો, નવિ કીજઇ વિસવાસ. ૫૨
નવિ માંનઇ તો આજતું જઈ કિહજે નારિ;
હું [2]ચાંલેસ કાંમિ કંહી, તું [3]રહે મુહુલ મઝારિ. ૫૩
સોય વચન શ્રવણે સુંણી, કીધી તેહવી પઇરિ;
હું ચાલૂં પરદેસડઇ, તું રહજે નિજ ઘઇરિ. ૫૪
કાંમિની કહઇ કંત સુંણો, તુઝ વિણુ મુઝ ન સુહાય;
નીર વિના જીમ પોયણી, ખિણુ કરમાઈ જાય. ૫૫
નાંહણુ ધોયણુ વિલેવણાં, પાંન ફૂલ નઈ હાર;
તું ચાલઇ પરદેસડઇ, હું ન કરૂં સિણગાર. ૫૬
ગીતગાન કરવું નહીં, કાજલ સોય નિવારિ;
મધુરમીઠૂ નવિ જમુ, ન જાઉં વનહ મઝીરિ. ૫૭

---

૧ વિશેષ. ૨ જાઇસ. ૩ રેહે જે ઘર.

પરધરિ કરવું મુજ નહી, નહીં સિંગીનો સંગ;
મિત્ર ન જોવું મેં સહી, કેહેલ નહીંજ સાંગ. ૫૮
ચંદ્રકાંતિ અગિં નહીં, નહી ચંદન નહી વાય;
તપ જપ ક્રિયા પુણ્ય કરૂં, અહીં સહું એક ઠામ. ૫૯
માયાતમન મયલી કહ્યું, સાંચૂં માંને કંત;
પ્રીઉ પરાવ્યનાથી પરખ્યું, મિત્રી ધરિ આનંત. ૬૦
નિશાસમય નર દો તિહાં, આવ્યા છલ જોવાય;
બાંહિર [1]આવઈ કાંમિની, નર પઇઠો ઘરમાંહિ. ૬૧
છાંનો સોય છપી રહ્યો, નવિ જાણઈ ઘરનારિ;
રણધીર સુત કોટવાલ નો, આવ્યો [2]મોહુલ મઝારિ. ૬૨

## ઢાલ.

રાગ ગોડી—આસાઉરી સિંધવો—આંસો ફીયો સાજણીયા—એ દેશી—
વાસુપૂજ્ય જિન પુણ્ય પ્રકાસો એ દેસી

ભુવન મઝારિ આવી ખત્રિ, કરતી સબલ સજાઇ;
સોલસિંણગારકરઇનિજઅંગિ, નિર્મલ નીરે નાહી ભુ.એઆંચલી ૬૩
ભોજન ભગતિ કરે નર કેરી, વિવિધ સૂખડી પ્રીસઇ;
શાલિ દાલિ બહુ શાક નીપાઈ, જીમતાં હઇડું હીસઇ—ભુ. ૬૪
અનુક્રમિં તે જડિત્ર ઢોલીઓ, ભરીઓ રેશમ દોરી;
મસરૂ લાલ તણી તલાઇ, સેજ્ય સમારઇ ગોરી—ભુ. ૬૫
વિવિધ વર્ણું તણાં ઉસીસાં, ચંદરવા બહુ ભાતિ;
પંચવર્ણ તણાં ગાલમસૂરાં, જાતી ન જાંણઇ રાતિ—ભુ. ૬૬
વિવિધ કુસુમ ઠવ્યાં તિહાં સેજ્યઇ, અગર સુગંધી ધૂપ;
કાંમિનર [3] કામી એ કીધું, જાંણું પડવા કૂપ—ભુ. ૬૭

---

[1] નિકળી. [2] ભુવન. [3] સર્વ. [4] કાજયેએ.

દેવ દાંનવને બહુ, વ્યંતરા. ઝોટીંગ વીર વેતાલજ નરા;
કહોથી ન બીહ ઉંમયા નારી, પુહુતી ડુંગર ગહ્વા મઝારિ, ૭૯
માંહી બેઠી ચઉસડી યોગિની, ક્રીડા કરઈ બહઈન્યો એકમનિ;
ડંડ પ્રણામ ઉંમયા તિહાં કરઇ, થાલ ભર્યું લેઇ આગલિ ધરઇ, ૮૦
હરખી બહઇન્યો બોલીતાંમ, ઉંમયા તાહરૂં સીધું કાંમ;
ઉંમયા કહઇ મુઝ કાંમ નવિથયો, જાર પુરૂષ મુઝ મરણિં ગયો, ૮૧
તેણું કારિણે મુઝ કૃપા કરો, ચઉસઠી યોગની દૂખ મુઝહરો,
તરૂ ઉતપન દીઇ વિદ્યા માય, જેહથી વનવૃક્ષ ચાલ્યો જાય, ૮૨
તેણે તરૂઅર હું બઇસી કરૂં, વિવિધ પુરૂષસું ક્રીડા કરૂં,
હું કહઇની મારી નવિ મરૂં, વિદ્યા બલે નરના [૧]મદહરૂં, ૮૩
બોલી વિકટ ખપરા જેહ, મહાબલિ મુઝનઇ માંગ્યું દેહ,
તવ ઉંમયા બોલી તેણી વાર, જા બલિ દેસું મુઝ ભરતાર, ૮૪
પણિ એક અંજન આપો માય, જીમ માહરો માંટિ વસિ થાય;
તુઝનઈ બલિ હું આણી દેસ, બોલ્યું વચન તે કિંમ ચૂકેસ, ૮૫
આપ્યું, અંજન વિદ્યાવલી, તરૂઅર ઉપરિ. બઈસી પલી;
નિજ ભરતાર પણિ પાછો વલ્યો, દેખી ચરિત્ર મનમાં પરજલ્યો, ૮૬
પાછાં ઘરિ આવ્યા નરનારિ, ઘરણ વિચારઇ મનહ મઝારિ,
ગયો મિત્ર સોમનઈ પાસ, પૂરવ વાત કહી મનિ ઉલાસ, ૮૭
સોમમિત્ર નઈ કહઈ હું તુઝકહું, એણઇં ઘરિ વાસ સહી નવિરહું
જો વિશ્વાસ કરૂં એ તણો, તો મસ્તગ ખોઉં આપણો. ૮૮
સોમ કહઇ તુઝ કહું ઉપાય, ઘરમાં ધન મુંકી મમ જાય;
ચંચલ નારિ ઘરિ એકલી, ઋદ્ધિપૂરણ રહે કિમ ભલી. ૮૯
ડાકણી નઈજીમ રાખી અહી, કારેલી નઈ લીંબઈ ચડી;
જીમ વિષભખ્યસાપણિ મુખપડયો, કોહી ધઇસ ને કીડો ચડયો. ૯૦

---

૧ મદ.

જેમ કરસ્પે નીલીનો પાસ, ધુરત થયો જેમ તસ્કરદાસ;
તિમ એ આગઈ ચંચલ નારિ, તું (મુકી) બાંધિન મુકુલ મઝારિ; ૯૧
એણી વાતઇ અનરથ બહુ કરઇ, તાહરઈ પણિ ધન વિણ નવિ સરઈ;
... ... ... ... ૯૩

**દૂહા.**

ધન વિણુ તાહરઇ નવિ સરઇ, પંડિત આપ વિમાંસ;
ચઉદ વિદ્યાનો ધણી, માગઇ મૂરખ પાસ, ૯૪

**કવિત્ત.**

ચઉદઇ વિદ્યા સાથિ. હાથ મૂરખ નઇ ઉદઈ;
વરસઇ હુઓ વૃદ્ધ, બાલની ઉલગ કરેઇ;
રૂપેં હુઇ સરૂપ, કરૂપને ખધે ચઢાવઈ;
જેહનાં કુલ અતિ ઉંચ, નિચ નઈ સીસ નમાવઇ;
પૂજનિક સઘલી નાતિનો, પાય પડઈ પાપી તણે,
છઈ દાસ સહુ લછિ તણા, ધન વિણ સહુઈ અવગુણે. ૯૫

**ચોપઈ.**

એહવું દ્રવ્ય તણું અંધાણું. સાંભલિ મિત્ર ધરણ : સુજાણુ;
તેણઈ કારણિં ધન લીઉધર થકો, મિત્ર તુહ્મો જીમ થાઉ સુખી. ૯૬
સોમ તણી બુદ્ધિ હઇડઇ ધરઈ, ધન લીધું ધરથી બુદ્ધિ કરી;
ચાલ્યો ધરણ પંથિ તે પળ્યો, સિદ્ધ પુરૂષ એક વાટિં મિલ્યો. ૯૭
વેગઇ ધરણ [1]લાગ્યો તસપાય, ભાખી સઘલી પૂર્વ કથાય;
સ્વામી કર્મ કીઆં મેં કોડિ, બિહત્યાનાં પાતગ છોડિ. ૯૮
સિદ્ધ પુરૂષ બોલ્યો તવ ત્યાંહ, હું ચિંતાતુર છું મનમાંહિં;
સોવન સિદ્ધ મંત્ર ઉપાય, ધન વિણુ તે [2]ન કલઇ સિધાય. ૯૯

---

૧ નમ્યો. ૨ પણિ નવિ સિધાય.

ધરણુ કહઇ સ્વામી ધન લીઉ, વલી મુઝ કાંમ અનેરૂં દીઉં;
સિદ્ધ પુરૂષ હરખ્યો આવિયણું, દેયં જાણું એ ધરણુહ તણું. ૧૦૦
ધન નવિ લેઉં ધરણુ ઉગાર, દીધી વિદ્યા એક અપાર;
અતીત અનાગત નઈ વર્ત્તમાન, આપ્યું ત્રિણુ કાલનું ગ્યાન. ૧
ચરણે ધરણુ નમી સંચરઇ, વનમાં એકલડો ફિરઇ;
કલ્પદ્રુમ તલઇ મુનિવર એક, બઇઠો દીઠો યતિ વિશેષ. ૨
આવઈ વેગઈ નમી તતકાલ, સ્વાંમી હું મૂરખમતિ બાલ;
ખિં હત્યા માથઇ બલવતી, તે પાતગ છોડવો જતિ. ૩
મુનિવર કહઈ જપો શ્રીનવકાર, જૈન ધર્મ આરાધો સાર;
શ્રીસેત્રુંજ્ય તીર્થ જઇ, પાપ ધૂઇ જીન આગલિ રહી. ૪
વચન અનોપમ કાનિં સુણી, ચાલ્યો નર સેત્રુંજ્ય ભણી;
ફરસ્યો ગિરિવર જુહાર્યા દેવ, ખિ હત્યાના [1]પાતગ છોડ. ૫
શ્રીજીનધર્મ આરાધઇ સાર, વદનિં જપઇ શ્રીનવકાર;
વિદ્યા શક્તિ અછઇ તસ ઘણી, મણિ નવિ જાઈ નિજ ઘરભણી. ૬
ઉંમયાથી બીહે નર ઘણુ, જેહથી બહુ પામ્યા મરણુ;
મુંજ રાય પરદેશી જેહ, નારિ માર્યા નર વલી તેહ. ૭
રાય ભરતરીને બોલવ્યો, જમદગન તાપસ રોલવ્યો;
એની વાત ન જાઈ કહી, ચંડ પ્રદ્યોતન ડાંભ્યો સહી. ૮
અસું વિચારી ધરણુઇ તિહાં, ન ગયો નિજ ઘરિ નારી જીહાં;
સ્ત્રી ચરિત્રનો ન લહે પાર, હેમ કહઇ સુંણિ રાય વિચાર. ૯
અસું વચન ભાખઈ મુનિરાય, કુંમારપાલ મનિ સંકા થાય;
ગુરુ નઇ પૂછઈ એ કિમ મિલઇ, કીડી કુંજર કેહીપરિં ગલઈ. ૧૦
નૃપ નઇ સમઝાવ્યો તેણીવાર, ચક્કેસરી તેડી તેણીવાર;
ગુરુ કહઇ દેવી પધરી કરી બલ, કાઢું કુંમારપાલનું સલ. ૧૧

[1] છુટો તતખેવ.

દેવી કહઇ સુંણિ હેમસૂરિંદ, વિઘન ઠાંમ છઇ કુંમરનિરંદ;
ગુરૂ કહઇ કાંઇકિ કરવું સોય, સંકા રહીત જીમ રાજા હોઈ. ૧૨
ચક્રેશ્વરી બોલી તવ ત્યાંહ, આજ થકી અઠદાડામાંહિં;
પાટણ નયર વિવહારી એક, મરણ થસઈ તસ એહવો લેખ. ૧૩
તિહાં પ્રતિબોધસ્યઇ એ રાય, અવર નહી બીજો કીસ્યો ઉપાય;
અસ્યું કહીને દેવી જાય, આઠ દિવસ અનુક્રમિં થાય. ૧૪
પાટણનયર વિવહારી જેહ, કરમિં મરણ લહઇ નર તેહ;
પૂંઠી નારી થાઇ સતી, વેગઇ વિનવીઉ નરપતિ. ૧૫
રાય કહઇ થયો સંધ્યાકાલ, મમ બાલયો અબલા બાલ;
વાહણઈ હું આવેસસહીત્યાંહ, સતી નારી હસઈ વલી જીહાં. ૧૬
અસ્યું કહી ચાલ્યા નર તેહ, કહઇવા આવ્યા હુંતા જેહ;
નિશા મધ્ય સમઈ જવ થાય, લેઈ ખડગ નઈ રાજા જાઇ. ૧૭
આવ્યો વેગઈ રાજા તિહાં, સતી બલેવા બઇઠી જીહાં;
એણઈઅવસરિંતિહાંસુણીઓનાદ, જાણે કો સુર કિન્નર સાદ. ૧૮
નાદિં મોહ્યા નરનઈ નારિ, નાદ વડો એણઈ સંસાર;
નાદિં દૂખીઆ દૂખ નિગમઇ, નાદિં નાગણી ક્રીડારમઈ. ૧૯
નાદઇ સુર બહુ થંભ્યા રહઈ, નાદિં લીણા મૃગ દૂખ વહઈ;
આસ્યો નાદ સુંણ્યો જવ કાંનિ. ઉઠી સતી વિહ્વલ હુઇ ગાંનિ. ૨૦
ચાલી સોય સુંણી નઇ નાદ, આગલિ ઇશ્વરનો પ્રાસાદ;
તેહમાં પંગુલ બઇઠો ગાય, તેણઈ નાદિં ડોલે બ્રહ્માય. ૨૧
સતી જઇ બેઠી તસ પાસ, નાદ સુંણઇ મનનઇ ઉલ્હાસ;
રાગઈ મોહી વિહ્વલ થઇ, પંગુલ નઇ પ્રારથ્યો સહી. ૨૨
તેણેં કારણિ નર વરજો નાદ, સહજી ઋષિ નવિ કાઢઇ સાદ;
શીલવંત નરનારી જેહ, ઘણો આલાપ કરઇ ન તેહ. ૨૩

શાસ્ત્ર માંહિં કહ્યું છે જોય, કોઇક દાલીઓ નિર્ધન હોય;
કોઈક મૂરખિ નર દંતાલ, કોઇક કાંણો નર સુકુમાલ. ૨૪
કોઇક ગીતવતી હુઈ સતી, તેણુંઇ નાદિં ન ભેદઈ જતી;
બ્રહ્મચારી નર સ્ત્રી અવગુણુંઇ, ન કરઇ રાગ નઈં કાંને સુંણઈ. ૨૫
[1]પંગુલ જો સતીઇં સુંણીઉં નાદ, તો કામિં કીધું ઉન્માદ;
પંગુલ નઈં પ્રાર્થના કરી, સ્વામી રહઇ મુઝ અંગિધરી. ૨૬
પંગુલ કહઈ સાંભલી સુકુલીણુ, રૂપ હીણુનેં કાયા ખીણુ;
મુઝ સાથિં તુઝ કિસ્યો સનેહ, માહરૂં કામ નહી સહી એહ. ૨૭
દીન વચન ભાખઇ સ્ત્રી ત્યાંહ. દસ અંગુલી દીઇ મુખમાંહ;
સ્વાંમી સતી વચન મમ ઠેલી, કઠણપણું હઇઆનું મેલ્હિ. ૨૮
રણુ સંગ્રામિં પાલા ધસઇ, સીહ દેખી નવિ પાછા ખસઈ;
પણિ તેણે કામ નવિજીત્યોજાય. સ્ત્રી આગલિ તે છાલી થાય. ૨૯
પંચ અગનિ નર સાધઈ જેહ, કરવતિ કાયા કષ્ટઇ દેહ;
મસ્તગ પૂજ કરઇ નર વલી, સ્ત્રી સંગિઇં તે જાઇ ગલી. ૩૦
આતાપના લીઇ બારઈ માસ, જે નરનો વનમાંહિં વાસ;
માહાતપીઓ ખટમહિનેજમઇં, તે પણિ નારી વચને [2]ગમઇ. ૩૧
નારી વચને ચૂકો પંગુ, સતીઈ આપ વિટાલ્યું અંગ;
કરી કરમ નઇ આવી તિહાં, નિજ ભરતારનું સબ જીહાં. ૩૨
સતી ચરિત્ર સઘલું જે થયું, સોય સકલ રાજાઈ લહ્યું;
એણુંઇ અવસરિ હૂઉ પ્રભાત, સમસાનઇં આવ્યો નરનાથ. ૩૩
બિઇ કરજોડિ વારઇ નારી. કાંતુ પઇસઇ અગનિ મઝારિ;
મમબલિં બાઇ રહઇ જીવતી, તુઝ ચરણે હું લાગું સતી. ૩૪
કુંમારપાલ નૃપ વારઈ આપ, નિજ હત્યાનું મોટું પાપ;
પાંપિં જીવ ન હોઇ સુખી, ચિહું ગતિ માંહિં તેફિરઉ દૂખી. ૩૫

---

૧ નર. ૨ નજો.

સતી કહઈ સાંભલી નરસાર, મુઝનઈ પ્રેમ ઘણો ભરતાર;
માહરઈ મિલવું તેહનઈ સહી, સું કહું હું ઈંહાં રહી. ૩૬
રાય કહઈ સાંભલિરે સતી, તુઝનઈ કિમ મિલસ્યે તે પતી,
આચરણ તાહરાં તેહમાં ફેર, તો કિમ જાસ્યો એકઈ સેર. ૩૭
જીવ કર્મ જીમ જૂજૂ કરઈ, લાખ ચઉરાસી યોનિ ફરઈ;
કુંણ કેહને મિલઈ છઈ ત્યાંહ, સતી વિચારો હઈડામાંહ. ૩૮
સતી કહઈ સાંભલિ નરનાથ, ન [૧]બલ્યાંની તું મકરિસ વાત;
સહી બલેવું સતીઈં આજ, દીઈ આદેશ મુઝનઈ માહારાજ. ૩૯
કહ્યું ન માનઈ અબલા જસઈં, નૃપ એકાંતે તેડી તસઈં;
કાં ચૂકઈ છઈ આ ભવલીલ, હું જાંણું છું તાહરૂં શીલ. ૪૦
રયણી વાત ગઈ વિસરી, નિજ નરનઈં મુંકી નીસરી;
જઈ કીધો પંગુનો સંગ, સતી શીલ કરેઉં તિહાં ભંગ. ૪૧
અસ્યું વચન ભાખઈનર જસેં, સતી પોકારી ઉઠી તસેં;
અરે લોક જૂઓ સંસારિ, ચંદન થકી વરસેં અંગાર. ૪૨
સાયરમાંહિંથી ઉઠી ઝાલ, સીરણી જાઈ ભુંડણ બાલ;
ચંદનથી ઉઠઈ દુર્ગંધી, દેખતાં હુઇ નર અંધ. ૪૩
સાર સુગંધ હુઈ છઇ હીંગ, સસલાનઈ સિરિ દીસઈ સીંગ;
સોના ઉપરિ લાગઈ શાંમ, જહયર પ્રગટિઉં અમૃત ઠાંમિ. ૪૪
જે કહઈરાય પૃથવી(નો) નાથ, સોય કરઈ પાતગની વાત;
મુઝને કહઇ ઘરનારિ થાય, કિસ્યું કરૂં જો [૨]પૃથ્વીરાય. ૪૫
નીમ કીઉ નૃપ અણુહ વિચારી, કર્મિં મૂઇ આઠેં નારી;
પટરાંણી વિણ કિમ રહઇવાય, તેણેં કારણિ પ્રાર્થના રાય. ૪૬
ઈમ રાજા નઈં હેલી ત્યાંહ, સતી ઝંપાવઈ અગનિ માંહિં;
રાયતણું મુખ ઝાંખુ થયું, લોક માંહિં નૃપ પાંણી ગયું. ૪૭

૧ વલવાની. પાટણ.

વાત હુઇ નર હારોહારિ, લાજ્યો ભૂપતિ નાવઇ બાર;
હઇડિ વિચારઈ [1]હેમસૂરિસ, હુઓ કલંકી કુંમરનિરંદ. ૪૮

સકલ લોક દેખંતાં આજ, કલંક રહીત કરવો મહારાજ;
જીમ એ ધર્મ થકી નવિ જાઇ, કીર્તિકલા જીમ વાધઇ રાય. ૪૯

હેમઇ તેડયો કુંમરનિરંદ, વેગઈ ગયો જીહાં હેમસૂરિંદ,
બિહઇ કરજોડિ લાગો પાય, વેગઈ તિહાં બોલ્યા ઋષિરાય. ૫૦

કાં રાજા મનિ શંકા ગઇ, હેમ વચન જૂઠું કઇ સહી;
રાય કહઇ હું મૂરિખ મંદ, કહ્યું ન માન્યું હેમસૂરિંદ. ૫૧

ઘણા દિવસની મેલી લાજ, તે મઈ ખોઇ સઘલી આજ;
અદિઠિ નીર પાછું ઉતર્યું, જો તુઝ વચન હઇઈ નવિ ધર્યું. ૫૨

તેં ભાખ્યું તે સાચું સોય, [2]સ્ત્રી ચરિત્ર ન બૂઝઈ કોય;
જો બૂઝઇ તો યોગી હોઇ, કઇ માહરીપરિ મહિમા ખોઇ. ૫૩

એહ વચન ભૂપતિનાં સુણી, પ્રજા [3]તેડી પાટણતણી;
અસ્યું વચન કહઇ હેમસૂરિંદ, દોષ રહીત છઇ કુંમરનિરંદ ૫૪

જેહ સતી અગનિમાં બલી, તે પંગુલસું ચૂકી વલી;
સોય સરૂપ રાજાઈ લહ્યું, દયા કાજી તસ છાનું કહ્યું. ૫૫

ભલું કહ્યું સજાઇ જસઈ, નારી પોકારી ઉઠી તસઈ;
કૂડ કલંક દીધું પાપણી, દોસ રહીત છઇ પાટણ ધણી. ૫૬

પુરજન લોકો માંનો નહી, તો પંગુલ નઈ તેડો [4]આહીં;
એણે વચને હરખ્યા નરનારિ, પંગુલ આંણ્યો તેણેં ડારિ. ૫૭

સકલ લોક દેખંતાં અસઈ, હેમાચાર્ય બોલ્યા તસઈ;
તુઝ પૂર્વે પાતગ નવિ છેહ, તો આણુંઈભવિ પંગુલ દેહ. ૫૮

આ ભવિ જૂઠું બોલીસ જોય, તો આગલિં દૂખ તુઝનેં હોય;
તેણઇ કારણિં સત્ય બોલે આપ, મૃષા કહઇ તું મૃથ્વી પાપ. ૫૯

---

૧ સૂરિંદ. ૨ અસતી. ૩ મેલિ. ૪ સહી.

પૂછી વાત તવ પંગુલ કહી, પરાંણી પાતગ લાગું સહી;
સતી તણો મઇ કીધો સંગ, પરવસિ પાણઈ વિટાલ્યું અંગ. ૬૦
પંગુલવચન સુંણ્યા તિહાં ભલા, નીકલી તયાં લઇઆનાં સલ;
રાય પ્રસંસ્યો લોકે ત્યાંહ, કીર્ત્તિ પસરી ત્રિભુવન માંહ. ૬૧
જ્ઞાનવંત ગુરૂ જાણી કરી, અંગ તણું આલસ પરહરિ;
પ્રેમઇ પૂછઇ ગુરૂને વાત, કહો સ્વાંમી પૂરવ અવદાત. ૬૨
પૂરવભવિં કહો હું સ્યો હતો, કુંણકુલઇ આગલિ થાઇસિ છતો;
કુંણ કારણિ જેસંગસું વયર, ઉદયન હેમ ધરે કિમ મહેર. ૬૩
પાંચ બોલ એ પૂછ્યાં જસેં, હેમાચાર્ય બોલ્યા તસેં;
વીરથી ચઉસઠિ વરસેં કહ્યો, જંબુસ્વાંમી તવ મુગતિ ગયો. ૬૪
દસ વાનાં તે સાથિં ગયાં, હેમસૂરિ તે વિવરી કહ્યાં;
પહઈલું મનપર્યયજ્ઞાન, બીજું પરમ જે અવધિ જ્ઞાન. ૬૫
ત્રીજી પુલાક લબ્ધિ જે ગઇ, ચઉથું આહારક સરીર તે સહી;
પાંચમી ક્ષપકશ્રેણી તે ગઇ, છઠ્ઠી ઉપશમશ્રેણી તે નહી. ૬૬
સાતમો જો જીનકલ્પ નિષેધ, આઠમો કહું સંયમનો ભેદ;
પરિહાર વિશુદ્ધ શુક્ષ્મ સંપરાય, યથાખ્યાત ચારિત્ર કહું વિધાય. ૬૭
નુમું નર નહી કેવલજ્ઞાન, દશમઈ વારી મોક્ષ [૧]પ્રધાન;
એ દશ જંબુ જાતઈ ગયાં, અલ્પ જ્ઞાન તે હવડાં રહ્યાં. ૬૮
પણિ મઇં કરવું તાહરૂં કાંમ, આવ્યો સિદ્ધપુરી જીહાં ગાંમ;
નદી સરશ્વતી તીરઈ રહી, સૂરિમંત્ર આરાધઇ સહી. ૬૯
અડમ તપ કીધો તિહાં જસઈ, ત્રિભુવનસ્વાંમીની આવે તસઈ;
દેવ અદ્રષ્ટીભવ તિહાં કહઈ, તેણઈ વચનેં [૨]તવ મુનિવરલહઈ. ૭૦

**દુહા.**

તેણઇ વચને મુનિવર કહેં, ભાખઇ પૂરવ ભવ વાત;
દેશ મેવાડમાંહિં હવો, સુણી પૃથવીના નાથ. ૭૧

---

૧ નિધાન. ૨ ત્યાહાં.

### ઢાલ.

રામ ભણે હરિ ઉઠીઇ—એ દેશી— રાગ રામગીરી.

દેશ મેવાડ માંહિં વસેં, જયપુર નગર સુસાર રે;
જય કેસી નૃપ તિહાં ભલો, અન્યાનહિં અલગાર રે—દે-એઆંચલી ૭૨
નૃપ જયકેશી તણેં કુલિ, હુઉ એક નરવીર બાલ રે;
સાતઇ વ્યસન સેવતો, તેહને કાઢઇ ભૂપાલ રે—દે. ૭૩
ચાલ્યો નરવીર એકલો, આવ્યો મેવાડ સંધિ રે;
થાઇ પલિપતિ પાદસ્યાહ, લૂટઈ ઝગડઈ કરઇ બંધરે—દે. ૭૪
એક દિન માલવ દેશનો, જાતો સારથ વાહરે;
બહુ ઋદ્ધિ લેઇરે આવીયો, લૂંટિ નરવીર જાય રે—દે. ૭૫
દૂહવ્યોખીજવ્યોરે [૧]દૂખઈભિર્યો, આવ્યો માલવ માંહિં રે;
નૃપ સંતોષીરે [૨]બહુપરિં, ધાયો નરવીર જ્યાંહ રે—દે. ૭૬
પલ્લી વીંટયોરે વાંણીઈં, [૩]નાસી નરવીર રાય રે;
નારિ સગર્ભારે હાથિં ચઢી, માર્યો તેહને ધાય રે—દે. ૭૭

### દૂહા.

ધાય દીઉ નૃપ નારી નઈં, બિ હત્યા સમકાલિં;
નારિ સગર્ભા મૂઇ તિહાં, અનેં વલી ઉદરિઇ બાલ. ૭૮

### ચઉપઈ.

બાલિક સ્ત્રી હણીનઈં ત્યાંહ, આવ્યો વણિગ માલવમાંહિં;
વાત સકલ કહી નૃપનઇ જસઈં, નગરધણી તિહાં ખીજ્યો તસઈં. ૭૯
પાપી તઈં બિહુ હત્યા કરી, તું જાઇસિ દુર્ગતિમાં [૪]ફરિ;
તાહરૂં મુખ જોવા અગ્રાહ્ય, તુંમ મ રહઈજે માહરઈ રાજિ. ૮૦
દેશ બાહિર કઢાવ્યો જસઈં, પુરજન લોકે હેલ્યો તસઈં;
વયરાગઈ તવ તાપસ થયો, કષ્ટ કરઇ નર વનમાં રહ્યો. ૮૧

---

૧ દુઃખ લીધું. ૨ નાઠી. ૩ મરી.

કાલે મરણુ સારથપતિ થાય, તપબલિં હુઉ જેસગ રાય;
હત્યા માટઇ નર વાંઝીઓ, જેસંગદે હુઉ જયતીઉ. ૮૨
પસુઆં પંખી માંણુસ તણુા, જે નર બાલિક તેહનાં હણુઈ;
વલી વિયોગ કરઈ નરનારિ, નુ હઇ છોરૂ તે ધરિઆરિ. ૮૩
જો હુઈ તો જીવઈ નહી, પાપઈ સાતા નો હઇ કહી;
તેણુઈ કારણિં નર [1]ચેતોઆપ, જેસંગ વાંઝીઉ પૂર્વ પાપ. ૮૪
હવઈ કહું નરવીર કથાય, વાટિં મુનિ મેલાપક થાય;
યશોંભદ્ર સૂરિ કહઇ કથાય, ધર્મ વિના ભવ આલિં જાય. ૮૫
દયા દાંન દમ પરઉપગાર, સીલ વિના નર સ્યો અવતાર;
પૂજા પરમપુરૂષનું નામ, નિસુણ્યા ઇસતણાં ગુણગ્રામ. ૮૬
વચનસાર વિનય નહી જીહાં, ઉપશમ નહીં આખા ભવમાંહિં;
[2]શુદ્ધગુરૂ સંગ કિમઇનવિથયો, બયલપરિ તેહનો ભવ ગયો. ૮૭

દૂહા.

બયલ કહઈ સુંણો મુનિવરૂ, મુઝમાં ગુણ છિઇ ચ્યાર;
નિર્ગુણુ જમલો મમ કરો, તાણું વિષમ સુભાર. ૮૮

કવિત્ત.

વિષમ ભાર જોતરી, સકલ પૃથવી પણિ ખેડું;
શાલિ દાલિ જવ જવારી, નીપાઇ અન્ન ધરિ રેડું;
રાજ [3]ઋદ્ધિ સિણુગાર, ધોરી ઉપમાજ અંગિઇ;
ઇસ ચઢઇ મુઝ પીઠ, જગત્ર જસ પાગે લાગઇ;
વિવાહ વાણીન જાંન જાતાં, મુઝ વિણુ કિહાં ચાલે નહીં;
નિચાનરનઇ તોલિ, યશોભદ્ર આંણો [4]નહીં. ૮૯

દૂહા.

વૃષભ વચન શ્રવણે સુંણી, ગુરૂ કહઈ વચન કહ્યું ખરૂં;
ગુણ અંગિઈ નહી એક, તે નર [5]જાણે કૂતિરો. ૯૦

---

૧ વરી. ૨ સદ. ૩ રથ. ૪ કહી. ૫ કહીઇ;

### કવિત્ત.

સ્વાંન કહઇ હું સાર, પડત પાંનડઇ જાગું;
કરૂં વકાર્યો વેઢી, પાછો કિમહ ન ભાગું;
મણુ માઠેરો આહાર, કબીઅક કુલીઇ સારૂં;
ન કરૂં લુંણુ હરામ, બોલતો કિમહ ન હારૂં;
વિષય વિકલ નીતિ નહીં, બિહું નહી નિસ એકલો;
સૂરિ સુંણો નર નિગુણથી, સ્વાંન કહઇ જગિ હું ભલો. ૯૧

### દૂહા.

સ્વાંન વચન શ્રવણે સુંણી, ગુરૂ કહઈ વચન સુઇક્ષ;
ગુણ હીણા નર તે તસ્યા, જેવા મૂરિખ મહિપ. ૯૨

### કવિત્ત.

જલપાઉં જગમાંહિં, ત્રાંઆસરિ ભાર ઉતારૂં;
ગજ સાથિં કરૂં વેઢી, દૈત કુલ કહીઇ અહ્યારૂં;
સુર વાહન હું સાર, સગનો ઘાટ ઘડાઇ;
કૂપ કુંપલિ સાર, ચૂઆ તિહાં અંબર ભરાઈ;
જલથી બિહું નહીં કદા, જેણુઈ કારણિં મહીપજ [1]ભણુઈ;
[2]સૂરિ સુંણો ભીસો ભણુઇ, ફોગટ કાં મુઝ અવગુણુઈ; ૯૩

### દૂહા.

મહિપ વચન શ્રવણે સુંણી, ગુરૂ કહઇ બોલ કહું ખરા;
ગુણ હીણા નર જેહ, તે નર જાંણો વાંનરાં. ૯૪

### કવિત્ત.

વાનર કહઈ હું વીર, ફાલ (ફલ) કિમહઇ ન ચૂકૂં;
હઇઇ ન પાંકિ હારિ, વિષમ [3]વડવાહિં ઢૂકું.

---

૧ હણે. ૨ મહિપ કહે મુનિવર સુણો. ૩ વડ ઠામ જાઇ.

જનની સું નહી સંગ, સનેહ ઘણા સગાંરયું સાંહિં;
નર આકાર ઓલખું, લંક ગઢ લીઓ સુખાંહિં;
રાંમદાસ જગમાં જતી, પૂજાતો પરતગિ ઘણી;
સુંણો [1]ગુરૂજી વાંનર ભણઇ, મકરિ જોડિ નિર્ગુણ તણી ૯૫

## દૂહા.

વાંનર વચન શ્રવણે સુંણી, [2]ગુરૂ કહઇ મ કરો વાદ;
નિર્ગુણ જમલા મુઝ કીઆ, તે મુઝ બહુ અપરાધ. ૯૬
જગમાં કો અરયો નહીં, તોલું નિર્ગુણ જોડિ;
તેણઇ કારણિ અવગુણ તજી, આંણો ગુણની કોડિ. ૯૭
નરવીર કહઇ ગુરૂ સાંભલો, હું ગુણહીણ અસાર;
દાંન સીલ તપ ભાવના, નિઃફલ ગયો અવતાર. ૯૮
જીવ હિંસા કીધી ઘણી, મૃષા તણું મુઝ પાપ;
ચોરી પરદારા સહી, મંસ ભખ્યા મઇં આપ. ૯૯
જનમ લગઇ પાપી સહી, ન લહું પુણ્યની વાત;
યશોભદ્ર ગુરૂ કહે તુમો, વ્યસન નિવારો સાત. ૧૦૦

## ચઉપઇ.

સાત જણુરયના નરવલી રહ્યા, તે કવિતાઈ વિવરી કહ્યા;
પર્વત પ્રાય સરીખા જેહ, બલુહકર્મ [3]નર કહીઈ તેહ. ૧
પર્વત શિખર સરીખા એક, તિહાં વરસાત વરસઇજ અનેક;
પણિ અંકુર નહી લવલેસ, જીમ ટાલિ નવિ ફૂટઇં કેસ. ૨
તિમ નર પત્થર સરીખા હોઇ, બહુ ઉપદેશ સુંણઇ [4]જે સોય;
પુંણ્યની વાત હઇઇં નવિધરઇ, દાંનશીલ તપ [5]ભાવના કરઈ. ૩
સુંમણ શેઠના સાથી જેહ, જીહાં જીવ્યા તિહાં કષ્ટઇ દેહ;
સુંણી સુંણીને ફૂટાં કાંન, તે નર કહીઈ ન દેતાં દાંન; ૪

---

૧ મુનિવર. ૨ મુનિ. ૩ જીવ. ૪ નર. ૫ નવિ આદરઇ

કુંડરિગ રાજા નરગિ જોય, ભ્રાત વચન નવિ માનઇ સોય.
પર્વત શિખર સરીખા એહ, નહીં ઉપદેશને યોગ્યહ તેહ. ૫
એક નર ઉખર ભૂમિં જસ્યા, મેઘ ઘણા વર્ષે નોહઇ તસ્યા;
ગુરૂ ઉપદેશ તે ઝાઝા દીઈ, મહા કષ્ટઈ એક [૧]અડગજલીઈ. ૬
જીમ મુનિવરને મિલીઓ ચોર, દેઈ [૨]દેસના કીઓ સમદોર;
તસ્કર કહઇ પચ્ચખાણુહ ભલું, ગુરૂમઈ નવિ ખાવું ગાડલું. ૭
એક જેહવી ભૂમિ મરૂ થલી, તીહાં મેઘ જોઇઇ વલી વલી;
તુચ્છ વરસાતઈ તિહાં દુકાલ, સદા વૃષ્ટ હોઇ તો સુગાલ. ૮
તિમનરનઈ ગુરૂજીહાંરઇમિલઇ, તિહારઈ ધર્મ મારગ સાંભલઈ;
ખિણુ એક યતિ વિરહ થાય, ધર્મ તણી મતિ તિહાંરે જાય. ૯
કુલ વાલૂઓ સંયમથી ચલ્યો, જો અંતિં ગુરૂ તસ નવિમલ્યો;
મરી સોય દુર્ગતિમાં ગયો, ભૂમિ મરૂથલી સરિખો થયો. ૧૦
બીજો પુરૂષ હુઓ બલભદ્ર, બહુ ઉપદેશ દીઈ નર ઈંદ્રિ;
સુર વચને નર સમઝયો તેહ, તેણેં શુભ સંયમ લીધો ત્યાંહ. ૧૧
હવઇ કહું ચઉથઉ દ્રષ્ટાંત, સુંણિ તું સોય કરી એકાંત;
એક પુરૂષની પરગતિ અસી, ભૂમિ ચિડોત્તર હુઇ જસી. ૧૨
એક મેઘ વરસઈં જેટલઇં, પૃથવી સરસ થાઈ તેતલેં;
અનુક્રમિ હુઇ ધન દસ વિસ, ફલઈં અન્ન [૩]તિહાં હુઇ જગિસ. ૧૩
પૃથવી સરીખો નર વલી હોઈ, મેઘ સરીખો ગુરૂ [૪]પણિ જોય;
વાંણી તે જલ સરીખી જાંણી, સુંણતા હુઇ ગુણની ખાંણી. ૧૪
એકવાર સુંણી જો રહ્યો, વલતો તે ગુરૂ ઉપદેસ નવિ લહ્યો;
સોય ધર્મથી પાછો પડઈ, જીમ ચિડોત્તર ઉણું ઘડઈ. ૧૫
ઇહાં સંભારો અભયકુંમાર, સુંણી દેશના બહુ નરનારિ;
ઋદ્ધિ રમણી તેણુઇ પરિહરી, વીર હાથિં તેણુઇ દીક્ષા વરિ. ૧૬

૧ અડગ. ૨ ઉપદેસ. ૩ તવ. ૪ તું.

કાહાનમ ધરતી સરીખા એક, થોડેં મેઘઇ અન્ન અનેક;
તિમ થોડે ઉપદેશઇ બહુ, અર્થ ભેદ નર સમઝઇ સહુ. ૧૭
ઉદાઇ ધરિ જીમ પદમાવતી, સંયમ ધારઇ સીલઇ સતી,
તેણઇસમઝાવ્યો નિજ ભરતાર, ઉદાઇ રાજઋષિ લહઇ પાર. ૧૮
એકનર સરોવર ધરતી જસ્યો, મુનિ મિલઈ પુણ્ય કરઇ ઉલસ્યો;
ન મલઇ તિહારઇ લીઈ કુવાટ, જલવિણુ સર ધરતી જાઈ ફાટ. ૧૯
સરોવર સરીખા ચ્યાર હજાર, ઋષભ સાથિં લીધ સંયમ ભાર;
આદિનાથ તણો વિરહ થાય, તવ તે સંયમ મુકિ જાય. ૨૦
એક પુરૂષ ધરતી માલવો, થોડઇ મેઘઇ સુગાલ હવો;
તિમનરનઈ હુઇ એક ઉપદેશ, ન કરઇ પાતિગનો લવલેશ. ૨૧
માલવ ધરતી સરિખા જોઇ, જંબુ મેઘ મુનિશ્વર સોય;
પ્રભવ સ્વાંમી શ્રેણિક મહારાય, એક વચને સમઝયા તેણઇ ઠાય. ૨૨
નેમવાંણી અતિ સોહામણી, પુન્યસાર રાજાઈ સુંણી;
ઋદ્ધિ રમણી મુંકયો પરિવાર, મુગતિ ગયો લેઇ સંયમ ભાર. ૨૩
કેસી ગણધર કહઈ કથાય, કિમ સમઝયો પરદેશી રાય;
યસોભદ્રની વાંણી સુંણી, તિમ નરવીર હુઓ નરગુણી. ૨૪
વ્યસન સાત નિવાર્યાં ત્યાંહ, સ્વાંમી જીવન મારૂં કિહા;
મદિરા માંસ નઇ પરનારિ, એહના પાપ ઘણા સંસારિ. ૨૫
ન કરૂં ચોરી નહીં મુઝ ધુત, પાલું નીમ જો ક્ષત્રિ પુત્ર;
વેસ્યા ગમન હું ન કરૂં રાય, કરી અગડ નઇ છબીયા પાય. ૨૬
ધર્મ ગ્રહી નર ચાલ્યો જાય, તિલંગદેશ નવલખો કહઇવાય;
એક સિલા નગરી તિહાં ગાંમ, વસઇ વાંણીઓ આઢરનામ. ૨૭

દૂહા.

આઢર કીર્ત્તિ અતિઘણી, માગ્યાં ન કહઇ નાથ;
અનપાંન ચીવર દીઇ, ભૂખ્યો કોય ન જાય. ૨૮

ચૌદ પપા જસ મંદિરઇ, પુણ્ય પ્રસાદહ પાંન;
પવિત્ર પુજા પ્રબલધન, પાથરણાં પ્રધાન. ૨૯
પરમવચન પરભાવના, પૌષધ પરઉપગાર,
પડિક્કમણું પચ્ચખાણુ તિહાં, પોષઇ પાત્ર અપાર. ૩૦
અસ્યો આદર નર વાંણીઓ, મેઘપરિં દિઈ દાંન;
નરવીર લાજી તિહાં ગયો, માગણુ મરણુ સમાંન; ૩૧

કવિત્ત.

માગણુ મરણુ સમાંન, સોયપણિ સુપુરૂષ કેરઇ;
તૃષ્ણા કહઇ જઇ માંગઇ, લાજ તસ પાછો ફેરઇ.
ફિરી મંડઇ પગ પ્રાંણુ, નાકમુખ નિચું ઘાલઇ;
હઇડઉં હાથ હડબડઇ, જીભની યુગતિ ન ચાલઇ.
શ્રવણુ સોય સંસઇ પડઇ, કવણુ શબ્દ હોસઇ કહી;
મન ચિંત્યું મનમાંહિં, દેસઈ કઇ દેસઇ નહી. ૩૨

દુહા.

એહવું [1]માહું માગવું, ભુંડી તે પરની આસ;
માગણુથી નર તે ભલો, જેહનઇ સરિ સંડાસ. ૩૩
માગણુ જો મયગલ ચઢઇ, સોવન કચ્ચોલો હત્થ;
માંગ્યાં જો મોતિ જડઈ, તોહઇ જન્મ અકયત્થ. ૩૪
તેણુઈ કારણિ નરવીર તિહાં, કીધો સુદ્ધ વિચાર;
સેવા કરૂં આદર તણી, વિવહાર સુંદ્ધિ લીઉં આહાર. ૩૫
અસું વિચારી આવીઓ, ઉદર ભરેવા કાંમિ;
ગલગલ સાદિં બોલીઓ, વિનય વચન તસ ઠાંમિ. ૩૬
સ્વાંમી મુઝને રાખસ્યો, તુહ્મ ઘરિ કરસું કામ;
રક્ષા કરૂં તુમ દેહની, ન કરૂં લુંણુ હરામ. ૩૭

---

૧ ભુંડું.

આદર શ્રાવક સુભમતિ, આવી કરૂણાસાર;
નરવીરનેં સુપરિં કરિ, તેડયો તેણીવાર. ૩૮
ભોજન ભગતિ કીધી ભલી, પૂછી પૂરવ વાત;
નરવીર ઈમ માંડી કહ્યો, વિતક સહુ અવદાત. ૩૯
આદર કહઈ સુંણિ વીર તું, રહઇ [1]અહ્મારઈ ઘઇરિ;
ભોજન ભગતિ નઇ લૂગડાં, દેસું મોઇ સુપઇરિ. ૪૦
કુંમર રહ્યો ઘરિ તેહનઇ, કરતો કારજ સર્વ;
એણઇ અવસરિતિહાં આવીઉં, વડું પજૂસણ પર્વ. ૪૧

## ચઉપઈ.

પર્વ પજૂસણ આવ્યું સાર, સાહ આદર સુત સુંદર ચ્યાર;
નારી ઝઘડા વહૂઅરો જેહ, કરી ઉપવાસ નઇ બઇઠી તેહ. ૪૨
એણઇ અવસરિ નરવીરહ જેહ, કાજ કરી ઘરિ આવ્યો તેહ;
મંદિર કોઇ ન દીસે તસઈ, ઉપાસરઇ નર આવ્યો જસઇ. ૪૩
ઉંચું નિચું થઇને જૂઈ, આદાર શ્રાવક દીઠો સોય;
દૃષ્ટિ કરી વહુ ઉપરિ જસેં, તે બડબડતી ઉઠી તસેં. ૪૪
હાલી ન લહઇ પુણ્ય નઇ પાપ, ખાધઇ પીધઇ સુખીઓ આપ;
ઉત્તમ દિવસ પજૂસણ આજ, હાલી પેટ ભર્યાસું કાજ. ૪૫
જેહ પજૂસણ પર્વ વિસાલ, પોઢાં પાપ કરઇ વિસરાલ;
જેણઇં દિન કલ્પસૂત્ર એ સાર, આઠવાર સુંણતાં નહીં અવતાર. ૪૬
અસું પજૂસણ પુણ્ય ભંડાર, સકલપર્વ માંહિં [2]તે સાર;
જીમ પંખીમાં ઉત્તમ હંસ, કુલમાંહિં જેમ ઋષભ વંસ, ૪૭
જીમ પાંણીમાં ગંગા નીર, જીમ વસ્ત્રમાં ચારૂ ચીર;
જીમ વાંનરમાં વડ હનુમંત, ખિમાવંતમાં જીણ ભગવંત. ૪૮

---

૧ સહી મ્હારે. ૨ પણ.

તિમ એ સકલ પર્વમાં કહું, પર્વ પજૂસણ મોટું લહું;
એણઇ દિવસેં લીઇ આહાર, સો હાલી નર વડા ગુંમાર. ૪૯
અસ્યાં વચન તિહાં વહુઈકહી, નરવીરનેં તવ તેડયો સહી;
ચાલિ હિઉં સિરામણ તુઝ, ધર્મ અક્ષર જાઇ છઈ મુઝ. ૫૦
ક્રોધ કરંતી દીઠી જસેં, શેઠાણી બોલાવી તસેં;
કુણ કારણિ ખીજો છો તુહ્મો, આજ આહાર ન લેસું અહ્મો. ૫૧
તવ શેઠાણી કહઇ સુણિ દાસ, પરાંણી ન કરાવું ઉપવાસ;
જાંણુઇ સસરો માહરો જાંમ, મુઝ ઉપરિ બહુ ખીજઇ તામ. ૫૨
નરવીર કહે સુણી માહરી માય, કરૂ અપવાસ હું મનઉચ્છાય;
તમ ઉપરિ કોણ ખીજે આજ. તમો કરો જઇ ધર્મહ કાજ. ૫૩
હું તુઝ સાથિ આવું સહિ, ગુરૂ મુખ નીમ કરૂં ગહઇગહી;
નરવીર આવ્યો સભા મઝારી, શેઠઇ બોલાવ્યો તેણઇ ઠારી. ૫૪
નરવીર તું આવ્યો કુંણ કાંમિ, વિનય કરી બોલ્યો તસ ઠામિ;
સાંમી આજ પજૂસણ ખાસ, મુઝનઈ પચ્ચખાવો ઉપવાસ. ૫૫
એક ચિંતઇ દીઠો જવ દાસ, ગુરૂ કહઇ પચ્ચખાવું ઉપવાસ;
યશોભદ્ર ગુરૂ મુખે પચ્ચખાંણ, કરી ઉપવાસ સુંણઇજ વખાંણ. ૫૬
એણીપરિ દિવસ ગયો દિનરાતિ, પારી શેઠ આવ્યો પ્રભાતિ;
નરવીરનઇ લીધો સંગાતિ, ભોજન ભગતિ કરઇ બહુભાતિ. ૫૭
આદર ન કરઇ દાતણનીર, તવ વેગઇ બોલ્યો નરવીર;
સ્વાંમી તુહ્મો ન કરૂં પારણું, કારણ સોય કહો તુહ્મ તણું. ૫૮
આદર કહઇ સુંણિ નરવીરવાત, હું પુજીસ આદી જગનાથ;
તિવાર પછી હું લેસ આહાર, તું ભોજન કરિ મ કરિ વિચાર. ૫૯
કુંમર કહઇ સુંણ સ્વાંમી વાત, સેવક જમઈ કીમ ભૂખ્યા નાથ;
જીમ સુકુલીણી [1]શ્યામા જેહ, નર ભૂખ્યા સ્ત્રી ન જમઇ તેહ. ૬૦

---

૧ અસ્ત્રી.

જે ચેલો ગુરૂનો ગુણુસાર, નિજ ગુરૂ પહીલો નકરઈ આહાર;
પુત્ર સપુત્ર જે પણિ હોય, પિતા પહીલો ન જમઇ સોય. ૬૧
તું સ્વાંમી હું તાહરો દાસ, તુહ્મ પહીલો કીમ લેઉં ગ્રાસ;
તુહ્મો પધારો જીન પૂજવા, મુઝનઇ [1]હર્ષ સાથિં આવવા. ૬૨
અસ્યાં વચન તે બોલ્યો જસઈ, શેઠઇ સાથિં લીધો તસઇં;
કેસર ચંદન અગર સુગૃહી, આવ્યો તે જીન મંદીર વહી. ૬૩
નિસહી શેઠ કહી તિહાં સાર, કહી પયઠ્ઠા જીહાં જીનતું દ્વાર;
નિસહી એક કહઇ મધ્ય ઠાંમિ, નિસહી એક ચેઇવંદન ઠાંમિ. ૬૪
મૌનગ્રહી જીન પુજા કરઈ, પુષ્પ લેઇ નઈ છાબો ભરઈ;
નરવીરને સીખાંમણ દીઈ, જીન પૂજો તુમો હરખિ હઈઈ. ૬૫
કેસર ચંદન અગર કપૂર, પૂજી પાતિગ કીજઇ દૂર;
દમનો મરૂઓ ચંપક જાય, કુસમ લેઇ પૂજે જીનરાય. ૬૬
કુંમરઇ વાત વિચારી અસી, પરદ્રવિં એ પૂજા કસી;
ગાંઠિ ન છૂટઈ પોતાતણી, તો કીર્ત્તિ સું વાધઇ ઘણી. ૬૭
પરદ્રવિં કરતાં બહુકાંમ, પણિ તેણઇ કાંઇ ન રહઇ માંમ;
એક પાયકો પોતાતણો, ખરચઇ તો જસ હુઇ ઘણો. ૬૮
વડી વાત કરઇ વાગરી, છોડઈ નહી એક નર નાંસરી;
પરદ્રવિઇ હુઇ મોટીઆર, ન વધઇ શોભા એક લગાર. ૬૯
અસું વિમારસી તિહાં નરવીર, પૂજી નિર્મલ કરિઉં સરીર;
કોડી પાંચ અછઇ વાવરૂં, ફૂલ લેઇનઇ પૂજા કરૂં. ૭૦
બઇઠી માલણી હુગું જીહાં, નરવીર વેગઇ આવ્યો તિહાં;
કુડી પાંચ દીધી તસ હાથિ, પુષ્પ અઢાર લીઆ શુભ જાતિ. ૭૧
આવી પૂજ્યા અજીત જીણંદ, નરવીર હઇડઇ અતિ આણંદ;
શેઠ સેવક જીન પૂજા કરી, આવ્યા નિજ મંદિર પરવરી. ૭૨

---

૧ પ્રેમ.

ભોજન કરઈ બઇસઇ સાહ, નરવીર [illegible] [illegible] ઠાહ;
સાકર દૂધ કરંબો સુભ સાલિ, સાહ [illegible] નરવીર થાલિ. ૭૩
ભલી જલેબી સાકર જસી, બહુ ગોરી તિહાં પ્રીસઇ હસી;
સેવ સુંહાલી નઇ સાંકલી, ઘૃત થીણું નઇ સાકર ભલી. ૭૪
પિંડા પાપડ સાકર તણાં, વલી પતાસા લાડૂ ઘણા;
દૂધપાક દલ નઇ હેસમી, બહુ સુકુલીણી પ્રીસઇ નમી. ૭૫
ખીર ખાંડ ઘૃત પ્રીસઇ વલી, ઉપરિ પોલી તે પાતલી;
ઘૃત ખજૂરડી કેલાં કાતલી, સખરી સાકર માંહી ભલી. ૭૬
પ્રીસઇ મેવા જે જે સાર, દ્રાખ બદામ અખોડ અપાર,
શ્રીફલ સીઘોડાં ચારબી, ચારોલી આંણી તિહાં નવી. ૭૭
સાલિદાલિ નઈ સાક અનેક, દધી માખણ સું સબલ વિવેક;
આપ્યા ફોફલ પાંન લવીંગ, ભોજન ભગતિ કરઇ મનિરંગ. ૭૮

દુહા.

ભક્તિ કરી નરવીરની, દીધુ મુનિવર દાંન;
પોતઇ પણિ ભોજન કર્યું, આરોગી મુનિ પાંન. ૭૯
એણીપરિ જે નર દેઇ જમઇ, તેહનુ ભોજન નામ;
દીધા વિણુ તે ઝોબર્યું, ભોજન ન કહઇ તાંમ. ૮૦
ભોજન ભગતિ વિવરી કહી, પુણ્યઈ ભોજન સાર;
હવઇ સુપુરૂષ સહુ સાંભલો, ઝોબર્યા તણો વિચાર. ૮૧

કવિત્ત.

ચોલા બરંટી તેલ, સાક વિણુ નિતઇ સારઇ,
પ્રીસઇ ભુંડી નારિ, પેટ કહો કેઇપરિ ઠારઈ.
ઉપરિ [1]પ્રીસઇ ધઇસ, છાસ પણિ પ્રીસઇ પાણી;
સિંધવ નહી જસરાખ, કસી કહું કર્મની કાંણી.
આહાર અઢાઇ સેરનો, સેર સવા દોહલો મિલઇ;
દત્તહીણ નર ઝોબર્યા, ભોજન એહનઇ કુંણ કહઈ. ૮૨

---

૧ ધઇંસ.

ભોજન એહનઇ નવિ કહ્યું, એ સહિ ઝોગવું જાંણી;
વલી ચાર ભોજન કહ્યું, પાપિં લહઇ નિર્વાંણ. ૮૩
અપકવલ બાલણ જવ જમણા, એલકડાં બહુ આઈ;
ટીપેં ટીપેં ઘર સૂઇ, આરઇ પાપ ફલાઈ. ૮૪
કડૂઆ બોલી કામિની, લેવો નિરસ આહાર;
બાર વહીનઈ જીવવું, એ ત્રિણિ દુઃખ અપાર, ૮૫
ત્રિણઇ દુઃખ જગમાં વડાં, બીજા દુખ અનેક;
પર ઉપકારજ કારણિં, વિવરી કહ્યુંજ વિશેષ. ૮૬

## ચઉપઇ.

પહઇલું દુખ પાડોસી ચાડ, બીજું દુખ ઘરિ વિખનું ઝાડ;
ત્રિજું દુખ જે નિત સહઇ માર, ચઉથું દુખ જે ન જરિ આહાર, ૮૭
પાંચમું દુખ પાલા ચાલવું, છઠું દુખ નિતિં માગવું;
કવિ કહઇ માંચઇ માંકણ બહુ, એ સાતાઇ દુખ સુંણુગો સહુ. ૮૮
પહઇલું દુખ જે પરની આસ, બીજું દુખ જે ઓછઇ વાસ;
ત્રીજું દુખ જે બહુ રણિ ચઢઈ, ચઉથું દુખ જે વહુ વસિ પડઈ. ૮૯
પાંચમું દુખ જે ન ટલઈ રોગ, વાંઝયો ન મલઇ જેહને ભોગ;
કવિઅણ કહઇ નિત ખારૂં નીર, એ દૂખ સાતઇ દહઈ સરીર; ૯૦
અંધ પુરૂષ નઇ આંગણિં કૂઇ, નાહનો બાલ નઇ મા તસ મૂઇ.
પડયા દાંત સોપારી ધુંટિ, આસણ ગુંમડું ચઢવું ઊંટિ; ૯૧
ઘર નાંલા વચિ ખીલો જડયો, નિર્ધન આટઇ બહુજલિ પડયો.
લૂખું ભોજન ટાઢું થાય, આઠઇ દુખ મોટા કહવાય; ૯૨

## દૂહા.

એ દુખ પાપિં પાંમીઇ, પુણ્યઈ ભોજન ભોગ.
રૂપ કાંતિ ધન કામની, પુત્ર સજન સંયોગ; ૯૩

છાસ છબકો છાંહડી, છઇ રીતિ ભોગ ભલાય.
છોરૂ છતિ ઘરિ છયલ ત્રિય, પુણ્યઇ સાત છછાય; ૯૪
ગોધૂમ ગોરસ ગોલરસ, ગોખઇ ગોરી ગાંન.
ઋષભ કહઈ ગજ બારણુઇ એ સુખ સ્વર્ગ સંમાન, ૯૫
સાત ગગા પૂણ્યઈ લહઇ, પુણ્યઈ ભોજન ભોગ.
પુણ્યઈ ઈંદ્રી પરવડાં, પુણ્યઈ [1]તંનુ નહીં રોગ; ૯૬

## ચઉપઈ.

પહઇલું સુખ જે જાતિ નર્યા, બીજું સુખ જે ઘરિ દીકરા;
ત્રીજુ સુખ જે રણુવણુ વરા, ચઉથું સુખ જે પોતઇ ધર. ૯૭
પાંચમું સુખ જે ભગતિ નારિ, છઠું સુખ જે ગોઠું બારિ;
સાતમું સુખ જે અંગણિ જૂત, પુણ્યઇ એ લહઇ ઘરસૂત્ર. ૯૮
પહઇલું સુખ જે નજઇઈ ગામિ, બીજું સુખ જે વસઇ ઠાંમિ;
ત્રીજું સુખ જે માનઇ ભૂપ, ચઉથું સુખ જે રૂપ સરૂપ. ૯૯
પાંચમું સુખ ઇચ્છાઇ રમઇ, છઠું સુખ વેલાઇ જમઈ;
કવિ કહઇ સાતમું સુખ એગમઈ, સકલ લોક ઘરિ આવી નમઈ. ૧૦૦

## દુહા.

એણી પરિ સુખ બહુ ભોગવાઇ, સાર આઢર વનવંત;
ભોજન ભોજી ઉઠીઓ, દેહ કાંતિ દીપંત. ૧
એણઈ અવસરિ નરવીર તિહાં, ભોજન કીધું જાંમ;
સરસ આહાર યોગઈ કરી, જીવ ચૂંથાઇ તાંમ. ૨

## ચઉપઈ.

જીવ ચૂંથાવા લાગો જસઈ, સાહ આઢર પાસે ગયો તસઈ;
ઓષધ વેષધ નઇ ઉપચાર, અનેક તેલ આણ્યા તેણી વાર. ૩

---

૧ તન નિરોગ

વૈદ વિવેકી લહઇ વિચાર, જાંણું પુરૂષ તેડયા તેણી વાર;
વિવિધ ઓષધ કરઈ તિહાં ભલાં, સાહ ઓલાસઈ પગના તલાં. ૪

તવ નરવીરઇ કર્યો વિચાર, ધન્ય ધન્ય જઇનધરમ જગિસાર;
એક ઉપવાસ જીન પૂજા કરી, તેણુઇ કારણિ સહુ પૂજઇ ફિરી. ૫

પણિ મહારઈ પોતઈ પુણ્ય નહી, તો હું ધર્મ આરાધું કહીં;
શ્રીજીન શ્રેય તણોજ પસાય, સાહ સરિખો મુજ ચંપઇ પાય. ૬

નરવીર નિર્મલ ચોખું ધ્યાંન, શ્રીજીન વચને ધરતો કાંન;
કીધાં ચારઇ મોટાં સરણ, શુભ ધ્યાનેં સેવક કરઈ મરણ. ૭

એહજ જંબૂદ્વિપ મઝાર, ભરત ક્ષેત્ર દઇયિલી વિચાર;
તિહુયણ પાલ કાશ્મેરી નારી, નરવીર ઉપનો ઉદરિ મઝારિ. ૮

નામ હવું તસ કુંમરનિરંદ, પ્રતાપી જીમ ગગને દિણુંદ;
જીન પૂજ્યા લેઇ પુષ્ફ અઢાર, અઢાર દેશ પામ્યો તેણુઇ સાર. ૯

શ્રીજીન ધર્મ પ્રેસંસા કરી, તેણેં શુભશ્રેય તું પાંમ્યો ફરી;
એ રાજા તુહ્મ પુરવ કથાય, અઢાર મરીનઇ ઉદયન થાય. ૧૦

યશોભદ્ર હુઆ હેમસૂરિંદ, આગલિં વ્યંતર કુંમરનિરંદ;
તિહાંથી આ ભારત ક્ષેત્ર મઝારિ, ભદ્દલપુર નગર તિહાં વિચારિ. ૧૧

રાજા સતાનંદ તિહાં સહી, ધરણી ધારણી દેવી કહી,
તેહનો સુતતે સતબલિ નાંમ, કુંમારપાલ ઉત્તમ ગુણ ઠાંમ. ૧૨

રાજ કરઇસો મન ઉલ્લાસ, પદ્મનાભ તિર્થંકર પાસ;
દીક્ષા લેઇ ગણધર થાઇસ્યો, થોડા કાલમાં મુગતિ જસ્યો. ૧૩

## દુહા.

મુગતિ જસ્યો નર તુહ્મ સહી, લહી અનંતી ઋદ્ધિ;
અષ્ટ કર્મનઈ ખય કરી, હોસ્યો મુગતિ સિદ્ધ. ૧૪

## ઢાલ.

ઇલગારે—એ દેશી—રાગ સોરઠ.

સિદ્ધ ગતિરે નરપતિરે, તુહ્મ હોસ્યઇ નિરધાર;
રોગ સોગ ભય આપદા, કુગતિ નહીંજ લગાર—આં. ૧૫
સાહિબ સેવક સોય નહીં, નહીં કો મારણ હાર;
બઇઠાં ઠેલી નવિ લીઇં, કો કહનો નહી ઠાર—સિ. ૧૬
રાય તણો ભય તિહાં નહીં, નહી અગનિ [1]જમજોર;
વાઘ સિંહ વીંછી નહીં, નહીં સર્પ તણો તિહાં સોર—સિ. ૧૭
ડાંસ મસા માખી નહી, નહીં ભૂષક નહીં તીડ;
અનંત સુખ(સિંહ જે)જીવનઇ, નહીં વેદન નહી પીડ—સિ. ૧૮
સાસ ખાસ ખસ તિહાં નહીં, નહીં જલંધર રોગ;
ભૂખ તરસ ભય તિહાં નહીં, [2]નહી નરનારિ વિયોગ—સિ. ૧૯
જનમ જરા મરવું નહી, અજરામર તેણઇ ઠાંમિ;
ટાઢ તાપ જલ તિહાં નહી, ડંડ નહિ તેણઇ ઠાંમિ. ૨૦
પુછી સુંઓ જીજીઓ, નહીં દેવાલું દાંણ;
ચાડ ધાડ ઘર તિહાં નહીં, નહીં નૃપ કેરી આંણ—સિ. ૨૧
સત્રુ મિત્ર સો તિહાં નહીં, નહીં તિહાં રાગ નઇ દ્વેષ;
ક્રોધ માન માયા નહીં, નહીં નરનારિ નિસેસ—સિ. ૨૨
અનંત જ્ઞાન સિદ્ધ નઇ સહી, સિદ્ધનઇ સુખ અનંત;
અનંત દર્શન દીપતું, અનંત વીર્ય સિદ્ધ જંત—સિ. ૨૩

## દુહા.

અસી મુગતિ નગરી ભલી, જેહનઇ નહીં કો જોડી;
નર વરણવી કો નવિ સકઇ, જો મુખ જીહ્વા કોડી. ૨૪

---

૧ ચોર ૨ નહીં સ્વજનનો સોગ.

ઉપમ ઇહાં તેહની નડી, આંણુ મોક્ષ ધૂરાય;
જીમ વનિ વસતા ભીલડું, સમોઝ કહ્યું ન જાય. ૨૫

ઢાલ.

રાગ—કેદાર ગોડી તથા પારધિયાનો—ભોજન ઘોવર ભીમનઈરે—એ દેશી.

ભીલ પુરંદર વનિ વસઇરે, કરતો વન ફલ આહાર;
પહઇરણિ ખાખર પાનડાંરે, નલહઇવસ્ત્રવિચાર-ભી.એઆંચલી. ૨૬
પાસે પોતે નઇ ઘરિનારિ, બહુ બાલક છે તેણે ઠારિ;
એણુઈ અવસરિ એક નરપતિરે, પોહોતો વનહ મઝારિ—ભી. ૨૭
અશ્વ કુલક્ષણુ લેઈ ગયોરે. જીહાં ભીમો નરનારિ.
... ... ... ... ... ... ભી. ૨૮
નૃપ તૃષાતુર તિહાં થયોરે, ભોમિ પડયો દુઃખ લહઇરિ;
દેખઇ ભીમ પુલંદરૂરે. તેહનઈ આવી મહઇરિ—ભી. ૨૯
લેઈ વન ચૂંટિ આંબલોરે, મુંકયો નૃપ મુખ માંહિ;
સજગ હુઓ નૃપ રાજીઓરે, બોલ્યો નૃપ મુખ ત્યાંહ ભી. ૩૦
તઈ વનરાજા સહી દીઉંરે, મુઝનઈ જીવિત દાંન;
ગુણુ ઓસંકલ કારણુઇરે, તુઝ દેહીવાલું વાંન-ભી. ૩૧
અસું વચન મુખિં ભાંખતાંરે, આવ્યો નૃપ પરિવાર;
ભીલ બઇસાર્યો પાલખાઈરે, નૃપ વલીઓ તેણુઈ ઠાંમ—ભી. ૩૨
નૃપ નિજ મંદિર આવીઓરે, આણ્યા તેલ સુગંધ;
ભીલ પુરૂષ નવરાવીઓરે, બાંધ્યા બાજૂબંધ—ભી. ૩૩
પહઇરણિ ચિર પિતાંબરૂરે, પહઇરણિ સાલૂ સાર;
મુકુટ કુંડલ નઇ મુદ્રિકારે, જાંણે ઈંદ્ર અવતાર—ભી. ૩૪
ભોજન કાજી ભીમડોરે, બઇસાર્યો નિજ પાસ;
વિવિધ જાતિનાં સુખડીરે, મુંકઈ કપૂરઈ વાસ ભી. ૩૫
ખીર ખાંડ ઘૃત લાપસીરે, સાક તણી બહુ જાતિ;
વિવિધ પાક તિહાં પ્રીસતાંરે, ભોજનની બહુ ભાતિ—ભી. ૩૬

વલી વડાં નાગર બીડલાંરે, માંહિ સુંઘ કપુર;
સોનવ સેજી પુહતોરે, ઉગ્યો ન જાણુઇ સૂર—ભી. ૩૭
એણીપરિ કાલ ગયો ઘણોરે, એક દિન પૂછઇ રાય;
સાંમી જોઇઇ તે કહુરે, જે મનમાં ઇછાય—ભી. ૩૮
તામ પુલિંદર બોલીઓરે, ન રૂચઇ રહ્યું એણઈ ઠાંમિ;
તિહાં મુઝ મુંકો નરપતિરે, જીહાં મુઝ ભીલની નારિ—ભી. ૩૯
જે જીવ વિખમાં ઉપનોરે, ન ગમઇ અમૃત કુંડ;
માખી ચંદન પરહઇરે. સ્વાંન તજઈ ખીરખંડ—ભી. ૪૦
કનક તણુઇ જીમ પંજરઇરે, સુખ નવિ માંનેં કાગ;
તિમ મુઝને ઇહાં નવિ રૂચઇરે, મુઝ મનિ વસતાં રાગ—ભી. ૪૧
ભીલ વચન ભૂપઈ સુંણીરે, મુંક્યો વનહ મઝારિ;
બહુપરિ હરખ્યો ભીલડોરે, ભેટિ હુઇ ઘરનારિ—ભી. ૪૨
સજન કુટુંબનઇ જઇમિલ્યોરે, પૂછઈ પૂરવ વાત;
દિવસ આટલા કિહાં રહ્યોરે, ભાખો સોય અવદાત—ભી. ૪૩
હું રહ્યો ભૂપભુવન સહીરે, વવિધ વસ્ત્ર મુંજ ત્યાંહ;
તેહની ઓપમ સી કહુરે, જો નહી આ વનમાંહી—ભી. ૪૪
ભૂષણુ ચીવર મંદિર શુરે, ખાજમની જે વાત;
બહુપરિ પુછે ભીલનેરે, કહી ન સકે અવદાત—ભી. ૪૫
હેમ કહઇ સુંણો નરપતિરે, જો પણિ અનુભવિ વાત;
સોય ભીલ કહી નવી સકઇરે, નગરી સુખ અવદાત—પુ. ૪૬
સુખ અનંત નૃપ મુગતિનાંરે, નવિ અનુભવિઆ તેહ;
કેવલ ગ્યાંન વિના વલીરે, કેહીપરિ ભાખું તેહ—ભી. ૪૭

## દૂહા.

કેહીપરિ ભાખું તે વલી, મુગતિ સિલા સુખ સાર;
યોજન લાખ પર[illegible]ની, ચંદ્ર તણો આકાર—ભી. ૪૮

આઠ યોજન વચિ સહિ, છેહડઇ માખી પંખ;
અર્જુન સોના સારીખી, સુખ અનંત અસંખ–ભી. ૪૯
સિધ્ધ શિલા નગરી વલી, જોયણુ ચોવીસમો ભાગ;
હેમ કહઈ નરપતિ સુંણો, તિહાં રહઇ સિધ્ધ નિરાગ–ભી. ૫૦
તેજ પૂંજમઈ થઇ રહઈ, સિદ્ધ જીવ અરૂપ;
લોક અલોકલણું વલી, જાંણઇ સકલ સરૂપ–ભી. ૫૧
ચઉદરાજ નગરી તણું, નાટિક જ્ઞાનઈ જોય;
પાપ પુણ્ય જન જે કરઇ, સિદ્ધ અગમ નહી સોય–ભી. ૫૨
એહ સરૂપ સિદ્ધજ તણું, તું પણિ થાઇસ સિદ્ધ;
હેમ કહઈ નૃપતિ સુંણો, તિહાં અનંતિ ઋદ્ધ–ભી. ૫૩

**ચઉપઇ.**

શ્રીગુરૂ વચન સુંણી તિહાં રાય, ચઉકસ વાત કરઇ તસ ઠાય;
એકસલા નગરી છઈ જીહાં, નિજ સેવક મોકલીઉં તિહાં. ૫૪
આઢર ઘરિ ગયો તે સહી, તેણઇ મંદિર એક દાસી રહી;
થિરદેવી છઈ તેહનું નાંમ, પૂરવ વાત નર પૂછઇ તાંમ. ૫૫
દાસી કહઈ સુંણિ સુપુરૂષ વાત, આઢર હુઓ નર જગિ વિખ્યાત;
ચ્યાર પુત્ર તેહનઇ પણિ સહી, જૈન ધર્મ કરતા ગહઇગહી. ૫૬
બહુ ઋદ્ધિ તેહનઈ બહુપરિવાર, એક નરવીર ઘરિ સેવક સાર;
તેણઇ ઉપવાસ જીન પૂજા કરી, કર્મ યોગ ગયો તે મરી. ૫૭
કાલેં શેઠ શેઠાંણી જેહ, ગયા પરલોક આરાધી તેહ;
ચ્યાર પુત્ર સુંદર જે હતા, કાલેં સોય હુઆ નર ગતા. ૫૮
વહુઅરો ચ્યાર હતી ગુણવતી, તે પરલોગઇ પોહોતી સતી;
દુખની વાત કહું સું ઘણી, હું જીવું ભૂંડી પાપણી. ૫૯
પ્રાંહિં નર ઉત્તમ જગિ જેહ, અલ્પ આઉખઇ જાઈ તેહ;
ખટ મહીના જીવઇ કેસરી, કાલા કાગ ન જાઇ મરી. ૬૦

તાડ સિરિ કો ન દીઇ ઘાય, કેલિ તણું પટ મહીના આય;
ઈંદ્ર રૂપ નર આલ્યા વહી. હું પુણ્યહીણી જીવું સહી. ૬૧
જેતી વાત ગુરૂ હેમઇ કહી, તેતી તે દાસી મુખિ લહી;
આવ્યો સેવક વેગઇ વહી, કહી કથા નૃપ આગલિ રહી. ૬૨
અતિ હરખ્યો નરકુંમરનિરંદ, સબલ પ્રસંસ્યો હેમસૂરિંદ;
કલિકાલિ સર્વજ્ઞ નાંમજ થયો, નહીં જીનપણિ જીનસરિખો કહ્યો. ૬૩

દુહા.

જીન સરિખું મુઝ તઈં કહ્યું, મુઝમનિ નહીં સદેહ;
હીત જાણી પૂછું વલી, સકા ટાલો તેહ. ૬૪

ચોપઇ.

કુંણ ઉંઘઇ કુંણ નર જાગતા, સંસાર વેલી કેહા વાવતા;
વિષ અમૃત કંહા ગહનનો ભેદ, કવણ નરગ ધરી [1]ઉમેદ. ૬૫
ગુરૂ કહઇ મૂરખિ નિત ઉંઘતાં, પંડિત વિવેકવંત જાગતા;
સંસાર વેલી વાવેછઇ તેહ, જેહનઇ નહીં તૃષ્ણાનો છેહ. ૬૬
વિષ ખાય પર નિંદા કરઈ. પડિત વચન તે અમૃત સરઈ;
ગહન ચરિત્ર તે અબલા તણું, નરગ સોય જે પરવસિ પણું. ૬૭
કુંણ અંધો કુંણ સૂરો લહું, ગુરતા પણું તે કોહને કહું;
લઘુતા દાન મંત્ર કુણ કહીઈ, બાહીરે પુરૂષ તે કહઇનઈ કહીઇ. ૬૮
ગુણ વિના રાગ ધરઈ તે અંધ. તેહનઇ ભાખ્યો પાતગ બંધ;
સ્ત્રી વચને નવિ વિંધ્યો જેહ, સૂર સુભટ નર કહીઇ તેહ, ૬૯
ગુરૂપણું તસ વાધઇ સિરઈ, જેનર પ્રાર્થના નવિ કરઇ;
લઘુતા પણું યાચંતાં હોય. દેઇ દાંન મ વંછો કોય. ૭૦
પાપ કરતો રાખઈ જેહ, પરમ મિત્ર નર કહીઈ તેહ;
હીત શિક્ષા સુંણતો કરઇતઇ કાંણિ, તે નરનઇ નૃપ બહીરો જાંણ. ૭૧

---

[1] વિવેક.

કુંણુ અધમ કુંણુ મુંગો વલી, ચપુલ કસ્યું નિશિ જીમ વીજલી;
કુંણુઇ જગ જીત્યો નઇ વાસ કર્યો, કુંણુ પ્રસંસ્યો સાર કુંણુ સર્યો. ૭૨
અધમ સોય વ્રત લેઇ ચલઇં, મુંગો તે જે અવસરિ ખલઈં;
ચપુલ કહ્યું દુર્જનની પ્રીતિ, ખિમાવંત રહ્યા જગ જીતિ. ૭૩
પ્રીય સત્ય વચને જગ વસિ થાય, અલ્પ-ઋદ્ધિ દાતાર ગવાય;
દીઇ દાંન પ્રીય વચન અપાર, તે નર કહીઇ સાર સંસાર. ૭૪

## દૂહા.

સાર વચન ગુરૂનાં સુંણી, હરખ્યો કુંમરનિરંદ;
બાઇ કરજોડી નૃપ નમ્યો, [1]ધન્ય તું હેમસૂરિંદ. ૭૫
તું ગુરૂ મુઝ તાતજ સહી, તું બંધવ તું સ્વામી;
તું પરમેશ્વર દેવ તું, તું આવ્યો મુઝ કાંમી. ૭૬
આગઈ રહ્યા હું જીવતો, તે સહી તુહ્મ પસાય;
સકલ વાત તુઝથી લહી, કહો કાંઇ ધર્મ કથાય. ૭૭

## ઢાલ.

રાગ—માલવી ગોડી—સુરસુંદર કહઈ સરિનાંમિ—એ દેશી.

ગુરૂ [2]કહઇ ધર્મ કથાય, જીવ મુગતિં કેહીપરિ જાય;
તવ બોલ્યા મુનિ હેમસૂરિંદ, સાંભલિ તું કુંમરનિરંદ. ૭૮
જીન પૂજઇં જે ત્રિણ્યુ કાલ, આગલિ મુંકઇ નિવેદ થાલ;
જે ચેઇ વેયાવચ્ચ કરસ્યઈ, તે આતમ આપ ઉધરસ્યઇ. ૭૯
સાધુ વંદન દેતાં દાંનો, મહી લહીઇં કેવલજ્ઞાનો;
સમકિત સાથિં બહુ રંગો, સુર વચને તેહ ન ભંગો. ૮૦
સિદ્ધાંતતણું વલી સુંણવું, ભણવું નિત જ્ઞાન સુગુણવું;
સુભ ભાવના અંગિ ધરતાં, નહીં વાર તે મુગતિ જાતાં; ૮૧
ચ્યાર ભાવના ભાખી જેહો, નૃપ હઇડઈ રાખો તેહો;
મૈત્રી પરમોદહ સોય, કરૂણા મધ્યસ્થ વલી જોય. ૮૨

---

૧ ધનધન હેમ ૨ ભાખો સોય.

## ચોપઇ.

આર ભાવના એ તુમ કહી, અર્થ એહનો સુંણયો સહી;
પાપ કરી મમ હોજ્યો દુખી, જગ મુકાઇ થાઇ સુખી. ૮૩
ગુણવંતના ગુણ ગ્રહવા ભઇ, પ્રમોદ અરથ તો એહવો સહી;
કરૂણા બોલ ન કરએ સુદ્ધ, દીન ઉપરિ ઉપગારજ બુદ્ધ. ૮૪
કરૂર કર્મ તણા કરણહાર, શ્રીદેવ ગુરૂના નિંદન હાર;
તેહનઇ ઉવેખી મુંકવા, તે નરસાંભી મધ્યમ હવા. ૮૫
એણીપરિ આરાધઈ જીનધર્મ, તે નર ધોઇ આઠઇ કર્મ;
સુંણીવચનહરખ્યો મનમાંહિં, વિવિધ પુણ્ય કરઇ નૃપ તિહાં. ૮૬
સાત ખેત્ર નૃપ પોષઇં સહી, ચઉદસહઇ ભુવન કરઈ ગહગહી;
જન્મ દિક્ષા ગ્યાંન નિર્વાણ, તિહાં પ્રાસાદ કરઇ નૃપ જાંણ. ૮૭
જીર્ણ પ્રાસાદ તણી કરઈ સાર, સોલસહસ જૂના ઉદ્ધાર;
સંપ્રતિ રાયતણી પરિ કરઇં, દેવલનાંમિ આતમ ઉધ્ધરઇ. ૮૮
પંચવિસંતી ઉંચો અસ્યો, નેમિ પ્રાસાદ કરઇ ઉલસ્યો;
નીલરત્નમઇ માંહિં બિંબ, થાપી રોપ્યો કીર્ત્તિ થંભ. ૮૯
બિહુત્તરિ જીનાલું ફિરતું કરઇ, તિહુયણ વિહારતસનામજ ધરઇ;
તારંગાનો દુર્ગ છઈ જીંહાં, એક પ્રાસાદ કરાવ્યો તિહાં. ૯૦
ચઉવીસ હાથ ઉંચોજ અચંભ, એકસોએક આંગુલનું બિંબ;
અજીતનાથ થાપ્યા ભગવંત, જસ મુખ દીઠઇ સુખ અનંત. ૯૧
આવી નૃપ ત્રંબાવતી માંહિં, હેમાચાંર્ય દીક્ષા જીહાં;
અલંગ વસહી પોલિ વિશેષ, વીર પ્રાસાદ કર્યો તિહાં એક. ૯૨
રત્નબિંબ તિહાં થાપી સાર, હેમપાદુકા (ત્યાં) કરઇ અપાર;
પુસ્તગ તણો કરઇ ભંડાર, કીધું રાય સફલ અવતાર. ૯૩
ત્રિહસઠિ શિલાકા પુરૂષ પવિત્ર, નિત સાંભલવા કરઇ ચરિત્ર;
ગ્રંથ સંખ્યા સહસ ૧બત્રીસ, સોવન અક્ષર લિખાવઇ ઇસ. ૯૪

તે પોથી ગજ મસ્તગિ ધરી, બિહુત્તરિ સામંત આગલિ ધ્રરી;
સંઘ ચતુર્વિધસું પરવરી, સુંણુઇ સાસ્ત્ર મનિ ચોખું કરી. ૯૫
અગ્યાર અંગ નઇ બાર ઉપાંગ, સોવન અક્ષર લિખાવઇ ચંગ;
યોગ શાસ્ત્રના બાર પ્રકાસ, વીસ વીતરાગ તવનના ખાસ. ૯૬
બત્રીસ પ્રકાસ સોવનમઇ કરી, ભૂપઈ પોથી હાથેં ધરી;
નિત્ય ગુણુવા ભૂપિં નિરધાર, આલસ નહીં નર એક લગાર. ૯૭
સોવન કમલ નિત્ય હાથેં ધરઈ, તેણુઈ લેઇ ગુરૂની પૂજા કરઈ;
વરસઈ એકદા સંઘવી થાય, યાત્રા કરઈ પાટણુનો રાય. ૯૮
લક્ષ ભોજી એક માસિં કરઇ, સુકૃત ભંડાર તે પોતઇ ભરઇ,
શ્રાવક કોડિ તે સમકિત ધણી, વરસઇ ભગતિ કરઈ તેહતણી. ૯૯
વલી દુર્બલની ચિંતા કરઈ, વિવિધ સૂખડીઉરા ભરઈ;
સત્રાકાર મંડાવેં સાર, રાંધ્યાં કોરા આપઇ આહાર. ૧૦૦
પાખી આઠમનાં પારણું, ઘરિઘરિ તેડાં જાય ઘણું;
માંન મુહુત બહુ આદર કરી, તેડયા શ્રાવક ઘરિઘરિ ફિરી. ૧
આદર મુહુતઈ નર બહુ મિલઇ, મુહુતઇ માંનિ ધર્મેં ભલઈ;
મુહુતઈ ફોફલ મુહુતઈ પાંન, મુહુત વિના સું ભોજન દાંન. ૨
માંન મુહુત વિના દીઇ દાંન, તેહથી ન લહઇ મોક્ષ પ્રધાન;
આદર વિના દીઇ અભિનવ શેઠ, મોક્ષ પંથ નવિ પાંમ્યો નેઠ. ૩
મુહુત તણી જગિ મોટી વાત, શ્રેયાંસ ધરિ આવ્યા આદિનાથ;
સાંહમો જઇ સરિનાંમી કરી, દેઇ દાંન તેણેં સદ્‌ગતિ વરી. ૪
નીચા નમણો એ દાનસાર, મોહોતે મુનિવર ધૃત સોસાર;
દેઇ દાન તીર્થંકર થયો, તેહનો જસ જગ માંહિ રહ્યો. ૫
મોહોતે દાન દીઇ નર સાર, પામ્યો તીર્થંકર અવતાર;
વિનય કરી પ્રતિલાભ્યા વીર, ચંદનબાલા પાંમી તીર. ૬

---

૧ છત્રીસ.

મોટા માસખમણનો ધણી, આવ્યો સંગમના ધરૂભણી;
હરખ્યો ઉઠી આપઈ ખીર, સાલિભદ્ર હુઓ સંગમ વીર. ૭
રંગિં વહઇરાવઇ રથકાર, મરણ લહી લહઈ સુર અવતાર;
તેણઇ કારણિ મમ ચૂકો રેખ, કિસું દાંન જો નહીં વિવેક. ૮
મૂરખિ દાંન દીઈ નર બહુ, વિવેક વિના વિણસાડે સહુ;
ધરિ આવ્યા નવિ આદર કરઇ, વિનય વચન મુખિ નવિ ઉચરઇ. ૯
અભિમાંનિં વિણસાડઈ કાંમ, પાત્ર કુપાત્ર ન જાંણઈ નાંમ;
કુંણ તપીઓ કુંણ દાંની ગુણી, સરિખા ચંદન મૂલાપણિ. ૧૦
અંતર નહી તેહનઇ મનિ રેખ, કરતા ભક્તિ પણિનહીજ વિવેક;
કુંણ આવ્યો કુંણ નાવ્યો ભઇ, દેઈ નુંહતરં વિસારઈ સહી ૧૧
વીસારઇ સબલો સંતાપ, ખિણ ખિણ પ્રતિ બાંધઇ પાપ;
વયરતણું વલી કારણ હવું, મૂર્ખ વીસારઇ તેડવું. ૧૨
પહેલો મૂરિખ પરધન હરઇ, બીજો તે પરનિંદા કરઈ;
ત્રિજો કલહ લગાવઇ ઘણો, ચઉથઉ પરદ્રેષી અવગુણો. ૧૩
પાંચમો વંચઇ માય નઇ બાપ, વિશ્વાસઘાતિ મોટું પાપ;
ઋષભ કહઇ તે મુરિખ હવા, દેઈ નુતરું નાવઇ તેડવા. ૧૪

## દુહા.

મૂરિખ નાવઇ તેડવા, ન કરે પૂરવ વિચાર;
શ્રેણિક સરિખો રાજીયો, બહુપરિ થયો ખુઆર. ૧૫

## ઢાલ.

રાગ–રામગિરિ–પાટ કુશનની પૂજ પરપઈ—એ દેશી.

નૃપ સુમંગલ વનિ સંચરીયો, તાપસ તિહાં નુતરીઓ;
ધરિ આવી નિજકામિં રે લાગો, પરિવ્રાજક વિસરીઓ.
હોરાજન મૂરિખપણું તુઝ મોટો, નર નુતરીઉ નવિ તેડયો;
બાંધ્યો પાતિગ પોટો, હો રાજન.–એ. આંકણી. ૧૬

તાપસ તાંમ તિહાં સમતાઆંણી, વારી રાખ્યો પ્રાણી;
બીજુમાસખમણુ તિહાંપચ્ચાવ્યું, તપની વૃદ્ધિ તે જાંણી–હો. ૧૭
સાંઝઈ ભૂપતિ નઈ સાંભરીયું, સહી તાપસ વીસરીઓ;
ધ્યાયો નૃપ જઇ પાય ખમવાઇ, વિનય વિવેક બહુ કરીઉ–હો. ૧૮
મુઝ અવગુણ હઇડિઇ મમ ધરો, સ્વાંમી ઘરિ પધારો;
તાપસકહંઇ તપની વૃદ્ધિ કીધી, માસિં પારણુ મોરે–હો. ૧૯
તવભૂપતિકહઇ સાંભલિ સ્વાંમિ, તુહ્મો છો શુભગતિ ગાંમી;
હવઇતુહ્મપારણુ મુઝ ઘરિ હોસ્યઈ, નુંતરૂં હું સરિનાંમી–હો. ૨૦
માસખમણ પારણુ દિનજીહારઈ, તાપસ વીસર્યો તિહારઈ;
ત્રીજુંમાસખમણુતેણઇપચ્ચખ્યું, તપની વૃદ્ધિ હુઈ માહરઇ–હો. ૨૧
ભોજન કાલ વોલી જવજાઈ, તવ સાંભરીયું રાય;
પશ્ચાતાપ કરઇ નૃપ લાજઇ, પણિ અનુહાંણો ધાઇ–હો. ૨૨
સ્વાંમી હું સબલો અપરાધી, તાહરી ખબરી ન લીધી;
આગઈ મઈ અન્યાબહુ કીધો, પાપ ગયું મુને વાધી–હો. ૨૩
સ્વાંમી હું શિતલ જીમ પાંણી, વાંણી અમીઅ સમાંણી;
હવઇ મુઝ મંદિર વેગ પધારો, તપકરી કાય કોમલાંણી–હો. ૨૪
તાપસ કહઇ ત્રિવિધેં કરી લીધું, માસખમણ મઈ ત્રિજું
તુંહ્મ પારણુ મુઝ ઘરિ કરવું, સું કહીઈ તુમ બીજું–હો. ૨૫
અસું કહી નૃપ નગરિ પોહોતો, પારણુ વેલા સૂતો,
તવ તાપસ ધમધમીઓ ક્રોધઇ, એ નહી ક્ષત્રી પૂતો–હો. ૨૬
તવ તાપસ હુઓ સબલ કષાઈ, નૃપ કરઈ મુઝસું ઠગાઇ;
જો માહરા તપનું ફલ હુઈ, તો નૃપને દુખદાઈ–હો. ૨૭
ઈમ નીઆણું કીધું જીહારઈ, રાજન આવ્યો તિહારઈ;
સ્વામી તુહ્મ મ આપો મુઝનઇ, ભોજન કરો ઘરિ માહરઇ–હો. ૨૮

તાપસ કહઈ મમ બોલીસ બાલી, નહીંતરી નાંખીસ બાલી;
મંઇ તુઝ ઉપરિકીધું નિઆણું, નૃપ રહઇજે સંભાલી–હો. ૨૯
સુંણીવચનભૂપતિ ઘરિ વલીઓ, અતિ મનમાં કલકલીઓ–હો.
કાલે રાય તાપસ મૃત્યુ પાંમ્યો, દેવ તણો ભવ ફલીઓ–હો. ૩૦
ભૂપતિ જવ શ્રેણિક નૃપ થાય, તાપસ હુઉ કોણી રાય;
રાણીચિલણાંકુંખિંઅવતરીઓ, પૂર્વ પાપ પસાય–હો. ૩૧
ઉદરિં બાલ વધ્યો નર જીહારેં, ડોહલો ઉપનો તિહારેં
નિજ ભરતાર હઇઆની માટી, ખાધી જોઇઇ માહરઇ–હો. ૩૨

## દુહા.

ચિલણા કુંખિ અવતર્યો, શ્રેણિક તણુઇ સંયોગ;
રૂતિવંતી અબલા જસેં, તવ વિલસંતિ ભોગ. ૩૩
ભોગ વિચાર વિવરી કહું, કહું ને ગર્ભ વિચાર;
રૂતિવંતી અબલા તણો, કહઇ સઈ કવિય વિચાર. ૩૪

## ઢાલ.

રાગ–ગોડી–એણીપરિં રાજ કરંત–એ દેશી.

જે રતિવંતી નારિરે, એતાં પરિહરઈ;
બીજઇ વસ્ત્રે અડકઇ નહીં એ. ૩૫
હીંડઇ નહીં તે નારીરે, સંધ્યા રાતિ સમય;
નક્ષત્ર માલા નવિ જૂઇ એ. ૩૬
શીત ન કરે આહારરે, પુરૂ તે પરિહરઈ,
આંખ્યે અંજન નવિ કરઇ એ, ૩૭
વલી વિલેપણ વારિરે, દંત ધાવન નહીં;
સ્નાન શુદ્ધ તેહનઇ એ. ૩૮
ન કરઈ પુષ્ટો આહારરે, દર્પણ નવિ નરખઈ;
ધાતુને પાત્રઇ નવિ જમઇ એ. ૩૯

માટી કાષ્ટ પાષાણુરે, ભોજન તેહનાં;
ભોજન સોય તેહમાં કરઇ એ. ૪૦
ચઉથય દિન એકાંતરે, સ્નાંન મંજન કરઈ;
અવર પુરૂષ નઇ નવિ જોઇ એ. ૪૧
સુંદર કરી સિણગારરે, નિજનર નિરખતી;
ગર્ભ અનોપમ ઉપજઇ એ. ૪૨
સોલ દિવસનો કાલરે, સ્રી રહઇ રતીવંતી;
પછઈ ગર્ભ ન ઉપજઇ એ. ૪૩
ચઉથઈ વાસર ગર્ભરે, જે પણુ ઉપજે;
અશુભ અલ્પ તસ આઉખું એ. ૪૪
ષષ્ટ અષ્ટમ દશ બારરે, ચઉદસ સોલમઇ;
બાલ અનોપમ ઉપજે એ. ૪૫
પોહોર પછી મધ્ય માંહિરે, ભોગ ભજઈ સહી;
સમ દિવસઈ સુત ઉપજઇ એ. ૪૬
વિષમ દિન એકી જાંણીરે, ભોગ તવ નવિ ભજઇ;
વીર્યંઇ પુત્રી ઉપજઇ એ. ૪૭
દિવસ નહી સંભોગરે, ગર્ભ નબલો હોઇ;
મારગ પણિ તેહનો નહી એ. ૪૮
સ્રી રતિવંતી જાંણીરે, બાર વરસ પછી;
પ્રસવે પંચાવન લગાઇ એ. ૪૯
સોલ વરસની નારીરે, પુરૂષ પંચવીસનો;
તેહનો સુત સુંદર હુઇ એ. ૫૦
નાસિક જીમણી જાંણીરે, વહઈતી જવ હુઇ;
ભોગઈ સુત સુંદર હુઇ એ. ૫૧

ટાલો ભોગ વિલાસરે, નક્ષત્ર જવ રેવતી;
બાલ જનમ મુલિં [1]લહસેં એ. ૫૨
નરનું વીર્ય વિશેષરે, તો સુત ઉપજઈ;
રગત ઘણાઇ પુત્રી કહી એ. ૫૩
સોણિત શુક્ર સમ ભાગીરે, તેહથી નીપજઈ;
બાલ નપુંસક ઉપજઇ એ. ૫૪

દુહા.

બાલ નપુંશક ઉપજઇ, શોણિત શુક્ર સમ ભાગિ;
ગર્ભ વિચાર શ્રવણેં સુંણી, આંણ્યો મનિ વયરાગ. ૫૫

ચઉપઇ.

ગર્ભ તણો વલી કહું વિચાર, ઉપજવાનો ઠામ અસાર;
શોણિત શુક્ર તણુઇ સંયોગ, ઉદરિં ઉપનો કરતઇ ભોગ. ૫૬
રગત માંસ અનેં અંધકાર, ગર્ભ તણુઇ રેહવાનો ઠાર;
પાપિં પડીઉ પરવસિં જંત. આતમ ભોગવઇં દુખ અનંત. ૫૭
કલીલ દિવસ સાતમે થયો, સાતે બુદબુદ થઇનઇ રહ્યો;
મંસ પિંડ મહીનઇ બંધાય, પલ પોણા પાકે જનરાય. ૫૮
બીજઇં માસિ પેસી જેવડો, ત્રીજઈ માસિં કાંઇક કહયો વડો;
માય ધરે મન ડોહલા જસ્યા, દુખઇં જીવ ઉપના હુઈ તસ્યા. ૫૯
ચઉથઇ માસિ બાલિક વિસ્તરે, માય તણા અંગ મોટાં કરેં;
ડાબઇં સ્ત્રી જીમણુઇ નર જોઇ, વચિં વસઈ કલીબહુઇ જોઇ. ૬૦
પાંચમઇં પાંચ અંકુરા જોય, બીઇ પગના બીઇ કરના હોઇ;
મસ્તગ તણો અંકુરો એક, તેણેં થાનિક નહી કીસ્યો વિવેક. ૬૧
પ્રાંણી પીત્ત અને લોહી ધરઇ, દિન દિન કાયા પોઢી કરઇ,
કર્મ સંયોગે તે તિહાંથી મરઇં, કોય જીવ નરગિં અવતરઈ. ૬૨

---

1 હોઇ એ.

સતમ માસિં પેસી પાંચસઇં, સિરા નાડી હોઇ સાતસઇં,
નવસઇં નાડી તે ધમણી કરઇં, અઉઠ કોડિ રોમરાય વિસ્તરઇં. ૬૩
સર્વ શરીર પુરૂં હોઈ તસ્યઇં, માસ આઠમો [1]થાઈ જસ્યઇં,
ઉંધઇં માથઇં ઉદરિં રહિં, નરગતણા દુખ તિહાંપણિ સહઇ. ૬૪
અઉઠ કોડિ સોય તાતી કરીઇ, સુર વિંધઇં બહુ પ્રાક્રમ કરી;
આઠ ગણું દુખ તેહથી હોઇ, ગર્ભ તણી વેદન સહુ કોય. ૬૫
મા સુખિયણી તો તુઝ સુખ હોય, મા પોઢઈ તો બાલક સોય;
એણીપરિં જીવઉદરમાંહિ રહઇં, પરવસિ પડીઓ કોહનઈ કહઇ. ૬૬
નવ મહીના દિન સાઢાં સાત, માત ઉદરિં તું રહ્યો અનાથ;
તિહાં મલમૂત્રમાંહિં તું વસ્યો, નારક નરગમાંહિં હોઇ જીસ્યો. ૬૭
કોઇક ક્રમ વિકટનો ધણી, ગર્ભમાંહિં ગોઇરે વણી;
એકિં ડીલે બઇ ભવ કરઈ, ચોવીસ વરસ ઉદરમાંહિં ફિરઇ. ૬૮
જધન્યતો અંતર મૂહરત સાર, ભવસ્થિતિ ભાખ્યાં વરસ બાર,
કાય સ્થિતિ વરસ રહઇચોવીસ, માંનવ ગર્ભની સ્થિતિ કહીઇસ, ૬૯
તીર્થંચ ગર્ભ એચારજ કહઇ, જધન્યતો અંતર મુહુરત રહઇ;
ઉતકૃષ્ટું તો વરસ રહઇ આઠ, પસઇં લહિં બંધનથી વાટ. ૭૦
મેઘ તણો ગર્ભ કેતો રહઇ, જધન્યતો અંતર મૂહુરત કહઇ;
ઉત્કૃષ્ટુંતો રહઈ ષટ્ માસ, દોહિલો કહઇ ગર્ભાવાસ. ૭૧
તે માટઈ કહો તત્વ વિચાર, જન્મતણું દુખ અછઈ અપાર.
ઉદર થકી વેદન સોગુણી, અથવા સહસ્સગુણી પણિ સુંણી; ૭૨
કોડી ગુણી ઝઝેરી જોય, જણતાં વેદન ભાખી સોય.
ઘણા જીવ પ્રસવતાં મરઇ, જન્મ તણા દુખ સહુમાં સિરઈ; ૭૩
કોયક જીવનિં કર્મ અનંત, પાપી કાઢયા દીસઇ જંત;
કોયક ગલઈ છઇ ગર્ભ થકી, ભમતાં જીવ હુઆ ઇમ દુખી. ૭૪

---

1 બેસે.

એહવાં ગર્ભતણું દુખ જાંણી, ઉત્તમ નર ચેત્યા નિર્વાણી;
જંબૂ કુંમરધરિં આઠે નારિ, પરણી તે ન રહ્યા સંસારિ. ૭૫
નેમિનાથ નવિ પરણ્યા નારિ, ગર્ભ તણાં દુખ કહ્યાં અપાર;
દેખી ચેત્યો મેઘ કુમાર, આઠ નારિ અંતે તજી ઉદાર ૭૬
ગયસુકુમાર ઢંઢણ કુમાર, શાલિભદ્ર ધનો અણગાર;
ચિહું ગતિનાં દુખ ચિંતી કરી. છંડી ભોગ જેણે દીક્ષા વરી. ૭૭
સહસ્સ નારી મુંકઇં હનુંમત, રામચંદ્ર સરિખા ગુણવંત;
નંદિષેણ સરિખા નર જેહ, પંચ સહ્યા સ્ત્રી છંડઇ તેહ. ૭૮
સનતકુમાર મન રાખઇ ઠારિ, ચોસઠ સહસ્સ જેણઇ મુંકી નારિ;
અધિકો તે અવંતિ સુકુમાલ, બત્રીસ નારી મુંકી સમકાલ. ૭૯
ઇંદ્રજીત બિભીષણ રાય, છંડી ભોગ તે મુગતિં જાય;
રાવણ લખમણ વિષય ભમઇં, મરી હોય તે દુરગતિ ભમઇં. ૮૦
ભમતાં યોની લહઇ નવનવી, તાપસનિ માનવગતિ હવી;
ચિલણા કુખઇ લીધો અવતાર, દિનદિન વાધઇ ગર્ભ અપાર. ૮૧
ત્રિણ માસ ઉદરિ હુઆજાંમ, ડોહોલો ઉપનો અબલા તાંમ;
શ્રેણિકના હિઆનું માંસ, ખાતાં પોહોચઇ મનની આસ. ૮૨
ચિલણાઅતિદુખ્ખલહુઇજસ્યઇં, અભય કુંમાર તેડયો તસ્યઇં;
વિનય કરી કહઇ શ્રેણીકરાય, વેગઇ દુખ ભંજો તુમ માય. ૮૩
અભય કુમાર બુદ્ધિનો ભંડાર, મંસ અણાવ્યું તેણીવાર;
ભૂપતિ હિઇંઇ બાંધ્યું તેહ, તેડી ચિલ્લણા રાંણી તેહ. ૮૪
છુરીકા એક દીધી કરમાંહિં, કાપી ખાવા લાગી ત્યાંહિં;
નિજમનિ ડોહલો પુરો કરી, સુત જન્મ્યો અતિરૂપહ સિરી. ૮૫
અશોકચંદ્ર દીધું તસ નામ, ચિલણા પુત્ર નખાવઇ તાંમ;
શ્રેણીકે દીઠો તેણીવાર, લીધો અશોકચંદ્ર કુંમાર. ૮૬

આવીરાય રાણીનેં કહઈ, સુત નાખંતાં કરકિમ વહઇ;
ચિલ્લણા કહઈનહીપુત્ર એસાર, ડોહલો ઉપનો અતિહી અસાર. ૮૭
જનમ જાતિ ન મુંકે જેહ, સહી નરવેદી નહુંઇ તેહ;
આગલિ અનજીમઈ કિમભાખ, પહઈલઇ કોલીએ આવી માખ. ૮૮
કહુઓ કનક બીજ અંકૂર, વાધ્યો મીઠો નહીં ધતુર;
ઉપજતો પાવક બાલતો. કિમ સિતલ હોસ્યઇં વાધતો. ૮૯
તિમ એ પુત્ર કપુત્ર વિચારિ, જેણઇ દુખ દીધું ઉદર મઝારિ;
આગલિ સુખ સુંદીઇ ભૂપાલ, તેણઇ કારણિ મિં નાખ્યો બાલ. ૯૦
રાજા કહઈ મમ બોલિં અસાર, ઉગતો તૂરો [1]સહઇકાર;
પૂર્ણ ફલ્યો તવ મિઠો હોય, સુત સહઇકાર સરિખો જોય. ૯૧
ઇસ્યું કહી પાલઇ ભૂપાલ, ખિણખિણ રૂઇ સુત સુકુમાલ;
કુકડઇ હાથિ ડસીઓ વલી, તેણિં પાકી સુતની આંગલી. ૯૨
ઓષધ ભેષજ કરઇ અનેક, પણિ તે રોતો ન રહઈ રેખ;
મોટું મોહકર્મ જગિ વલી, શ્રેણિક મુખમાં લિઈ અંગુલી. ૯૩
અનુક્રમિં સુત્ત વેદન ગઇ, દિનદિન સુત વાધઈ પણિ સહી;
યોવનવય આવ્યો તે જસ્યઈ, રાજસુતા પરણાવી તસ્યઈ. ૯૪
કુકડઇ અંગુલી કરડી જેણ, કોણી નામ ધરાવ્યું તેણ;
રાજમદેં તે માતો ફિરે, હિઇ વિચાર તે અવલો કરે. ૯૫
વૃદ્ધ કાલ હુઓ મુઝતાત, રાજ્ય તજ્યાની ન કરઈ વાત;
હું લોઢો સુત મોટા બહુ, રાજ્ય ઋદ્ધિ તે લેસ્યેં સહુ. ૯૬
કોણી કુપુત્ર વિચારઈ આપ, એ મુઝ રાજ્ય ન આપઈ બાપ;
એક દિવસ છોછેં છલ લહી, શ્રેણીકરાયનઇં બાંધ્યો સહી, ૯૭
લેઈ ઘાલ્યો કઠપંજરમાંહિં, નાડિ પાંચસઈ મારઇ ત્યાંહિં;
લીધું રાજ્યતણું ધરસૂત્ર, જગમાંહિં કોણી હુઓ કપુત્ર. ૯૮

[1] આંબો.

ઇસ્યાપુત્ર ધરિ જન્મયા થકી, જેનર વાંઝીયા તે બહુ સુખી;
કુપુત્ર ભુંડા સિરિ ધિક્કાર, જે સુત કરઇ પિતાનઈ પ્રહાર. ૯૯

ઇસ્યાપુત્ર જનમ્યાસ્યઇ કાજીં, એકવીસ કુલની ખોઈ લાજ;
તસ જીવ્યાથી મરણ સનાથ, જે પાપી દુખ દેતો તાત. ૧૦૦

દુખદાઈ કોણી કહઇવાય, એકદીન ભોજન કરતો રાય;
લઘુશંકા નિજ બાલિક કરઈ, ભોજન થાલ તિહા છાંટઇ ભરઈ. ૧

બાલક ચરિત્ર તે દેખી કરી, જીમઇરાય બહુ હરખજ ધરી;
તવ બોલી પોતાની માય, સાંભલિ સુત કહુ પૂરવ કથાય. ૨

તું મુઝ ઉદરિં આવ્યો જસ્યઈ, ધણીમાંસનો ડોહલો હુઓ તસ્યઇં;
જવ જનમ્યો તવ હિઇવિચારી, મિં નાંખ્યો તુઝને ઘરબારિ. ૩

તુઝને દેખઇ તાહરો તાત, મંદિરમાં લેઇ આવ્યો નાથ;
મુઝનેં બહુપરિ ઠબકા દીઓ, તુઝને પ્રેમકરી પાલીઓ. ૪

તુઝ ઉકરડઇ નાંખ્યો જ્યાંહિં, કુકડો આંગુલિ કરડે ત્યાંહિં;
તે પાકીનઈ પરૂ વહઇં, ધરઇં તાતમુખિ રોતો રહઇં. ૫

સ્વાંમીનઈ મનિ સુખ ન થાય. ઇમિ ઉછેર્યો કોણીરાય;
દેખી નિજ સુતનું માતરૂં, તું હરખઇં તો હુંસ્યું કરૂં. ૬

માત વચનઇંમ સુંણી અપાર, કહઇં મુઝ જીવિતસિરિં ધિક્કાર;
એણીપરિ મુઝ ઉછેર્યો આપ, તે કઠપંજરિ ઘાલ્યો બાપ. ૭

પરૂભરી ચાટી આંગુલી, તેહને નામી મારૂં વલી;
સહી હું દુરમતિનો ભજનાર, અધમ યોનિ હોસ્યઇ અવતાર. ૮

હું પાપી હું જગમાંહિ દુષ્ટ, શ્રેણિક તાતને દીધું કષ્ટ;
ખિત્રી કુલની ખોઈ લાજ, સહી ધિકાકર પડો મુઝરાજ. ૯

રાજઋદ્ધિ સહુ એહની સહી, ઉઠયો રાય અસ્યું મુખિં કહી;
લેઇ કોઠારને ચાલ્યો વહી, બાંજી પંજર કાઢું જઇ. ૧૦

શ્રેણિકરાય દિન પહિલો જસેં, પૂરવ મિત્ર એક તેડયો તસેં;
કર્મકથા તસ માંડી કહી, નાડી માર ખમાઇ નહી. ૧૧
તેણુંઈ વિષ આણીદીઇ પ્રધાન, જાંણ્યું તેં દીઉં જીવિતદાંન,
રાયતણું દુખ હઇડઈ ધરી, તાલવિખ દિઉં છાંનું કરી. ૧૨
જવકોણી દીકો આવતો, તવ શ્રેણિક હઇઈ ધ્રુજતો;
એ સાહી મુઝ મારે કોઠાર, ખમ્યો ન જાઇ એવડો પ્રહાર. ૧૩
તેણુંઈકારિણિ શ્રેણિક નૃપ તિહાં, તાલવિખ દીધું મુખમાંહિં;
મગધદેશ નૃપ મરણિં ગયો, પહિલી નરગિ નારકી થયો. ૧૪
ભૂપતિ પંજર ભાંગી કરી, શ્રેણિક તાત કાઢયો કરિધરી;
બોલાવ્યો નવિ બોલિં જસેં, કોણીરાય દુખ ધરતો તસેં. ૧૫
પશ્ચાત્તાપ કરઇ નૃપ આપ. પિતા હણ્યાનું મોટું પાપ;
મિં કીધું મોટું કુકર્મ. ક્ષત્રીય કુલનો ખોયો ધર્મ. ૧૬
અસ્યું કહઈ રોઇ દુખ ધરઈ, શ્રેણિકરાય નર મૂઓ સિરેં;
સુંણી દ્રષ્ટાંત વિચારો ખરૂં, કારણ તે તાપસ નોતરૂં, ૧૭
તેણેંકારણઇ પૃથવીનો રાય. વિવેક નચૂકઇ એકું ઠાહિં;
વિનય ઘણો બહુ આદર કરી, તેડ્યા સાંહમી ધરિધરિ ફિરી. ૧૮
વલી દુર્બલની ચિંતા કરઈ, ભૂખ્યો કોઈ ન જાઇ સિરઈ,
શત્રુકાર મ ડાવઈ સાર, રાંધ્યો કોરો આપઇ આહાર. ૧૯

દુહા.

આહાર અન્ન આપઇ સહી, ભૂખ્યો કોઇ ન જાઈ;
પૂરોધર્મ આરાધતાં, ચ્યાર નાંમ નૃપ થાય. ૨૦

ચઉપઇ.

વિચારચતુરમુંખિ પહેલુંનાંમ, રાજઋષિ બીજું અભિરાંમ;
જીવિતાદાનિં નૃપ બિરૂદ વહઈ, જીમૂતવાહન સહુકો કહઇ. ૨૧

એવડું બિરૂદ ધરઇનૃપ જસેં, ઘણા દિવસ વોલી ગયા તસેં;
બાહડદે અંબડદે જેહ, કાલઈ સર્ગ પહુતા તેહ. ૨૨
ત્રિહું બોલઇ હુઓનૃપ વૃદ્ધ, તપ તેજેં નેં વયેં પ્રસિદ્ધ;
ચિંતાતુર હુઓ નરનાથ, શ્રીગુરૂનેં કહઈ સુંણો મુઝ વાત, ૨૩
પુણ્યઇં તુઝસરિખો ગુરૂ લહ્યો, પણિં મુઝકર્મેં સુતનવિ થયો;
તેણેં ચિંતા અતિહુઇ આજ, કહો સ્વાંમી કુંણ ભુગતા રાજ. ૨૪
શ્રીગુરૂ વચન કહઈ મુખિબલ્લ, પુત્રીનો સુત પ્રતાપમલ્લ;
રાજયોગિ દીસેં છઇં તેહ, જેહસ્યૂં તાહરેં સબલ સ્નેહ ૨૫
અસી વાત મુખિ હેમેં કહી, બાલચંદ્ર ચેલેં તે લહી;
અજ્યપાલનિં જઇ કહઇ તેહ, કુમારપાલ ભત્રીજો જેહ. ૨૬
બેહું થયા તિહાં એકઈ ચિત્ત, ગછભેદ તવ થયો અત્યંત;
હેમપખિં હુઓ રામચંદ્ર, અજયપાલ પખિં બાલચંદ્ર. ૨૭
દિનદિન વયર વધતું જાય, બાલચંદ્ર ડંસિ મનમાંહિં;
છલ જૂઇ મુખિં કડૂઓ લવેં, ગુરૂઉપરિ બૂંડું ચિંતવેં. ૨૮
ભાંગ્યું મન ગુરૂચેલા તણું, શ્રાવક વ્યગ્ર થયા અતિઘણું;
સંપ વિના ગચ્છકિમચાલસ્યેં, જીહાંસંપ તિહાં શ્રેય થાયસેં. ૨૯
સંપ વિના એ સ્યું ઘરહાટ, સંપવિના નવિ શોભઇ વાટ;
સંપવિના નવિ ચાલઇ રાજી, સંપ વિના વિણસઈ શુભ કાજી. ૩૦
સંપ વિના સ્યો બંધવતાત, સંપવિના સી ભગિની માત;
સંપ વિનાનો શ્યો ગુરૂશિષ્ય, ખિણખિણ પાતગ બંધઇ લક્ષ્ય. ૩૧
જો સંપ નહીં કોરવ પાંડવ, તો તેહનાં કુલનાં ખય હવા;
રાવણ દ્વંદ બિભીષણ સાથિં, ખોયું રાજ્ય ગઇ લંકા હાથિં. ૩૨
કોણી હલ્લવિહલ્લ સ્યું વિઢઇ, જીમ કંસો ગોવિંદનઇ નડઈ;
સંપવિના શ્રેય નહોઇ કદા, ગુરૂચેલા ચડભડતા સદા. ૩૩

## દુહા.

ગુરૂ ચેલો નીતિં ચડબડઇ, બેહુમાં ન્હાઠો નેહ;
બાલચંદ્ર છલ જોઅતો, શિષ્ય કુશિષ્ય હુઓ તેહ. ૩૪
આગિં શિષ્ય કુસિષ્ય બહુ, પેખો પંચ સઝાય;
ગર્ગાચાર્ય તણા દીખીઆ, અવગુણ બહુ તસમાંહિં. ૩૫
બોલાવ્યો બોલે નહીં, કહ્યું ન માંને કોય;
મધૂરે વચનેં માગતાં, ઝડકી ધાઇ સોય. ૩૬
ગુરૂ કહઙ ખપ પાંણી તણો, મુઝ પનિં દેવા કાપ;
શિષ્ય કહઇ સહી અત્યારમાં, પાંણી દીઈ તુહ્મ બાપ. ૩૭
વલી વિનય કરી ગુરૂ કહઈ, લાવો રોટી ભાત;
વલતું શિષ્ય મુખિં ઇમ ભણે, નિંત ખાવાની વાત. ૩૮
સઘલા શિષ્ય સરિખા સહી, ટુંકો તે તેર હાથ;
ગુરૂ સાહમા બોલઇ ધસી, બહલિ જસ્યા વિણુનાથ. ૩૯
મિલ્યા કુશિષ્ય એ પંચ સંહે, જીમ પાપી ગોસાલ;
સ્વામી વીર જીણુંદનેં, જેણેં કીધો પરજાલ. ૪૦
બાલચંદ તેહવો સહી, મિલીઓ પાપ પસાય;
હેમસૂરિંદ ગુરૂ જીવતાં, ગછ ભેદ બહુ થાય. ૪૧
છલ જૂઇ છાંનો ફિરઈ, બગધ્યાની મતિમંદ;
એણેં અવસરિતિહાં બોલીઓ, સ્વાંમી કુંમરનિરંદ. ૪૨

## ઢાલ.

### ચઉપઇ.

બોલ્યો સ્વામી કુંમરનિરંદ, વેગે તેડ્યો હેમસૂરિંદ;
યથા યોગિં પુણ્ય કીધું સહી, એક હુંસ મનમાંહિં રહી. ૪૩
મોટા બિંબ પ્રતિષ્ઠા કાજ, તેહની ઇચ્છા થઇ મુઝ આજ;
વેગિં સ્વામી પ્રતિષ્ઠો બિંબ, ધર્મ કાજ મ કરો વિલંબ ૪૪

મુહુરત સાર અહી તવ ત્યાંહિં, ઉછવ માંડયો પાટણ માંહિં;
કનક રત્નમણિ રૂપા તણા, બિંબ ભરાવ્યા ભૂપિં ઘણાં. ૪૫
પીતલ કાષ્ટ અને પાષાણ, કીધા બિંબ તે માન પ્રમાંણ;
બિંબ પ્રતિષ્ઠા કરતો સાર, કનક કોડિ વ્યય કરઇ અપાર. ૪૬
સંઘ ચતુર્વિધ જગમાં સાર, ભૂપતિ ભગતિ કરઇજિ અપાર;
વેઢ મુદ્રિકા શાલૂ સાર, ચીર પટોલાં ન લહે પાર. ૪૭
પાટ સાવટું નિં ઘાટડી, દીઇ કબાય અનિં પાઘડી;
દાંનિં વરસઈ જીમ જલધાર, ભોજનભગતિ તિહાં કરઇ અપાર. ૪૮
એણીપરિં લખમાનો વ્યય કરે, મોટા મંડપ ઘાલ્યા સિરઇ;
દીપક તોરણ દીપઇ બહુ, ચિત્ર ચંદરૂઆ નિરખઇ સહુ. ૪૯
પવિત્ર પીઠિકા તિહાં એક કરી. જીન પ્રતિમા તે ઉપરિ ધરી;
સનાત્ર મહોછવ શ્રાવક કરઈ, સુકૃત ભંડાર તે પોતેં ભરઈ ૫૦
અંજન વેલા મુહુર્ત જસેં, અઢાર આચારય બેઠા તસેં;
બાલચંદ્ર ઘડી ઉપરિ ઠવ્યો, અજયપાલ તિહાં આવી લવ્યો. ૫૧

બાલચંદ્રનેં પૂછ્યું અસ્યું, ઘડી ઉપરિ તુંમ બઇઠો કસ્યું;
ચેલો કહઇ જોઉ મુહુરત કાલ, જીમ જયકાર હોઇ વૃદ્ધ બાલ. ૫૨
જો હોઇ મુહુર્ત્તનો ભંગ, તો ખંડાઇ પ્રતિમા અંગ;
દુખ પાંમઈ નર કુમરનિરંદ, ચિરંજીવ નહીં હેમસૂરિંદ. ૫૩
અસ્યું વચન જવ ચેલે કહ્યું, અજયપાલ નવિ જાઇ સહ્યું;
બે કરજોડી બેલ્યો અસ્યું. બાલચંદ્ર વિમાસઇ કસ્યું, ૫૪
મુનિવર આજ કહ્યું મુઝમાંનિં, તુઝની થાપું હેમસમાનિં;
મુહુર્ત્ત ભંગ જો તું સહી કરઇ, કુમારપાલ તો વેગો મરઈ. ૫૫
સુંણી વચન તવ મતિઉંધાકરી, ત્યારિં બઇઠો ગુરથી ફરી;
હેમઈ પૂછ્યો મુહુરત કાલ, તવ તિહાં ખોટું બોલ્યો બાલ. ૫૬

સ્વામી મુહુર્ત્ત વેલા થઇ, અંજન હેમ કરે ગહગહી;
પ્રતિમા સકલ પ્રતિષ્ઠ જસે, ભીમ વાંણીઓ આવ્યો તસે. ૫૭
હાથિં પ્રતિમા પીતલ તણી. ધાગો વેગે નિજ ગુરૂ ભણી;
સ્વાંમી બિંબ પ્રતિષ્ઠા કરો, રોગ શોક જીમ જાઇ પરો. ૫૮
હેમસૂરિ બોલ્યા ગહગહી. શ્રાવક મુહુર્ત્ત વેલા ગઈ;
એણે વચને ભીમો થયો દીન, ધીગ ધીગ માનવ હું પુનિં હીન. ૫૯
પૂણ્યે હીણો ખેતી કરઇ, બલદમરે સુકલણું પડે;
પુણ્યહીણુ ભોજન શુભજીમઈ, કે નજરઈ કે પાછું વમઈ. ૬૦
નિકું પુણ્યહીણો નર સહી, મનની ઇચ્છા મનમાં રહી;
ભલા મનોરથ સહુને ગમે, પુણ્ય વિના મનમાં સમે. ૬૧

## કવિત્ત.

મન જાંણુંઇ મયગલઈ ચહું, હયવર પાય પરૂહું;
પોઢું પલંગ પાલખી, અમૃત આહારતો ભખું.
સ્રી આવી લાગું કંઠિ, મોહોલિંમાહિં કરૂં વાસ;
ઉચ્ચ વસ્ત્ર તે અંગે, ચંદન બાહરમાસ.
પૂણ્ય તો પોતે નહી આતમ તો ઇચ્છઈ ઘણું;
કવિ ઋષભ કહઇકિંમ પામીઇ, [1]પુણ્યહિણુ પોતાતણું. ૬૨

## કવિત્ત.

મન જાંણુંઇ મહીલા વરૂં, નરપતિ થઈ નવખંડિ;
સીસ છત્ર ચમરહ ચ્યાર, ચહું તો ચંચલ સંઢિ.
કુસુંમ બોહોલા સિસિ, નાટક નીતિ નીરખી જઈ,
આય વંછિં અતિ ઘણો, સહૂ વસ્તુ મોહલિ મેલિ જઇ
પુછી કાજ સહુકો કરઈ, મુરખ મન ચિંતિ ઘણું;
ભીમ કહે કીંમ પામીઇ, પૂણ્ય નહીં પોતાતણું. ૬૩

---

૧ દત્તા નહિં.

દુહા.

પુણ્યવંતા નર તે સહી, મનોરથ [1]જામ ફલંત;
પુણ્યહીણ પ્રાહિં વલી, વાંચ્યાં તે ન મિલંત. ૬૪
મનમાં ઈછા બહુ કરઈ, કરી ન શકે શુભ કાંમ;
સુપુરૂષ કાજ સઘલાં કરઈ, રાખે સુખની માંમ. ૬૫
દાંન શીલ તપ ભાવનાં, કીધાં કાંચન બિંબ;
શ્રીજીન ભવન કરી ગયા, રહ્યા તે કીરતિ થંભ. ૬૬

કવિત્ત.

પ્રથમ પોઢા બિંબ, ભલઇ ભાવ ભરાવ્યાં;
ઉતુંગ ઉંચ્ચ પ્રાસાદ, જીન ઉછવ કાજ કરાવ્યાં;
સેત્રુંજગિરિ તિરથ જઇ, દાંન સુપાત્રહ દીનો;
દીન ખીન ઓલખી. અન્ન ઉવારી કીનો;
સત્ય શીલ તપ તપ્યો, પુણ્યશીલ પ્રભાવના;
ભીમ કહે નર તે સહી, બાકી વયરી ધાનના. ૬૭

દુહા.

ધાન તણાં વયરી સહી, ભીમ કહઇ મુખિં આપ;
સુકૃત સોય કીધુ નહી, ઉદર ભર્યું કરી પાપ. ૬૮
મુનિવર મુખિં એ તું સુંણ્યું, જેહનું શ્રાવક નાંમ;
કર્મ યોગિં નિધન હુઓ, તોહું કરજ્ય દો કાંમ. ૬૯
પ્રતિમા પીતલ કાષ્ટની, સોય અંગુષ્ટ પ્રમાંણ;
દેવલ સોય કર એકનુ, શ્રાવક સોય સુજાંણ. ૭૦
અસ્યું વચન શ્રવણે સુંણી, લીધી પ્રતિમા એક;
આવ્યો અંજન કારણિં, પણિ શિર ઉંધો લેખ. ૭૧

---

૧ તબ.

## ચઉપઈ.

અસ્યાંવચન નર ભાખઇજસિં, ગુરૂનેં કરૂણા આવી તસેં;
દેખો શ્રાવકનો અતિરાગ, આલસ કર્યાનો નહિં લાગ. ૭૨
અસ્યું વિચારી હઇડા માંહિં, હેમે ચેલો તેડયો ત્યાંહિ;
મૂહુર્ત્ત છાયા છઇ કાંઇ છતી, બોલ્યો બાલચંદ્ર તવ યતિ. ૭૩
સ્વામી હવડાં મૂહુર્ત્ત સાર, કહતાં ચૂકો પહિલીવાર;
હેમેં નિરખી જોયું જસેં, ભદ્રા મુખિં મૂરત પડયું તસેં. ૭૪
હાથ ઘસઇ મુનિ બેઠાં ત્યાંહિં, ખિણ ખેદ હુઓ મનમાંહિં;
દુસમન ચેલો મઈ નવિ લહ્યો, સાપ થઇ નઈ સાંમો રહ્યો. ૭૫
અગનીસાપ જલ સ્ત્રી હથીઆર, મ કરો ચોર તણો પતીઆર;
દુસમનથી બીહતો નવિ રહેં, તે દુખ જગમાં સઘલું લહે. ૭૬
દુસમન ચેલો માહરો જેહ, ધર્મ મિત્ર કરી જાંણ્યો તેહ;
વયરીનો આંણ્યો વિશ્વાસ, પાડયો મુઝ માંડી મૃગ પાસ. ૭૭
હું જગમાં મોટો નિરબુદ્ધ, માંજારીઅ ભલાવ્યું દુધ;
વન ભલાવ્યું જો વાંનરાં, તે માનવ જગિ મૂરખ ખરાં. ૭૮
હું મુરખનેં હું અજ્ઞાન, અંતકાલ મુઝ નાંઠી સાંન;
દુશમન તણુઈ ભલાવ્યું કાંમ, લાહાલો ભખી મુખ કીધું સ્યામ. ૭૯
કેતુ એક દુસમન માંહિં કરૂં, ધર્મ કાજ હવઈ આદરૂં;
અવસ્ય ભાવિ પદારથ જેહ, દૈવે ટાલ્યો ન ટલિં તેહ. ૮૦
જીનવર જીવ દયા પ્રતિપાલ, સમો શરણિં બાલઇ ગોશાલ;
બ્રહ્મદત્ત નયણાં ગયાં નીકલી, અવસ્ય ભાવિ પદારથ વલી. ૮૧
નીચ કુલિં ગતિ જીનવર થઈ, વીર દેશના નિષ્ફલ ગઇ;
ચંદ સૂરજ મૂલગેજ વિમાંન, અવસ્ય ભાવિ પદારથ માંન. ૮૨
ચરમેંદો હુઓ ખિણખેદ, મલ્લી નાથ પામ્યા સ્ત્રી વેદ;
યુગલ નારકી હુઆ જેહ, અવસ્ય ભાવિ પદારથ તેહ. ૮૩

એક સમેં એકસોને આઠ, ઉત્કૃષ્ટિ દેહી સિદ્ધિ ગતિ વાટ;
અસંયતિ પૂજાણાં બહુ, અવસ્ય ભાવિ પદારથ સહુ. ૮૪
અમર કંકાનગરી હુઓ હેવ, શંખઈ શંખ મિલ્યા વાસુદેવ;
એમ નોહિ એ કેમ હવ્યું, અવસ્ય ભાવિ એહનેં સંભવ્યું. ૮૫
શ્રીજીન સ્વાંમી વિચરઇ જીહાં, મારી ન મરગી ઇત ન તિહાં;
વીર વિચર્યાં રાજગૃહી જસેં, મહિષ પંચસેં મારિં તસેં, ૮૬
તો અતિશય ચોતીસ ન ગયા, પાંત્રીસ ગુંણ વાંણીનાં રહ્યાં;
અવસ્ય ભાવિ પદારથ વલી, તે ટાલી ન સકઈ કેવલી. ૮૭
તો હું હેમ કહઈ સું કરૂં, ફોકટ દુખ હઇઆમાં ધરૂં;
ખિણ ખેદ હવું કુંણ કાજી, હેમઈ ચિંતા કીધી ત્યાજી. ૮૮
એમ મન વાલી અંજન કરઇ, ભીમા હાથિં જીનપ્રતિમાં ધરઈ;
તુઝ ઘરિ ઋદ્ધિ ભરાસ્યઇ સહી, પુણ્ય કાજ કરજ્યો ગહગહી. ૮૯
અસ્યું કહી મુનિ હેમસૂરિંદ, વેગેં તેડયો કુંમરનિરંદ;
જીન મંદિર પ્રતિમાનો ભંગ, છઠિં માસિં વિણુસઇ તુઝ અંગ. ૯૦
હેમ(આયુ)વચન આવ્યું ઢુંકડું, તેણઇ દુખિં નવિ રોઉં રડું;
પણિ મુઝને બીજું દુખ બહુ, તુહ જાતેં શ્રેય જાસેં સહુ. ૯૧
કુણ કરસ્યઇ પસુઆંની સાર, કેહીપરિં હોસ્યઇ મુનિવર વિહાર;
તીર્થ યાત્ર શુભ કરણી જેહ, તુહ જાતેં સીદાસઈ તેહ. ૯૨
એક છત્ર જઇનમઇ રાજ, કોડિ બદ્ધ હુઆં શુભ કાજ,
જીનપ્રતિમા જીનભવન અપાર, કુંણ કરસ્યઇ હવઇ તેહની સાર. ૯૩
સાધુ સાધવી શ્રાવક જેહ, કુંઅને દુખ જઈ કહઇસ્યઈ તેહ;
પૌષધસાલા પુંણ્યનાં ઠાંમ, તુઝ વિણ વણસઇ ધર્મના કાંમ. ૯૪

**દૂહા.**

ધર્મકાજ વિણસઈ સહી, નૃપ જાતાં પરલોક;
હેમ કહઇ તેણઈ કારણઇ, હું મનિ ધરતો સોગ. ૯૫

ઢાલ.

રાગ—ત્રીપદીનો.

અસ્યાં વચનસુંણીયાંજવકાંનિં, મન વચન કાયા શુભ ધ્યાંનિં;
નૃપ વરસેં બહુ દાનેં, હોરાજના નૃપવરસેંબહુદાનેં-આં. ૯૬
આરાધના કરઇ દસહ પ્રકાર, અતિચાર અનેં વ્રત. બાર;
ખામણુ કરઈ તેણીવાર હો—રા. ૯૭
વોસરાવઇ નૃપ પાપ અઢારો, તેહનો તુઝ ભાખું અધિકારો;
સુંણયો પાપ વિચારો—હો—રા. ૯૮

દુહા.

પાપ વિચાર [1]વલી કહું, જેહથી દુખ અત્યંત;
તેહું કારણિં પાતગ તજો, કો મમ હણજ્યો જંત. ૯૯

ઢાલ.

રાગ—કેદાર ગોડી—સુર સુંદરીનો—એ દેશી અલી દુ:ખ દેખિ
કામની—એ દેશી

પ્રાંણઘાત તે નવિ કીજીઇ, અલીવચન તેમ ન ભાખિં;
પરધન દેખી પ્રાંણીઆ, વલી તું મનરે નર થીરકરી રાખિં. ૧૦૦
જીવરલે ચોગતિ મોઝીરિ, તેણે રાખો નિ મન ઠારિ;
પ્રાણિ પાપ અઢાર નિવારી, પ્રારણીડા ભાઈ! આપઈ આપ વિચારી,
હો પ્રાણીડા. આંચલી. ૧
સ્ત્રી સંગ સેવા ટાલીઈ, દ્રવ્ય તણી મૂર્છા જેહ;
અતિક્રોધ મનથી મુંકાઇ, સુંખ લહીઈ આતમ દેહ—હો પ્રા. ૨
અતિમાંન માયા પરિહરો, ટાલજ્યો ત્રિવિધે લોભ;
મોહમલ્લ મુખ નવિ જોઇહિં, જેમુગતિરેજાતાંકરઇ ખોભ—હોપ્રા. ૩

---

૧ વવરી.

દ્વેષ કલહ તે નવિકીજઇં. દીજીઈ નહીં જ કલંક;
ચાડી તે ચિત્ત નિવારજે, તુંતોહોજેરેમનમાંહિંસુસંક-હોપ્રા. ૪
રતિ અરતિ તે પરહરે, પરતણુા અવરણુવાદ;
માયા મૃષા તે નવિ બોલીઈ, નવિકીજઇરેમિથ્યાતનિસાદ હો-પ્રા. ૫
દશ આઠ પાતાગ ઓલખી, વારતો આતમ આપ;
મિચ્છા દુક્કડ તે દેઅતો, જે લાગાંરે ભવિભવિપાપ-હો પ્રા. ૬

## દુહા.

પાપ અઢાર આલોઅતો, કરતો આતમસાર,
પાપભીરૂ પાટણુપતિ, શરણુ કરઇ તિહાં ચ્યાર, ૭

## ચોપઈ.

ચ્યાર સરણુ મનમાંહિં ધરઇં, પહિલુ સરણુ અરિહેતનું કરઇં;
અરિહંત તે હણુતા કર્મઆઠ, જે પાંમ્યા પંચમગતિ વાટ. ૮
જેહનાં અતિસય છે ચોત્રીસ, વાંણીગુણુ જેહનેં પાંત્રીસ;
દોષ અઢાર રહીત ભગવંત, સરણુ કરઇં એહવા અરિહંત. ૯
બીજું શરણુ કરતો સિદ્ધતણું, અનંત સુખ જસ વર્ણુવ ઘણું;
અનંતબલનેં જ્ઞાન અનંત, અનંત વીર્ય સિદ્ધનેં સહિતંત. ૧૦
ત્રીજું સરણુ કરતો સાધુનું, સમકિતસીલ સુધુ જેહનું;
પંચ મહાવ્રત પાલણુહાર, પંચસુમતિ ત્રણુ [૧]ગુપતિજ સાર. ૧૧
ચોથું સરણુ કરતો ધર્મનું, જ્ઞાની સરૂપ કહઇં તેહનું;
જીવઘાત અગ્નિ ચોરી નહીં, પરદારા જીન વારઇ સહી. ૧૨
અસ્યાં સરણુ ચ્યારેમનિધરેં, દુઃકૃતતણું નિંદેવુ કરઇ;
પ્રાણુઘાત અનિ ચોરી જેહ, પરનારીનાં પાતક તેહ. ૧૩
પાપિં પરિગ્રહી મેલ્યો લક્ષ્ય, ખાવેં અનંતકાય અભક્ષ્ય;
પાપ વિણુજમિં કીધો આપ, લાગાં અનર્થદંડનાં પાપ. ૧૪

---

૧ વિચાર.

સામાયક પોષધ વ્રત ભંગ, નિંદુ પાપ કર્યો ઋીસંગ;
દેતાં દાંન કર્યું અંતરાય, જે મેં દુહવ્યા માતપિતાય. ૧૫
થાપણ મોસો કુડકલંક, ખુતો પ્રાણી પાતગપંક;
આસાતના જે કીધી ઘણી, અરિહંત,સિદ્ધ,મુનિ,ધર્મહ તણી. ૧૬
ગ્નાન દર્શન નેં ચારિત્ર સાર, આશાતના કીધી બહુવાર;
આચાર્ય ઉઝવાય નેં યતી, અસાનના તિહાં કીધી અતિ. ૧૭
સાધુ, સાધવી,શ્રાવક, શ્રાવિકા, રૂલઇં જીવ આસાતનાથકા;
દેવી, દેવ, જીન પ્રતિમાં તણી, આસાતના કીધી જે ઘણી. ૧૮
ઇહિલોક પરલોકહ પંથ, આસાતનાથી બારે જંત;
આભવ દુઃકૃત નિંદુ આપ, આલોઉ પૂરવભવ પાપ. ૧૯
ભવભવિં પાતગ લાગિં જેહ, કુમારપાલ નૃપ નિંદઇ તેહ;
પૂરવિં જીવ એકેંદ્રીમાંહિં, તરૂઅર લોહહુઓ વલી ત્યાંહિ. ૨૦
લોહતણાં હુઆં હથીઆર, પશુનર કંઠિ તેહની ધાર;
પાપો પગરણ હુઆં વલી જેહ, આણુઇંભવિં વોશરાવું તેહ. ૨૧
કાપી તરૂઅર સૂલી કરી, વાહણ યંત્ર ધાણી થઇ ફરી;
ઉખલ મુશલ દેહ અધિકરણ, નૃપ વોશીરાવઇં રાંની મરણ. ૨૨
વોણ જાતિમાંહિં ઉપનો, તેહ તણો સૂત્ર નિપનો;
તેહનાં પાસાં ગુંથ્યા જાલ, તે વોશીરાવઇ નર ભૂપાલ. ૨૩
ભમતાં જીવ થયો સુરસાર, તિહાં મેં કીધો ભોગ અપાર;
પસુ પુરૂષ બાલક સ્ત્રી છલ્યાં, તે પાતગ આલોઇ ટલ્યાં. ૨૪
પરમાધામી સુર હું થયો, પાપ કરતો ભવ મુઝ ગયો;
માર્યા વિંધ્યા બાલ્યા નારકી, કાપી જીવ કર્યાં તિહાં દુખી. ૨૫
કર્મે યોગઇ હુઓ નારકી, વઢયો સબલ તિહાં ક્રોધ ધકી;
શસ્ત્ર બાંણ વિકુરવી કરી, છેદ્યા નારકી ક્રોધ ભરી. ૨૬

કર્મયોગઇ હુઓ માનવી, ભમતાં ગતિ માઠેં કુલ હવી;
પંખ ધરી હુઓ પારધી, ખાધા જીવ ઘણાં મેં વધી. ૨૭
ભમતાં ગતિ હુઇ તિર્યંચ તણી, વાઘ, સિંહ, અજગર હુઓ ફણી;
જીવ હણ્યાં તિહાં થઇ વિકરાલ, માર્યા સાંબર સસા સીયાલ. ૨૮
એમ ભવિં ભમતાં દુઃકૃત જેહ, કુમારપાલ કહઇ નિંદું તેહ;
સુકૃત તણુંઇ અનુમોદું સહી, વિવરી વચન નિજ મુખથી કહી. ૨૯

## દુહા.

વિવરી વચન મુખથી કહું, સુકૃત કેરાં ઠાંમ;
હું અનુમોદું તે વલી, જે કર્યું પુણ્યનું કાંમ. ૩૦

## ઢાલ.

રાગ—ગોડી—એણીપરિં રાજ કરંતાં—એ દેસી.

દાંન શીલ તપ ભાવનાંરે. સત્યગુણ અનુમોદું;
જંત ઉગાર્યા તે ભલું એ. ૩૧
દેવલ પ્રતિમા જેહરે, પૂજા મિં કરી;
હું અનુમોદું મનિ ધરી એ; ૩૨
પુસ્તગ પરઉપગારરે, વિનય વેયાવચ;
શ્રીગુરૂ ભગતિ ભલી કરી એ. ૩૩
બિંબ પ્રતિષ્ઠા જેહરે, સંઘ ભગતિ કરી;
યાત્ર કરી તીરથ ફિરી એ. ૩૪
ટાલ્યો અકર અન્યાયરે, ઉપસમ જે ધર્યો;
જીન વાંણી શ્રવણે સુંણી એ. ૩૫
આણ્યો વલી વિવેકરે, કીધી અનુકંપા;
સુકૃત એ અનુમોદીઇ એ. ૩૬
અરિહંતના ગુણ બારરે, અતિશય ચોત્રીસ;
દોષ અઢાર તેહને નહી એ. ૩૭

ટાલ્યાં આઠે કર્મરે, આઠઇ મદ નહી,
ક્રોધ માંન ન ધરઇ કહીએ. ૩૮

અનેક ગુણ અરિહંતરે, હું પણિ અનુમોદું;
એકત્રીસ ગુણ સિદ્ધના સહીએ. ૩૯

ટાલ્યા આઠે કર્મરે, કાયા તસ નહી;
નહી તસ રોગ વિયોગડાંરે. ૪૦

આચારજ ગુણવંતરે, ગુણ તસ છત્રીસ;
હું અનુમોદું તે સહીએ. ૪૧

સંવરઇ ઇંદ્રીય પાંચરે, બ્રહ્મવ્રત નવ વાડિ;
ચ્યાર કષાયનેં પરિહરઈ એ. ૪૨

પંચ મહાવ્રત ધારરે, પંચ સુઆચાર;
પંચસુમતિ ત્રિણિ ગુપતિસ્યું એ. ૪૩

પંચવીસ ગુણ ઉવઝાયરે, હું પણિ અનુમોદું;
ઉવઝાયપણું તેહનું સહીએ. ૪૪

ભણતા અંગ ઇગ્યારરે, દસ ચઉ પૂરવ ભણે;
ઉવઝાય અનુમોદિઈ એ. ૪૫

ગુણ સતાવીસ સાધુરે, મહાવ્રત આદરાઇ;
ષડકાયાને રાખતો એ. ૪૬

દમતો ઇંદ્રિય પાંચરે, મધુંરું ભાખતો;
ક્રોધ અંસ તેહનેં નહી એ. ૪૭

લોભ નહી લવલેસરે, અનેં વલી પડિલેહણ;
ભાવ સહિત તે આદરઇ એ. ૪૮

કરણ સીત્તરી સારરે, ચરણ સીત્તરી;
મુનિ ધરનારો તેહનો એ; ૪૯

સંયમ યુક્તા સત્યરે; કાયા મન વચન.
મુનિવર થિરકરી રાખતો એ; ૫૦
સીતાદિક પરિસહરે, મરણાંત ઉપસરગ.
સોય ખમઈ ઋષિરાજીઓએ. ૫૧
ગુણ સત્યાવીસ એહરે, હું પણિ અનુમોદું;
દેશવિરત તિર્યંચ તણી એ. ૫૨
શ્રાવકના વ્રત બારરે, હું પણિ અનુમોદું;
ગુણગાઉ મુનિવર તણાએ. ૫૩
દેવનું દેવપણું અરે, હું પણિ અનુમોદું;
ભગતિ કરઇ સાસન તણી એ. ૫૪
જીવ નારકી પાસરે, સમકીત છે ભલું;
હું અનુમોદું તે સહી એ. ૫૪
હવઇ સેસ જે જીવરે, એહથી અન્ય વલી;
હું અનુમોદું તેહનું એ. ૫૬
દાંન રૂચિ ગુણ જેહરે, હું પણિ અનુમોદું;
વિનય ભલો જસ એહમાં એ. ૫૬
અલ્પ કષાઇ જીવરે, પરને ઉપગારી;
ભવ્યપણું અનુમોદીએ એ. ૫૭
જીવ દયાલુ જેહરે, દાખિણી દેહમાં,
પ્રિયભાંખી અનુમોદીઇ એ. ૫૮

## દુહા.

પ્રિયભાખી અનુમોદીઇં, બીજા શુભગુણ જેહ;
ધર્મોપગરણ દેહનું, હું અનુમોદું તેહ. ૬૦

## અડપઈ.

ભમ્પોજીવઅહુયામી મરણ, હતું દેહનું ધર્મોપગરણ;
નીલકંઠ તનુ પાંમ્યો સહી, પીછતણી પૂંજણી થઇ. ૬૧

પૃથિવી કાયમાંપડીડો સહી, તિહાં મુઝ દેહની પ્રતિમા થઇ.
જલનોજીવ હુઓ ભૂપાલ, નિહાં પ્રતિમાને હુઇ પખાલ; ૬૨
અથવાપાત્રતણુઈમુખિનીર, તે અનુમોદું આપ શરીર;
પુણ્યકાજ હુઇઅગ્નિહકાય, તેહથી ધૂપ જીનવરનેં થાય. ૬૩
વાઉકાય વરચો મુઝજંત, તેહથી સાતા મુનિજન સંત;
ચંપક જાય અને કેવડો, જીન મસ્તગિં ચઢતાં ગુણવડો. ૬૪
એ ભવિ ભમતાંવાર અનંત, ધ્રર્મોપગરણ દેહનું હુંત;
હું અનુમોદું તે પણિ સહી, ભલી ભાવના રાખું વલી. ૬૫
જીવઇ ભમતાં ચઉગતિ લહી, સબલ વેદના તિહાં પણી થઇ;
અસ્યું વિચારી થિર મન કરઇ, એહવી ભાવના હઇડઈ ધરઈ. ૬૬
આરાધના અણુસણરૂપ ધરઇ, જેહથી શિવ ગતિ સુરગતિ વરઇ;
ભૂપ ઓલખઈ આતમ મરણ, રાખિં મનિ નવકારજ સરણ. ૬૭
અડસઠિ અક્ષરનો નવકાર, એકસઠિ અક્ષર તિહાં લઘુ સાર;
બારે સાતને નવપદ લહું, આઠ સંપદા તેહની કહું. ૬૮
સાત પદે થઇ સંપદા સાત, અઠમ નવ પદની કહું વાત;
બેહુ પદ થઇ એક સંપદા, એ નોકાર ગણો તુહ્ય સદા. ૬૯
ન કહિતાં નિર્મલ હોઈ આપ, ટાલઇ સાત સાગરનું પાપ;
આખુંપદ ઇછાઈ ગુણઈ, પચાસ સાગર પાતગ હણઈ; ૭૦
આખો જે ભાખઈ નવકાર, તેહના પુણ્ય નણો નહી પાર;
પંચ સહ્યાં સાગરનું કહું, પાતગ સહી તેણઈ અપ હર્યું. ૭૧
વલી કેહવો છઇ શ્રીનવકાર, દુખ ટાલઈ સુખ દીઈ નીરધાર;
સોસઈ સંસાર રૂપ ઉદધી, સુખ તરૂઅર તસ ફુલઈ વધી. ૭૨
એહવો જગમાં શ્રીનવકાર, કામ કુંભ અમૃત પેં સાર;
કાંમ ગવિ ચિંતામણી સમો, શ્રીનવકાર સુરતરૂ અભિનવો. ૭૩

રાજ ઋદ્ધિ પાંમ્યા સ્ત્રી સાર, સુરના ભોગ અનંતીવાર.
પણિ જગિ દુલહો શ્રીનવકાર, જે ઉતારે પેલે પાર. ૭૪
ઇહ લોકિં સુખનો દાતાર, શિવકુંમારનો સુંણો વિસ્તાર;
રત્નપૂરીજ વસઇ વાંણીઓ, યશોભદ્ર શ્રાવક જાંણીઓ. ૭૫
શિવકુમાર નર તેહનો પુત્ર, તેણું નવિ રાખ્યું ઘરસૂત્ર;
સાંત વ્યસન સેવેં દુરમતિ, ધર્મ, દેવ, નવી જાંણઇ યતી. ૭૬
અસ્યો પુત્ર ઘરિ વાધઈ જસેં, યશોભદ્ર ઘરડો હુઓ તસે;
અંત સમય જવ તેહનેં થાય, પુત્ર પિતા નઇ પાસિં જાય. ૭૭
સ્વાંમી શિખ દીઓ કહો કાંમ, યશોભદ્ર નર બોલ્યો તાંમ;
શિવકુમાર સુત એતું કરે, શ્રીનવકાર સદા મનિ ધરે. ૭૮
અસ્યું કહી શુભગતિલહઇસાર, મનવિણ સુતેં શિખ્યો નવકાર;
અનુક્રમઈ દિન કેતાં જાય, ધન ખાધું ને નિર્ધન થાય. ૭૯
તામ ત્રિદંડી મિલીઓ એક, નાંમી સિસ નેં કર્યો વિવેક;
સ્વામી લખમી જોઇઇં આજ, સોય કહઇ તુઝ સારૂં કાજ. ૮૦
કાલી ચઉદસનો દિન જસ્યઈ, મરતગ એક અણાવ્યું તસઈ;
લેઇ ગયો સમસાન મઝારિ, મસ્તગ હાથિં દિધી તરૂઆરી. ૮૧
કુમરતણેં કહંઇ કહુંછું અહો, મસ્તગ પાય ઉલાંરયો તહો;
મંત્ર જાપ કરૂં એકલો, જીમ એ પુરિસો થાઇ ભલો. ૮૨
અસ્યુ વચનજવ જોગી કહઈ, નિશ્ચલમન નરનું નવિ રહઈ;
સંકટે પડીઓ જાણ્યુ જસેં, શ્રીનવકાર સંભાર્યો તસેં. ૮૩
ત્રિદંડીઓ આરાધઇ મંત, સબ ઉઠી ધાઓ કરંત.
નવપદસાંથિં નચાલઈ મંડઇ, ઉઠી મસ્તગ પાછું પડઈ; ૮૪
મંત્ર જગાવ્યો બીજીવાર, પડઈ ભૂમિ કરવા જાઈ પ્રહાર.
ત્રિદંડીઓ પૂછઇ તેણીવાર, કસ્યો મંત્ર તું જપઈ કુંમાર. ૮૫

કુમાઈ કહઈ નવિ જાણું કસ્યું, ત્રિવંડીઆ મન સાચું વસ્યું;
ત્રીજીવાર જગાવ્યો મંત, મસ્તગ યોગીનઈ મારંત; ૮૬
પુરિસો સોંય હુઓ અતિભલો, ખણિ ભૂમિ ધાહ્યો એકલો.
આવી નગર ધણીનઈ કહઈ, વલી વૃત્તાંન સુંણાવ્યો સહી; ૮૭
રાય કહઇજા પુરિસો અહઈ, પુણ્યઈ પાંમ્યો મુઝ સ્યું કહઈ;
ભૂપતિ વચન શ્રવણે સુંણી, પુરિસો તે આણ્યો ઘરભણી. ૮૮
ખાઇ ખરચઈ વસ્ત્ર પાર, પરતક્ષ ફલીઓ શ્રીનવકાર;
અનુક્રમિં તેણુંઈ ચારિત્ર ગ્રહ્યો, કર્મ હણીનેં મુગતિં ગયો. ૮૯

## દુહા.

મુગતિં ગયો નર તે સહી, ફલીઓ તસ નવકાર;
વલી જીનદાશજ વાંણીઓ, સુર કરતો તસ સાર. ૯૦
લેઇ બીજોરૂં આવીયો, મુખિં જપતો નવકાર;
બલરાજા તવ હરખીઓ, સકલ લોક જયકાર. ૯૧
તે જીનદાસ મુગતિં ગયો, આરાંધી જીનધર્મ;
એક વલી સુધી શ્રાવિકા, ફલિઆં નવપદ પરમ. ૯૨
નામેં નારી શ્રીમતી, જપતી શ્રી નવકાર;
મણીધરની માલા થઇ, [1]તેહનો ગંધ અપાર. ૯૩
ઇમ અનેક સુખ [2]પાંમીઆ, ઇહિલોકે બહુ જંત;
પરલોકિં પ્રાણી ઘણા, પાંમ્યા સુખ અનંત. ૯૪

## ઢાલ.

રાગ ગોડી—એણીપરિં રાજ કરંતરે—એ દેશી.

આગેં હુંડિક ચોર રે, સો સુખ પાંમીઓ;
પરભવિ યક્ષ થયો ભલો એ. ૯૫

---

૧ સુગંધ ૨ સુખિયા થયા.

મથુરા નગરી માંહે રે, નૃપ અરિમર્દન;
હુંડિક ચોર ચોરી કરઇ એ. ૯૬
સુબુદ્ધિ વિવહારિ ધરે રે, હુંડિક જઇ કરી;
ખાતર પાડુ ધન હરઇ એ. ૯૭
ચોર ઝલાંણો તાંમ રે, નૃપ બહુ ખીજીઓ;
ચોર તણુઇ સૂલી દીઓ એ. ૯૮
ચ્યાર સુભટ [1]તિહાં સાર રે, ભૂપિં મુંકીઆ;
ચોર સાર કરતા રહો એ. ૯૯
એણુઇ અવસરિ જીન દાસ રે, શ્રાવક શુભ મતિ;
અરણ્ય ભૂમિં જઇનઇં વલ્યોએ. ૧૦૦
માગ્યું પાંણી તાંમ રે, શ્રાવક બોલીઓ;
જપિ નવકાર જલ લાવીઈ એ. ૧
આવી નિજ ઘરબાર રે, ભરીઓ કરબડો;
જલ લેઈ સાહ આવીઓ એ. ૨
ચોરે દીઠું નીર રે, તવ મૃત્યુ પામીઓ;
હુઓ યક્ષ સુર તે વડો એ. ૩
એણિ અવસરિ જીનદાસ રે, સુભટઇં ઝાલીઓ;
બાંધી નૃપ આગલિં ધર્યો એ. ૪
ભૂપતિ ખીજ્યો તાંમ રે, ગર્દભી ઘાલીઓ;
નરનેં મરણ કાઢીઓ એ. ૫
યક્ષ દેવતા તાંમ રે, જ્ઞાને નિરખતો;
કુંણ પુંન્યે હું ઉપનો એ. ૬
મહા મંત્ર નવકાર રે, ગુણતાં ઉપનો;
યક્ષ ભલો હું દેવતા એ. ૭

---

[1] નર.

જેણુઇ દીધો નવકાર રે, મિત્રિ જીણુદાસ;
સોય પુરૂષ સંકટ પડયો એ. ૮
આવ્યો હુંડિક યક્ષ રે, શિલા તે વિકુરવી;
કહઇ ચકચૂર મથુરા કરૂં એ. ૯
ભૂપઇ જોડી હાથ રે, સ્વામી મમ હણો;
કહિણુ તુમ્હારૂં કીજઇ એ. ૧૦
બોલ્યો સુર શુભ વાંણીરે, પૂરવ દિસિં જઇ;
એક પ્રસાદ કરાવીઇ એ. ૧૧
ભૂપિં માન્યું તાંમરે, ભવન કરાવીઓ,
હુંડીકરૂપ ઘડાવીઓ એ. ૧૨
ગજ ખંધો જીણુદાસરે, ચામર ઢાલંતી;
મથુરામાંહિં ફરવ્યો એ. ૧૩
કીધું તેહનું રૂંપરે, હુંડિક આગલિં;
શ્રીનવકાર સુણાવતા એ. ૧૪
વાજઇ ઘંટા નાદરે, પુરજન રાયસ્યું;
ઉછવ કારણિં આવતાં એ. ૧૫
જસ વાંધ્યો જીણુદાસરે, અનેં વલી હુંડીકનો,
શ્રીનવકાર તણુઇ ગુણે એ. ૧૬

## દુહા.

શ્રીનવકાર તણુઇ ગુણુઇં, સુખ પામ્યો એક ચોર;
ચંડપિંગલ નામેં સહી, કરતો પાપ અઘોર. ૧૭
વસંતપૂર નગરી ધણી, જીતશત્રુ રાજા ત્યાંહિં;
રાણી ભદ્રાનો વલી, હાર ગ્રહિં નર ત્યાંહિં. ૧૮
કલાવતી ગણિકા તણુઇ, ચોરઇ દીધો હાર;
તે પહીરી જવ નીકલી, નૃપ જાંણ્યો તેણીવાર, ૧૯

તસ્કર ગ્રહી સૂલી દીઓ, ગણિકા દીઇં નવકાર;
ભદ્રાકુંખિ ઉપનો, પૂરંદર સોય કુંમાર. ૨૦
રોતો રહઇ વલી તે નહી, ગણિકા આવી ત્યાંહિં;
ચંડપિંગલ કહી તેડીઓ, જ્ઞાન હતું ખિણમાંહિં. ૨૧
આગલિ બહુ સુખ ભોગવી, આરાધી જીન ધર્મ;
પુરંદર સોય મુગતિ ગયો, ટાલિં આઠિ કર્મ, ૨૨
અનેક જીવ મુગતિં ગયા, શ્રીનવકાર ગણતાં;
રાજકુલિ રાયસિંઘ હવો, ભીલ્લ પુલિંદહ જંત ૨૩
નારી તેહની ભીલડી, ગણતી શ્રીનવકાર;
પદ્મરાય પુત્રી હવી, મુગતિ તણી ભજનાર. ૨૪

## ઢાલ—ચઉપઇ.

મુગતિ તણી ભજનારી થઇ, તેણઇ નવ પદ ગુણવા સહી;
નિરમલ વસ્ત્ર તજી પરતાતિ, નોકરવાલી લીજીઇં હાથિ. ૨૭
નોકારવાલી નવલા નારી, કરી ધરતાં જો મન રહઇઠારિ;
તે નરનારી કરમ નિવારી, ખિણમાં પોહોંચઇ મુગતિમઝારિ. ૨૮
નોકરવાલી નાંમ નવિ કહું, સરગ સિદ્ધની નિસરણી લહું;
અથવા આતમ શુભગતિ વાટ, મણિકા એહના એકસો આઠ. ૨૯
અઠોતરસો મણિકા તણો, અર્થ કહું તે શ્રવણેં સુંણો;
ભેદ લહી ને જો તુહ્મે ગણો, અષ્ટ કરમ તો ખિણમાં [1]હરો. ૩૦
અરિહંતના ગુણ ભાવો બાર, અષ્ટ ગુણ એ સિધ્ધ સુસાર;
આચારયના ગુણ છત્રીસ, ઉવઝાયના ગુણ પચવીસ. ૩૧
ગુણ સતાવીસ મુનિવર જોય, સિરવાલેં એકસો અઠ હોય;
ભાવીભાવના જો નર ગુણઇ, મોક્ષતણું ફલ સાહી તેહતણઇ. ૩૨

---

૧ હણો.

મોક્ષતણો જે અરથી હોય, મધ્યમ અંગુલીએ ગુણઇ સોય;
બીજી ત્રીજી સંસારહ કાજ, ઋદ્ધિ રમણી તે આપઈ રાજ. ૩૩
એહવો જગમાં શ્રીનવકાર, કુમારપાલ નિત્ય ગુંણે અપાર;
આરાધના એ દસવિધ કહી, નિશ્ચલમનિં આરાધઇ સહી. ૩૪
શ્રાવક શુદ્ધ આરાધના કરઇ, બારમિં દેવલોકેં અવતરઇ;
જઘન્યથકી પહિલઈ સુર થાય, મધ્યમ ભેદ કહઇ જીનરાય. ૩૫
બીજા થકી માંડી ભવ કરઈ, ઇગ્યારમાં લગઇ જઇ અવતરઈ;
યતી હોય તો મુગતિં જાય, જઘન્ય થકી પહિલઈ સુર થાય. ૩૬
મધ્યમ બીજઇ ભવ કરઈ, અનુત્તર વિમાન લગિં અવતરઈ;
તેણઇકારણિં આરાધના અસી, કુમારપાલ કરઇ ઉલ્હસી. ૩૭
દશ પ્રકાર આરાધના કરઇ, પાપ કર્યા વદને ઉચ્ચરઈ;
અરિંહત સિદ્ધ સાધુની સાખિ, કહઈ રાય મન નિશ્ચલ રાખિ. ૩૮
પાપકર્મ સુર સાખિં કહી, આતમ સાખિં નૃપ નિંદઈ સહી;
એમ આલોતા પાતિગ જાય, ભારવહી પરિં હલુઓ થાય. ૩૯
લાજેં અભિમાનેં નવિ કહેં. જ્ઞાનમદેં મનમાં સલ્ય રહે;
આલોઇ ન શકેં તે ગુરૂકનેં, ચોગતિનાં દુખ હોસે તેહનેં. ૪૦
સરસ સાપવિખ જે નવિ કરે, ભવસલ્ય મરણ દુખ તેહથી સિરે;
દુર્લભ બોધી તે નર થાય, અનંત સંસારી કહઇ જીનરાય. ૪૧
તેણઈ કારણિં સસલ્યમમ મરો, રખે કોય નીઆણું કરો;
ઋષભદેવ જીનાદિક જેહ, નવઇ નીઆંણાં વારઈ તેહ. ૪૨

### ઢાલ.

કાયાવાડી કાંરમી—એ દેશી રાગ મલ્હાર

નીઆંણાં નવ વારઇ જે, મમ માગીસ રાજ;
ઉગ્રપણું મનિ વંછિત, સહી વિણસઇ કાજ નીજ.—ની. ૪૩

નારીપણું નવિ છાચ્છઈ, નરનો માગે અવતાર;
કાંમ ઘણો મમ વંછજે, નહી તેહમાં સાર—ની. ૪૪
કાંમ ઇછા મમ કરો, કામનોહિ ત્યાંહિ;
મૂરખપણું નવિ ઇચિઈ, દારિદ્રહ ત્યાંહિ—ની. ૪૫
નીઆંણું નવ એ કહ્યાં, પહિલાં ખટ જોય;
નરનારિ મનિ ધારતાં, સમકિત નવિ હોય—ની. ૪૬
કાંમ ન હોઇ મન વાંછતાં, દેસ વિરતિ ન થાય;
મૂરખપણું મનિ ઇચ્છતાં, ચારિત્ર પલાય—ની, ૪૭
દરિદ્રપણું મનિ ઇછતા, જીવ મુગતિ ન જાય;
તેણુંઇકારિણિં નૃપ તિહાં વલી, મન રાખઇ ઠાંહિ—ની. ૪૮
નીઆણાના જીન કહઈ, જોજે ત્રિણિ પ્રકાર;
રાગ દ્વેષ મોહિં કરઈ, વાધઇ સંસાર; ૪૯
ગંગદત્તિં રાગે કર્યું, દ્વેષિ વિશ્વભૂતિ
ચંડપિંગલ મોહિં કરઈ, સંસારિ ખુંતિ—ની. ૫૦
તેણઈ કારણિં જીનવર કહઈ, નીઆણુંજ અસાર;
પ્રાર્થના વલી કીજીઈ, તે ભાખી વલી ચ્યાર—ની. ૫૧
દુખમાઆરાનો ખય હજ્યો, ખય કરમનો જાંણી,
સમાધિ મરણ સુપરિ હજ્યો, સમકિત મનિ આંણિ—ની, ૫૨

## દુહા.

નીઆણું નવ પરિહરિ, આરાધના કરઇ રાય;
ભવ્ય જીવ હલુઆ વિના, અભવ્ય તણઈ નવિ થાય, ૫૩

## ચઉપઇ.

અભવ્ય જીવ આરાધઇ નહી, ત્રિસષ્ટિ શલાકાનરમાં નહી;
અનુત્તરવિમાનપાંચછઈજ્યાંહિં, અભવ્યજીવઉપજઇ નહી ત્યાંહિં. ૫૪

ઈંદ્ર ગુરૂ સુર ત્રાયત્રયસંક, તિહાં ન ઉપજઈ મોટો વંક;
પૂરવ ચઉદ ન આવઈ ઉદઇ, નવ પૂરવ ભણતાં જીન વદઇ. ૫૫
અભવ્ય ઇંદ્ર ન થાઇ વલી, દીક્ષા તસ નવિ દીઇ કેવલી;
જીનશાસન યક્ષ યક્ષિણી, અભવ્યઇ તેહતણી ગતિહણી. ૫૬
લોકાંતિક સુર તે નવિ થાય, સમકિતવિણુ ભવ આલિં જાય,
પાત્ર સુસાર મિલઇ કિમ તનેં, ચરિત્ર ન લીઇ શુધ્ધ ગુરૂ કનેં ૫૭
અંતિં સમાધિ મરણુ નવિ હોય, આરાધના વિણુ વિણુસઇ સોય
પુષ્ફમાલાસુત્રેં એ કહ્યું, મિં પણિ સહી ગુરૂવચને લહ્યું, ૫૮

## દુહા.

સુહગુરૂવચનેં મિં સુણ્યું, અભવ્ય તણુઇ નહી એહ;
ભવ્ય જીવ હલુઆ જીકો. આરાધના કરઈ તેહ, ૫૯

## ચઉપઇ.

ભવ્યજીવ હલુઓ નૃપ આપ, આતમ નિંદઈ ધોંઇ પાપ;
દસપ્રકાર આરાધના કરઈ, રોતો ગુરૂચરણે સિર ધરઈ, ૬૦
તુમ્હ સરિખો ગુરૂ કિહાં પાંમવો, તુઝ મુઝ પુણ્યે યોગજ હવો;
તેં મુઝ સુકૃત દિધો જીવ, તે ઋણ્ણ માથેં વહું સદિવ; ૬૧
તું સરગિ જાતાં જ અલૂણુ, સેવકનેં નીઝામેં કુંણુ;
હેમ કહીઇ સાંભલિ નરપતિ, તુઝને સુલભ અછે ગુરૂજતી, ૬૨
તુઝનેં મોક્ષ સુલભ છે રાય, તુજથી વાધ્યો બહુ મહિમાય;
સદાવલ્લભ તુજનેં જીનમતી, [1]તું મુજને વિસરવો નથી, ૬૩
સકલધર્મ મુઝવચને કર્યો, શ્રાવકશ્રેય સાચો આદર્યો;
સદા ભગત તું મારો કહ્યો, તું સહી નરપતિ ઓરણુ થયો, ૬૪
અસ્યું વચન ભૂપતિનેં કહી, રામચંદ થાપ્યો ગહગહી;
સીખામણુ દીધી સુભ માટેં, બાલચંદ્ર મમ દેજે પાટ, ૬૫

---

૧ રા.

સીખહિઈં મુનિવરનઈં જસઈ, વિપરીત વાત હુઇ જીહાં તસઈં
હેમતણુઈં આયઈ મણી જેહ, ગોગી એકઈ જાણી તેહ, ૬૬
લેવા બુધ્ધિ કરઇ તે બહુ, આવરજ્યા ગુરૂ મુનિવર સહુ;
બહુપરિચો કરતો ઋષિ સાથે, મણિ મસ્તગમણિ નાવે હાથે, ૬૭
ઘણા દિવસ એણીપરિં જાય, એક દિવસ તેણુઇં લહ્યો ઉપાય;
મુનિવર વહિરી પાછા વલે, વેગિં જઈ ગોગી તસ મિલે, ૬૮
વિનય કરીને પૂછઈ અસ્યું, કહો મુનિવર તુમ્હોવહિયું કસ્યું
એમ કહી ઝોલીમાં કર ધર્યો, લાડુ હાથઇ ફરસજ કર્યો, ૬૯
વિખ વરૂઉ હતું નખમાંહિ, વેગઇ પસર્યું લાડુ જ્યાંહિં;
તે લાડુ મુનિ લેઈ કરી, પોશાલિં આવ્યો પરિવરી, ૭૦
આલોઈ વેગેં ગોચરી, મોદક, ઝોલી આગલિ ધરી;
ગુરૂવહિચી આપઈ શિષ્યતણુઇં, વિખલાડુ આવ્યો આપણુઇં. ૭૧
લેઇ આહાર ગુરૂ ઉઠયા જસેં, કાયા ધૂજણુ લાગિ તસેં;
વેગિં તેડયો તિહાં હીંડીઓ, કુંણુ ઘરથી આહારજ આંણીઓ. ૭૨
ચેલો કહઇ સુંણી સ્વામી સાર, શ્રાવક ઘરથી આંણ્યો આહાર;
પણિએક વાટઈ જોગી મિલ્યો, લાડુ ફરસી પાછો વલ્યો. ૭૩
તવ મુનિવર કહઇ વીણુઠી વાત, એણુઇ ગોગી મુઝ ઘાલી ઘાત;
વિશ્વાસઘાત કર્યો મુઝ ઘણો, પારનહી એ પાતિક તણો. ૭૪
સ્રી હત્યાનું મોટું પાપ, બાલ હત્યાનો બહુ સંતાપ;
બ્રહ્મહત્યા જેણુઇ મારી ગાય, તે પાતિ મોટું કહીવાય. ૭૫
તેહ થકી જે પાતિગ સિરઇ, પસુઆં પુરૂષ નપુંશક કરઇ;
તિહાં થકી મોટો પાતકી, નગર દહઇ નરગેં નારકી. ૭૬
તેહથી જગિ મોટું પાત, જે નર કરતા વિશ્વાસઘાત;
ગતિ ચારિમાં તે નર ભમઇ, વિશ્વાસી જે પરને દમઇ. ૭૭

માયા વચન મુખિં બોલી કરી, પરના પ્રાણ લીધ જે હરી;
અધમ યોનિં જઈ તે ઉપજઈ મુગતિ નારી સહી તેહનેં તજઈ. ૭૮
દુરગતિનારિતણો ભરતાર, યોગી પાતિગ કરઇ અપાર;
વિશ્વાસી વિખ દીધું સહી, આંકો આવ્યો વિધા રહી. ૭૯
વીર સરિખો જે ભગવંત, સમવસરણિં બઇઠા ગુણવંત;
પાંત્રીસ ગુણ અતિશય ચોત્રીસ, ગોસાલેં બાલ્યા જગદીસ. ૮૦
કૃષ્ણ સરિખો રાજા જેહ, જરા કુમારિં માર્યો તેહ;
અવસ્ય ભાવી પદારથ એહ, ઇંદ્રિં ટાલ્યો ન ટલિં તેહ. ૮૧
[1]મુનિ વિખ વાધુ સાતઈ ધાત, ઓષધની કો મ કરો વાત;
ચેલાનેં કહઈ કહું છું અમ્હો, કહિણ અમ્હારૂં કરજ્યો તુમ્હો. ૮૨
હેમ દેવાંગત થાઈ જસેં, ચયપણિએણિંથાંનકકરજ્યોતસેં;
દૂધપાત્ર ધરી મેલજ્યો, તેહમાં મણી પડસિં લેહજ્યો. ૮૩
દેઇ સીખામણગુરૂઅણસણ કરે, અરિહંત નાંમ હૃદયમાં ધરે;
આરાધના કરતો ઋષિરાય, પાપ ધૂંઇ વંદી જીનપાય. ૮૪
લાખ ચોરાસી યોનિ જેહ, ભમતાં પાતગ લાગ્યા જેહ;
કોઇ જીવ ઉપર કીધી રીસ, તાસ ખમાવઈ નામી સીસ. ૮૫
પૃથવી પાંણી તેઉવાય, સાત સાત લાખ તે કહીવાય;
પ્રત્યેક વનસ્પતી તું જોય, દસ લક્ષ યોનિ તિહાં પણિ હોય; ૮૬
ચઉદલાખ અનંતકાય, જીવ વિણાસ્યા તેણિ ઠાય,
એઇંદ્રિ તેઇંદ્રિ જેહ, ચોરીંદ્રી પણ કહીઇ તેહ; ૮૭
દો દો લાખ યોનિ તેતણી, ચ્યાર લાખ નારકીની ગણી,
તિર્યંચયોનિ કહીઈ લક્ષચ્યાર, તિહાં જીવ હણ્યા કઇ વાર; ૮૮
ચઉદલાખ છઈ યોનિ માંનવી, તિહાં વિરાધના સબલી હવી,
દેવયોનિ કહી લક્ષચ્યાર, ભમતાં વયર ક્યાં કઇવાર. ૮૯

[1] માનું

લાખ ચોરાસી યોની એ જોય, ભમતાં પાતગ લાગાં સોય;
જીવ એકેંદ્રી માર્યા બહુ, નિંદી પાપ ખમાવું સહુ. ૯૦
નાલિ કેરી જાંબુ અંબાય, તેહ તનેં કીધાં મઈં ઘાવ;
કંદમૂલ મે ભખ્યા સદેવ, એક શરીર અનંતા જીવ. ૯૧
ગાજર મૂલા સુરણ જેહ, ખાધાં કાપ્યાં બાલ્યાં તેહ;
છેદ્યાં અનંતકાય બત્રીસ, તે પાતિગ છોડો જગદીસ. ૯૨
વલી બિંહણી બેઇંદ્રી નામિ, કોડા સંખ ગ ડોલા જાતિ;
મેહરા પુરા નેં અલસીઆં, જલોહણી પાતિગ બહુ કીઆં. ૯૩
વલી હણ્યા તેઇંદ્રી જીવ, માકડ કીડા કરતા રીવ
ઇંદ્રિગોપ ગિંગોડા જૂઆ, જીવ ગધઇઆને કંથુ મુઆ. ૯૪
ઇઅલ ઉધઇને ધીમેલિ, સાવા જીવ હણ્યા કરી ગેલિ;
માર્યા મંકોડા જૂ જેહ, મિચ્છા દુક્કડ હોજ્યો તેહ. ૯૫
જીવ હણ્યા ચોરિંદ્રિય ઘણા, પ્રાણ ગમાડયાં વીંછી તણા;
ભમરા ભમરી માખી તીડ, ડંસ મસાનિં કીધી પીડ. ૯૬
ચાંચણ ઢીંક કંસારી જેહ, હણતાં પાતગ લાગાં તેહ;
સોય ખમાવું જીનવર સાખિં, મન વચન કાયા થિર રાખી. ૯૭
પંચેદ્રી સરિ દીધા ઘાય, વૃષભ તુરગ મહિષીગાય;
વાનર વાઘ સસલા ઉંદિરા, માર્યા અજચિતર કૂતિરા. ૯૮
આણુઈભિવિં પહિલાઈ ભવિજેહ લાગા પાપ ખમાવું તેહ;
જ્ઞાનદર્શન ચારિત્ર જોય, વિરાધના કીધી તિહાં હોય. ૯૯
પંચમહાવ્રત મિં ઉચ્ચરી, વિરાધના મિં તેહની કરી;
અથવા અતિચાર મુઝજેહ, સિધ્ધ સાખિં ખમાવું તેહ. ૧૦૦
અથવા પાપોપગરણ દેહ, હું વોસિરાવું સઘલાં તેહ;
ધર્મોપગરણ દેહનાં થયાં, હું અનુમોદું અહીકાર્ણી રહ્યાં. ૧

સકલ જંતુ ખમાવું સહી, તુમ્હો ખમાવો મુઝ ગહગહી;
મૈત્રી ભાવે સુખ અનંત, વયર કરતાં દુખ લહી જંત. ૨

જગ સઘલાંને વાછું સુખી, કોય મ થાયો જગમાં દુખી;
કર્મ થકી મુંકાયો સહી, મુગતિ પામ્યો ગહગહી. ૩

અસી ભાવના હઇડઇ ધરઇં, ચ્યાર સરણુ મનમાંહિં કરઇં;
દસમિં દ્વારિં પ્રાંણી જાય, ભવન પતિ સુર મોટો થાય. ૪

સંવત એકાદશ પીસ્તાલ, કાતિ શુદિ પુનમ સુવિશાલ;
તેણી રાતી જનમ્યો મુનિ હેમ, ધરિ ધરિ મંગલમાલા ખેમ. ૫

સંવત એકાદશ ચોપન જસેં, હેમઇ દીક્ષા લીધી તસેં;
સંવત ઇગ્યાર છાસઠઇ કહ્યું, [1]હેમ તણુઇ સૂરિપદ થયું. ૬

સંવત દ્વાદશ ઓગણત્રીશ, સુરલોકિ પોહોતો મુનિઇશ;
વરસ ચોરાસી આયુ સહી, કીરતિ શોભા સબલી લહી. ૭

સુર લોકે મુનિ ચાલ્યો જસેં, અગ્નિ દહન કરઇ નૃપ તસેં;
ચૂઆ ચંદન અગર સું ધરી, મુનિ કાયા સંચકારિજ કરી. ૮

ભસ્મ આસિકા લેતા ત્યાંહિં, ખોહ પડી તવ ધરતી માંહિં;
હેમ ખાડ પડયું તસ નાંમ, વાધ્યા શ્રી ગુરૂના ગુણ આમ. ૯

## દુહા.

ગુણ વાધ્યા શ્રીગુરૂ તણા, સફલ કર્યો અવતાર;
દયા રૂપ જલ લેઇ કરી, સીચ્યો પુણ્ય સહકાર. ૧૦

સુગુરૂ સર્ગે પધારતાં, રૂદન કરઇ મૃગ મોર;
મચ્છ કચ્છ મેંડક રડયા, ચકવી ચાસ ચકોર. ૧૧

નૃપ રોઇ ત્રિહું આંસુએ, ગુરૂના ગુણ સંભારિ,
વિરહ વેદન સાલઇ ઘણું, હઇડા સોય મઝારિ. ૧૨

---

૧ પદ મોહોચ્છવની સોભા લહું.

મંત્રીશ્વર પુરજન મિલી, પંડિતનેં પરધાંન;
ભૂપતિનેં સમઝાવતાં, દેખાડીજ નિદાંન. ૧૩

ઢાલ.

સિંહ તણઈ પરિં એકલો–એ દેશી–રાગ ગોડી.

દેઈ દ્રષ્ટાંત પંડિત કહઇ રે, સુંણી તું કુંમરનરિંદ;
જે અજૂઆલી આથમ્યો રે, ધન ધન તેહ દિણંદારે.
નૃપ મોહ વારીઇ, પાછો નવ લઇ નર કોગોરે,
ભૂપતિ અવધારિઇ–આંકણી. ૧૪

જેણઇ અંધકારજ ટાલીઓરે, ટાલ્યો ચકવીરે વિરહ;
કમલ વિકાશન જેણઇ કીયોરે, ગ્રહ ઢંકયા તેણઈ સીહોરે–ભૂ. ૧૫

ગવરી બંધન છોડીઆંરે, ટાલ્યો સયલ અન્યાય;
બહુપરિ પૂજા પાંમીઓરે, તે રવિ દુખ નહી રાગોરે–ભૂ. ૧૬

જે ઉગિ તે આથમઇ રે, ફૂલેં તે કરમાય;
જે ઉપજઈ તે વિણસઇરે, જે જનમ્યો તે વલી જાયરે–ભૂ. ૧૭

ન કો રહ્યો નવિ રહઇસ્યઈરે, નરનારી સુર સોય;
જે સિરિ છત્ર ધરાવતા, તે ન રહ્યા નર કોયરે–ભૂ. ૧૮

એમ દ્રષ્ટાંત દેઇ ઘણારે, ટાલઇ નૃપનોરે સોગ;
ગુણ સમરઈ નિજ ગુરતણારે, જીમ યોગી પરલોગરે;–ભૂ. ૧૮

ઢાલ.

ધન સ્વામી સીમંધરજી એ દેશી

ગુર સમરઇ નિજ સુતજી, જીમ બપીહોરે મેહ;
ગજ સમરઇ વનિ વિંધ્યનાજી, જીમ સુગુણો ખિણિ નેહ.
નરેસર તો મોહ અપાર, ક્રોધ માન જેણઇ પરિહર્યો.
ન કરે રાજ્યની સાર–આંકણી ૧૯

સીતા સમરઈ રામનેજી; ગોકુલ ગુરુરે ગોવિંદ.
ઉમયા સમરઈ ઇશનેજી, ઇંદ્રાણી જીમ ઇંદ્ર—ન. ૨૧
ચકવી સમરઇ સૂરનેંજી, સસીને જેમ જીવ ચકોર.
માતા સમરઇ બાલનઇજી, યોગી મંત્ર અઘોર—ન. ૨૨
સારંગ સમરઇ નાદનઈજી, માંનસ સરોવર હંસ;
સૂર સમરઇ પરદેશીઆજી, ઉત્તમ જીમ નિજ વંસ—ન. ૨૩
રાજા સમરઇ સેનનઇજી, સેવક સ્વાંમીરે નાંમ;
નૃપ સમરઇ મુનિ હેમનેંજી, જીમ નિર્ધન નર દાંમ. ૨૪

### દુહા.

મોહ ધરઇ ગુરૂ ઉપરિ, નિસદિન ગુરૂ ગુણ ગાય;
હેમ હેમ જપંતડાં, રાયતણાં દિન જાય. ૨૫

### ઢાલ.

ઉલાલાનો રાગ ધન્યાશ્રી.

શ્રી ગુરૂ વચન આરાધઈ, ભાવ ભલો તસ વાધઇ;
હુઓ અતિહિં વયરાગી, ધર્મ વિષયઇ મતિ જાગી. ૨૬
ગ્નાન ભણઇ કરઇ ક્રીયા, અંતર ઉપસમ ભરીયા;
નિશ્ચલ મન નૃપ આખઇ, પવિત્ર પાત્રનેં પોખઇ. ૨૭
હુઓ સબલ વિવેકી, વિષય તણી મતિ છેદી;
છેદઇ સંસાર વેલી, તૃષ્ણા કાઢઇ ઠેલી. ૨૮
આલસ નહી નૃપ [illegible], ધર્મ કરઇ મન રંગઈ;
મરણ તણો ભય જાણી, સુણતો જીનવર વાણી. ૨૯
નિદ્રા ન કરઈ મનનઇ રંગઈ, લય તસુ મુગતિસું લાગઇ;
સંગતિ સાધુની કરતો, સાત ખેત્ર ઉદ્ધરતો. ૩૦

---

૧ અંગિ.

જીવ સકલ નઈં ઉગારે, મૃષા વચન મુખિં વારે;
મૂર્છા નહી ધન કેરી, ઇંદ્રી બાંધ્યા એ ઘેરી. ૩૧

અનિત્યપણું ચિત્ત રાખઈ, સંસાર છાંડવો ભાખઈ;
વયર વિરોધ સમાવઇ, ધન શુભ થાનકિં વાવઇ. ૩૨

દૂહા.

ધન શુભ થાનકે વાવરઇ, જાંણી આસન કાલ;
પાણી પહિલા પાલી તિહાં, બાંધઇ નર ભૂપાલ. ૩૩

કુમરનરિંદ ચૂકઇ નહીં, આરાધઈ પરલોક;
બીજા મૂરખ નિગમેં, મણુઅ તણો ભવ ફોક. ૩૪

કરસ્યું કરસ્યું કહઇતાં, આયું ગયું સબ ખુટિં;
પુણ્યયહીણુ પાપિં ભર્યો, હંસ ગયો તવ ઉઠિ. ૩૫

આઉખા રૂપીઓ લાકડું, રવિ સસી રૂપ કરવત;
કાલ રૂપીઓ સૂત્રધાર, વહરિ [1]ખંડ કરંત. ૩૬

એહ સરૂપ આયુ તણું, ન લહઇ મરણુજ કાલ;
તેણુઇ કારણિં બાલપણિં, કરજ્યો પુણ્ય સગાલ. ૩૭

આગલિ પુણ્ય કરસ્યું અમ્હો, અસ્યું કહઇ નર જેહ;
મરણ સમય નર તે વલી, બહુ પસ્તાણા તેહ. ૩૮

મરણ તણી ગતિ કુંણ લહઈ, કઇ ઘર કઇ પરદેશ;
પંથિ પ્રાંણ મુગતા હુઆ, સાધન કાહુ કરેસ. ૩૯

કેતા જલિ બૂડી મુઆ, કેતા તરૂઅર હેઠિ;
કેતા ગર્ભથી ગલ્યા, કેતા જનની પેટ. ૪૦

કેતા સિરિ પડી વીજલી, કેતા સિરે લોહધાર;
કેતા ઝહિર ભખી મૂઆ, સાધન નહીંજ લગાર. ૪૧

---

૧ આધ.

કેતા ભીતિં ભૂમિં રહ્યા, કેતા મુંગા મરણ;
કેતા ને વિષધર વઢઇ, કહે તિહાં કોહનું સરણ. ૪૨
કેતા વાઘ મુખેં પડયા, કેતા સિરિ ધૂલીકોટ;
કેતા નર સુતા રહ્યા, સ્યું બાંધી પુણ્ય પોટ. ૪૩
કેતા નર લૂકી મૂઆ, કેતા સુલી સરોગ;
કેતા ગજદંતે મૂઆ, તિહાં કિંહા સાધન યોગ. ૪૪
કેતા નર દેવે છલ્યા, તાઢેં ગયા પ્રાણ;
કેતા નર બહિરા મરઇં, સુંણવું કિહાં વખાણ. ૪૫
અનેક મરણ એહવા અછે, ચેતો આતમ સાખિં;
તેણે કારણે અવસર લહી, પુણ્ય કરો નિજ હાથિં. ૪૬
તનુ ધન યૌવન બલ છતાં, ચેતણહારા ચેત.
નહિ કરિં રાવણની પરઈ, પશ્ચાતાપ રણ ખેત. ૪૭

## કવિત્ત.

નમિ બલી બાંહે ધર્યો, ગ્રહીઅ પાતાલ લોકથી;
નમિં મીચનિ હાલિંઅ, લોક છુટત સ્યો કથિં,
શશી કલંક નહુ હર્યો, સુરથીત તાપ ન વાર્યો;
ભણેં રાવણ નંમઈ, સેસ સિર ભાર ઉતાર્યો.
રણભૂમિ પડયો રાવણ કહઇ. વ્યયસકતિ સચ્ચૂં અબહીકીન,
પરતાપ વઢવી પરપંચી નર. પડિ દાઉ ચુકઉ મતિ. ૪૮

## દુહા.

પડઈ દાંઉ ચૂકઈ નહી, સુપુરૂષ કુમર નરિંદ;
પુન્ય કાજ કરતો સદા, હઇડઇ હેમ સૂરિંદ. ૪૯

## ચઉપઈ.

શ્રીગુરૂનામ જપતો રાય, લોકવ્યવહાર રાખઇ તસ ઠાય;
પ્રતાપમલ્લ તેડયો તેણીવાર, દેવારાજ તસ કર્યો વિચાર. ૫૦

અજયપાલિ જાંણી તે વાત, વિખ વિરૂઉં દીધું નરનાથ;
આકુલ વ્યાકુલ થાઈ રાય, વેગેં સિપ મગાવે તસ હાથ. ૫૧
જેણી સિપિંવિખ ન્હાઠું સોય, જેણી સિપેં સહી સાપ પલાય;
સોય સિપ નૃપ માગિ જસે, માંગી કોય ન આપિં તસે. ૫૨
અજયપાલે ફેરવીઉ સહુ, નિજ પરાક્રમ દેખાડયું બહુ;
ન કરઇ કોય નૃપતિની સાર, સીપ ન આવી તેણીવાર. ૫૩

દુહા.

સીપિં ન કરી સારરે, શરણુ તિહાં ચિંતિ અસ્યું;
જગમાં જાવ્યા જીવ, પ્રાણુપરિ કું ણુ પાલસ્યઈ. ૫૪
કુંમર કુંમર વિહારરે, એતા કાંઈ કરાવી તિહાં;
કુંણુ કરસ્યઇ સારરે, સીપ ન આવઇ સિબર ધણી. ૫૫
કહું તુઝ કુંમરનરિંદરે, આતમી તેં ઉજલ કરી;
અમર જૂઇ તુઝ વાટરે, મુખ જોવા અહિપતિ તણું. ૫૬
એણે વચનેં જય અત્યંતરે, હર્ખ હુઓ ઇંદ્ર તણેં;
દીધો સોય સુલક્ષરે, સરગ પધાર્યો સ્યઇ ધણી. ૫૭

દુહા.

કુમારપાલ સરગેં ગયો, સરગિ હેમસૂરિંદ;
વિખ પ્રયોગ દેખી કરી, મમ કરગો મતિ મંદ. ૫૮
ખાયક સમકિતનો ધણી, પૂજઈ જીનવરના પાય;
સો શ્રેણિક પંજરિં મૂઓ, મગધ દેશનો રાય. ૫૯
જસધરિ મગગલ મલપતા, હયવર કેતિ હાથિ;
તે કોણી નૃપ રાજીઓ, મુઓ તે ગુહા દુહારિ. ૬૦
સગરરાય ચક્રી વડો, દેખી આપ સંભાલિં;
સાઠિસહસ સુત તેહના, સોય બલ્યા સમકાલિં. ૬૧

પૂરવ આયુકર્મ ભોગવઇ, આભવ પુણ્ય ન જાય;
ખંધક મુનિં સરિખં મુઓ; મુગતિ પૂરિમા પૂરા જાય. ૬૨
પ્રદેશી કુવિધિં મૂઓ, પાંમ્યો સુરગતિ સાર;
ખંધક સૂરિ શિષ્ય પંચસઇ, છુટા તે અવતાર. ૬૩
પાપિં ગતિ માઠી હવી, કીધું પુણ્ય ન જાય;
રાવણ જીમ નરગેં જઈ, આગલિં અરિહા થાય. ૬૪
પુણ્યેં પુણ્યાઢયો હવો, જગિ અતુલિ બલરાય;
પાપકર્મ તેણઈ ભોગવ્યું, કાયા કુબડ થાય. ૬૫
મરણ તણી ગહન છઇ, ભાવઈ સાર અસાર;
જો ઉત્તમ હલુઆ ભવિ, ચિંતા નહી લગાર. ૬૬
અધમ અભવ્ય ઉચો ચઢયો, જીમ જીનમંદિર કાગ;
ઉડી ઉકરડેં જઈ, લેસઇ મલનો ભોગ. ૬૭
ઉત્તમ નર જગમાં જિકો, જો તસ મરણ અસાર;
જો જીવ ગતિ માઠી સહઈ, ચિંતા મ કરી લગાર. ૬૮
જીમ ભૂલો સુક પંખીઓ, પાંમ્યો આક અસાર;
ફૂલ ચાખી આવ્યો પલઈ, સોય લહઇ સહકાર, ૬૯
કુમરનરિંદ શુક સારિખો, જોહુ લહ્યો વિષ ભાર;
મરણ લહી વ્યંતર થયો, પિણ એક અવતાર. ૭૦

ચઉપઇ.

એક અવતાર નરપતિ(ને) કહ્યો, ત્રિણિવર્ગ સાધીનેં ગયો;
ધર્મ અર્થ નઇ ત્રિજો કાંમ, એ સાધી નૃપ રાખ્યું નાંમ, ૭૧
ત્રિસ વરસ ઉપરિ [૧]અર્થ માસ, બિહું તરિ દિનનૃપ [૨]લીલવિલાસ;
સંવત બારનેં ત્રીસઇ રાય, કુંમારપાલ વ્યંતરમાં જાય. ૭૨

૧ આઠ ૨ રાજ

નૃપ દિવંગત હુઓ જસિં, અજયપાલ નૃપ બેઠો તસિં;
કુમારપાલ પરિં સબલો દ્વેષ. તેણેં અનરથ વલી કર્યા અનેક. ૭૩
પાડયાં દેવલ ભાંજ્યા બિંબ, ટાલ્યા પૌષધશાલા થંભ;
પુણ્ય થાંનક નરપતિનાં જેહ, અજયપાલિ પડાવ્યા તેહ. ૭૪
બહુ પ્રસાદ પડાવ્યા જસિં, તારંગા ભણી ચાલ્યા તસિં;
તવ પાટણ વ્યવહારી જેહ, મલી વિચાર કરઇ નર તેહ. ૭૫
વણિગ કટક ચઢયાં ફેરવઈ, વણિગ ધનનો મદ ઉતરવઈ;
વણિગ બંધ થકી છોડવે, વણિગ દરિદ્રપણું નિગમઇ. ૭૬
વણિગ કરઇ સકલની સાર, વણિગ કર ઉડાવણ હાર;
વણિગ દયાવંત જાંણીઆ, દુર્ભિક્ષ ઉતારઇ વાંણીઆ. ૭૭
અજા મહિષ ગવરી સાંઢીઆ, મારંતાં છોડે વાંણીઆ;
ટાલઇં અકર અને અન્યાય, સોય કરઇ જે ન કરઇ રાય. ૭૮
તેણઇ સહીવાંણિગનું કુલસાર, જેણેં કુલેં હુઆ દાતાર;
સાહ સારંગની કીરતિ રહી, નવલક્ષ બંધ છોડવ્યાં સહી. ૭૯
સમરા કરમા કીરતિ સસાર, સિદ્ધાચલિં કીધા ઉધાર;
સાહ જગડૂનો જસ બોલાય, જેણે જીવાડ્યા પ્રથવીરાય. ૮૦
વસ્તુપાલ મોટો દાતાર, જેણઇબહુ પોષ્યાંવરણ અઢાર;
ભીમ સેઠ ગૂજરમાં હુઆ, દીધા લજાલું લાડુઆ. ૮૧
હેમ ખીમ અંબડ જગપાલ, ઉદયન જીવદયા પ્રતિપાલ;
વાણિંગ કુલમાં એ નર હુઆ, જાણેં પુણ્યતણા વલી કૂઆ. ૮૨
મોટી જાતિ વણિગની તેહ, વસઇ પૂરપ પાટણમાં જેહ;
મિલ્યાં એકઠા કરઇ વિચાર, વ્યવહારી બોલ્યા તેણીવાર. ૮૩
કસ્યું કરેવું એહ ભૂપાલ, પ્રગટયો સિંહકુલિંજ સીયાલ;
પંડિત પુરજન એહવું વદઇ, હસ્તીને પાટે બઇઠો ગદઇ. ૮૪

હંસ કુલિ પ્રગટ્યો કાગડો, પંડિતનેં કૂલિં મૂરખ જડો;
ઉગ્રસેન કુલેં કંસકુમાર, કુલની કીરતિ ખંડણહાર. ૮૫
શ્રેણિકનો સુત કોણીરાય, જેણેં પિતાસિરિ દીધો ઘાય;
કૃષ્ણ કુલેં પાલક દીકરો, પાપી સોય અભવ્ય નર ખરો. ૮૬
આગેં હુઓ સુરપ્રીયકુમાર, તેણઈ પિતા માર્યો નિરધાર;
અધમ જીવ સ્યું લીજઈનાંમ, જેણઈ કીધાં પાતગનાં કાંમ. ૮૭
અજયપાલ એ તેહની જોડિ, કુલ કીરતિમાં આંણઈ ખોડિ;
કુમારપાલનું ખોયું નામ, હાથઈ [1]વદન કરંતો સ્યામ. ૮૮
અસ્યું વિમાસઇ વણિગજસિં, એક વ્યવહારી બોલ્યો તસિં;
આ નગરિં એક મણુઓ વસઈ, કાંઇક બુદ્ધિ સહી તેહમાં હસઇ. ૮૯
લંઠક નર તેડો તિહાં સહી, પુછી વાત બોલ્યો ગહગહી;
સ્વામી નૃપનઈ સિક્ષા દીઉ, પિણ હું મોહ માંગ્યું ધન લીઉ. ૯૦
વાણિગ કહઇ તું માગિ જેહ, મોહ માંગ્યું ધન આપું તેહ;
પિણ તું રાયતણઇ જઇવારઇ, જીનમંદિર પડતાં ઉગારિ. ૯૧
સુંણી વચન નર ચાલ્યો જસિં, સાથઇ બેટો લીધો તસિં;
વેષ બનાવ્યો રાજા તણો, અતિ આડંબર કીધો ઘણો. ૯૨
રચના મોહોલ કર્યાં તિહાં બહુ, લંઠક પુત્રિં પાડયા સહુ;
તવ મણુઓ ખીજ્યો તિહાં ઘણું, કુલ બોલ્યું સુત તઈ આપણું. ૯૩
જે રચના નિજ તાતે કરી, તે તું સુત પાડઇ છઇ ફરી;
તુઝ ઉફરો પાપી કુંણ હોય, એકવીસ કુલનું નામજ ખોય. ૯૪
જે જનમ્યા સુત રૂડઇ કાંમિં, તે આવ્યા વયરીનેં કાંમિં;
આપ કુલિ લજાવઈ તાત, ધિગ ધિગ રે તું મ્હારા જાત. ૯૫

---

૧ મ્હોડું કાળું.

દુહા.

જાયા તે પરમાંણુરે, જે જાયા જગિં જાંણીઇ;
કુલના વિડંબણહાર રે, તે જાયાથી અજાયા ભલા. ૯૬
જેણે ન કીધી સાર રે, જીવંતાં જનની તણી;
પિતા ન પૂજ્યા પાય રે, ઉદરિં વહ્યા ઇટાલુઓ. ૯૭

દુહા.

કર્યુ કરઇ [1]સુત બાંપડો, કર્યું કરઇજ પિતાય;
કરમિં સાતજ ની મડઇ, સુણજ્યો સકલ સજાય. ૯૮
દંત, કંત, કામિની, પશુ, સેવક, શિષ્ય, વન ઝાડ;
લંઠક કહઇ સુત સાતમો, કરમિં એની માડ. ૯૯
કરમ નહીં જસ પાધરૂં, કેહીપરિ માનઇ પુત્ર;
પુણ્યઇ સુત સુંદર ભલો, પુણ્યે રહઇ ઘરસૂત્ર. ૧૦૦

ચોપઈ.

અસ્યાં વચન જવ મણુંઈકિલ્યાં, તેણઇ પુત્રઇ સાચા સદ્દહ્યાં;
કરજોડી બોલ્યો તેણઇ ઠાય, સ્વામી દુખ મ કરો પિતાય. ૧
જેહવા રાજા પ્રજા તસી, અજયપાલ જુઓ ઉલ્હસી;
કુંમારપાલિં કીધાં કાંમ, તેહનાં રાજા ટાલઇ ઠાંમ. ૨
જેણે કીધાં ઉત્તમ પ્રાસાદ, ઇંદ્રપૂરીસ્યું કરતાં વાદ;
તે જીન ભવન પડાવઇ રાય, તું કાં કોપે મુઝ પિતાય. ૩
મુઝનિ સંગતિ લાગી રાય, તેણઇં ઢાલ્યું ભવન પિતાય;
સંગતિ દોષનો સુંણો વિચાર, કુસંગ પડયા નર હોઇ ખુઆર. ૪
વાંસિં સંગતિ ગાંઝા તણી, તો ફાડી કીધો રેવણી;
સાંખિં સંગત યોગી ભણી, ઘરિઘરિ ભિખ મંગાવે ધણી. ૫

---

૧ નર.

